


શ્રી આત્મ-કમલ-લબ્ધિસૂરીશ્વરજી જૈન ગ્રંથમાળા પુષ્પ : ૨૫

# દક્ષિણમાં દિવ્ય પ્રકાશ

એટલે

પૂજ્યપાદ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ દ્વારા
દક્ષિણ દેશમાં થયેલા મહાલોકોપકારનો વિશદ વૃત્તાંત

*

-: પ્રેરક :-

કવિકુલતિલક-શતાવધાની
મુનિરાજ શ્રી કીર્તિવિજયજી

*

-: ગ્રંથનિર્માતા :-

**શા. પં. ધીરજલાલ ટોકરશી શાહ**

તે બાળગ્રંથાવળી, વિદ્યાર્થીવાચનમાળા, ધર્મબોધગ્રંથમાળા,
ધર્મશિક્ષણમાળા, શ્રી પ્રતિક્રમણ સૂત્ર-પ્રબોધટીકા
વગેરેના યશસ્વી લેખક

*

-: પ્રસ્તાવના લેખક :-

વિદ્વદ્વર્ય શાંતમૂર્તિ
પૂ. પં. શ્રી કનકવિજયજી ગણિવર્ય



-: પ્રકાશક -
બાબુલાલ ભગવાનજી મહેતા
શ્રી આત્મ-કમલ-લબ્ધિસૂરીશ્વરજી
જૈન જ્ઞાનમંદિર
૬, એસલેન, દાદર
મુંબઈ બી. બી. નં. ૨૮.

પ્રથમ આવૃત્તિ
પ્રત ૨૫૦૦
વિ. સં. ૨૦૧૪ સને ૧૯૫૭
તે પૈકી ૧૦૦૦ નકલનું

-: મુદ્રક :-
પૃષ્ઠ ૧ થી ૧૩૬ ના
શાહ ગુલાબચંદ લલ્લુભાઈ
પૃષ્ઠ ૧૩૭ થી ૪૦૪ ના
હિંમતલાલ દેવજીભાઈ પટેલ
શ્રી મહોદય પ્રિન્ટીંગ પ્રેસ,
દાણાપીઠ : ભાવનગર.



પૂજ્યપાદ વ્યાખ્યાનવાચસ્પતિ કવિકુલકિરીટ જૈનાચાર્ય શ્રી ૧૦૦૮
શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ.

# સમર્પણ

જેમની અમૃત વર્ષિણી ઉપદેશ-ધારાએ હજારો હૈયામાં ત્યાગ-વૈરાગ્યની ભાવના ભરી છે, જેમની મધુર કાવ્યરચનાઓએ વિશાળ માનવ-જનતાને ભક્તિનો અવિહડ રંગ ચડાવ્યો છે, જેમના મંગલ આશીર્વાદે દક્ષિણમાં દિવ્ય પ્રકાશ રેડવાનું કાર્ય યશસ્વી બનાવ્યું છે, તે વ્યાખ્યાન-વાચસ્પતિ કવિકુલકિરીટ પૂજ્યપાદ જૈનાચાર્ય શ્રી૧૦૦૮ શ્રીમદ્ વિજય લબ્ધિ સૂરીશ્વરજી મહારાજને આ ગ્રંથ સાદર સમર્પિત કરીએ છીએ.

વિનીત પ્રકાશકો.






વિષયાનુક્રમ

પરિશિષ્ટ



# પ્રકાશકનું નિવેદન

આજથી આઠ વર્ષ પહેલાં આ ગ્રંથમાળાનો જન્મ થયો, ત્યારે કોને કલ્પના હતી કે તેમાં ૨૪ જેટલાં પુસ્તકો પ્રગટ થશે, તેમાંના કેટલાંક છઠ્ઠી–સાતમી આવૃત્તિ સુધી પહોંચશે અને જુદી જુદી ભાષામાં અનુવાદિત થઈને ભારતના દરેક પ્રદેશમાં પહોંચી જશે? પણ પૂજ્ય ગુરુદેવના આશીર્વાદથી એ બધું શક્ય બન્યું છે અને અમારા ઉત્સાહમાં દિન–પ્રતિદિન વૃદ્ધિ થતી રહી છે. તેનું જ એ પરિણામ છે કે આજે અમે ૨૫ મા પુષ્પ તરીકે 'દક્ષિણમાં દિવ્ય પ્રકાશ' નામનો દળદાર–સુંદર–સચિત્ર ગ્રંથ વાચકોનાં કરકમળમાં મૂકવા શક્તિમાન થયા છીએ.

સં. ૨૦૦૭ના માગશર વદિ ૧૦ ના દિવસે પૂજ્ય આચાર્યદેવ **શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી** મહારાજે દક્ષિણની યાત્રા આરંભી અને મહારાષ્ટ્ર, કર્ણાટક, મ્હૈસુર રાજ્ય તથા તામીલનાડ વગેરે પ્રદેશોમાં વિચરી સં. ૨૦૧૩ ના અષાડ સુદિ ૧૦ ના રોજ તે યાત્રા પૂર્ણ કરી. આ યાદગાર યાત્રામાં તેમણે જનતાને જે ધાર્મિક ઉપદેશ આપ્યો, દેશનેતા તથા આગેવાનો સાથે જે મહત્ત્વપૂર્ણ વાર્તાલાપો કર્યા, તેનો સંકલનાબદ્ધ વૃત્તાંત આ ગ્રંથમા આપવામાં આવ્યો છે, એટલે ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય, પ્રવાસ કે સામાજિક પ્રગતિમાં રસ લેતા સર્વ મહાનુભાવોને તે અત્યંત ઉપયોગી થઈ પડશે એ નિર્વિવાદ છે

કવિકુલતિલક શતાવધાની મુનિરાજશ્રી **કીર્તિવિજયજી**એ પ્રારંભથી જ આ ગ્રંથમાળામા રસ લીધો છે અને આજે પણ તેનો વિકાસ કરવા માટે અથાગ પરિશ્રમ સેવી રહ્યા છે. તેમનો અમે કયા શબ્દોમાં આભાર માનીએ? તેઓશ્રીની પ્રેરણાથી આ ગ્રંથનિર્માણનુ કાર્ય અનેક પુસ્તકોના યશસ્વી લેખક શતાવધાની પંડિત **શ્રી ધીરજલાલ ટોકરશી શાહે** કર્યું છે અને તેને બને તેટલો રસમય બનાવવા માટે પૂરી દિલચસ્પી દાખવી છે. ઉપરાંત આ ગ્રંથનાં મુદ્રણકામ તથા ચિત્રછપાઈ ઉપર પણ પૂરતી દેખરેખ રાખી તેમનાં મુદ્રણવિષયક બહોળા જ્ઞાનનો લાભ આપ્યો છે, તે માટે તેમને હાર્દિક ધન્યવાદ આપીએ છીએ.

આ ગ્રંથને વિદ્વદ્વર્ય શાંતમૂર્તિ પૂજ્ય **પંન્યાસજી મહારાજશ્રી કનકવિજયજી ગણિવર** જેવા સમર્થ ચિંતકની પ્રસ્તાવના પ્રાપ્ત થઈ છે, એ અમારે મન ઓછી મહત્ત્વની બીના નથી. તે માટે અમે તેઓશ્રીના અત્યંત ઋણી છીએ.

જે મહાનુભાવોએ આ પ્રકાશન માટે ઉદારતાથી નાણાં આપ્યા છે તથા તન–મનથી મદદ કરી છે, તે સર્વનો પણ આ સ્થળે અંતઃકરણથી આભાર માનીએ છીએ. છેવટે આ ગ્રંથ ખૂબ કાળજીથી સમયસર છાપી આપવા બદલ **શ્રી ગુલાબચંદ લલ્લુભાઈ શાહનો** તથા હાલના માલીક **શ્રી હિંમતલાલ દેવજીભાઈ પટેલનો** પણ અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

—પ્રકાશક

# પ્રસ્તાવના

સમસ્ત સંસારમાં બે પ્રકારે જીવનપ્રવાહો સનાતન કાલથી વહી રહ્યા છે: એક શ્રેયના માર્ગે, અને એક પ્રેયના માર્ગે. શ્રેયની પ્રાપ્તિ માટેનો પુરુષાર્થ જીવનની શુદ્ધિ, હૃદયની સચ્ચાઈ, નિર્દંભ સ્વાર્થત્યાગ, અને અધ્યાત્મલક્ષી ઉગ્ર આત્મદમન ઇત્યાદિ ઊર્ધ્વ-ગામી મંગલ તત્ત્વોની સાધના માંગે છે, જ્યારે પ્રેયની પ્રાપ્તિ માટે જીવનમાં આ બધા ઉન્નત તત્ત્વોની આવશ્યકતા રહેતી નથી. જેને મહાપુરુષો, જ્ઞાનીમહાત્માઓ 'સંસ્કૃતિ' શબ્દથી સંબોધે છે, તે આ શ્રેયમાર્ગનાં મન, વચન તેમજ કાયા દ્વારા વિશુદ્ધ જીવનસાધન જ કહી શકાય, જેમાં ઐહિક કે પારલૌકિક સ્વાર્થો, વિષયતૃષ્ણા કે મલિન લાલસાઓથી વિમુખ બની આત્મવિકાસના સર્વજનકલ્યાણકર માર્ગ ભણી પગલાં પાડવાનાં રહે છે.

આવી યશોજ્વલ મહામંગલકારી સંસ્કૃતિનો સંસારના કલ્યાણકામી આત્માઓનાં શ્રેય કાજે પ્રચાર કરવા જેઓના શ્વાસે–શ્વાસે નિષ્કારણ કરુણા વહી રહી છે, તે તપ, ત્યાગ, વૈરાગ્ય, જ્ઞાન, સંયમ, કરુણા, વાત્સલ્ય, દમ, દયા અને તિતિક્ષા ગુણનિધાન સર્વ-સંયમી મહાપુરુષો ખરેખર વિશ્વના સર્વશ્રેષ્ઠ સંસ્કૃતિધામો છે. શિક્ષણ તથા સમાજ-કલ્યાણના લોકોત્તર સંસ્કાર–મીશનો છે. જગતમાં જે કાંઈ સુંદર, ઉન્નત તેમજ અભ્યુદય-સાધક વાતાવરણ જીવંત છે, સુખ, શાંતિ કે સમૃદ્ધિ, સમાધિ કે સ્વાસ્થ્ય જળવાઈ રહ્યું છે, તેમા આવા સંસ્કૃતિના સાત્ત્વિક સાર્થવાહ સમા સર્વત્યાગી મહાપુરુષોના અસાધારણ સંકલ્પબલ, પવિત્ર સાધુતા તેમજ સંસાર સમસ્તના આત્માઓ પ્રત્યેની નિષ્કારણ કરુણાર્દ્ર-તાનું જ પરિબલ પ્રેરણારૂપ છે, એમ અતિશયોક્તિ વિના કહી શકાય.

ભારતવર્ષમાં આત્મશ્રેયના હિતકર માર્ગની જીવનસાધનારૂપ અનેકવિધ સંસ્કૃતિઓ, અધ્યાત્મલક્ષી હેતુપૂર્વક પ્રચારને પામી છે, છતાં તે બધાયમાં શ્રમણ સંસ્કૃતિનું સ્થાન વિશિષ્ટ છે. સુસંવાદી તત્ત્વવ્યવસ્થા, આત્માના અંતિમ વિકાસ માટેની નિર્દોષ જીવન-સાધના, તથા વિશ્વકલ્યાણનો વાસ્તવિક પુરુષાર્થ: શ્રમણસંસ્કૃતિના આ છે ઉદાત્ત પ્રેરણા-બલો. નિઃસ્પૃહ સાધુતા, સરલસંયમિતા, તથા નિર્ભીક સત્યાચરણ તેનાં મંગલ પ્રાણો રહેલાં છે.

કઠોર આત્મદમન હોવા છતાં જેઓનાં પ્રાણમાં જગતમાત્રના આત્માઓ પ્રત્યે મધુર કરુણા ભરી છે, લોકૈષણાથી દૂર રહીને પણ સંસાર સમસ્તના શ્રેયને માટે જેઓ સદાસર્વદા ઉદ્યમશીલ છે, ઉગ્ર સંયમ, કઠોર તપ, તથા એકાંતપરાયણતા હોવા છતાં જેઓના આત્મામાં સર્વ કોઇ પ્રત્યે પ્રેમ, વાત્સલ્ય તથા વિશ્વમૈત્રીના શાંત શીતલ ઝરણાઓ વહી રહ્યા છે, આવા વાત્સલ્યસિંધુ શ્રમણ સંસ્કૃતિના સાર્થવાહ જૈન શ્રમણો ખરેખર! સંસાર સમસ્તનું પરમ ગૌરવધન છે, વિશ્વના મંગલ આશીર્વાદ છે ને સર્વ શ્રેષ્ઠ વરદાન છે.

આવા જ એક શ્રમણુ સંસ્કૃતિના મહાન જ્યોતિર્ધર વંદનીય મહાપુરુષની પ્રભાવક જીવનસાધનાની તેજસ્વી તવારિખ પ્રસ્તુત ગ્રંથમાં આલેખાઇ છે. પૂ. પાદ પરમ-શાસનપ્રભાવક અદ્વિતીય વ્યાખ્યાનકાર **જૈનાચાર્ય સૂરિદેવ શ્રીમદ્ વિજય લક્ષ્મણુ-સૂરિ મહારાજશ્રીએ** પોતાની અસાધારણુ વિદ્વત્તા, જૈનશાસન પ્રત્યેની અપ્રતીમ આત્મનિષ્ઠા, ઓજસ્વી પ્રવચનશક્તિ તેમજ સાધુતાને નિર્મલ પ્રકાશ આ અધ્યાયના યોગે દેશેદેશ, પ્રાંતે-પ્રાંત, ગામે-ગામ ફરીને શ્રમણુસંસ્કૃતિને વિજયધ્વજ જે ગૌરવ-પૂર્વક ફરકતો રાખ્યો છે, તેનું સુંદર, ભાવવાહી તથા ભવ્ય આલેખન સરલ શૈલીમાં, અતિશયોક્તિ વિના જે યથાર્થરૂપે આ ગ્રંથમાં થયુ છે, તે ખરેખર અદ્ભુત, ચમત્કારિક અને વાચકોના દિલ-દિમાગને જૈનશાસનના પરમ પ્રભાવક સૂરિદેવશ્રીનાં તેજસ્વી વ્યક્તિત્વ પ્રત્યે અહોભાવ જાગ્રત કરનારું પરમ ઉપકારક છે. શબ્દો સરલ હોવા છતાં શૈલીની ભાવગંભીરતા આ વર્ણનોમાં જળવાઈ રહી છે. સંયમપુત ત્યાગી જૈન શ્રમણોની સ્વપરોપકારિતાને ગંગાપ્રવાહ આ ગ્રંથમાં સૌમ્યભાવે ખળખળ નિનાદ કરતો સ્થળે-સ્થળે વહી રહ્યો છે. પૂ૰ પાદ સૂરિદેવના અપ્રતીમ પ્રભાવની સાથે તેઓ શ્રીમદ્‌ની સંયમયાત્રાની સાત્ત્વિકતા આ ગ્રંથરત્નમાં આલેખાયેલી પ્રાપ્ત થાય છે. પૂ. આચાર્યદેવશ્રીએ જૈન જૈનેતર સમસ્ત માનવસંસારને જે ચૈતન્ય તત્ત્વનાં અમીપાન સર્વોદયનો તાત્વિક ધર્મસંદેશ, તેમજ અધ્યાત્મલક્ષી તત્ત્વજ્ઞાનની અમૃતવર્ષા દક્ષિણુના પ્રદેશમાં વિચરીને જે લોકભોગ્યશૈલીથી કરાવેલ છે, તેનું હૃદયંગમ દર્શન ગ્રંથરત્નના વાચકગણુને અહિં થાય છે, જે લેખન-કૌશલ્ય તથા ભાષાપ્રભુત્વનું તાદૃશ પ્રતીક ગણી શકાય. પૂજ્યપાદ ચારિત્રનાયક સૂરિદેવ-શ્રીની વરદ છત્ર છાયામાં તેઓ શ્રીમદ્‌ના શિષ્યરત્ન કવિવર્ય વિદ્વાન **મુનિપુંગવ શ્રી કીર્તિવિજયજીની** તેજસ્વી વિદ્વત્તા, સરલ સાધુતા તથા અવિરત સાહિત્યોપાસનાને અદ્ભુત ફાળો શ્રમણુ સંસ્કૃતિની યશોજ્જ્વલ ગૌરવ ગાથામાં અપ્રતીમ તથા મહત્વનો છે, એ કહેવું આવશ્યક છે.

આ પુસ્તક કેવલ પુસ્તક નથી; પણુ વિશ્વકલ્યાણુકર અધ્યાત્મદૃષ્ટિને પ્રાધાન્ય આપીને કઠોર દેહદમન, નિઃસ્પૃહ જીવનચર્યા તથા લોકકલ્યાણુના ભગીરથ પુરુષાર્થ દ્વારા નિજની ઉજ્જ્વલ સાધુતાને પુનિત પાવક પ્રજ્જ્વલિત કરી સંસાર સમસ્તના અમંગલ તત્ત્વોને, અશુભો તથા મલિનતાઓને ભસ્મીભૂત કરી સમ્યગ્‌જ્ઞાન તથા સમ્યક્ ચારિત્રને દિવ્યપ્રકાશ ફેલાવી રહેલ જૈન શ્રમણોની શ્રમણુ સંસ્કૃતિની તેજસ્વી વિજયયાત્રાના મંગલ ગાન છે, એમ નિઃસંકોચપણે કહી શકાય.

આવા ગ્રંથો સંસાર સમસ્તની ભાવિપ્રજાના પ્રાણુવાન બલો છે, ઇતિહાસનાં અમરસુવર્ણ-પૃષ્ઠો છે. વિશ્વની યશોજ્જ્વલ સંપત્તિ છે અને સંસ્કૃતિની ગૌરવગાથા છે. ખરેખર જૈન શ્રમણુસંસ્કૃતિને દિવ્યપ્રકાશ એવો વિશાલ તથા નિઃસીમ છે, કે જેને દેશ કે પરદેશ, સ્વ કે પર, મારું કે તારું, કશું જ સ્પર્શી શકતું નથી. એને પ્રાંતવાદ, ભાષાવાદ કે

રાષ્ટ્રવાદના સાંકડા બંધનો અડી શકતા નથી. દેશ કે કાલથી પર સમસ્ત વિશ્વના પ્રાણી-માત્રની મંગલકામનાના મધુર સંગીતની જ્યાં સૂરાવલી ભરેલી છે, એ કલ્યાણકર સનાતન સત્ય, આ વિશાલકાય ગ્રંથરત્ન સ્પષ્ટપણે પ્રબોધે છે. માલવદેશના છેક ખૂણે પ્રગટેલ પ્રકાશપૂંજ ગૂજરાત, રાજસ્થાન, માલવા, મેવાડ, કચ્છ, સૌરાષ્ટ્ર ઇત્યાદિ દેશ-પ્રદેશોમાં પોતાની તેજરેખા ફેલાવી, ઠેઠ દક્ષિણ પ્રદેશના ગામડે-ગામડે, નગર-નગરે પ્રભાવક જ્યોતિ રેલાવી જાય છે. એ વાસ્તવિક સત્ય છે કે, જેઓના મૃદુમધુર અંતરમાં વિશ્વકરુણાની અગાધ સરિતા વહી રહી છે, તે શ્રમણસંસ્કૃતિના સાર્થવાહ જૈન શ્રમણોની સાધુતા-ભરી જીવનસાધના સર્વ કોઈના પરમ કલ્યાણ કાજે જ નિરમાઈ છે.

પ્રસ્તુત ગ્રંથરત્ન, સાહિત્યસૃષ્ટિનું, ઐતિહાસિક વિષયનું અણમોલ ધન છે. ચિંતકો, વિચારકો, પરમાર્થના પથિકો, આત્મસાધનાના સાધકો, સાહિત્યરસિકો, ધર્માનુરાગી જનો, તથા સહૃદય ગુણાનુરાગી મહાનુભાવો જૈન કે જૈનેતર; સર્વ કોઈ વર્ગને આત્મ-ઉત્થાન અને પરમાર્થ શ્રેયનું મંગલ પાથેય આપનારા આ ગ્રંથરત્નનું અધ્યયન, મનન તથા વાચન સાત્ત્વિકતા અને સંસ્કારના ઊર્ધ્વગામી પ્રકાશની પ્રેરણા આપનારું બનશે એમ હું માનું છું.

સાહિત્ય-સાગરના તેજસ્વી રત્નરૂપ આ ગ્રન્થરત્નના આયોજન તથા સંપાદનની પાછળ જેમણે પોતાનો પુરુષાર્થ રેડ્યો છે, તથા ભારે પરિશ્રમ લઈ આ ગ્રન્થને ઐતિ-હાસિક બનાવ્યો છે, તે શતાવધાની પંડિતરત્ન ધીરજલાલ ટોકરશી શાહ સર્વેનાં અભિનંદનના અધિકારી બને છે, તેમજ આ ગ્રન્થના પ્રકાશનની પાછળ જેમણે અનન્ય નિષ્ઠાથી અસાધારણ પરિશ્રમ સેવ્યો છે, તેઓ પણ અભિનંદનના તેટલા જ અધિકારી છે.

પૂ. પાદ પરમપ્રભાવક આચાર્યદેવ **શ્રીમદ્ વિજય લક્ષ્મણસૂરીશ્વરજી** મહારાજશ્રી તથા તેઓશ્રીના પ્રતિભાશાલી શિષ્યરત્ન મુનિપ્રવર **શ્રી કીર્તિવિજયજી** એમની પ્રભાવક વિદ્વત્તા, તેજસ્વી ધર્મનિષ્ઠા, અદ્વિતીય પરોપકારપરાયણતા અને નિષ્કૃત્રિમ સાધુત્વભરી સયમયાત્રાએ જે અદ્ભુત ઇતિહાસ રચ્યો છે, ભવ્ય ચમત્કાર સર્જ્યો છે, અને તે દ્વારા દક્ષિણ મહારાષ્ટ્રના ખૂણે-ખૂણે જે ધર્મજાગૃતિ, પવિત્ર સદાચાર, ઉદારતા, દાનરુચિ, ભક્તિ, દયા, પરોપકાર, તેમજ તપ, વ્રત, અહિંસા, જ્ઞાન, સ્વાધ્યાય, સેવા, સંયમ, શાસ્ત્રશ્રવણ ઇત્યાદિ કલ્યાણકારી ધર્માનુષ્ઠાનોમાં જૈન-જૈનેતર લાખો માનવસમૂહને જોડી, જૈનશાસનની જે ગૌરવવંતી પ્રભાવના વિસ્તારી છે, તે માટે તેઓના એ ઉજ્વલ પુરુષાર્થને સદ્ભાવપૂર્વક અંજલિ આપતો હું શ્રમણસંસ્કૃતિની ગૌરવગાથાના ગુણગાન કરતા આ અત્યુત્તમ ગ્રંથરત્નના વાચન, મનન દ્વારા સર્વ કોઈ, અધ્યાત્મલક્ષી આત્મ-સાધનાના મંગલમાર્ગે પ્રસ્થાન કરો એ કલ્યાણકામના સહ વિરમું છું.

તપગચ્છ અમર જૈનશાલા
સ્થંભન તીર્થ
વિ. સં. ૨૦૧૩ આસો સુદિ ૫
તા. ૨૮-૯-૫૭ શનિવાર.

પૂજ્યપાદ પરમ ગુરુદેવ આચાર્યમહારાજ શ્રીમદ્
વિજયરામચંદ્રસૂરિશિષ્યાણુ
**પં. કનકવિજય ગણિ**



# ગ્રંથનિર્માણકથા

દક્ષિણના દિગમ્બર ભંડારોમાં શ્રી નમસ્કાર મહામંત્ર તથા જૈન મંત્રામ્નાય વિષે રહેલું પ્રાચીન સાહિત્ય જોઈ લેવાના વિચારથી સને ૧૯૫૭ના ફેબ્રુઆરી માસમાં બેંગલોર જવાનું થયું, ત્યાં અચાનક પૂજ્યશ્રીનાં દર્શન–સમાગમનો લાભ મળ્યો અને તે અમારા સૂચિત પ્રવાસ અંગે ખૂબ ઉત્તેજક નીવડ્યો. ત્યાંથી નરસિંહરાજપુર, હુમચ, શૃંગેરી, વરાંગ, કારકલ, મૂડબિદ્રી, શ્રવણ બેલગોલ, મ્હૈસૂર વગેરેનો પ્રવાસ ખેડી અમો પુનઃ બેંગલોર આવ્યા અને પૂજ્યશ્રીનાં પુનઃ દર્શન કરીને કૃતાર્થ થયા. તેમણે અમારા પ્રવાસની સર્વ હકીકત ખૂબ રસથી સાંભળી અને તે અંગે કેટલાંક મહત્ત્વપૂર્ણ સૂચનો પણ કર્યાં. ત્યારે અમને કલ્પના પણ ન હતી કે તેઓશ્રી દક્ષિણ દેશમાં દૂર સુદૂર વિચરીને જે લોકોપકાર કરી રહ્યા છે, તેને જનતા સમક્ષ ગ્રંથરૂપે રજૂ કરવાનું સૌભાગ્ય અમને પ્રાપ્ત થશે.

અહીં થોડા દિવસની સ્થિરતામાં તેઓશ્રીના શિષ્યરત્ન મુનિરાજશ્રી કીર્તિવિજયજી સાથે જૈન શાસન, જૈન સંઘ, જૈન સાહિત્ય તથા સ્મરણશક્તિને લગતા અનેકવિધ પ્રશ્નોની ચર્ચા–વિચારણા કરવાનો સુઅવસર પ્રાપ્ત થયો અને તેમાંથી અવધાનશિક્ષણની યોજનાએ આકાર લીધો. પરિણામે નિયમિત પત્રવ્યવહાર થવા લાગ્યો. એવામાં અમારે એક કાર્યપ્રસંગે ફરી બેંગલોર જવાનું થયું, પણ ત્યારે પૂજ્યશ્રી શીમોગા ભણી વિહાર કરી ચૂક્યા હતા અને બીજા દિવસે ટીપટૂર પહોંચવાની સંભાવના હતી. એટલે એક મિત્ર સાથે અમો રેલ્વેમાર્ગે ટીપટૂર પહોંચ્યા અને ત્યાં સરકારી ડાક બંગલામાં પૂજ્યશ્રીનાં દર્શન–સમાગમનો લાભ લઈ અવર્ણનીય આનંદ અનુભવ્યો.

આ ટૂંક ગાળામાં મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ અવધાનપ્રયોગોમાં સારી પ્રગતિ કરી હતી અને તેઓ તેનું વિશેષ શિક્ષણ લેવાના અધિકારી બની ચૂક્યા હતા, એટલે અવધાનશિક્ષણ આગળ ચાલ્યું અને એ રીતે બેંગલોર ચાતુર્માસ પછી તેમના દ્વારા જે કંઈ પ્રવૃત્તિઓ થતી રહી, તેના અમે સાક્ષી બન્યા.

પૂજ્યશ્રી શાસ્ત્રમર્યાદામાં ઘણા ચુસ્ત હોવા છતાં વર્તમાન યુગમાં ધર્મનો પ્રચાર કેમ કરવો ? તેની વિશિષ્ટ કલાથી વિભૂષિત હતા અને એ દિશામાં ચિરસ્મરણીય રહે

તેવું સુંદર કાર્ય કરી રહ્યા હતા, એટલે અમારું હૃદય સ્વાભાવિક રીતે જ તેમના તરફ વિશેષ આકર્ષિત થયું અને તે પરસ્પરના ગાઢ પરિચયમાં પરિણમ્યું.

એ વખતે ‘ દક્ષિણમાં દિવ્ય પ્રકાશ ’ નામનું એક લઘુ પુસ્તક પ્રસિદ્ધિ પામ્યું હતું, પણ તેમાં મદ્રાસ સુધીનું જ ટૂંક વર્ણન હતું, એટલે અનેક સ્થળેથી આ યશસ્વી યાત્રાનો વિસ્તૃત વૃત્તાંત પ્રકટ કરવાની વિનંતિઓ થઈ રહી હતી. એ વિનંતિના જવાબ-રૂપે આ ગ્રંથ નિર્માણ કરવાનો નિર્ણય લેવાયો અને બીજાપુરનાં ચાતુર્માસમાં શ્રાવણ સુદિ પંચમીના શુભ દિવસે તેનું સંપાદનકાર્ય અમને સોંપવામાં આવ્યું. આ કાર્યમાં જવાબદારી ઘણી મોટી હતી અને તે પૂરેપૂરી અદા કરવા માટે પુષ્કળ પરિશ્રમ કરવો પડે તેમ હતો, તેથી અમારું મન તેનો સ્વીકાર કરવામાં ભારે સંકોચ અનુભવતું હતું, પણ તેના દ્વારા શાસન અને સંઘને થનારા લાભોનો વિચાર કરીને અતિ વિનમ્રભાવે અમે તેનો સ્વીકાર કર્યો.

જે સામગ્રી પર આધાર રાખીને અમારે આ ગ્રંથ નિર્માણ કરવાનો હતો, તે સામગ્રી મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ ખૂબ ઉત્સાહથી પૂરી પાડી. તેમાં વિહારની ડાયરી હતી; મુંબઈ સમાચાર, જૈન, મહાવીરશાસન તેમજ દક્ષિણનાં કેટલાક વર્તમાનપત્રોની સંખ્યાબંધ કાપલીઓ હતી, તેમજ પ્રવૃત્તિ અંગે આમંત્રણાદિ જે જે સાહિત્ય પ્રકટ થયેલું, તેનો સમુચિત સંગ્રહ હતો.

આ વિપુલ સામગ્રી જોઈને પ્રથમ તો અમે મુનિરાજ શ્રી કીર્તિવિજયજીને ધન્યવાદ આપ્યો, કારણ કે વિવિધ પ્રવૃત્તિઓનો બોજો માથે હોવા છતાં તેમણે આ સામગ્રી એકત્ર કરી હતી અને તે માટે ઉચ્ચકક્ષાની ખંત અને કાળજી દાખવી હતી. પછી એ સામગ્રીને લગતા કેટલાક પ્રશ્નો પૂછી મનનું સમાધાન મેળવ્યું અને ગ્રંથનિર્માણનાં કાર્યમાં પ્રવૃત્ત થયા. અહીં એટલી સ્પષ્ટતા કરવી આવશ્યક છે કે આ સામગ્રીમાં આરંભિક હેવાલો બહુ ટૂંકા હતા અને તેને લગતી નોંધો પણ સામાન્ય પ્રકારની હતી, કારણ કે તે વખતે એને પ્રસિદ્ધ કરવાનો કોઈ ઇરાદો રખાયો ન હતો. એટલે કેટલીક જગાએ તેનું સંશોધન-પરિવર્ધન કરવું પડ્યું છે અને ખૂટતી હકીકતો તે તે સ્થાનના કાર્યકર્તાઓ સાથે પત્રવ્યવહાર કરીને તેમજ તે સંબંધી ઉપલબ્ધ સાહિત્ય પરથી મેળવી લેવામાં આવી છે.

આ ગ્રંથમાં કોઈ હકીકત-દોષ ન આવી જાય તે માટે અમે પૂરતી કાળજી રાખી છે અને અતિશયોક્તિથી સદંતર દૂર રહેવાનો પ્રયત્ન કર્યો છે, તેમ છતાં કોઈ મહાનુભાવોને તેમાં હકીકતદોષ જણાય કે અતિશયોક્તિનો આભાસ થાય તો અમને દરગુજર કરશે, કારણ કે વસ્તુને જોવાની, સમજવાની તથા રજૂ કરવાની દૃષ્ટિ દરેક વ્યક્તિની જુદી જુદી હોય છે. અને તેથી એક જ બનાવ કે એક જ ઘટનાની અસર જુદી જુદી વ્યક્તિઓ પર જુદી જુદી પડે છે. આ વસ્તુ અમે એક દૃષ્ટાંતથી વધુ સ્પષ્ટ કરીશું.

આપણે ત્યાં એટલે સૌરાષ્ટ્ર, ગુજરાત વગેરે ભાગમાં મુનિરાજોનાં પ્રવચનો–વ્યાખ્યાનો મોટા ભાગે ઉપાશ્રયમાં જ થાય છે, એટલે ત્યાં પોતાના સંપ્રદાયના માણસો હાજર થાય છે અને ઘણી વખત તેમની સંખ્યા અલ્પ હોય છે. તેમાં જૈનેતર તો કોઇક જ વખત દેખાય છે. આ સંયોગોમાં 'તુમ કહતે હૈં, હમ સુનતે હૈં' એવો ઘાટ થાય છે અને વ્રત–નિયમો લેનારની સંખ્યા બહુ મર્યાદિત હોય છે. આવાં દૃશ્યો રોજ નજરે નિહાળનાર જ્યારે એમ વાંચે કે આચાર્ય મહારાજની પધરામણીના સમાચાર સાંભળી ગામ-લોકો દોડતા આવ્યા, ભક્તિભાવથી સામૈયું કર્યું અને તેમનું એક જ પ્રવચન સાંભળી જીવહિંસા કરવાની છોડી દીધી કે મદ્યપાનનો સદાને માટે ત્યાગ કર્યો, ત્યારે તેમને આશ્ચર્ય થયા વિના રહે નહિ, પણ તેમણે જાણવું જોઇએ કે દરેક દેશની પરિસ્થિતિ સરખી હોતી નથી, લોકો જુદી જુદી પ્રકૃતિના હોય છે અને એક વ્યક્તિ માટે જે પ્રકારનું વાતાવરણ પેદા થયું હોય તેના પર જ લોકોના ઉત્સાહ-નિરુત્સાહની સ્થિતિ અવલંબે છે. એટલે કે દેશ ધાર્મિક ભાવનાવાળો હોય, લોકો સરળ પ્રકૃતિના હોય અને આવનારી વ્યક્તિ માટે અદ્‌ભુત આકર્ષણ પેદા થયું હોય તો એમાં આશ્ચર્ય પામવા જેવું કંઇ જ નથી.

અમે ટીપટુર ગયા અને સ્ટેશને ઉતરી ડાક બંગલા ભણી જતા હતા, ત્યારે ઘણા લોકોને દોડતા જોયાં. પ્રથમ તો અમે સમજી શકયા નહિ કે આ બધું શું છે? પણ જ્યારે તેમાની એક વ્યક્તિએ કહ્યું કે અહીં એક બહુ મોટા સ્વામીજી પધાર્યા છે અને તે સરકારી ડાક બંગલામાં ઉતર્યા છે, તેમનાં દર્શન કરવા માટે અમે બધા જઇ રહ્યા છીએ અને ત્યાં બેસવાની સારી જગા મળી જાય એટલા માટે ઉતાવળ કરી રહ્યા છીએ, ત્યારે અમને સમજ પડી કે આચાર્યશ્રીનો પ્રભાવ આ પ્રદેશમાં કેટલો વિસ્તર્યો છે અને તેઓ જનતાનું કેટલું જબ્બર આકર્ષણ કરી શક્યા છે.

એ વખતે જે ધર્મોપદેશ અપાયો તેમાં પણ અમે હાજર હતા. ડાક બંગલાની પરસાળમાં બધા લોકો એકત્ર થયા હતા. તેમને એક મુનિરાજશ્રી કન્નડભાષામાં ખૂબ સરળ ઉપદેશ આપી રહ્યા હતા. શ્રી વૃદ્ધવાદી આચાર્યે ગોવાળોને જે પ્રકારનો ઉપદેશ આપ્યો હતો, તે પ્રકારનો આ ઉપદેશ હતો એમ કહીએ તો પણ ચાલે. માણસે ભલા થવું, પવિત્ર થવું, બધાની સાથે સારી રીતે વર્તવું, પાપનો ડર રાખવો, કોઈ જીવની હિંસા કરવી નહિ, સાચું બોલવું, નીતિથી ચાલવું, વ્યભિચાર કરવો નહિ, રોજ પ્રભુનું સ્મરણ કરવું વગેરે વગેરે.

એ ઉપદેશ પૂરો થયા પછી દરેકને કન્નડ ભાષામાં છપાયેલ સૂરીશ્વરજીનાં વ્યાખ્યાનો તથા આર્હત–ધર્મ–પ્રકાશની આવૃત્તિ વહેંચવામાં આવી હતી અને લોકો ભક્તિભાવથી પ્રણામ કરીને તેને ખૂબ હોંશે હોંશે ગ્રહણ કરતા હતા.

તાત્પર્ય કે, અહીં જે હકીકતો રજૂ કરવામાં આવી છે તે પૂરા અભ્યાસ પછી અને પૂરતી ચોકસાઈ કરીને જ રજૂ કરવામાં આવી છે, એટલે તેની યથાર્થતા માટે કોઈ મહાનુભાવે શંકા સેવવી નહિ.

કન્નડ અને તામીલ નામોની બાબતમાં અમે બને તેટલી કાળજી રાખી છે અને તે માટે માત્ર વિહારની ડાયરી પર જ આધાર ન રાખતાં ભારતીય સરકાર તરફથી બહાર પડેલી દક્ષિણની રેલ્વેઓની હિંદી સારણી તથા બીજી માર્ગદર્શિકાઓનો ઉપયોગ કર્યો છે, કારણ કે એક જ નામનો ઉચ્ચાર લોકો અનેક રીતે કરે છે અને તેના અર્થ કે ઇતિહાસ સંબંધમાં પણ અનેક મતભેદો પ્રવર્તતા હોય છે, એટલે તેનો આખરી નિર્ણય કરવાનું કામ સહેલું નથી. દાખલા તરીકે બેંગળુરુ મૂળ શબ્દ છે, તેને કેટલાક બેંગલૂરુ કહે છે, કેટલાક બેંગ્લોર કહે છે, કેટલાક બેંગલોર કહે છે અને કેટલાક બંગલોર પણ કહે છે. તેમાંથી કયા શબ્દનો સ્વીકાર કરવો ? આવા પ્રસંગે રૂઢિનું પ્રાબલ્ય જ સ્વીકારવું પડે, એ દેખીતું છે.

જો શબ્દનો અર્થ સમજીએ તો શુદ્ધિનું પ્રમાણ સારી રીતે જળવાઈ રહે, પણ એ કામ ધારવા જેટલું સહેલું નથી. અમે બેંગલોર શબ્દનો અર્થ અનેક મિત્રોને પૂછ્યો પણ તેનો કોઈ સંતોષકારક જવાબ આપી શક્યું નહિ. આખરે અમારી સામે એક પુસ્તક ધરવામાં આવ્યું, તો તેમાં પણ વિવાદાસ્પદ સ્થિતિ જ પ્રવર્તતી હતી. એટલે એ કાર્ય ત્યાંના પુરાતત્ત્વવિદો કે ભાષાવિશારદોનું માની અમે પ્રચલિત વ્યવહારને જ પ્રાધાન્યપદ આપ્યું છે અને એ રીતે બને તેટલા ચોક્કસ થવાનો પ્રયત્ન કર્યો છે.

આ ગ્રંથ સુવાચ્ય બને એ ખ્યાલ પહેલેથી જ રાખવામાં આવ્યો હતો, એટલે તેમાં વિહારના વર્ણન ઉપરાંત ધર્મોપદેશનો ટૂંક સાર, જુદા જુદા પ્રશ્નોની વિચારણા અને કથા–દૃષ્ટાંતનો મર્યાદિત ઉપયોગ કરવામાં આવ્યો છે. અમે આશા રાખીએ છીએ કે તે વાચકોની રસવૃત્તિ જાળવી રાખવામાં ખૂબ સહાયક નીવડશે.

સાહિત્ય–સર્જનના વ્યવસાય અંગે અમારે વચ્ચે વચ્ચે બીજાં કેટલાક કામો કરવા પડ્યાં છે, પરંતુ છેલ્લા ચૌદ માસની મુખ્ય પ્રવૃત્તિ તો આ જ રહી છે અને તે ગુરુદેવની કૃપાથી નિર્વિઘ્ને પાર પડે છે, એથી અધિક આનંદનો વિષય અન્ય કયો હોઈ શકે ?

છેવટે આ ગ્રંથનિર્માણની તક આપવા બદલ પૂજ્ય આચાર્યશ્રીનો તથા મુનિરાજશ્રી કીર્તિવિજયજીનો હાર્દિક આભાર માની આ ગ્રંથ–નિર્માણકથા સમાપ્ત કરું છું.

ધીરજલાલ ટોકરશી શાહ





# પ્રકરણ પહેલું

## જીવનપરિચય

દક્ષિણ દેશમાં દૂર દૂર વિચરીને લાખો મનુષ્યોને દિવ્ય પ્રકાશનું દાન કરનાર સમર્થ શાસનપ્રભાવક જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજનો જીવનપરિચય કરાવતાં અમને અત્યંત આનંદ થાય છે.

સૂરીશ્વરજીનું વ્યક્તિત્વ વિરલ છે, લાખો મનુષ્યમાં ભાગ્યે જ જોઈ શકાય તેવું છે. તેમનામાં પાંડિત્યનો પ્રકાશ છે, મુસદ્દીની કુનેહ છે; સાધુતાની સુવાસ છે, ધર્મપ્રચારકની ધગશ છે; અને સહુથી મોટી વાત એ છે કે તેઓ જ્યાં જાય ત્યાં નાના કે મોટા, સ્ત્રી કે પુરુષ, શિક્ષિત કે અશિક્ષિત સહુ કોઇનું પોતાના તરફ ભારે આકર્ષણ કરી શકે છે. વ્યાખ્યાનપ્રસંગે તેમની વાણી જાહ્નવીના પવિત્ર પ્રવાહની જેમ અસ્ખલિત વહ્યા કરે છે; તેમાં સિદ્ધાંતનું છટાદાર નિરૂપણ હોય છે, હેતુ અને યુક્તિઓનું પ્રૌઢ પ્રતિપાદન હોય છે અને વીર, અદ્ભુત, હાસ્ય, કરુણ, ભયાનક આદિ રસોથી ભરેલાં વિવિધ દૃષ્ટાંતોની કલામય રજૂઆત પણ હોય છે. મદારી મોરલી વગાડીને નાગને ડોલાવી શકે છે અથવા પારધી પાવો વગાડીને મૃગસમૂહને મુગ્ધ કરી શકે છે, તેમ સૂરીશ્વરજી પોતાની અ-સાધારણ વક્તૃત્વકલા છેડીને મોટા મોટા માનવસમૂહને ડોલાવી શકે છે અને તેમને મંત્રમુગ્ધ બનાવી શકે છે. તેમનો વ્યવહાર ઉદાર છે અને મિજાજ આનંદી છે, તેથી સહુની પાસેથી સારી રીતે કામ લઈ શકે છે.

આવું અસાધારણ વ્યક્તિત્વ કેવી રીતે ઘડાયું ? તેનો સ્પષ્ટ ખ્યાલ આપવા માટે અમે તેઓશ્રીની ઘડતરકથા પ્રારંભથી જ કહીશું.

### બાલ્યાવસ્થા

માલવદેશમાં મંદસોર નજીક આવેલું જાવરા તેમનું જન્મસ્થાન. વિ. સં. ૧૯૫૩ તેમની જન્મસાલ. પિતાનું નામ મૂળચંદભાઈ, માતાનું નામ ધાપુબાઈ. તેમનો જન્મ થતાં માતાપિતાને અત્યંત હર્ષ થયો હતો. પુત્રદર્શન કોને પ્રિય હોતું નથી ? ખોળાનો ખૂંદનાર કોને વહાલો લાગતો નથી ? તેમણે પુત્રનું નામ દોલતરામ પાડ્યું. પછી થોડા




વખતે મૂળચંદભાઈ ધંધાર્થે બીકાનેર ગયા અને ત્યાં જ કાયમનો વસવાટ કર્યો. દોલતરામને છ–સાત વર્ષે મોટાં રાજકુંવર નામનાં એક બહેન હતાં.

માતાપિતા શિરનું છત્ર છે કે જે ગમે તેવા તાપમાં પણ શીળી છાયા આપે છે; પરંતુ ચરિત્રનાયકનાં ભાગ્યમાં એ શીળી છાયા લાંબો વખત લખાયેલી ન હતી, એટલે તેઓ નવ વર્ષની વયના થાય, તે પહેલાં માતા–પિતા મૃત્યુ પામ્યા અને ભાઈ બહેન બંને છેક નિરાધાર સ્થિતિમાં આવી પડ્યા. ઉપર આભ અને નીચે ધરતી! કોને કહેવું? શું કરવું? પરંતુ ભયંકર રણમાં પણ મીઠી વીરડી હોય છે, એટલે સગાં–સંબંધીઓને તેમના માટે મમતા થઈ આવી અને તેઓ તેમને ઉછેરીને મોટા કરવા લાગ્યા.

ચરિત્રનાયકની ધારણા–શક્તિ સુંદર હતી, બુદ્ધિ સતેજ હતી, તેથી થોડા જ વખતમાં તેઓ લખતાં, વાંચતા અને લેખાં ગણતાં શીખી ગયા. એ વખતે શાળામાં થોડા જ વિષયો શીખવાતા, પણ લોકોને તેનાથી સંતોષ હતો. આજે શાળામાં વિષયો ઘણા શીખવાય છે, પણ લોકોને તેનાથી સંતોષ નથી!

ચરિત્રનાયકનો ચહેરો સુંદર હતો, આંખો પાણીદાર હતી, વળી બોલવામાં કુશળ હતા, હાજરજવાબી હતા અને વડીલોનો વિનય કરવાની આવડતવાળા હતા, તેથી શિક્ષકોને પ્રિય થઈ પડ્યા હતા, મિત્રોનું મન જીતવામાં સફળ થયા હતા. પરંતુ એક વસ્તુની અહીં નોંધ લેવી જોઈએ કે ચરિત્રનાયક સ્થાનકવાસી કુટુંબમાં જન્મ્યા હતા અને કટ્ટર સ્થાનકવાસીઓને ત્યાં ઉછર્યા હતા, એટલે તેમનાં મન પર મૂર્તિપૂજાની વિરુદ્ધ પ્રબળ સંસ્કારો પડ્યા હતા, તેથી જ્યારે પણ પ્રસંગ મળતો ત્યારે મૂર્તિપૂજાનું ખંડન કરતા અને ઘણીવાર વાદવિવાદમાં ઉતરી પડતા.

સ્થાનકવાસી સમાજમાં બાળકોને સામાયિક, પ્રતિક્રમણ તથા થોકડા શીખવીને ધાર્મિક શિક્ષણ અપાય છે, તેવું શિક્ષણ ચરિત્રનાયકને પણ મળ્યું હતું. વળી તેઓ શ્રીલાલજી, ચોથમલજી વગેરે સ્થાનકવાસી સાધુઓના પરિચયમાં ઠીક ઠીક આવ્યા હતા, એટલે સ્થાનકવાસી સંપ્રદાયમાં તેમની શ્રદ્ધા બલવતી બની હતી.

બહેન પણ એ જ વાતાવરણમાં ઉછર્યાં હતાં, એટલે તેમણે સોળ–સત્તર વર્ષની ઉમરે સંસારથી વૈરાગ્ય પામીને સ્થાનકવાસી ધર્મદાસજીના સંપ્રદાયમાં પ્રવર્તિની ટીબુજી પાસે દીક્ષા લીધી અને મહાસતી રાજકુંવરજી તરીકે પ્રસિદ્ધ થયાં.

ચરિત્રનાયક સોળ વર્ષની વયે વ્યાપારાદિ કાર્યમાં જોડાયા અને 'સોળે સાન'ની ઉક્તિ ચરિતાર્થ કરી. એવામાં એક વખત પૂજ્યપાદ પરમપ્રભાવક પંજાબદેશોદ્ધારક




શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી અપરનામ શ્રી આત્મારામજી મહારાજકૃત 'સમ્યક્ત્વશલ્યોદ્ધાર' નામનો ગ્રંથ તેમના જોવામાં આવ્યો. તે તેમણે સાદ્યંત વાંચ્યો અને અંતરનાં ચક્ષુ ખુલ્લી ગયાં. મૂર્તિપૂજા શાસ્ત્રોક્ત છે, એવી છાપ તેમનાં મન પર સચોટ પડી. ત્યારથી તેઓ મૂર્તિપૂજાના નિંદક મટી સમર્થક બન્યા, નિત્ય જિનમંદિરે જઈ પ્રભુદર્શન કરવા લાગ્યા અને નમસ્કાર મહામંત્રની ત્રિકાલ ગણના કરવા લાગ્યા. શાસ્ત્રોક્ત પદ્ધતિથી લખાયેલા સુંદર ગ્રંથો સમય આવ્યે જીવો પર કેવો ઉપકાર કરે છે, તેનો આ સુંદર દાખલો છે.

### વૈરાગ્ય-પ્રાપ્તિ

આ ઘટના બન્યાને થોડો જ સમય વ્યતીત થયો હશે, ત્યાં ચરિત્રનાયકને કારણ પ્રસંગે દિલ્લી જવું પડ્યું. ત્યાં દર્શનાર્થે જિનમંદિરે ગયા અને એક હસ્તપત્રમાં વાંચ્યું કે મુનિરાજ શ્રી લબ્ધિવિજયજીનું ભાષણ રામા થિએટરમાં છે, એટલે તે ભાષણ સાંભળવાની પ્રબળ ઉત્કંઠા થઈ. તેઓ ભાષણ સાંભળવા રામા થિએટરમાં ગયા.

વ્યાખ્યાતા સત્તાવીશ-અઠ્ઠાવીસ વર્ષની ખીલતી યુવાનીમાં હતા, વ્યાખ્યાનછટા અદ્ભુત હતી, હિન્દી ભાષા પર ઘણો કાબૂ હતો, અવાજ મેઘની ગર્જના જેવો બુલંદ હતો અને વિષયનું પ્રતિપાદન કરવાની શૈલિ અનોખી હતી, એટલે જનતાનું જબ્બર આકર્ષણ થયુ હતું. આ ભાષણે ચરિત્રનાયકની મોહ-નિદ્રા ઉડાડી નાખી, તેમને પ્રબલ વૈરાગ્ય થયો. કેટલી નાનકડી ઘટના અને તેનું કેવું મોટું પરિણામ!

આ વ્યાખ્યાતા તે આજના પૂજ્યપાદ વ્યાખ્યાનવાચસ્પતિ કવિકુલકિરીટ આચાર્ય-મહારાજશ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી. તે વખતે એમનાં જાહેર વ્યાખ્યાનો ઘણાં સ્થળે થતાં, તેમાં શ્રોતાઓની હાજરી બહુ મોટી રહેતી અને તેમના પર જબ્બર પ્રભાવ પડતો. મુલતાનમાં તેમનાં વ્યાખ્યાનો સાંભળીને સેંકડો મનુષ્યોએ માંસાહારનો ત્યાગ કર્યો હતો. વળી પંજાબમાં અનેક સ્થળે વિચરીને તેમણે જાહેર વ્યાખ્યાનો આપવા ઉપરાંત આર્યસમાજી વગેરે જોડે શાસ્ત્રાર્થો પણ કર્યા હતા અને તેમને ભારે શિકસ્ત આપી ઉજ્જવલ કીર્તિ સંપાદન કરી હતી. હવે તેઓ દિલ્લી પધારીને અનેક આત્માઓ ઉપર ઉપકાર કરી રહ્યા હતા. ઉપરનો બનાવ તેનું એક ઉદાહરણ માત્ર છે.

### ભાગવતી દીક્ષા

ચરિત્રનાયક ગુરુદેવ પાસે રહીને અભ્યાસ કરવા લાગ્યા અને વૈરાગ્યરંગથી દિન-પ્રતિદિન વિશેષ ને વિશેષ રંગાતા ગયા. પરિણામે વિ. સં. ૧૯૭૧ ની સાલમાં તેમને સિકંદરાબાદમાં (આગ્રામાં) ભાગવતી દીક્ષા આપવામાં આવી અને તેઓ મુનિશ્રી લક્ષણ-વિજયજી નામથી જાહેર થયા.




**શાસ્ત્રાભ્યાસ**

સાધુજીવનનો મુખ્ય ઉદ્દેશ ચારિત્રનું ચણતર છે, સંયમની સાધના છે. તે સાધના યથાર્થ રીતે થઈ શકે તે માટે સર્વજ્ઞભાષિત સૂત્ર-સિદ્ધાંતોનો અભ્યાસ આવશ્યક છે, તેથી ગુરુએ તેમને સૂત્ર-સિદ્ધાંતનો અભ્યાસ કરાવવા માંડ્યો. ચરિત્રનાયકની ધારણાશક્તિ સુંદર હતી અને બુદ્ધિ સતેજ હતી, તે વાત અમે ઉપર જણાવી ગયા છીએ. આ શક્તિ અત્યારે ઝડપથી વિકાસ પામી રહી હતી, કહો કે તેને વિકાસ પામવાનો સુયોગ સાંપડ્યો હતો. તેઓ રોજની વીસથી પચીસ ગાથાઓ કંઠસ્થ કરતા અને સહાધ્યાયીઓને મુગ્ધ કરી દેતા. આ રીતે તેમણે ચાર પ્રકરણ, ત્રણ ભાષ્ય અને કર્મગ્રન્થાદિ જોતજોતામાં કંઠસ્થ કરી લીધાં અને આચારાંગ આદિ અગિયાર અંગગ્રંથો તથા અનુયોગદ્વાર વગેરે અન્ય સૂત્રગ્રંથો પણ સારી રીતે ધારી લીધા. તે સાથે તેમણે વ્યાકરણ, કાવ્ય, કોષ, અલંકારશાસ્ત્ર વગેરેનો પણ અભ્યાસ કર્યો અને સંસ્કૃત સાહિત્યનું વિશાલ જ્ઞાન સંપાદન કર્યું. પરંતુ તેઓ આટલેથી જ અટક્યા નહિ. તેમણે વિદ્યાવ્યાસંગ ચાલુ જ રાખ્યો અને પ્રાચીન ન્યાયમાં સ્યાદ્વાદમંજરી તથા રત્નાકરાવતારિકાનું અવલોકન કર્યું; તથા નવીન ન્યાયમાં તર્કસંગ્રહ, મુક્તાવલી, દીનકરી, પંચલક્ષણી, સિદ્ધાન્તલક્ષણ-સામાન્યનિર્યુક્તિ વગેરે આદ્યાન્ત ન્યાયનો અભ્યાસ કરી બુદ્ધિને અતિ કુશાગ્ર બનાવી. આ ઉપરાંત તેમણે આરંભસિદ્ધિ વગેરે ગ્રંથો કંઠસ્થ કરી જ્યોતિષશાસ્ત્રનું પણ તલસ્પર્શી જ્ઞાન મેળવ્યુ અને પ્રાચીન પુસ્તકોનું અવલોકન કરીને મંત્રશાસ્ત્રનો મર્મ પણ પિછાણી લીધો. આ રીતે વિપુલ વિદ્યાર્જન કરીને તેઓ પ્રખર પંડિત થયા, ઉચ્ચ કોટિના વિદ્વાન્ બન્યા. ખરેખર! આ જગત્‌માં પૂર્ણ પુરુષાર્થ કરનારને સર્વ કંઈ પ્રાપ્ત થાય છે અને આળસુ કે એદીઓ તો છાતી પર પડેલું બોર પણ મુખમાં મૂકવા સમર્થ થતા નથી.

અહીં એ પણ સ્પષ્ટ કરી લઇએ કે આજે તો ભણેલું તરત જ ભૂલાઇ જવાય છે અને પોતે કયા ગ્રંથોનું અધ્યયન કર્યું છે તે પણ યાદ આવતું નથી, કારણ કે જરૂર પડે ત્યારે પુસ્તક ખોલીને જ જવાબ આપવાનો હોય છે. પરંતુ તેનું પરિણામ એ આવ્યું છે કે આજે કોઇ પણ વિષય પર અસાધારણ પ્રભુત્વ જોવામાં આવતું નથી, પંડિતાઇ તો નામ માત્રની જ રહેલી છે; ત્યારે ચરિત્રનાયકનાં જીવનની એ ચારુતા છે કે તેઓ એક વખત ભણેલું ભૂલતા નથી. પચીસમા વર્ષે પૂછો તો પણ એનો જવાબ બરાબર આપે છે.

**ધર્મોપદેશ**

વિદ્યાધ્યયન કરીને પંડિત થયા પછી જૈન સાધુ જનતાને ધર્મનો ઉપદેશ આપે છે; તે મુજબ ચરિત્રનાયક જનતાને ધર્મનો ઉપદેશ આપવા લાગ્યા. એમ કરતાં તેમની વક્તૃત્વ





શક્તિ વિકાસ પામી અને તે એવી કોટિએ પહોંચી કે જેને માટે અદ્ભુત, અસાધારણ કે અજોડ જેવાં વિશેષણો જ વાપરી શકાય. નાનકડું ઝરણું ધીમે ધીમે નદી બને એમાં કંઈ નવાઈ નથી અને નદી આખરે મહાસાગરમાં ભળી વિરાટ્ સ્વરૂપ ધારણ કરે એમાં કંઈ વિસ્મય નથી.

સાધુઓ સંયમની સાધનાથી સ્વોપકાર કરે છે અને વિદ્યા તથા વક્તૃત્વથી વિભૂષિત થયેલી વિમલ ધર્મદેશનાવડે પરોપકાર પણ કરે છે. બીજા શબ્દોમાં કહીએ તો પરોપકાર એ જ તેમનું પણ (પ્રતિજ્ઞા-કાર્ય) હોય છે અને તેને તેઓ જીવનભર નભાવે છે. કોઈ કવિએ ઠીક જ કહ્યું છે કે—'નદીઓ પોતે પાણી પીતી નથી, વૃક્ષો પોતે સ્વાદિષ્ટ ફળ ખાતાં નથી અને વાદળાંઓ પોતે ધાન્ય ચાખતા નથી; કારણ કે સત્પુરુષોની શક્તિ-સમૃદ્ધિ પરોપકારને માટે જ હોય છે.'

વક્તા વિદ્વાન્ હોય, વિમલચારિત્ર-વિભૂષિત હોય અને વક્તૃત્વકલા-વિશારદ હોય ત્યાં ચમત્કારિક પરિણામો આવે એમાં આશ્ચર્ય શું? ચરિત્રનાયકની દેશનાએ અનેક હિંસકોની હિંસા છોડાવી, અનેક જૂઠાઓને સાચું બોલતા કર્યા, અનેક ચોરોને પ્રામાણિક જીવન જીવતાં શીખવ્યું, અનેક વિષયલંપટોને સન્માર્ગે આણ્યા, અનેક વ્યસનીઓને વ્યસનમાંથી મુક્ત કર્યા અને જ્યાં ક્લેશ, કંકાસ તથા કુસંપની હોળીઓ સળગી રહી હતી, ત્યાં શાંતિ, સમતા અને સંપના ફૂવારા ઊડતા કર્યા. આ બધાનું વિગતવાર વર્ણન કરવાનો અહીં અવકાશ નથી, એટલે તેનું દિગ્દર્શન માત્ર કરાવીશું.

વિ. સં. ૧૯૯૦-૯૧ ની આસપાસનો ઉત્તર ગુજરાતનો આ પ્રસંગ છે. ચાણસ્માના શ્રાવકોએ વિનંતિ કરી કે 'ગુરુદેવ! અહીંથી થોડે દૂર રામપુરા નામનું ગામ છે, ત્યાં ચોરના સવાસો જેટલાં ઘર છે. તેઓ લૂંટફાટ ખૂબ કરે છે અને પ્રજાને રંજાડવામાં બાકી રાખતા નથી. જો તેમને આપનો ઉપદેશ લાગે તો કામ થઈ જાય, માટે આપ કૃપા કરીને તેમને ઉપદેશ આપો.'

ચરિત્રનાયકે આ વિનંતિનો તરત જ સ્વીકાર કર્યો અને થોડા શ્રાવકો સાથે તેઓ રામપુરા ગયા. ત્યાં લોકોએ તેમનું સ્વાગત કર્યું અને ઉપદેશ સાંભળવાની ઇચ્છા પ્રકટ કરી. ચરિત્રનાયકે તેમને સાદી અને સરળ ભાષામાં મનુષ્ય તરીકેનું કર્તવ્ય સમજાવ્યું અને હિંસા, જૂઠ, ચોરી, બદમાસી વગેરે છોડી દેવા પર ખાસ ભાર મૂક્યો. આ ઉપદેશની ભારે અસર થઈ. પચીસ માણસોએ ત્યાં જ ઊભા થઈને પ્રણામપૂર્વક જણાવ્યું કે 'ગુરુમહારાજ, આજથી અમે હિંસા કરવાનું છોડી દઈએ છીએ, માંસમદિરા વાપરવાનું બંધ કરીએ છીએ તથા ચોરી નહિ કરવાનો નિર્ણય કરીએ છીએ. તે માટે





અમને પ્રતિજ્ઞા કરાવો.' એટલે ચરિત્રનાયકે તેમને પ્રતિજ્ઞા આપી અને આ રીતે સારાં કામની પહેલ કરવા માટે અભિનંદન પણ આપ્યા. તે વખતે પેલા માણસોએ કહ્યું : 'આપજી! નજીકમાં સુણુસર ગામ છે, ત્યાં ચોરોનાં ચારસો ઘર છે. તેમને પણ આપ ઉપદેશ આપો. અમે આપની સાથે ચાલીશું.' એટલે ચરિત્રનાયક થોડા શ્રાવકો તથા ગામલોકો સાથે સુણુસર પધાર્યા.

લોકોને ખબર પડી કે કોઈ મોટા મહાત્મા પધાર્યા છે, એટલે તેઓ ઢોલ-નગારા લઇને સામે આવ્યા અને ઉમળકાથી સ્વાગત કરતાં કહેવા લાગ્યા : 'મહારાજ! આપે મોટી મહેરબાની કરી. આપ અહીં પધાર્યા, તેથી અમને ઘણો આનંદ થયો. હવે આપ ઘોડા પર બિરાજો અને ગામમાં પધારો' અને તેમણે એક સુંદર શણગારેલો ઘોડો હાજર કર્યો.

ચરિત્રનાયકે કહ્યું : 'અમે હાથી-ઘોડા પર બેસતા નથી, પગે ચાલીને જ બધે જઇએ છીએ અને લોકોને બે શબ્દ સારા સંભળાવીએ છીએ.'

આથી બધા લોકો ખુશ થયા અને તેમના સારા શબ્દો સાંભળવા માટે એક વિશાળ વૃક્ષની છાયામાં બેસી ગયા. ગામના નાના મોટા તમામ માણસોએ તેમાં હાજરી આપી. જેવી સભા તેવું વ્યાખ્યાન, જેવું મોં તેવું ટીલું. શ્રોતાઓ સમજી શકે તેવું નહિ બોલવાથી મહાપંડિત કુમુદચંદ્ર—જે પાછળથી શ્રી સિદ્ધસેન દિવાકરનાં નામથી પ્રસિદ્ધ થયા તે—વૃદ્ધવાદી આચાર્ય સાથેના વિવાદમાં હારી ગયા હતા, તે બીના ઇતિહાસપ્રસિદ્ધ છે, તેથી ચરિત્રનાયકે ગામલોકો સમજી શકે તેવી ભાષામાં ઉપદેશ આપ્યો ને જણાવ્યું કે 'જીવહિંસા કરવી નહિ. જેવો આપણો જીવ તેવો બીજાનો જીવ. જૂઠું બોલીને કોઇને ફસાવવા નહિ. આપણે બીજાને ફસાવીએ તો બીજા આપણને ફસાવે. ચોરી મુદ્દલ કરવી નહિ. કોઈનું ઘર ફાડીએ, કોઇની દુકાન તોડીએ, કોઈ વટેમાર્ગુને લૂંટી લઇએ કે કોઇનાં ઢોર-ઢાંખર તગડી લાવીએ તો આપણને તેમનો શાપ લાગે અને પાપનાં પોટલાં બંધાય. એનો ભારે દંડ ભોગવવો પડે, હાથે પગે લૂલાં થઇએ, બૈરી માંદી પડે કે છોકરો મરી જાય અને આવતા ભવે નરકમાં જવું પડે તે જુદું.'

આ ઉપદેશની જાદુઇ અસર થઈ. ગામના આગેવાનોએ ઊભા થઇને જણાવ્યું કે 'પૂજ્ય મહારાજશ્રીનાં માનમાં એક મહિના સુધી કોઇએ જીવહિંસા કરવી નહિ.' રોજ બસો-બસો જનાવરોનો શિકાર કરનારાઓએ આ રીતે જીવહિંસા છોડી દીધી અને તેમાંનાં દશ જણા તો એવા નીકળ્યા કે જેમણે જીવનભર હિંસા ન કરવાની પ્રતિજ્ઞાઓ લીધી. વળી તેમાંનાં કેટલાકે મદિરાપાનનો ત્યાગ કર્યો અને ચોરીના ધંધાને સદાને માટે તિલાંજલિ આપી. તે વખતે એક જણે ઊભા થઇને કહ્યું : 'મહારાજ! હિંસા તો આજથી જ બંધ પણ લેવાદેવાની છૂટ! જો એમ ન કરીએ તો અમારાં બૈરાંછોકરાં ખાય શું?'



પૂજ્યપાદ ન્યાયામ્ભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્
વિજયાનન્દસૂરીશ્વરજી મહારાજ અપરનામ
**શ્રી આત્મારામજી મહારાજ**



પૂજ્યપાદ સદ્ધર્મસંરક્ષક જૈનાચાર્ય શ્રીમદ્
**શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજ**



દક્ષિણ દેશોદ્ધારક જૈનાચાર્ય શ્રી ૧૦૦૮
શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ

ચરિત્રનાયકે તેનાં મનનું સમાધાન કર્યું : 'જો સાચા માણસ થવું હોય તો ચોરી છોડચે જ છૂટકો. જેઓ ચોરી નથી કરતા તે શું ખાય છે? શું તેમનાં બૈરાં-છોકરાં ભૂખે મરી જાય છે? માટે એક જ વાત રાખો કે કામ કરીને ખાવું. હરામનું ખાવાની દાનત રાખવી નહિ.'

આ જવાબથી તેનાં મનનું સમાધાન થયું અને તેણે હિંસાની સાથે ચોરીના ધંધાનો પણ ત્યાગ કર્યો.

પછી સુણસરના ચોરોએ ડાભેડાના ચોરોને જણાવ્યું કે હવે અમે ગુરુના ઉપદેશથી સુધરી ગયા છીએ અને જીવહિંસા કરવાનું તથા ચોરી કરવાનું છોડી દીધું છે, માટે તમે પણ જીવહિંસા બંધ કરો અને ચોરી કરવાની છોડી દો. નહિ તો તમારો અને અમારો સંબંધ તૂટી જશે.' આ અરસામાં પૂજ્ય ગુરુદેવ× ત્યાં પધાર્યા અને તેમણે એ ચોરોને સારી રીતે ઉપદેશ આપ્યો, એટલે તેમણે પણ જીવહિંસા છોડી દીધી અને ચોરીના ધંધાને તિલાંજલિ આપી.

આ રીતે ગુરુ-શિષ્યના ઉપદેશથી ચોરોનાં ત્રણ ગામો સુધરી ગયા, એટલે તેની અસર આજુબાજુનાં ગામો પર પડી અને એ રીતે જીવનસુધારણાનાં કાર્યે જોર પકડ્યું. આને આપણે ચમત્કારિક પરિણામ નહિ તો બીજું શું કહી શકીએ?

જ્યારે તેઓ વીરમગામથી કચ્છ-વાગડ તરફ જઈ રહ્યા હતા, ત્યારે ભોટકિયા ગામમાં જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. તે વખતે એક શિકારી તેમની સભામાં હાજર થયો હતો અને ખૂબ અક્કડાઈથી ઊભો રહ્યો હતો, પરંતુ ચરિત્રનાયકના ચાર શબ્દો તેના કાને પડ્યા કે તેની એ અક્કડાઈ ઓગળી ગઈ અને તેણે કાયમને માટે શિકાર કરવાનો ધંધો છોડી દીધો. બીજા એક સ્થળે પણ આવો જ બનાવ બન્યો હતો.

જ્યારે ચરિત્રનાયક કચ્છ-મોટી ખાખરમાં બિરાજતા હતા, ત્યારે ત્યાંના હરિજનો બહારની ધર્મશાળામાં મોટી સંખ્યામાં આવ્યા હતા અને પોતાની મર્યાદા પ્રમાણે દૂર બેઠા હતા. તેમણે ચરિત્રનાયકનો ઉપદેશ સાંભળીને જીવનભર દારૂમાંસનો ત્યાગ કર્યો હતો. છેવટે આ હરિજનોએ પ્રાર્થના કરી હતી કે 'હવે અમે પવિત્ર થઈ ગયા છીએ માટે પ્રભુનો જાપ બતાવો.' ત્યારે ચરિત્રનાયકે શ્રાવક પાસે લખાવીને 'નમો અરિહંતાણં'

× આ પ્રકરણમાં આગળ જ્યાં જ્યાં ગુરુદેવ શબ્દ આવે ત્યાં પરમ પૂજ્ય શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ એમ સમજવું.





એ એક પદ આપ્યું હતું અને તેનો પવિત્ર થઈને રોજ જાપ કરવા જણાવ્યું હતું. પછી તેમની વિનંતિથી તેમના માટે શ્રાવકોદ્વારા એક જગા પણ કરાવી હતી.

મારવાડમાં ખીમેલ, નાડોલ, ખાંડ, જવાલ વગેરે ગામોનો અને ગુજરાતમાં ધોળાસણ વગેરે ગામોનો કુસંપ તેમના દ્વારા જ દૂર થયો હતો. તાત્પર્ય કે ચરિત્રનાયકની દેશના દુરાચારને દૂર કરવામાં અને સદાચારને સ્થિર કરવામાં અજબ સફલતા મેળવી રહી હતી.

સમર્થ વાદી

કેટલીક વાર વાદવિવાદ કરવાના પ્રસંગો પણ આવતા, ત્યારે ચરિત્રનાયક પોતાની પ્રતિભાનો અજબ ચમત્કાર બતાવતા અને શાસ્ત્ર-પ્રમાણોની એવી જબ્બર ધારા વહાવતા કે પ્રતિપક્ષી તે સાંભળીને જ દિઙ્મૂઢ બની જાય. વિ. સં. ૧૯૮૭ લગભગની આ ઘટના છે કે જ્યારે તેઓ કપડવંજથી વિહાર કરીને પાટણ તરફ જઈ રહ્યા હતા અને પૂજ્ય ગુરુદેવ સાથે એક ગામમાં ઉતર્યા હતા. આ ગામમાં એક આર્યસમાજી પંડિત રહેતો હતો. તેણે એવો પ્રચાર કર્યો હતો કે માંસાહાર કરવામાં કોઈ દોષ નથી. ગુજરાતની પ્રજામાં અહિંસાના સંસ્કાર સારા પ્રમાણમાં પડેલા છે અને તે જૈનાચાર્યોના પ્રચારનું જ પ્રશસ્ત પરિણામ છે, પરંતુ આ પ્રચારથી ઘણાનાં દિલ ડોલાયમાન થયા હતા અને લોકો સાચી હકીકત શું છે, તે જાણવા આતુર હતા. ચરિત્રનાયકને આ પરિસ્થિતિની જાણ થઈ, એટલે તેમણે પેલા પંડિતને શાસ્ત્રાર્થ કરવા માટે આવાહન કર્યું અને પંડિત પણ મોટા રૂઆબથી હાજર થયો. પંડિતે પૂર્વપક્ષ કર્યો, ચરિત્રનાયકે ઉત્તરપક્ષ કર્યો. પછી શાસ્ત્રપ્રમાણો શરૂ થયા. પેલાએ વેદનાં કેટલાંક વાક્યો બતાવીને પૂરવાર કર્યું કે હિંસા વિહિત છે અને માંસાહાર કરવામાં કોઈ દોષ નથી. ચરિત્રનાયકે એ જ વેદોનાં વાક્યો ટાંકીને સાબિત કરી આપ્યું કે હિંસા વિહિત નથી અને માંસાહાર કરવામાં મોટો દોષ છે. તે માટે મહાભારત વગેરેનાં પણ પુષ્કળ પ્રમાણો આપ્યાં. આ સાંભળી બધા લોકો છક થઈ ગયા અને પંડિતજીની સ્થિતિ બહુ વિચિત્ર થઈ પડી. તે એક દલીલ કરે, તેની સામે ચરિત્રનાયક ચાર દલીલો કરે, એટલે બિચારાનું ચાલે શું ? આખરે તે અકળાયો અને ગુસ્સો કરવા લાગ્યો; પણ જૈન સાધુઓ તો ક્ષમાની મૂર્તિ હોય છે અને ગુસ્સાને કેમ ઠંડો પાડવો એની તાલીમ પ્રથમથી જ પામેલા હોય છે, એટલે પંડિતને ઠંડો પાડ્યો અને હવે પછી આ જાતનો પ્રચાર નહિ કરવાની શિખામણ આપી વિદાય કર્યો.

અજબ ધૈર્ય

ચરિત્રનાયકે વિ. સં. ૧૯૮૮ નું ચાતુર્માસ પાટણમાં કર્યું, ત્યાર બાદ ગ્રામાનુગ્રામ વિહાર કરતાં ચાણસ્મા પધાર્યા અને ચાતુર્માસાર્થે ત્યાં જ સ્થિર થયા. એ પ્રસંગે





જે ઘટના બની તેની નોંધ લેવી આવશ્યક ગણાશે, કારણ કે તે ચરિત્રનાયકના અપૂર્વ ધૈર્યને દર્શાવનારી છે.

વિ. સં. ૧૯૮૮ નું ચાતુર્માસ ખંભાતની જૈન જનતા માટે યાદગાર નીવડયું હતું, કારણ કે ત્યાં પૂજ્ય ગુરુદેવ બિરાજતા હતા અને અનેક પ્રકારના ધાર્મિક ઉત્સવો તથા પ્રભાવશાળી પ્રવચનોવડે જનતામાં અપૂર્વ ધર્મજાગૃતિ આણી રહ્યા હતા. તેમનાં આ પ્રભાવશાળી પ્રવચનો સાંભળીને કાન્તિલાલ મૂળચંદ નામના સત્તર વર્ષની વયના એક યુવાનનું હૃદય વૈરાગ્યરંગથી બરાબર રંગાયું હતું અને અસાર સંસારનો ત્યાગ કરી સંયમ ધારણ કરવા ઉલ્લસિત બન્યું હતું. આ યુવકે તે માટે માતાપિતાની આજ્ઞા માગી પણ તે મળી નહિ. તેણે માતાપિતાને પુનઃ વિનંતિ કરી અને પોતાને હવે સંસારમાં જરાયે ગોઠતું નથી, એ પણ જણાવ્યું, પરંતુ માતાપિતા એકના બે થયા નહિ. આથી કાંતિલાલ એકાએક ચાણસ્મા આવ્યા અને ગુરુદેવનું શરણ લીધું. ગુરુદેવે તેમની બધી હકીકત જાણ્યા પછી વિ. સં. ૧૯૮૯ ના પોષ સુદ છઠ્ઠના શુભ દિવસે તેમને દીક્ષા આપી, તેમનું નામ મુનિશ્રી કીર્તિવિજયજી રાખ્યું. માતાપિતાને આ વાતની ખબર પડી, એટલે તેઓ ચાણસ્મા આવ્યા અને ઘણી ધમાલ કરી, પરંતુ ચાણસ્માના સંઘનો ત્યાગ પ્રત્યે અથાગ પ્રેમ હતો, એટલે તેઓ કંઇ પણ કરી શકયા નહિ. આ ધમાલ બે-પાંચ દિવસ નહિ, બે-પાંચ અઠવાડિયા નહિ, પણ પૂરા છ માસ ચાલી, પરંતુ ચરિત્રનાયક અપૂર્વ ધૈર્ય રાખી રહ્યા હતા અને મુનિશ્રી કીર્તિવિજયજીની સંયમ પ્રત્યે પૂરી દૃઢતા હતી, એટલે છેવટે મામલો શાંત પડ્યો અને ઘેરાયેલું વાદળ વિખરાઇ ગયું. એ વખતે કોણે ધાર્યું હશે કે આ મુનિ આગળ જતાં કવિકુલતિલક અને શતાવધાની બનશે? અને ભક્તિરસભર્યાં સ્તવનો-સજ્ઝાયોની સરિતા વહાવી લોકોને ભક્તિરસમાં તરબોળ કરી દેશે? તથા વિવિધ પ્રકારનું સાહિત્ય સર્જન કરીને લાખો મનુષ્યનાં હૃદયમાં માનભર્યું સ્થાન મેળવશે? આપણે આગળ પર જોઇશું કે ચરિત્રનાયકે દક્ષિણમાં જે દિવ્ય પ્રકાશ ફેલાવ્યો, તેમાં આ મુનિશ્રીનો કેવો અને કેટલો ફાળો હતો.

ગણીપદ

સૂત્ર-સિદ્ધાંતનો અભ્યાસ કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે સાધુઓને યોગોદ્વહનની ક્રિયા અવશ્ય કરવી પડે છે, તેથી ચરિત્રનાયકે ઉત્તરાધ્યયન, આચારાંગ આદિ સૂત્રોના યોગો છાણીમાં વહન કર્યા હતા અને કલ્પસૂત્ર, મહાનિશીથ, નંદીસૂત્ર, સૂત્રકૃતાંગ, સ્થાનાંગ વગેરે સૂત્રોના યોગો ક્રમશઃ અન્ય સ્થળોએ વહન કર્યા હતા. હવે માત્ર ભગવતીસૂત્રના યોગ વહન કરવાના બાકી રહ્યા હતા, તે તેમણે વિ. સં. ૧૯૯૦નું ચાતુર્માસ

પૂજ્ય ગુરુદેવ સાથે પાલીતાણામાં કર્યું, ત્યારે પૂરા કર્યા અને એ રીતે ગણીપદ માટેની સંપૂર્ણ યોગ્યતા પ્રાપ્ત કરી લીધી. અહીં ચરિત્રનાયકની પ્રેરણાથી 'શ્રી લબ્ધિસૂરીશ્વરજી જૈન સેવાસમાજ'ની સ્થાપના થઈ, તે ઉલ્લેખનીય ગણાય.

ચાતુર્માસ પૂર્ણ થયે તેઓ ગુરુદેવ સાથે શીહોર પધાર્યા, ત્યારે સંઘે ખૂબ ભક્તિ કરી અને વિ. સં. ૧૯૯૧ના માગશર વદિ ૬ ના શુભ દિવસે તેમને મહોત્સવપૂર્વક ગણીપદ અર્પણ કરવામાં આવ્યું. ધર્મપ્રેમી નેમકોર બહેને આ પ્રસંગનો સારો લાભ લીધો હતો.

### ગિરનાર યાત્રા

અહીંથી પોષ સુદ ૧૩ ના પુનિત પ્રભાતે ગુરુદેવની નિશ્રામાં ગિરિરાજ ગિરનારનો છ-રી× પાળતો સંઘ નીકળ્યો, તેમાં પૂજ્ય ગુરુદેવનાં ઉપદેશ અને ચરિત્રનાયકની પ્રબળ પ્રેરણા કારણભૂત હતાં. અનુક્રમે તેઓ જુનાગઢ પધાર્યા અને ત્યાં ગિરનાર પર્વત પર વિરાજતા બાલબ્રહ્મચારી યદુકુલનંદન શ્રી અરિષ્ટનેમિ ભગવાનનાં દર્શન કરીને તથા અન્ય જિનબિંબો જુહારીને કૃતાર્થ થયા.

### સૌરાષ્ટ્રમાં શાસનપ્રભાવના

ત્યાંથી તેઓ પૂજ્ય ગુરુદેવ સાથે સૌરાષ્ટ્રનાં ગામોમાં વિચરવા લાગ્યા અને જનતાને જિનામૃતનો સ્વાદ ચખાડવા લાગ્યા. અનુક્રમે તેઓ જેતપુર અને રાજકોટમાં વિશાળ જનસમુદાયને બહુવિધ બોધ આપી વાંકાનેર પધાર્યા. સૌરાષ્ટ્રમાં મૂર્તિપૂજક અને સ્થાનકવાસી એ બંને સંપ્રદાયની વસ્તી સારા પ્રમાણમાં છે, તેમને જૈન ધર્મનું અભિમાન છે અને સાધુ-સાધ્વી પ્રત્યે ઊંડો અનુરાગ છે. ચરિત્રનાયકની ચમત્કારિક દેશનાએ એ અનુરાગમાં અનેકગણો વધારો કર્યો. વાંકાનેરથી તેઓ ધ્રાંગધ્રા પધાર્યા અને ધર્મરૂપી ધરામાં જે ધ્રાંગ એટલે પત્થર પડ્યા હતા, તેને દૂર કરી ગુજરાતમાં દાખલ થયા.

### ગુજરાતમાં ગર્જારવ

અનુક્રમે તેઓ પાટણ પધાર્યા અને પૂજ્યપાદ સૂરિશેખર શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજની મૂર્તિપ્રતિષ્ઠા નિમિત્તે જે ઉત્સવ યોજાયો હતો, તેમાં ભાગ લઈ મ્હેસાણા પધાર્યા. અહીં મોટામોટા આચાર્યોનાં ચોમાસાં થઈ ચૂકયાં હતાં, એટલે શ્રાવકો ધર્મના જાણકાર હતાં અને વીતરાગશાસન પ્રત્યે વફાદાર હતા. ચરિત્રનાયકનાં વ્યાખ્યાનો તેમને ખૂબ જ ગમ્યાં. પંદર દિવસની સ્થિરતાએ મ્હેસાણામાં મહા અહેશાન કર્યો. ત્યાંથી

× યાત્રા કરનારે ૧ એકાહારી, ૨ સમકિતધારી, ૩ ભૂમિશયનકારી, ૪ સચિત્તપરિહારી, ૫ પાદચારી અને ૬ બ્રહ્મચારી રહેવું જોઇએ, તેને સંક્ષિપ્તમાં છ-રી કહેવામાં આવે છે.





ચરિત્રનાયક અઠ્ઠાઈ મહોત્સવ તથા શાંતિસ્નાત્ર નિમિત્તે ચાણસ્મા પધાર્યા અને ઉત્સવ સંપન્ન થયે ગ્રામાનુગ્રામ વિચરતા ગુજરાતની ઉત્તર સરહદ પર આવેલો આબૂગિરિરાજ ચઢ્યા. શું ત્યાંની શોભા ! શું ત્યાંનાં મંદિરો !! દેલવાડાની વિમલવસહિકા અને લૂણગ-વસહિકામાં આરસની જે કોતરણી નજરે પડે છે, તે જગતમાં અન્ય સ્થળે જોવા મળતી નથી. ચરિત્રનાયકે ત્યાં વિરાજતા શ્રી યુગાદિદેવ, શ્રી અરિષ્ટનેમિ તથા શ્રી પાર્શ્વનાથ ભગવાનનાં બિંબો જુહાર્યાં. પછી તેઓ અચલગઢ પધાર્યા અને સુવર્ણાદિ પાંચ ધાતુ-ઓનાં ૧૪૪૪ મણ વજનવાળા ચૌમુખજીનાં દર્શન કરી અત્યંત આહ્લાદ પામ્યા.

આ રીતે ગુજરાતમાં જૈન ધર્મનો ગર્જારવ કરીને તેઓ પૂજ્ય ગુરુદેવ સાથે માર-વાડની યાત્રામાં જોડાયા.

### મારવાડનો મનોહર રંગ

મારવાડમાં સુવિહિત સાધુઓનો વિહાર થાય તો અજ્ઞાનનું પ્રમાણ ઘટે અને જૈન ધર્મનું સાચું સ્વરૂપ સમજવામાં આવે, તે હેતુથી ગુરુદેવ પાંત્રીશ સાધુઓના સમુદાય સાથે મારવાડમાં પધાર્યા હતા અને ચાતુર્માસાર્થે ત્રણ ભાગમાં વહેંચાયા હતા. ગુરુદેવનું ચાતુર્માસ શીરોહીમાં થયું હતું કે જ્યાં જૈન ઇતિહાસની અનેક સુવર્ણપંક્તિઓ લખા-યેલી છે, તેમજ શિલ્પકલાથી સમૃદ્ધ ચૌદ મનોહર મંદિરોની માળા વિરાજી રહી છે. ચરિત્રનાયકનું ચાતુર્માસ શિવગંજમાં થયું હતું કે જ્યાં જૈનોનાં છસો ઘરની વસ્તી છે, તેમજ પાંચથી છ પવિત્ર જિનપ્રાસાદો આવેલા છે. મુનિરાજ શ્રી ભુવનવિજયજી વગેરે છ સાધુઓનું ચાતુર્માસ બરલૂટમાં થયુ હતું કે જ્યાં સુખી સ્થિતિવાળા અનેક જૈન ગૃહસ્થો વસે છે અને પરદેશમાંથી પુષ્કળ પૈસો કમાઇ લાવે છે.

ત્રણે કેન્દ્રોમાં ધર્મનો પ્રચાર સુંદર રીતે થઇ રહ્યો હતો અને જિનશાસનની જયં-કલગીમાં એક એક પીંછુ ઉમેરી રહ્યો હતો. ચરિત્રનાયકનાં વ્યાખ્યાનમાં છસોથી સાતસો સ્ત્રી પુરુષો નિયમિત હાજરી આપતા હતા અને જૈન ધર્મના આચારવિચાર સંબંધી રોજ નવું જ્ઞાન પ્રાપ્ત કરતા હતા. બપોરે શેઠ ફત્તેહચંદ ગેમરાજ, શ્રી રીખવદાસ મદ્રાસવાળા વગેરે ગૃહસ્થો આવતા, ત્યારે ધાર્મિક પ્રશ્નો અંગે ગરમાગરમ ચર્ચા થતી, પણ ચરિત્રનાયક સૂત્રપાઠો તથા યુક્તિઓ એવી કુનેહથી આગળ ધરતા કે ઘર્ષણ થવાને બદલે ઘર સ્વચ્છ થતું અને શંકાનાં વાદળો સત્વર વીખરાઇ જતાં.

અહીં ચરિત્રનાયકના જાણવામાં આવ્યું કે દેવદ્રવ્યની મોટી રકમ ઉપાશ્રય બાંધવામાં ખર્ચાઇ ગઈ છે, એટલે તેમણે ભારે પરિશ્રમ ઉઠાવીને હિસાબના ચોપડા તપાસાવ્યા અને

રૂપિયા ૨૧૦૦૦ સાધારણ ખાતામાંથી દેવદ્રવ્યમાં જમા કરાવ્યા. આ ઘટનાને કોઇએ નાની સમજવાની જરૂર નથી, કારણ કે જિનમંદિરની સાચવણી અને સુરક્ષિતતાનો આધાર દેવદ્રવ્ય ઉપર છે અને તે એક યા બીજા બહાને વેડફાઈ જાય તો ભવિષ્યમાં તે અંગે અનેક મુશ્કેલીઓ ઊભી થવાનો સંભવ છે, તેથી આચાર્યો સંઘના વહીવટ પર દેખરેખ રાખે છે અને તેમાં કોઈ ક્ષતિ જણાય તો તે માટે યોગ્ય સૂચનો કરે છે કે જવાબદાર વ્યક્તિઓ પર યોગ્ય દબાણ લાવી હિસાબના ચોપડા ચોકખા કરાવે છે.

પંન્યાસપદ

ચાતુર્માસ પૂર્ણ થતાં શેઠ કપુરચંદ કેશરીમલજી વગેરે ત્રણ ભાઈઓને બરલૂટનાં આંગણે ઉપધાનતપ કરાવવાની ભાવના થઇ. આ તપ ત્યાં ઘણા વખતે થતો હતો, એટલે આજુબાજુના સત્તાવીશ ગામોનાં સ્ત્રીપુરુષો મળી લગભગ ૩૫૦ની સંખ્યાએ તેમાં પ્રવેશ કર્યો અને માલારોપણના મહોત્સવપ્રસંગે એટલે વિ. સં. ૧૯૯૨ના મહા શુદ ૬ ના દિવસે લગભગ દશ હજાર માણસોની હાજરી થઇ. આ પ્રસંગે પૂજ્ય ગુરુદેવે મુનિરાજ શ્રી ગંભીરવિજયજી ગણિવરને તથા ચરિત્રનાયકને પંન્યાસપદથી વિભૂષિત કર્યા અને સંઘના આનંદમાં અતિશય વૃદ્ધિ કરી.

ઉપાધ્યાયપદ

બરલૂટથી સાધુસમુદાય જાવાલ પધાર્યો, તેની સાથે ચરિત્રનાયક પણ જાવાલ પધાર્યા. અહીં માહ સુદ ૧૩ ના દિવસે દહેરાસરજીમાંથી ખસી ગયેલી પ્રતિમાઓની પૂજ્ય ગુરુદેવના વરદ હસ્તે પુનઃ પ્રતિષ્ઠા થઈ અને તે જ દિવસે પં. મ. શ્રી ગંભીરવિજયજી તથા ચરિત્રનાયકને ઉપાધ્યાયપદ અર્પણ કરવામાં આવ્યાં. સાથે મુનિરાજશ્રી ભુવનવિજયજીને પ્રવર્તકપદ આપવામાં આવ્યું. આ પ્રસંગે શાંતિસ્નાત્ર, પૂજા, પ્રભાવના, સાહમ્મિવચ્છલ વગેરે જાવાલના સંઘ તરફથી થયાં હતાં.

મારવાડથી મ્હેસાણા

જાવાલથી પૂજ્ય ગુરુદેવનો સમુદાય ધર્મની પ્રભાવના કરતો મારવાડના જુદા જુદા ગામોમાં વિચરવા લાગ્યો અને ચરિત્રનાયકે ચાણસ્માની બે બહેનોની દીક્ષાનિમિત્તની વિનંતિનો સ્વીકાર કરી ગુજરાત તરફ પ્રયાણ કર્યું. અનુક્રમે તેઓ ભોયણી પધાર્યા અને બે બહેનોને દીક્ષા આપી. અહીં એટલું યાદ રાખવું આવશ્યક છે કે વિ. સં. ૧૯૮૯ ના ચાણસ્માનાં ચાતુર્માસમાં ત્યાંની ૧૦ યુવાન–બાળાઓએ ચરિત્રનાયકના ઉપદેશથી દીક્ષા ગ્રહણ કરવાની બાધાઓ લીધી હતી, તેમાંથી ૯ બહેનોએ અત્યાર સુધીમાં દીક્ષા ગ્રહણ કરી છે. આમ ચરિત્રનાયકની પ્રેરણાથી અનેક આત્માઓ વૈરાગ્ય પામીને સંયમના માર્ગે વળ્યા છે.

ભોયણીથી ચરિત્રનાયકે ઊંઝા તરફ વિહાર કર્યો, ત્યારે ધ્વજદંડ-મહોત્સવ-નિમિત્તે ટુંડાય સંઘની વિનંતી થઈ, એટલે તેઓ ટુંડાય પધાર્યા. ત્યાં ધામધૂમ ખૂબ થઈ. અઠ્ઠાઈ મહોત્સવ ઉપરાંત બે ત્રણ સાહમ્મિવચ્છલ થયાં. ત્યાંથી અનુક્રમે ઊંઝા પધારતાં મ્હેસાણા સંઘના ૧૩ ગૃહસ્થો ચાતુર્માસ માટે વિનંતિ કરવા આવ્યા. પૂજ્ય ગુરુદેવની આજ્ઞા મળતાં ચરિત્રનાયકે એ વિનંતિનો સ્વીકાર કરી વિ. સં. ૧૯૯૨ ના ચાતુર્માસ માટે મ્હેસાણા તરફ વિહાર કર્યો. રસ્તામાં ધીણોજ આવ્યું. ત્યાં ચરિત્રનાયકની ચમત્કારિક વાણી સાંભળીને શાહ નથુભાઇ દોલચંદ નામના ઓગણપચાસ વર્ષની ઉંમરના ગૃહસ્થ મોટો પરિવાર છોડીને ચારિત્ર અંગીકાર કરવા તૈયાર થયા. તેની તડામાર તૈયારીઓ ચાલી. અમદાવાદથી મુસ્તફા બેન્ડ આવ્યું. સાથે શણગારેલો સુંદર હાથી પણ આવ્યો. ઢોલ નગારા જોરથી વાગવા લાગ્યા. ગામડે ગોઠડે વાત પહોંચી એટલે વાણિયા-બ્રાહ્મણ, તેલી-તંબોલી, સઇ-સુથાર સહુ કોઈ આ ઉત્સવ જોવા ઉમટી પડ્યા. પાંચ હજારની માનવમેદની વચ્ચે દીક્ષા થઇ અને નથુભાઇ મુનિશ્રી નાગેન્દ્રવિજયજી નામ ધારણ કરી ચરિત્રનાયકના શિષ્ય તરીકે જાહેર થયા. નથુભાઈની દીક્ષાને આજે પણ ધીણોજના લોકો સાનંદ સંભારે છે.

અનુક્રમે ચરિત્રનાયક મ્હેસાણા પધાર્યા. ત્યાં પહેલું કાર્ય એ કર્યું કે ઉપાશ્રયમાં દેવદ્રવ્યની મોટી રકમ ખર્ચાઇ ગઇ હતી અને તે કારણે ઘણા સાધુઓ ત્યાં ઉતરતા અચકાતા હતા, તેથી ચરિત્રનાયકે તે માટે ઉપદેશ આપી હજારો રૂપિયાની ટીપ કરાવી કે જે એ જમાનામાં ઘણું મોટું કાર્ય હતું. એ ટીપ કરતાં જે થોડી રકમ બાકી રહી હતી, તે પ્રસિદ્ધ વકતા પૂજ્ય પંન્યાસજી શ્રી કનકવિજયજી ગણિવરની પ્રેરણાથી પૂરી થઇ હતી. ચરિત્રનાયકના ઉપદેશથી ચાતુર્માસના ચાર મહિના લોકોએ અનેક પ્રકારની ધર્મકરણી કરી તથા શ્રુત-જ્ઞાનની આરાધનાનિમિત્તે શેઠ નાથાલાલભાઇ તથા વાલીબેન તરફથી ઉપધાનતપની યોજના થતાં અનેક આત્માઓએ તેમાં પ્રવેશ કર્યો. માલારોપણના મંગલ મહોત્સવ ઉપર મ્હેસાણા સંઘની વિનંતિથી પૂજ્ય ગુરુદેવની પધરામણી થઈ, એટલે સોનામાં સુગંધ ભળી. ઉત્સવમાં આનંદની ભરતી આવી, તેમજ સાહમ્મિવચ્છલ, પ્રભાવના વગેરે સારા પ્રમાણમાં થયા.

અહીં શ્રી યશોવિજયજી જૈન પાઠશાળાનાં વાડીલાલ, શિવલાલ, છબીલદાસ તથા કુંવરજી એ ચાર વિદ્યાર્થીઓએ ચરિત્રનાયક પાસે તર્કસંગ્રહનો અભ્યાસ કર્યો. તેઓ આજે પરીક્ષક અને પંડિત તરીકે પ્રસિદ્ધ થયા છે. આ પાઠશાળાના જ એક વિદ્યાર્થી કરમચંદભાઈ વીશ વર્ષની ઉમરે દૃઢ વૈરાગ્યવાળા બન્યા હતા, તેમને આગલા દિવસે વરઘોડો કાઢી પૂજ્ય ગુરુદેવના વરદ હસ્તે દીક્ષા આપવામાં આવી અને તેમનું નામ

મુનિશ્રી કલહંસવિજયજી રાખી તેમને ચરિત્રનાયકના શિષ્ય તરીકે જાહેર કર્યા. આ મુનિ માત્ર છવીસં દિનની ક્ષયની બીમારી ભોગવી લોયણી મુકામે કાલધર્મ પામ્યા હતા.

## સૂરીશ્વરજીનો શિષ્યસમુદાય

અહીં પ્રસંગાનુસાર ચરિત્રનાયકના શિષ્યો સંબંધી પાઠકોનું લક્ષ ખેંચીશું. વિ. સં. ૧૯૮૩ માં સીસોદરાના વતની શ્રી મણિલાલભાઈ ચરિત્રનાયકના હસ્તે દીક્ષા લઈ મુનિશ્રી હેમેન્દ્રવિજયજી બન્યા, તે એમના પ્રથમ શિષ્ય. તેઓ કેટલાક વખતથી જુદા વિચરે છે. વિ. સં. ૧૯૮૫ માં જામનગરનિવાસી શ્રી ગુલાબચંદભાઈએ પાલીતાણા મુકામે પૂજ્ય ગુરુદેવના હાથે દીક્ષા ગ્રહણ કરી અને મુનિશ્રી સત્યવિજયજી તરીકે જાહેર થયા, તે એમના બીજા શિષ્ય. તેઓ મારવાડના વિહાર પ્રસંગે ફલોધી મુકામે કાલધર્મ પામેલા છે. વિ. સં. ૧૯૮૭ માં કપડવંજનિવાસી શ્રી કાંતિલાલભાઈ છાણી મુકામે મુનિશ્રી ભુવનવિજયજીના હાથે દીક્ષિત થઈ મુનિશ્રી કંચનવિજયજી બન્યા તે ચરિત્રનાયકના ત્રીજા શિષ્ય. તેમના પિતાએ પાછળથી સાગરસમુદાયમાં દીક્ષા ગ્રહણ કરી, એટલે તેઓ તેમની સાથે રહે છે. વિ. સં. ૧૯૮૯ માં ખંભાતનિવાસી શ્રી કાંતિલાલભાઈએ ચાણસ્મા આવી ચરિત્રનાયકના હાથે દીક્ષા લીધી અને મુનિશ્રી કીર્તિવિજયજી તરીકે પ્રસિદ્ધ થયા. તે ચરિત્રનાયકના ચોથા શિષ્ય. તેઓ દીક્ષા લીધી ત્યારથી આજ સુધી અખંડપણે ચરિત્ર-નાયકની સેવામાં રહે છે. એ જ વર્ષમાં દમણનિવાસી શ્રી ડાહ્યાભાઈએ ચાણસ્મા મુકામે ચરિત્રનાયકના હસ્તે ઠાઠમાઠથી દીક્ષા ગ્રહણ કરી અને મુનિશ્રી હર્ષવિજયજી તરીકે પ્રસિદ્ધ થયા તે એમના પાંચમા શિષ્ય. તેઓ બે વર્ષ પહેલાં ગુરુદેવની નિશ્રામાં ઇડર મુકામે કાલધર્મ પામ્યા છે. વિ. સં. ૧૯૯૨ માં મ્હેસાણાના વિહાર વખતે પ્રીણોજનિવાસી શ્રી નથુભાઈ ચરિત્રનાયકના હાથે દીક્ષિત થઈ મુનિશ્રી નાગેન્દ્રવિજયજી બન્યા તે એમના છઠ્ઠા શિષ્ય. તેઓ ચરિત્રનાયકની સેવામાં જ રહે છે. અને ઉપર જણાવ્યા તે મુનિશ્રી કલહંસવિજયજી તેમના સાતમા અને છેલ્લા શિષ્ય. ત્યાર પછી તેમણે કોઈને પોતાના શિષ્ય બનાવ્યા નથી, જેમને દીક્ષા આપી છે તેમને પ્રશિષ્ય તરીકે જ જાહેર કર્યા છે.

અહીં એ નોંધ કરવી પણ ઉચિત ગણાશે કે ચરિત્રનાયકનું ચાતુર્માસ જ્યારે છાણીમાં હતું, ત્યારે તેમની પાસે અનેક યુવકો આવતા હતા, તેમાં સત્તર–અઢાર વર્ષની વયના છબીલદાસ નામના એક યુવક ચરિત્રનાયકશ્રીની પ્રેરણાથી દીક્ષા લેવાની ભાવનાવાળા થયા, પણ તેમણે એમ જણાવ્યું કે આપના જ શિષ્ય કરો તો દીક્ષા લઉં. પિતાની તે માટે મનાઈ હતી. છેવટે પૂજ્ય ગુરુદેવ ઉમેટા હતા, ત્યારે છબીલદાસનો પત્ર આવ્યો કે મારી દીક્ષાની તૈયારી છે, પણ મારા પિતાજી મોટા મહારાજના શિષ્ય થવાનું કહે છે, ત્યારે



કવિકુલતિલક શતાવધાની
મુનિરાજ શ્રી કીર્તિવિજયજી



ગ્રંથ-નિર્માતા
શતાવધાની પંડિત
શ્રી ધીરજલાલ ટોકરશી શાહ.




ચરિત્રનાયકે જણાવ્યું કે એ તો સોનામાં સુગંધ ભળવા જેવી વાત છે,' માટે જરૂર એ પ્રમાણે કરો. એમાં જરાયે વિલંબ કરશો નહિ. એ યુવકને પૂજ્ય ગુરુદેવે પોતાના વરદ હસ્તે દીક્ષા આપી અને તેઓ મુનિશ્રી ભુવનવિજયજીના નામથી તેમના શિષ્ય તરીકે પ્રસિદ્ધ થયા. અનુક્રમે તેઓ આચાર્યપદ પામ્યા અને આજે પૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજયભુવનતિલકસૂરીશ્વરજી તરીકે શાસનની સુંદર સેવા કરી રહ્યા છે.

**આચાર્યપદ**

ચાતુર્માસ પૂર્ણ થતાં મ્હેસાણાથી વિહાર કરી અનુક્રમે તેઓ શીહોર પધાર્યા. ત્યાં આચાર્ય-પદપ્રદાનનો અપૂર્વ પ્રસંગ ઉપસ્થિત થયો. તેની નોંધ શ્રીકામાટીએ કવિકુલકિરીટના પ્રથમ ભાગમાં આ પ્રમાણે કરી છેઃ 'પૂજ્ય આચાર્ય મહારાજશ્રીના શિષ્યરત્ન ઉપાધ્યાયજી શ્રી ગંભીરવિજયજી મહારાજને તથા ઉપાધ્યાયજી શ્રી લક્ષ્મણવિજયજી મહારાજને આચાર્ય-પદથી વિભૂષિત કરવાનો અત્રે નિર્ણય થયો. આ બાજુ નેમકોરબેનને તથા એમના પુત્રી હંસાકુમારીને પણ દીક્ષા આપવાનો શુભ દિવસ નિર્ણીત થઇ ચૂકયો હતો, એટલે આચાર્ય-પદપ્રદાન તથા પ્રવ્રજ્યાદાન નિમિત્તે ભવ્ય મહોત્સવની તૈયારીઓ ચાલી. એક ભવ્ય મંડપ તૈયાર કરવામાં આવ્યો, અતીવ કારીગરીથી વાસણોની કમાન રચી, વિવિધ તીર્થોની રચના પણ કરવામાં આવી. ભવ્ય સમવસરણમાં ભગવાનને પધરાવવામાં આવ્યા. પ્રતિદિન ચાલુ પૂજામાં તથા ભાવનામાં પાટણના ગવૈયા ચીમનલાલ, સુરતના દીનાનાથ, શ્રાદ્ધરત્ન મોહનભાઇ તથા લબ્ધિસૂરિજી જૈન-સંગીતમંડલી બોલાવેલી હોઈ અપૂર્વ જલસો જામતો હતો. આ નિમિત્તે કંકોતરીઓ પણ ગામેગામ મોકલવામાં આવી હતી, જેથી બહાર-ગામોમાંથી પણ ઘણા માણસો આવી પહોંચ્યા હતા. જુદા જુદા માણસો તરફથી સંઘજમણ કરવામાં આવ્યાં હતાં. પ્રવ્રજ્યાનિમિત્તે એક ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો. ભવ્ય ગાડીમાં બેસી નેમકોરબહેન તથા તેમની પુત્રી હંસાબહેન છૂટા હાથે લક્ષ્મીની ચંચળતા સૂચવતા વરસીદાન આપી રહ્યા હતા.

ગામ બહાર વૈષ્ણવની ધર્મશાળામાં બાંધેલા વિશાળ મંડપમાં સ્થાનિક તથા બહાર-ગામથી આવેલ હજારો માનવસમક્ષ જયઘોષના ગુંજારવ વચ્ચે પૂજ્ય ગુરુદેવના હસ્તે ઉપાધ્યાયજી શ્રીમદ્ ગંભીરવિજયજીને તથા ઉપાધ્યાયજી શ્રીમદ્ લક્ષ્મણવિજયજીને સં. ૧૯૯૩ ના ચૈત્ર વદ પાંચમના (રોજ) આચાર્યપદ અર્પણ કરી અનુક્રમે તેમનાં નામ આચાર્યશ્રી વિજયગંભીરસૂરિજી તથા આચાર્યશ્રી વિજય લક્ષ્મણસૂરિજી તરીકે જાહેર કર્યાં હતા, તથા તે જ દિવસે બેન હંસાકુમારીને તથા (ચૈત્ર વદ આઠમના દિને નેમકોરબેનને)





પ્રવ્રજ્યાદાન કરવામાં આવ્યું હતું. (તેમનાં નામો હંસાશ્રી તથા નંદનશ્રી રાખી લલીતશ્રીના શિષ્યા તરીકે જાહેર કર્યા હતા.) તે પછી બંને આચાર્યવર્યોએ પોતાની લઘુતાને જાહેર કરી સુંદર પ્રવચનો આપ્યાં હતાં. અંતે શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી. આ પ્રસંગે મુંબઇ, સુરત, અમદાવાદ, મ્હેસાણા, ભાવનગર, પાલીતાણા, મારવાડ, પંજાબ આદિ અનેક સ્થળેથી પ્રતિષ્ઠિત સદ્ગૃહસ્થોએ આવી ભાગ લીધો હતો. છેલ્લે દિવસે શાન્તિસ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું.'

સત્સંગ અને પુરુષાર્થથી મનુષ્ય કેટલો આગળ વધી શકે છે, તેનું આ જ્વલંત દૃષ્ટાંત છે. દોલતરામ સાંપ્રદાયિક ઝનૂનની રંગાયેલા હતા, પણ સત્યનિષ્ઠાવાળા હતા, એટલે સમ્યક્ત્વશલ્યોદ્ધારથી પ્રતિબોધ પામ્યા અને જિનમંદિરે જતા થયા. જિનમંદિરમાં જવાનાં નિમિત્તે પૂજ્ય પુરુષનું વ્યાખ્યાન સાંભળવા મળ્યું અને વૈરાગ્યની પ્રાપ્તિ થઈ. વૈરાગ્યનો રંગ પૂરો ચઢાવ્યો તો મુનિશ્રી લક્ષ્મણવિજયજી બન્યા અને ગુરુદેવની કૃપા મેળવી શ્રી વિજયલક્ષ્મણસૂરિ થયા. અને શ્રી વિજયલક્ષ્મણસૂરિ થયા પછી પણ પોતાનાં કર્તવ્યમાં જરાયે શિથિલતા બતાવી નહિ, પુરુષાર્થ પૂર્વવત્ ચાલુ રાખ્યો, તો આજે તેઓ શાસનપ્રભાવક શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી બન્યા છે અને લાખો મનુષ્યોને દિવ્ય પ્રકાશનું દાન દેવાને સમર્થ થયા છે.

**વીરમગામનું ચાતુર્માસ—**

વિ. સં. ૧૯૮૩ની સાલનું ચાતુર્માસ સૌરાષ્ટ્રની સરહદ પર આવેલા વીરમગામમાં થયું, તે અનેક મનુષ્યોને વીતરાગધર્મની વાટે વાળવામાં વિજયવંત નીવડ્યું.

**શ્રી શંખેશ્વરતીર્થની યાત્રા—**

ચાતુર્માસ પૂર્ણ થયે ચરિત્રનાયક ઉપરિયાળાજી તીર્થમાં પધાર્યા કે જ્યાં વીરમગામ, પાટડી વગેરે ગામોમાંથી સેંકડો સ્ત્રીપુરુષો દર્શનાર્થે આવ્યા હતા. ત્યાંથી પાટડી અને ઝીંઝુવાડામાં ઘણો ઉપકાર કરી શ્રી શંખેશ્વરજી તીર્થમાં પધાર્યા અને ત્યાં વિરાજતી શ્રીપાર્શ્વપ્રભુની પ્રાચીન ચમત્કારિક મૂર્તિનાં દર્શન કરી ભવ્ય ભાવોવડે આત્માને ભાવિત કરવા લાગ્યા.

**શ્રી ભદ્રેશ્વરતીર્થની યાત્રા—**

ચરિત્રનાયકે બાર મહિના પહેલાં એવો અભિગ્રહ ધારણ કર્યો હતો કે જ્યાં સુધી શ્રી ભદ્રેશ્વરજી તીર્થનાં દર્શન ન થાય ત્યાં સુધી કેરી વાપરવી નહિ, એટલે તેઓ શંખેશ્વરથી વારાહી, સાંતલપુર થઇ આદીશ્વર અને લોટકીઆ પધાર્યા. ત્યાં શિકારીની જે હકીકત બની, તે આગળ આપી ગયા છીએ. ત્યાંથી વાગડ થઈ તેઓશ્રી ભદ્રેશ્વરજી




પધાર્યા. વિહારમાં જ્યાં જ્યાં સ્થિરતા થતી, ત્યાં ત્યાં વ્યાખ્યાનો અપાતાં હતા. તે સાંભળવા ઘણા મનુષ્યો જમા થતા અને દારૂ, માંસ તથા બીજાં વ્યસનોનો ત્યાગ કરી સુખી થતા હતા. આ જ કારણે એમ કહેવાયું હશે કે 'જ્યાં સંતપુરુષોનાં પગલાં થાય છે, ત્યાંથી દુ:ખ અને દરિદ્રતા દૂર ભાગે છે.'

ચરિત્રનાયકે શ્રી ભદ્રેશ્વરતીર્થનાં વિશાળ પ્રાચીન મંદિરમાં બિરાજતી શ્રીપાર્શ્વનાથ પ્રભુની ભદ્રંકરા ભવ્ય મૂર્તિનાં દર્શન કર્યાં. આ સ્થળ વિજય શેઠ તથા વિજયા શેઠાણીનું સ્મરણ કરાવે છે અને જગડૂશાહે દર્શાવેલી દાનવીરતાની વારંવાર યાદ આપે છે.

**કચ્છમાં ધર્મપ્રચાર—**

શ્રીભદ્રેશ્વરતીર્થમાં થોડા દિવસ સ્થિરતા કર્યા પછી ચરિત્રનાયક મુન્દ્રા અને ભુજપુર પધાર્યા, ત્યાં લોકોએ તેમનાં વ્યાખ્યાનોનો સારો લાભ લીધો. ત્યાંથી તેઓ મોટી ખાખર પધાર્યા, ત્યાં પણ વ્યાખ્યાન-વાણીનો લોકોએ ઘણો લાભ લીધો. અહીં હરિજનો દર્શનાર્થે તથા વ્યાખ્યાન-શ્રવણાર્થે મોટી સંખ્યામાં આવ્યા હતા, તે પ્રસંગ આગળ કહેવાઇ ગયો છે. ત્યાંથી તેઓશ્રી નાની ખાખર પધાર્યા, ત્યાં શેઠ પ્રેમજી લધાભાઇ, શેઠ નાનજી લધા-ભાઈ વગેરે અનેક જાણીતા જૈન શ્રીમંતોએ આગળ ચાલીને ચરિત્રનાયકનું ભાવભીનું સ્વાગત કર્યું અને ત્યાંના ઠાકોરે પણ ખૂબ આદર બતાવ્યો. તેણે ચરિત્રનાયકનું પહેલું પ્રવચન સાંભળીને જ એવું ફરમાન બહાર પાડી દીધું કે 'જ્યાં સુધી મહારાજશ્રી અહીં સ્થિરતા કરે ત્યાં સુધી કોઇએ પણ જીવહિંસા કરવી નહિ.' અહીં પણ હરિજનો દર્શનાર્થે તથા વ્યાખ્યાન-શ્રવણાર્થે મોટી સંખ્યામાં આવ્યા હતા, તેમને શેઠ પ્રેમજી લધાભાઇદ્વારા 'નમો અરિહંતાણું' પદનો જાપ બતાવવામાં આવ્યો હતો.

આ રીતે તેઓ બીજા પણ ઘણાં ગામોમાં વિચર્યા અને ધાર્મિક વાતાવરણને ધમ-ધમતું કર્યું.

કચ્છ પ્રદેશમાં જૈનો સારી સંખ્યામાં વસે છે અને ગામનું આગેવાનપણું મોટા ભાગે તેમના હાથમાં હોય છે, તેથી કોઇ પણ જૈનાચાર્યની પધરામણી થાય ત્યારે સમસ્ત ગામનું વાતાવરણ ઉત્સવમય બની રહે છે. ચરિત્રનાયક જ્યાં જ્યાં ગયા ત્યાં આવું જ બન્યું હતું. તેમનાં વ્યાખ્યાનો સાંભળવા લોકો મોટી સંખ્યામાં આવતા હતા. ભુજપુરની જાહેર સભામાં સાકરની પ્રભાવના થઇ, તેની કિંમત લગભગ રૂપિયા પાંચસો થઈ હતી, એ પરથી શ્રોતાઓની સંખ્યાનો ખ્યાલ આવી શકશે. આ જાહેર વ્યાખ્યાનોની યોજના મોટા ભાગે મહાજન તરફથી જ થતી. તે દિવસે તેમના તરફથી ખાસ પા:ખી પળાવવામાં આવતી, અર્થાત્ બધો કામધંધો બંધ કરી દેવામાં આવતો અને તે માટે

ખર્ચ લગભગ ૫૦૦ થી ૭૦૦ કોરીનો થતો, પણ તેઓ એ ખર્ચ ઘણી હોંશથી કરતા. કેટલીક વાર પાખી પળાવવાનો આગ્રહ જૈનેતરો અને મુસલમાનો તરફથી પણ થતો, એ વસ્તુ દર્શાવી આપે છે કે ચરિત્રનાયકનાં વ્યાખ્યાનોએ જનતાને કેવી મોહિની લગાડી હતી. શ્રોતાઓનો સમાવેશ થાય તે માટે ઉપાશ્રય છોડીને વિશાળ જગા પસંદ કરવામાં આવતી. આ વિહારમાં સામાન્ય નિયમ એવો રખાયો હતો કે મોટા ગામ કે શહેરમાં બેથી ત્રણ દિવસ રહેવું અને નાના ગામમાં એક દિવસની સ્થિરતા કરવી, કારણ કે તેઓશ્રીને ચાતુર્માસ પહેલા ઇંદોર પહોંચવાનું હતું.

અનુક્રમે ચરિત્રનાયક માંડવી પધાર્યા, ત્યારે માનવ–મહેરામણ ઉલટ્યો હતો. જૈન સંઘના હર્ષનું તો પૂછવું જ શું ? તેણે ચરિત્રનાયકને ચાતુર્માસ કરવા આગ્રહભરી વિનંતિ કરી, પણ નીચેના સંયોગોમાં તેનો સ્વીકાર થયો નહિ. ચરિત્રનાયકનાં બહેન જેઓ મહાસતી રાજકુંવરના નામથી પ્રસિદ્ધ હતા તેમનો, મૂર્તિપૂજક સંપ્રદાયની દીક્ષા લઈને આચાર્ય બનેલા પોતાના ભાઈ સાથે, છેલ્લા પચીશ વર્ષથી મેળાપ થયો ન હતો, તેથી તેમની દર્શન કરવાની તીવ્ર ઉત્કંઠા હતી. ચરિત્રનાયક તેમને એવું વચન આપી ચૂક્યા હતા કે 'આ વર્ષે તમે જે તરફ હશો, ત્યાં જરૂર આવીશ.' એટલે માંડવીના સંઘે શ્રી રાજકુંવરજી મહાસતીને તારો કર્યા પણ તેઓ માન્યા નહિ. દશ વર્ષની લાગલગાટ મહેનત પછી તેઓ ચરિત્રનાયકનું વચન મેળવવામાં સફળ થયાં હતા, તેને એળે કેમ જવા દે ?

માંડવીથી વિહાર કરી ચરિત્રનાયક પુનઃ મુદ્રા પધાર્યા, ત્યાં વ્યાખ્યાનોની ખૂબ રંગત જામી. સ્થાનકવાસી સાધુ દેવચંદ્રજી વગેરે પણ એ વ્યાખ્યાનોમાં હાજર રહેતા અને ચરિત્રનાયકની સાથે જ બેસતા. તેઓ ચરિત્રનાયકને એક બે વાર પોતાનાં સ્થાનકોમાં લઈ ગયા અને ત્યાં જિનેશ્વર ભગવાનનાં અનેક ચિત્રો બતાવ્યાં; તાત્પર્ય કે તેમનાં મનમાં પણ મૂર્તિપૂજા વિષેની શ્રદ્ધા જન્મ પામી હતી, પણ તેને તેઓ જાહેર રીતે વ્યક્ત કરતા ન હતા.

મુદ્રામાં ચરિત્રનાયકના ઉપદેશથી શ્રી લબ્ધિસૂરીશ્વરજી જૈન પાઠશાળાની સ્થાપના થઈ અને શેઠ મગનલાલ ગલાલચંદે શ્રી ભદ્રેશ્વર તીર્થની યાત્રાનો છ–રી પાળતો-છ–કોસી સંઘ કાઢ્યો, એટલે ચરિત્રનાયક તેની સાથે પુનઃ ભદ્રેશ્વરજી પધાર્યા. આ વખતે ચૈત્રમાસ ચાલતો હતો અને વાર્ષિક મેળો ભરાયો હતો, એટલે પાંચેક હજાર માણસો ભેગા થયા હતા. તેમાં ભુજના નગરશેઠ વગેરે અનેક આગેવાનો પણ હાજર હતા. તેમણે ચરિત્રનાયકનાં ચમત્કારિક વ્યાખ્યાનો સાંભળીને આગ્રહભરી વિનંતિ કરી કે–'ગુરુદેવ !




અત્યારે તો આપ વચનબદ્ધ છો પણ ફરી કચ્છ પધારવાનું જરૂર રાખજો.' ચરિત્રનાયકે 'ફરી એક વાર કચ્છ આવીશ' એવું વચન આપ્યું, ત્યારે જ સર્વેને સંતોષ થયો.

કચ્છથી રાધનપુર—

ચરિત્રનાયક ભદ્રેશ્વરથી કટારિયાજીતીર્થ પધાર્યા અને કચ્છ છોડી વાગડમાં દાખલ થયા. ત્યાં ભચાઉ ગામે ત્યાગમૂર્તિ પૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજયકનકસૂરીશ્વરજીનાં દર્શન–વંદન થયાં અને તેમની અધ્યક્ષતામાં જાહેર પ્રવચન યોજાતાં ઘણા લોકોએ હાજરી આપી. એ સભામાં મેજીસ્ટ્રેટ વગેરે અધિકારી પણ હાજર રહ્યા હતા. ત્યાંથી ચરિત્રનાયક શંખેશ્વરજી પધાર્યા અને ચૈત્રી ઓળી ત્યાં જ કરી. તે વખતે રાધનપુરના અગ્રગણ્ય જૈનોએ આવીને વિનંતિ કરી કે 'અમારે ત્યાં વૈશાખ સુદ ૬ને રોજ થનારી પ્રતિષ્ઠામાં આપ જરૂર પધારો.' ચરિત્રનાયકને ઇંદોર પહોંચવું હતું અને તે અહીંથી ઘણું દૂર હતું, છતાં સંઘના આગ્રહને વશ થઇને તેમણે એ વિનંતિનો સ્વીકાર કર્યો અને રાધનપુર પધાર્યા. ત્યાં શ્રી આદીશ્વરજીનાં મંદિરનો રૂપિયા સવા લાખને ખર્ચે જીર્ણોદ્ધાર થયો હતો અને ઉપરના ભાગમાં કેટલીક પ્રતિમાઓ પધરાવવાની હતી, એટલે તે નિમિત્તે અઠ્ઠાઇમહોત્સવ, સંઘજમણ વગેરે કાર્યો થયાં. અહીં ચરિત્રનાયકને શાંતમૂર્તિ પૂજ્ય આચાર્યશ્રી વિજયભદ્રસૂરીશ્વરજી મહારાજ આદિનાં દર્શન–વંદનનો લાભ મળ્યો અને શાસનના અનેકવિધ પ્રશ્નો પર વિચાર–વિનિમય કરવાની સુંદર તક સાંપડી.

રાધનપુરથી રતલામ—

ચરિત્રનાયક રાધનપુરથી પુનઃ શંખેશ્વરજી આવ્યા અને ત્યાંથી કપડવંજ, ગોધરા, દાહોદ વગેરે સ્થળે ધર્મપ્રભાવના કરતા અનુક્રમે રતલામ પધાર્યા. રતલામના જૈન સંઘનો ઉત્સાહ અનેરો હતો, અપૂર્વ હતો. સ્વાગતમાં બે હાથી, સંખ્યાબંધ ઘોડેસવારો તથા હજારો મનુષ્યોએ ભાગ લીધો. ચાર દિવસ સ્થિરતા થઈ, ચાર પ્રભાવશાળી વ્યાખ્યાનો થયાં, અને ચારે દિશામાં વાત પ્રસરી કે માલવ દેશમાં એક મહાપ્રાભાવિક પુરુષ પધાર્યા છે, એટલે જનતાનું પૂછવું જ શું?

અત્યારે શ્રીરાજકુંવરજી ઇંદોર હતા, એટલે ઇંદોર તરફ જવાનું હતું, પરંતુ રતલામના સંઘનો આગ્રહ ખૂબ વધી પડયો. પરિણામે શ્રી રાજકુંવરજીને ઇંદોરથી રતલામ લાવવાના ચક્રો ગતિમાન થયાં, પરંતુ કચ્છ–માંડવીના પ્રયત્નની જેમ તે પણ નિષ્ફળ નીવડ્યાં.

ઇંદોરમાં ચાતુર્માસ—

અનુક્રમે ચરિત્રનાયક ઇંદોર સમીપે આવ્યા, ત્યારે પ્રવર્તિની શ્રી ટીપુજી મહાસતી, શ્રી રાજકુંવરજી મહાસતી આદિ ૧૭ ઠાણા દર્શનાર્થે આવ્યા. ઘણા સમયની આશા આજે





પૂરી થઇ હતી, દર્શન કરતાં નયનોની તૃપ્તિ થતી ન હતી, શ્રી રાજકુંવરજી પોતાને ધન્ય ધન્ય માની રહ્યા હતા. પ્રાસંગિક ધર્મચર્ચા થઇ, વિચારવિનિમય થયો અને ચરિત્રનાયક છૂટા પડયા. આ ભવ્ય દૃશ્ય નીહાળવા માટે અનેક મનુષ્યો હાજર રહ્યા હતા.

ઈંદોરના સંઘે ચરિત્રનાયકનું અપૂર્વ સ્વાગત કર્યું. વ્યાખ્યાનો યોજ્યા. તેમાં બધા ફીરકાના જૈનો મોટી સંખ્યામાં આવવા લાગ્યા. પ્રથમ વ્યાખ્યાનો પીંપળી-બજાર ઉપાશ્રયમાં થતાં, પણ તે સ્થાન નાનું પડવાથી ખરતર ગચ્છના વિશાળ ઉપાશ્રયમાં રાખવામાં આવ્યાં. આ સ્થાન પણ ટૂંક સમયમાં ટૂંકું પડવા લાગ્યું, એટલે સંઘે મુખ્ય સડક ઉપર જ રૂપિયા દશ હજારના ખર્ચે એક વિશાળ જગા ખરીદી લીધી અને તેના પર તાબડતોબ વિશાળ મંડપ ઊભો કર્યો. તેમાં પ્રતિદિન વ્યાખ્યાનો થવા લાગ્યાં.

શી વ્યાખ્યાનની છટા ! શું વિષયનું પ્રતિપાદન ! શો તેનો અજબ પ્રભાવ ! વ્યાખ્યાન શરૂ થાય તે પહેલાં આખો મંડપ ચીકાર ભરાઇ જતો અને સડક પર વિક્ટોરિયા તથા મોટરોની લાંબી લંગર લાગી પડતી. તેનો બંદોબસ્ત કરવા ખાસ પોલિસોને હાજર રહેવું પડતું. છેલ્લા કેટલાયે વર્ષોમાં ઈંદોરે આવો અદ્ભુત વક્તા જોયો ન હતો.

ધર્મચર્ચા પણ ખૂબ થતી. નવનવા માણસો આવતા ને નવી નવી વાતો લઇ આવતા, પરંતુ ચરિત્રનાયક તે બધાને શાંતિથી ઉત્તરો આપતા અને અનેક પ્રકારના દાખલા-દલીલોથી તેમનાં મનનું સમાધાન કરે ત્યારે જ સંતોષ પામતા. સાધ્વીશ્રી રાજકુંવરજીને પણ જ્ઞાનચર્ચાનો ઠીક ઠીક લાભ મળ્યો. ચરિત્રનાયક પોતાના મુખ્ય શિષ્ય શ્રી હેમેન્દ્ર-વિજયજીને શ્રીદશવૈકાલિકસૂત્રની વાચના આપતા, ત્યારે સાધ્વીજીશ્રી રાજકુંવરજી હાજર રહેતા અને એ રીતે એમને પણ શ્રીદશવૈકાલિકસૂત્રની વાચનાનો લાભ મળ્યો. ચરિત્ર-નાયકના ઉપદેશને પરિણામે પર્યુષણ પર્વમાં મહાવીર જન્મ-વાચનનો દિવસ સ્થાનક-વાસી, તેરાપંથી સહુએ સાથે મળીને ઉજવ્યો. વિ. સં. ૧૯૯૪નાં આ ચાતુર્માસમાં ધર્મપ્રભાવનાનાં બીજાં પણ અનેક કાર્યો થયાં. તે માટે શેઠ સરદારમલજી અને ધનાલાલ-જીની સેવાઓ ઉલ્લેખનીય ગણાય.

માલવ-પરિભ્રમણ—

ઇન્દૌરથી બેટમા, નાલછા, ધાર વગેરે સ્થળોએ થઈ ચરિત્રનાયક માંડવગઢ પધાર્યા કે જ્યાં એક વખત સેંકડો જિનમંદિરો હતાં અને ત્રણ લાખ સુખી શ્રાવકો વસતા હતા. આજે ત્યાં શ્રી શાંતિનાથ ભગવાનનું એક મંદિર તથા કેટલીક પ્રાચીન ઇમારતોનાં ભગ્નાવશેષો છે. આ તીર્થની યાત્રા કરતાં ચરિત્રનાયકે અપૂર્વ આહ્લાદ અનુભવ્યો. અહીં ટીબુજી મહાસતી તથા રાજકુંવરજી મહાસતી વગેરે સાધ્વીઓ દર્શનાર્થે આવી હતી.

માંડવગઢથી પાછા ધાર આવી ચરિત્રનાયક રાજગઢ પધાર્યા કે જ્યાં પૂજ્ય મુનિશ્રી ચંદ્રસાગરજી મહારાજ ( હાલ આચાર્યશ્રી ચંદ્રસાગરજી સૂરીશ્વરજી ) વગેરે કેટલાક સાધુઓ વિરાજતા હતા. તેમણે ચરિત્રનાયકનો સત્કાર કર્યો અને પોતાનો વિનયધર્મ સાચવ્યો. પ્રજાએ પણ વ્યાખ્યાન-વાણીનો ઠીક ઠીક લાભ લીધો. ત્યાંથી બધાએ સાથે વિહાર કર્યો અને મહાપ્રાભાવિક ભોપાવરજી તીર્થની યાત્રા કરી, થોડા દિવસ માટે રાજગઢમાં સ્થિરતા કરી. બંને સાધુસમુદાયને પરસ્પર જ્ઞાનગોષ્ઠી ઘણી થઈ, ખાસ કરીને બપોરનો સમય તેમાં જ પસાર થયો. કોઈ કવિએ ઠીક જ કહ્યું છે કે ' બુદ્ધિમાન પુરુષોનો સમય શાસ્ત્રની ચર્ચા અને સાહિત્યના વિનોદમાં પસાર થાય છે, જ્યારે મૂર્ખ મનુષ્યોનો સમય નિદ્રા અને કલહમાં પૂરો થાય છે. '

અહીં મુંબઈથી તીર્થયાત્રા અને દર્શનનિમિત્તે શેઠ નગીનદાસ કરમચંદ સંઘવી, શેઠ મૂળચંદભાઈ, શેઠ ચુનીભાઈ ( પોપટ ધારશીવાળા ) વગેરે પચાસ ગૃહસ્થો આવ્યા. તેમને ચરિત્રનાયકે સદુપદેશ આપ્યો અને ખાસ કરીને ભોપાવરજીની બાબતમાં લક્ષ્ય ખેંચ્યું. આથી તે ધર્મપ્રેમી ગૃહસ્થો હજારો રૂપિયાની બોલી બોલ્યા અને એ રીતે તીર્થની અતિ અગત્યની જરૂરીઆત પૂરી પડી. ખરેખર! જગતમાં ધન પણ છે અને ધન વાપરવાનાં સુંદર સ્થાનો પણ છે, પરંતુ તે બંનેનો મેળ મેળવી આપનારા પુરુષો જ વિરલ છે!

રાજગઢથી ચરિત્રનાયક અનુક્રમે ઉજ્જૈન પધાર્યા કે જે માલવ દેશની પુરાણી રાજધાની છે અને શ્રી અવંતિપાર્શ્વનાથનું પ્રસિદ્ધ તીર્થ છે. આ તીર્થની યાત્રા કરતાં ચરિત્રનાયકે અપૂર્વ ઉલ્લાસ અનુભવ્યો અને મંદિર વગેરેનો બરાબર વહીવટ થાય તે માટે પ્રેરણા કરીને ' શ્રીઅવંતિપાર્શ્વનાથ જૈન તીર્થની પેઢી ' સ્થપાવી.

ઉજ્જૈનથી ચરિત્રનાયક મક્ષીજી, દેવાસ અને વડનગર થઈ જાવરા પધાર્યા કે જે એમની જન્મભૂમિ છે. એ ભૂમિની સ્પર્શના કરતાં તેમનાં હૃદયમાં અનેરી ઊર્મિઓ ઊઠે તે સ્વાભાવિક છે. ત્યાંથી ચરિત્રનાયકે શ્રી કેસરિયાજી તીર્થની યાત્રા નિમિત્તે મેવાડનો માર્ગ પકડ્યો અને એ ઉક્તિ ચરિતાર્થ કરી કે—

વહેતાં પાણી નિર્મળાં, બંધાં ગંદાં હોય;
સાધુજન રમતા ભલા, ડાઘ ન લાગે કોય.

ઉદેપુરમાં ચાતુર્માસ—

મેવાડમાં પ્રવેશ કરીને પ્રથમ શ્રી કેસરિયાજી નાથનાં દર્શન કર્યાં અને ત્યાંથી ચાલીશ માઈલનો વિહાર કરી ઉદેપુર પધાર્યા. સરોવરની શોભા માટે વિખ્યાત થયેલ

આ શહેરમાં અનેક જિનમંદિરો છે તથા પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનાં ભંડારો પણ છે. અહીં થોડા સમય પહેલાં કેટલાક સાધુઓ આવેલા હતા અને તેમણે પોતાની સાધુ-મર્યાદાની બહાર જઈને ચરિત્રનાયક વિષે ભળતો જ પ્રચાર કર્યો હતો, તેથી તેમની પધરામણી વખતે કોઈએ સ્વાગત કર્યું નહિ, પરંતુ તેથી માન અને અપમાન બંનેને સમાનભાવે પચાવી જાણનાર સાધુને શું ? સાચું પૂછો તો આવા બનાવો સાધુધર્મની કસોટી કરવા જ આવે છે અને તેમાંથી દરેક સાધુએ પાર ઉતરવું જ જોઈએ. આ ઘટનાથી ચરિત્રનાયકના ચહેરા પર વિષાદની નાની સરખી રેખા પણ ફરકી નહિ. તેમણે પોતાની સ્વાભાવિક પ્રસન્નતાથી જ શહેરમાં પ્રવેશ કર્યો અને પોતાનું કર્ત્તવ્ય બજાવવા ધર્મની દેશના દેવા માંડી.

લોકોનાં કર્ણવિવરમાં એ દેશનાના શબ્દો દાખલ થયા અને મસ્તિષ્કમાં પહોંચ્યા, ત્યાં તેમને ભાન આવી ગયું કે આપણે ભીંત ભૂલ્યા છીએ. એટલે વ્યાખ્યાન વચ્ચે ઊભા થઈને સંઘના આગેવાનોએ અવિનય-આશાતનાની માફી માગી અને દેશનાનો પ્રવાહ થોડા દિવસ આગળ વધ્યો, એટલે સ્થાન ટૂંકું પડવા લાગ્યું. દરેક સંપ્રદાયના માણસો ત્યાં આવવા લાગ્યા, એ પણ એક ચમત્કાર જ ને ? પરિણામે શ્રી મહાવીર જન્મ-કલ્યાણકનો ઉત્સવ બધા સંપ્રદાયના જૈનોએ સાથે મળીને ઉજવ્યો. તેમાં પાંચથી છ હજાર માણસોએ ભાગ લીધો હતો અને ચરિત્રનાયકનું પ્રવચન અત્યંત પ્રભાવશાળી નીવડ્યું હતું.

ઉદેપુરથી તેઓ ઘાણેરાવ (મૂછાળા મહાવીર) પધાર્યા કે જ્યાં પૂજ્ય ગુરુદેવ બિરાજતા હતા. ઉદેપુર સંઘની એવી ઇચ્છા હતી કે ચરિત્રનાયકનું ચાતુર્માસ પોતાને ત્યાં કરાવવું, એટલે આગેવાનોએ અહીં આવી ગુરુદેવને આગ્રહભરી વિનંતિ કરી. શ્રી મદનસિંહજી કોઠારી વગેરે ભાવિકો તો ખાવું-પીવું છોડીને ત્યાં જ બેસી ગયા. આ પ્રકારનો આગ્રહ જોઈને ગુરુદેવે ચરિત્રનાયકને ઉદેપુરમાં ચાતુર્માસ કરવાની આજ્ઞા આપી.

ઘાણેરાવ થઈને ચરિત્રનાયક ઉદેપુર પધાર્યા. ત્યાં સંઘે હાથી વગેરે ભવ્ય સામગ્રીથી સામૈયું કર્યું. ચાતુર્માસ ધર્મ કમાવાનો સમય ગણાય છે અને તેમાં પણ કોઈ પ્રભાવશાળી આચાર્ય હોય તો લોકોનું ભારે આકર્ષણ થાય છે. અહીં તેમજ બન્યું. ચરિત્રનાયકે શ્રી ભગવતીસૂત્ર વાંચવાનું શરૂ કર્યું અને સ્થાન સંકીર્ણ જણાવા લાગ્યું. સાથે અક્ષય-નિધિ તપ શરૂ કરાવ્યો, તેમાં ૧૨૫ માણસોએ પ્રવેશ કર્યો.

ચરિત્રનાયકનાં વ્યાખ્યાનમાં જૈનેતર વિદ્વાનોની હાજરી સારી રહેતી, અને એક મુસલમાન તો કોઈ દિવસ વ્યાખ્યાન સાંભળવાનું ચૂકતો નહિ. પછી ધાનમંડી, હાથીપોળ



હીઝ હાઇનેસ મહારાજા જયચામરાજેન્દ્ર વડિયાર બહાદુર, મ્હૈસૂર.
જી. સી. બી. ઈ. સી., એસ. આઈ.



શેઠ ચાંદમલ જવાનમલ મુનોત–સોલાપુર
વ્યાપારી વર્ગમાં આગળ પડતું સ્થાન
ધરાવે છે. લાખોની સખાવત કરી
દાનવીર તરીકે પંકાયા છે.



શેઠ દેવચંદ છગનલાલ–નિપાણી
મહારાષ્ટ્રમાં તંબાકુના રાજા ગણાય છે.
નિપાણી નગરપાલિકાના પ્રમુખ તરીકે
ઘણી ય વાર રહી ચૂકયા છે.



શેઠ રતનશી ખીમજી–સાંગલી
પ્રસિદ્ધ આગેવાન છે. ઉદાર ધર્માત્મા
અને શાંત કાર્યકર છે.



શેઠ શામજી રાજપાર વોરા–સાંગલી
આગળ પડતા વ્યાપારી છે. ઉદાર અને
શાંત સ્વભાવી છે. સમાજના કાર્યોમાં
સારો રસ ધરાવે છે.

ધર્મશાળા અને બીજી અનેક જગાએ જાહેર પ્રવચનો શરૂ થયાં, તેણે આખા ઉદેપુરને હચમચાવી નાખ્યું. અહીં એક બહેનની દીક્ષા થઇ, ત્યારે પાંચ હજાર માણસોએ હાજરી આપી હતી.

ચરિત્રનાયકનાં વ્યાખ્યાનો સાંભળવા અહીંના માજી દિવાન વારંવાર આવતા અને ફોજ અફસર લક્ષ્મણસિંહજી પણ ખૂબ લાભ લેતા. તેમણે ચરિત્રનાયકની પધરામણી પોતાના બંગલે કરાવી હતી.

### પ્રશ્ન અને ઉત્તર

અહીં એક વાર એક અધિકારી દર્શનાર્થે આવ્યો. તેણે જણાવ્યું કે 'મહારાજશ્રી! આપ મનને વશ કરવાનું જણાવો છો, પણ સંસારમાં અનેક ઉપાધિઓ છે, તેમાં મન શી રીતે કાબૂમાં આવે? માટે એવો કોઇ ઉપાય બતાવો કે જેથી અમારો ઉદ્ધાર થાય.'

ચરિત્રનાયકની સમજાવવાની ખૂબી અનેરી હતી. તેમણે આ પ્રશ્નનો ઉત્તર એક દૃષ્ટાંતથી આપ્યો. એક ઘોડેસવાર જતો હતો. તેના ઘોડાને પાણીની તરસ લાગી. તે એક કૂવા આગળ ગયો કે જ્યાં ચૂં ચૂં કરતા ચડસથી પાણી નીકળતું હતું. તે ઘોડાને પાણી પીવડાવવા પાણીની કૂંડી આગળ લઈ ગયો, પણ ચડસનો ચૂં ચૂં અવાજ સાંભળીને ઘોડો ભડક્યો અને પાછો હઠ્યો. ચડસનો ચૂં ચૂં અવાજ બંધ થયો, ત્યારે કૂંડીમાં પાણી ન હતું. જ્યારે પણ કૂંડીમાં પાણી આવે ત્યારે આવો અવાજ થયા કરતો ને ઘોડો ભડકીને પાછો હઠતો. આમ કરતાં દોઢ–બે કલાક વીતી ગયા. આ જોઇ કૂવાના માલીકે કહ્યું: 'તું જાણે કે ચૂં–ચૂં બંધ થાય ને પાણી પાઉં તો તે બનવાનું નથી. ઘોડાની ગરદન પકડીને પાણી પા તો તે પીશે, નહિતર તરસ્યો મરી જશે.' એ સાંભળા પેલા ઘોડેસવારે તેમ કર્યું તો ઘોડાએ પાણી પીધું. સારાંશ કે સંસારની ઉપાધિ છૂટે અને મનને વશ કરીએ તો તે બનવાનું નથી. ઉપાધિ તો જીવનભર રહેવાની, માટે પ્રયત્ન કરીને મનને વશ કરીએ તો જ થાય.

આ સાંભળી પેલા અધિકારીએ કાન પકડ્યા.

### દેલવાડા-કરેડાની યાત્રા

વિ. સં. ૧૯૯૫ નું ચાતુર્માસ આ રીતે પૂર્ણ થયે ચરિત્રનાયક દેલવાડા પધાર્યા કે જે દેવકુલપાટકનાં નામથી સાહિત્યમાં પ્રસિદ્ધ છે. ત્યાં ચરિત્રનાયકે બાવન જિનાલયવાળા ત્રણ વિશાળ મંદિરોને જુહાર્યા તથા હાથથી ઉત્તમ પ્રતિઓ લખનારા કેટલાક

કુલગુરુઓને શાસ્ત્રીય પ્રતિઓ લખવાનું કામ સોંપ્યું. વળી રાવના ખાસ આમંત્રણથી રાજમહેલમાં વ્યાખ્યાન આપ્યું, તે સાંભળીને રાવે અમુક જીવોની હિંસા કરવાનું છોડી દીધું અને માંસાહારને પણ મર્યાદિત કર્યો. ત્યાંથી ચરિત્રનાયકે કરેડા પાર્શ્વનાથજીની યાત્રા કરી, ત્યારે ઉદેપુરનાં ૨૦૦–૩૦૦ સ્ત્રીપુરુષો દર્શનાર્થે આવ્યાં હતાં. ત્યાંથી દયાળશાહના કિલ્લા અને કાંકરોલી તરફ વિચરી ચરિત્રનાયકે મેવાડની યાદગાર યાત્રા પૂરી કરી.

## પાલીમાં પધરામણી

દેશાટનથી લોકોની સાચી સ્થિતિ સમજાય છે, ભિન્ન ભિન્ન ભાષાઓ તથા રિવાજો જાણવામાં આવે છે અને ચાતુર્યમાં વધારો થાય છે. તેથી જ કોઈ કવિએ કહ્યું છે કે 'દેશાટન, પંડિતોની મિત્રતા, રાજસભામાં હાજરી અને અનેક શાસ્ત્રોનું અવલોકન ચાતુર્યને વધારનારા છે.'

ચરિત્રનાયક દેસુરીની નાળના માર્ગે મારવાડ ( જંકશન ) થઈ સસ્વાગત પાલી પધાર્યા. ત્યાં વ્યાખ્યાનોનો પ્રવાહ એવા જોરથી વહાવ્યો કે કુમતિ–કદાગ્રહરૂપ કાદવનું કારમું નિકંદન નીકળી ગયું અને મહર્ષિઓએ બતાવેલો માર્ગ સાફ થયો. વધારામાં એક મુમુક્ષુને ભાગવતી દીક્ષા આપી, તેમનું નામ કુમુદવિજયજી રાખી, મુનિશ્રી કીર્તિવિજયજીના શિષ્ય કર્યા; પરંતુ તેમનો દીક્ષાપર્યાય લાંબો સમય રહ્યો નહિ. તેઓ મોટી મોટી તપશ્ચર્યાઓ તથા છટ્ઠને પારણે છટ્ઠ કરતાં ચાર–પાંચ વર્ષમાં જ ખંભાત નજીક ધુવારણના આરે કાલધર્મ પામ્યા.

## જેસલમીરની કઠિન યાત્રા

મારવાડનાં અન્ય તીર્થોની યાત્રા મુનિવરોને સુગમ છે, પણ જેસલમીરની યાત્રા અત્યંત કઠિન છે. ત્યાં સંઘ વિના જઈ શકાતું નથી, તેથી પૂજ્ય ઉપાધ્યાય શ્રી ભુવનવિજયજી મહારાજે [ હાલમાં આચાર્ય શ્રી ભુવનતિલકસૂરિજી ] ઉપદેશ આપી ભીમરાજ લુંકડ પાસે પૂજ્ય ગુરુદેવની નિશ્રામાં ફ્લોધીથી જેસલમીરનો સંઘ કઢાવ્યો. તેમાં પધારવાનું આમંત્રણ મળતાં ચરિત્રનાયક સપરિવાર ( પોકરણ ) ફ્લોધી પધાર્યા અને અનુક્રમે જેસલમીર પહોંચ્યા. આ પ્રદેશમાં છેલ્લા ત્રણ વર્ષથી દુકાળ હતો, ગામડાં વેરાન બની ગયાં હતાં અને પીવાનું પાણી મુશ્કેલીથી મળતું હતું, પરંતુ આ વખતે અચાનક એક માવઠું થયું અને મહિનો–સવા મહિનો ચાલે તેટલું પાણી પડી ગયું, તેથી સંઘને બહુ મુશ્કેલી પડી નહિ. જેસલમીરના મહારાજાએ પૂજ્ય ગુરુદેવનું ખૂબ સન્માન કર્યું અને રાજમહેલમાં પગલાં કરાવી વ્યાખ્યાન સાંભળ્યું. તે

વખતે ચરિત્રનાયકે પણ ગુરુદેવની આજ્ઞાથી વ્યાખ્યાન આપ્યું. આ બંને વ્યાખ્યાનોનો ખૂબ જ પ્રભાવ પડતાં મહારાજાએ ચરિત્રનાયકને થોડા વધુ દિવસ સ્થિરતા કરવા વિનંતિ કરી, પરંતુ અહીંથી પાછા ફરી તરત બીકાનેર જવાનું હતું, એટલે તે વિનંતિનો સ્વીકાર થઇ શક્યો નહી.

સંઘ જેસલમીરનાં ભવ્ય મંદિરો તથા પ્રાચીન હસ્તલિખિત ભંડારનાં દર્શન કરી નજીકમાં રહેલા લોદ્રવાજી તીર્થની યાત્રાએ ગયો અને ત્યાંથી પાછો ફરી અનુક્રમે ફલોધી આવ્યો. ત્યાં ભવ્ય સ્વાગત થયું. બીજા દિવસે પૂજ્ય ગુરુદેવની પુણ્ય નિશ્રામાં શ્રી રત્નપ્રભસૂરિજીની જયંતી ઉજવાઇ, ત્યારે એક વક્તાએ એલફેલ ભાષણ કર્યું, પરંતુ ચરિત્રનાયકે તેના યોગ્ય ઉત્તર આપી સહુને મુગ્ધ બનાવી દીધા.

## બીકાનેરમાં બોલબાલા

ત્યાંથી ચરિત્રનાયક બીકાનેર પધાર્યા અને પૂજ્ય ગુરુદેવની આજ્ઞાથી વિ. સં. ૧૯૯૬ નું ચાતુર્માસ પણ ત્યાં જ કરતાં જ્ઞાન–ધ્યાનની પ્રવૃત્તિ સારા પ્રમાણમાં થઈ, વ્રત–નિયમો ઘણા લેવાયા, ત્યાગ–તપશ્ચર્યાનું જબ્બર વાતાવરણ જામ્યું અને પૂજા–પ્રભાવના પણ પુષ્કળ થઇ. વળી પ્રભાવશાળી પ્રવચનોથી પંડિતો પર જૈનધર્મનો પ્રભાવ પડ્યો અને પૂજ્યપાદ આત્મારામજી મહારાજની જયંતી કોચરના ચોકમાં–ભવ્ય મંડપમાં અનેરા ઠાઠથી ઉજવાણી. અહીં મુનિશ્રી કીર્તિવિજયજીએ ‘ નીલકંઠી ’ વગેરે જ્યોતિષશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો.

ચરિત્રનાયકને હસ્તલિખિત શાસ્ત્રો પર ઘણો પ્રેમ છે. તેઓ ત્રિપાઠી, પંચપાઠી કે પડિમાત્રામાં લખાયેલાં શાસ્ત્રો સહેલાઈથી વાંચી શકે છે. જ્યારે પણ સમય મળે ત્યારે તેઓ હસ્તલિખિત શાસ્ત્રો વાંચતા જ હોય છે. આ કારણે તેમણે બીકાનેરનાં હસ્તલિખિત પુસ્તકોના ભંડાર જોવામાં તથા શાસ્ત્રો લખાવવામાં ખૂબ રસ લીધો. ટૂંકમાં કહીએ તો ચરિત્રનાયકે બીકાનેરમાં જૈનધર્મની બોલબાલા કરી.

## નોખામંડીમાં પ્રતિષ્ઠા

ચાતુર્માસ પૂર્ણ થયે ચરિત્રનાયકે નોખામંડી પધારી વિ. સં. ૧૯૯૭ ના માહ સુદ ૧૪ ના રોજ ભવ્ય સમારોહપૂર્વક મંદિરની પ્રતિષ્ઠા કરાવી. આ પ્રસંગે ત્યાંના ઠાકોર રૂપસિંહજીએ પ્રભુજીની પાલખી ઉપાડી હતી અને જીવહિંસા નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. ત્યાં મંદિરમાર્ગીનું–મૂર્તિપૂજકનું ઘર એક જ હતું, પણ આ પ્રસંગે ચરિત્રનાયકે ઘણા જોરથી ઉપદેશ આપ્યો, તેથી ત્યાંના અનેક તેરાપંથી–સ્થાનકવાસીઓએ રોજ જિનમંદરે જઇને મૂર્તિનાં દર્શન કરી આવવાની પ્રતિજ્ઞાઓ લીધી. મૂર્તિ, મંદિર,




તીર્થ એ બધાં તરવાનાં સાધનો છે, તેથી:જ આચાર્યો તેનાં નિર્માણમાં રસ લે છે અને તે માર્ગે સંપત્તિનો સદુપયોગ કરવાની શિક્ષા આપે છે.

**નાગોરમાં નવીન ઉત્સાહ**

ચરિત્રનાયક ક્રમશઃ નાગોર પધાર્યા, ત્યારે શેઠ બાદરમલજી સમદડિયા, શેઠ કાનમલજી સમદડિયા, શેઠ મોહનમલજી સમદડિયા વગેરે વૃદ્ધ શ્રીમંતો સામૈયું લઈને સામા આવ્યા હતા અને હાથમાં ધજા લઈને નાચ્યા હતા. વળી તેમણે ચરિત્રનાયકના ઉપદેશથી ઉપધાન તપ કરવા–કરાવવામાં રૂપિયા પંદર હજારનો સદ્વ્યય કર્યો હતો, ઉપરાંત ત્યાં જ્ઞાન, દર્શન, ચારિત્રનાં ઉપકરણનું પાંચ છોડનું ઉજમણું પણ થયું હતું. આવો આનંદ–ઉત્સાહમય પ્રસંગ અહીં પહેલો જ હતો, એટલે હજારો જૈન–જૈનેતરો તથા અધિકારીઓ દર્શનાર્થે આવતા હતા અને ભૂરિ ભૂરિ અનુમોદના કરતા હતા. આ પ્રસંગે અનેક આત્માઓએ વ્રત–નિયમો ગ્રહણ કર્યાં હતા.

અહીં એક વસ્તુની નોંધ લઈએ કે ચરિત્રનાયકે બીકાનેર અને નાગોરની સ્થિરતામાં ૪૫ આગમોની પ્રતિઓ લખાવીને ત્યાંના લહિયાઓને ઘણું ઉત્તેજન આપ્યું અને તેરાપંથીઓ દ્વારા હસ્તલિખિત ગ્રંથોના ભંડારનો નાશ થતો જાણીને તેને પુનઃ વ્યવસ્થિત કરાવ્યા. જ્યાં તેવી શક્યતા ન જણાઈ ત્યાંની પ્રતિઓ કબજે કરી, તેમાંની ૭૦૦ પ્રતિઓ આજે પાટણના કેસરબાઈ જૈન જ્ઞાનમંદિરમાં સુરક્ષિત છે. જ્ઞાનનો, જ્ઞાનીનો તથા જ્ઞાનનાં ઉપકરણોનો વિનય કરવો અને તેના પ્રત્યે બહુમાન દર્શાવવું, એ દરેક જૈનનું પરમ પવિત્ર કર્ત્તવ્ય છે.

**કુસંપ કાઢયો**

નાગોરથી ચરિત્રનાયક મેડતા થઈ, ફલોધી પાર્શ્વનાથ તથા કાપરડાજીનાં દર્શન કરી, નાડોલ પધાર્યા અને ત્યાં છેલ્લા સત્તર વર્ષથી કુસંપે ઘર ઘાલ્યું હતું, તેને દૂર કરાવવામાં સફળ થયા. પછી ખાંડ પધાર્યા. ત્યાં પણ એવો જ ઝઘડો–રગડો હતો, તેનું પણ સમાધાન કરાવ્યું. સમુદાય હોય ત્યાં મતભેદ થાય, પણ તેમાંથી મનભેદ જાગે અને કુસંપનું કડુ વૃક્ષ ફૂલેફાલે તે કેટલું બધું શોચનીય છે ? અનેક સ્થળે જૈન સંઘની આવી સ્થિતિ છે, તે દૂર કર્યે જ છૂટકો. તેથી જ દીર્ઘદૃષ્ટિવાળા આચાર્યો શ્રાવકોને સંપથી રહેવાની શિક્ષા આપે છે અને જરૂર પડે તો બંને પક્ષોને પોતાની પાસે બોલાવીને મિચ્છામિ દુક્કડં કરાવે છે.

**ખીમેલમાં ચાતુર્માસ**

અનુક્રમે ચરિત્રનાયક પાલી પધાર્યા. ત્યાં પાલી, ઘાણેરાવ, સાંડેરાવ, લુણાવા, રાણી




આદિ ગામોની ચાતુર્માસ માટે વિનંતિઓ થઇ, પરંતુ ખીમેલના સંઘનો આગ્રહ અત્યંત હતો, એટલે તેની વિનંતિનો સ્વીકાર થયો અને તેને બિકાનેરમાં બિરાજતા પૂજ્ય ગુરુદેવની સંમતિ મળી જતાં ચરિત્રનાયક સસ્વાગત ખીમેલ પધાર્યા. આ ચાતુર્માસનો બધો ખર્ચ શેઠ ભભૂતમલજી અને રૂપચંદજીએ ઉપાડ્યો હતો.

અષાઢ આવે, મેહુલો વરસે અને ધરતી નવાં વસ્ત્રો ધારણ કરે, ત્યારે વાતાવરણમાં આનંદની જે છાયા પ્રસરી જાય છે, તેવી જ છાયા ચરિત્રનાયકનાં આગમનથી પ્રસરી ગઈ.

વ્યાખ્યાનમાં શ્રોતાઓ ઉભરાવા લાગ્યા અને જૈનેતર શ્રોતાઓની સંખ્યા પણ પાંચસો પર પહોંચી. પરંતુ અહીં ઘણા વખતથી બે તડ પડ્યા હતા, તેનાં કારણે ધાર્મિક કાર્યોમાં અંતરાય થતો હતો. તે માટે ચરિત્રનાયકે જોરશોરથી ઉપદેશ આપ્યો, પરિણામે ઉભય પક્ષે ચુકાદો આપવાનું કાર્ય ચરિત્રનાયકને સોંપ્યું અને તેમણે એ રીતે જે ફેંસલો આપ્યો, તેનો બન્ને પક્ષે સ્વીકાર કરતાં આનંદમાં અનેકગણો વધારો થયો. પરિણામે જુદા જુદા ભાઇઓ તરફથી સાત નવકારસીઓ થઈ અને પૂજાઓ ભણાવાઇ. અહીં એક ત્રીજું તડ પણ હતું, તે ચરિત્રનાયકની સમજાવટથી કારતક વદિ બીજના રોજ બધાની સાથે ભળી ગયુ, ત્યારે પણ નવકારસી થઇ હતી.

પર્યુષણ પર્વની આરાધના અતિ ઉત્સાહથી થઇ, વ્રત-નિયમો ઘણાં લેવાયા અને બજારના વિશાળ ચોકમાં એક મંડપ ઊભો કરવામાં આવ્યો, તેમાં જાહેર પ્રવચનોની હારમાળા થઇ. શું જૈન ! શું જૈનેતર ! દરેક એ પ્રવચન સાંભળવા સમયસર હાજર થતા અને તેનાથી પ્રભાવિત થઇને પ્રભુ વીરનાં પગલે ચાલવાનો પ્રયત્ન કરતા.

પછી નવપદજીની ઓળી શા ભભૂતમલજી તરફથી કરાવવામાં આવી, તેમાં પણ ઘણા આરાધકો જોડાયા હતા. બહેનોએ વીશ સ્થાનકનો તપ કર્યો હતો, તેનાં નિમિત્તે ઉપાશ્રયના હૉલમાં ઉજમણું ગોઠવવામાં આવ્યું હતું અને ભવ્ય મંડપ બાંધી અઠ્ઠાઈ-મહોત્સવ કરવામાં આવ્યો હતો.

ખીમેલથી રાણીગામ ત્રણ માઇલ થાય છે. ત્યાં મહાતપસ્વી કર્પૂરસૂરીશ્વરજી મહારાજ, પં. અમૃતવિજયજી ગણિવર (હાલમાં આચાર્ય શ્રી અમૃતસૂરીશ્વરજી મહારાજ) આદિ મુનિઓ બિરાજતા હતા. તેઓ અહીંના ધાર્મિક પ્રસંગોમાં અવારનવાર ભાગ લેતા હતા અને ખૂબ પ્રેમથી વિનયભક્તિ કરતા હતા.

આ રીતે વિ. સં. ૧૯૯૭ નું ખીમેલ-ચાતુર્માસ અતિ યાદગાર બન્યું હતું અને તેનાથી શાસનની પ્રભાવના ઘણી સારી થઈ હતી.




મ્હેસાણાના માર્ગે

મ્હેસાણાનિવાસી શા ખેડીદાસ ડોસલચંદના ધર્મપત્ની વાલીબેનને દીક્ષા લેવાના ભાવ હતા, તેમની આગ્રહભરી વિનંતિ થતાં ચરિત્રનાયક ચાતુર્માસ પૂર્ણ થયે ગુજરાત ભણી વળ્યા અને અનુક્રમે મંડાર આવ્યા. આ સીરોહી–પટ્ટીમાં શ્વેતાંબર મૂર્તિપૂજકોના છ હજાર ઘરો છે ને શ્વેતાંબર તેરાપંથીનું માત્ર એક જ ઘર છે, પણ તે નિમિત્તે તેમના સાધુઓ અહીં આવ્યા હતા અને મંદિર, મૂર્તિ, જીવદયા, સાધુધર્મ વિગેરે સંબંધી અવળો પ્રચાર કરતા હતા, એટલે તેનો જવાબ આપવાની જરૂર ઊભી થઈ હતી. આ કારણે ચરિત્રનાયકે બજાર વચ્ચે નવ દિવસ સુધી રોજ વ્યાખ્યાન આપ્યું અને તેરાપંથી સાધુઓને ચર્ચા કરવા માટે મેદાનમાં આવવાનું આવાહન કર્યું; પણ તેનો સ્વીકાર ન કરતાં તેઓ ત્યાંથી ચુપચુપ ચાલ્યા ગયા, અને એ રીતે સંઘ પરની એક મોટી આફત દૂર થઇ.

દીક્ષાપ્રદાન

ત્યાંથી આગળ વધી, ડીસામાં સાત દિવસ રોકાઇ, ખૂબ ધર્મજાગૃતિ આણીને ચરિત્રનાયક સસ્વાગત મ્હેસાણા પધાર્યા. ત્યાં વાલીબેને મોટી ધામધૂમથી ચારિત્ર અંગીકાર કર્યું અને ચંદ્રપ્રભાશ્રીજી તરીકે પ્રસિદ્ધ થયા. અહીં એટલી નોંધ કરવી ઉચિત ગણાશે કે ચરિત્રનાયકના ઉપદેશથી વાલીબહેને ધર્મનાં વિવિધ કાર્યોમાં ત્રીસ–ચાલીસ હજાર રૂપિયાનો સદ્વ્યય કર્યો હતો, તેમજ આ પ્રસંગે મેવાડ–ડુંગરપુરના એક નવયુવકે પણ દીક્ષા લીધી હતી, તેમનું નામ મુનિ શ્રી ચારિત્રવિજયજી રાખવામાં આવ્યું હતું.

પાટણમાં ચાતુર્માસ

ચરિત્રનાયકનાં આગામી ચાતુર્માસ માટે પાટણ અને મ્હેસાણા વચ્ચે ખૂબ ખેંચતાણ થઈ, પણ પાટણવાળા અગાઉ પાલી આવી ગયા હતા અને પૂ. ગુરુદેવે ચરિત્રનાયક માટે તેમની વિનંતિનો સ્વીકાર કર્યો હતો, એટલે વિ. સં. ૧૯૭૮ નું ચાતુર્માસ પાટણમાં કર્યું. આ વખતે ત્યાં સંઘ અને શાસન એવા બે પક્ષો હતા, તેમાં શાસનપક્ષ નાનો હતો, પરંતુ ચરિત્રનાયકની દેશનાનાં પરિણામે યુવક સંઘના આગેવાનો તથા બીજા પણ સેંકડો સ્ત્રીપુરુષો વ્યાખ્યાનનો લાભ નિયમિત લેતા હતા.

આ ચાતુર્માસમાં વ્યાખ્યાનો ઉપરાંત અધ્યાપનની પ્રવૃત્તિ વિશેષ રહી હતી. ચરિત્રનાયક પં. શ્રી બુદ્ધિવિજયજી તથા પં. શ્રી તિલકવિજયજી મહારાજના શિષ્યોને સ્યાદ્વાદમંજરી શીખવતા હતા, તેમજ બીજા સાધુઓને આગમવાચના આપતા હતા, ત્યારે શેઠ નગીનદાસ કરમચંદ જેવા ધર્મપ્રેમી ગૃહસ્થો પણ હાજર રહેતા હતા. અહીં મુનિ શ્રી કીર્તિવિજયજીએ બે સાધુઓને આરંભસિદ્ધિ નામક જ્યોતિષ ગ્રંથનો અભ્યાસ કરાવ્યો હતો.

ભોંયણીજીનો છ–રી પાળતો સંઘ

ત્યાંથી ચરિત્રનાયક ચાણસ્મા પધાર્યા. ત્યાં જે ઘટના બની તેનો ઉલ્લેખ કરવો યોગ્ય ગણાશે. એક ત્રણ હજારની મૂડીવાળી બાઇએ આવી ચરિત્રનાયકને કહ્યું : 'ગુરુદેવ! મારી ઇચ્છા રેલ્વેમાર્ગે ભોંયણીજી તીર્થનો સંઘ કાઢવાની છે અને તે માટે રૂપિયા અગિયારસો ખર્ચવાની ઇચ્છા છે.' ગુરુદેવે કહ્યું : ''તો થોડો ખર્ચ વધારીને છ–રી પાળતો સંઘ જ કાઢોને! આપણી એ પ્રાચીન પ્રણાલિકા છે અને તેમાં ઘણું પુણ્ય હાંસલ થાય છે.'

બાઇએ એ સૂચનનો સ્વીકાર કરી, ખર્ચની મર્યાદા વધારી અને રૂા. પંદરસો કર્યા તથા છ–રી પાળતો સંઘ કાઢવાનું નક્કી કર્યું. આ સંઘની વ્યવસ્થા કરવા માટે એક સમિતિ નીમાઇ, જેમાં શેઠ પુનમચંદ જેચંદ, વકીલ મનસુખલાલભાઈ વગેરે ગૃહસ્થો નીમાયા. તેમણે સંઘના ખર્ચનો અંદાજ કાઢતાં આંકડો રૂપિયા બે હજાર ઉપર પહોંચ્યો. બાઇએ કહ્યું : 'બે હજાર તો બે હજાર, પણ છ–રી પાળતો સંઘ કાઢવો એ સાચો. આવો લ્હાવો જીવનમાં ફરીને ક્યાં મળવાનો છે?' આ વખતે ગામમાં શોક હતો, એટલે સંઘમાં કોણ આવશે ? એ પણ વિચારણીય પ્રશ્ન થઇ પડ્યો હતો, પણ જ્યાં શ્રદ્ધા હોય છે, મક્કમતા હોય છે, ત્યાં બધાં સારાં વાનાં જ થાય છે. સંઘનું પ્રયાણ થયુ, ત્યારે તેમાં ૩૫ ગાડાં હતાં અને ૩૫૦ જેટલા માણસો હતા, એટલું જ નહિ પણ છેલ્લે-છેલ્લે તે સંખ્યા વધીને પાંચસો–છસો જેટલી થઇ હતી.

ચરિત્રનાયકની નિશ્રામાં સંઘ આનંદમંગલપૂર્વક આગળ વધવા લાગ્યો. રસ્તામાં વડાવલી, મોઢેરા, રાંતીજ વગેરે ગામના સંઘોએ નવકારસીઓ કરી અને સંઘમાંના બીજા ભાવિકોએ પણ નવકારસીઓ કરી. રસ્તામાં ઠેર ઠેર સુંદર સામૈયા થયાં અને જાહેર વ્યાખ્યાનો યોજાયાં. આ બધામાં રૂપિયા દશ હજારનો ખર્ચ થયો હશે, પણ પેલી બાઈના રૂપિયા બે હજારમાંથી દોઢસો રૂપિયા બચ્યા, જે તેણે પુનઃ ચાણસ્મા આવી પૂજા-પ્રભાવનામાં ખર્ચી નાખ્યા. ત્રણ હજાર રૂપિયાની મૂડીમાંથી બે હજાર રૂપિયા ધર્મનાં માર્ગે ખર્ચી નાખનાર બાઇની ભાવના માટે આપણે 'ધન્ય! ધન્ય!' સિવાય બીજા કયા શબ્દો ઉચ્ચારી શકીએ ?

ભોંયણીજી તીર્થમાં સંઘનું ભવ્ય સ્વાગત થયુ અને નાણ સમક્ષ ભવ્ય મંડપમાં તીર્થમાળ પહેરાવવામાં આવી. અહીં ટીપ કરતાં રૂપિયા અગિયારસો નોંધાયા, જે તીર્થના જુદા જુદા ખાતાઓમાં આપી દેવામાં આવ્યા.

સાંકરામાં પ્રતિષ્ઠા

આ રીતે સંઘનું કાર્ય નિર્વિઘ્ને નિષ્પન્ન થયા પછી ચરિત્રનાયક સાંકરા સંઘની

વિનંતિનો સ્વીકાર કરી પાટણથી છ કોસ દૂર આવેલા સાંકરા ગામે પધાર્યા કે જ્યાં માહ સુદ ૧૦ ની પ્રતિષ્ઠા નિર્ધારી હતી. ચરિત્રનાયકની ઉપસ્થિતિએ તેમાં અનેરો રંગ આણી દીધો. આ ઉત્સવમાં શેઠ નગીનદાસ કરમચંદ સંઘવીએ સારો ભાગ લીધો હતો.

અહીં માહ સુદ ૯ ના રોજ ઓંપ્રકાશ નામના નવ વર્ષની ઉંમરના એક બાલ-મુમુક્ષુ જે બે-અઢી વર્ષથી વિહારમાં સાથે રહેતા હતા અને ચાર પ્રકરણો તથા પંચ પ્રતિક્રમણનો અભ્યાસ કરી ચૂકયા હતા, તેમને શાનદાર વરઘોડો કાઢી દીક્ષા આપવામાં આવી અને તેમનું નામ મુનિ શ્રી કનકવિજયજી રાખી મુનિ શ્રી કીર્તિવિજયજીના શિષ્ય તરીકે જાહેર કર્યા. આ પ્રસંગે પં. શ્રી બુદ્ધિવિજયજી, પં. શ્રી તિલકવિજયજીના શિષ્યો તથા પં. શ્રી શાંતિવિજયજી ( હાલ પૂજ્ય આચાર્ય શ્રી શાંતિચંદ્રસૂરીશ્વરજી ) હાજર રહ્યા હતા.

રોહીડામાં ધર્મનો રંગ

સાંકરાથી ધીણોજ, મોટપ વગેરે સ્થળોએ થઇ ચરિત્રનાયક ગોધાવી પધાર્યા અને ત્યાંથી ગુજરાતનાં ગામડાઓમાં વિચરવા લાગ્યા. ત્યાંથી ઇડર તથા પોસીનાજી તીર્થની યાત્રા કરતાં રોહીડા સંઘની ચાતુર્માસ માટે આગ્રહભરી વિનંતિ થઈ. તેનો સ્વીકાર કરી ચરિત્રનાયક ચાતુર્માસાર્થે સસ્વાગત રોહીડા પધાર્યા.

જ્યાં સુગંધથી મહેકતાં પુષ્પો ખીલ્યાં હોય, ત્યાં ભમરાઓનો સમૂહ અવશ્ય આવે છે. જ્યાં સરોવર નિર્મળ જળથી ભરેલું હોય, ત્યાં પક્ષીઓનાં વૃંદ અવશ્ય ઉતરી પડે છે. તે જ રીતે જ્યાં ચારિત્રની સુવાસ હોય અને જ્ઞાનનું સરોવર ભરેલું હોય ત્યાં શ્રોતારૂપી ભ્રમરો કે પક્ષીઓનું અત્યંત આકર્ષણ થાય એમાં કોઇ આશ્ચર્ય નથી. ચરિત્રનાયકનાં ચાર વ્યાખ્યાનો સાંભળ્યાં, ત્યાં તો રોહીડાના રહીશોને ધર્મનો અજબ રંગ ચડી ગયો. તેમણે શ્રી ભગવતીજી સૂત્ર વાંચવાની વિનંતિ કરી અને ભાવનાધિકારે રામાયણ વંચાય તેવી ઇચ્છા પ્રકટ કરી. તેનાં અંગે જુદી જુદી બોલીઓ બોલાતાં ઉછામણી ઘણી સારી થઇ હતી.

પર્યુષણ પર્વની આરાધના ઉત્તમ પ્રકારે થઇ, અક્ષયનિધિ તપમાં ૧૨૫ જેટલાં સ્ત્રી-પુરુષો જોડાયાં અને નમસ્કાર મંત્રની આરાધનાનો લાભ પણ નાના-મોટા સહુએ બહુ સારી રીતે લીધો. વળી ચરિત્રનાયકના ઉપદેશથી અહીં દર પૂર્ણિમાએ સામુદાયિક સ્નાત્ર ભણાવવાનું નક્કી થયું, રડવા-કૂટવાનો રિવાજ બંધ કરવામાં આવ્યો, અનેક ભાઇ-બહેનોએ ચતુર્થવ્રત-બારવ્રત ગ્રહણ કર્યાં, તેમજ રાત્રિભોજનનો ત્યાગ કર્યો. આ કંઈ જેવો તેવો ઉપકાર ન ગણાય !

અક્ષયનિધિ તપવાળા ભાઇ-બહેનોની ભાવનાથી અહીં અષ્ટોત્તરી-સ્નાત્ર મહોત્સવ ઘણા જ ઠાઠથી ઉજવાયો અને શેઠ હિંદુમલજી સેસમલજી સુતા તરફથી નવપદજીની ઓળીની આરાધના પણ સોલ્લાસ કરાવવામાં આવી. પછી પંચકલ્યાણક-મહોત્સવ ઉજવાયો, ત્યારે સુરતના પ્રસિદ્ધ સંગીત-માસ્તર દીનાનાથ વગેરે આવ્યા હતા. અહીં ચરિત્રનાયકના ઉપદેશથી જ્ઞાનની વૃદ્ધિ અર્થે એક પુસ્તકાલય ખોલવામાં આવ્યું હતું.

આ પ્રમાણે વિ. સં. ૧૯૯૯ નું રોહીડાનું ચાતુર્માસ ધર્મનો રંગ ચઢાવવામાં ઘણું સફળ થયું હતું.

ઉપધાન-તપ

સૂત્ર-સિદ્ધાંત ભણવાની યોગ્યતા મેળવવા માટે સાધુઓ જેમ યોગોદ્વહનની ક્રિયા કરે છે, તેમ શ્રાવકોને નમસ્કારાદિ સૂત્રો ભણવાની યોગ્યતા પ્રાપ્ત કરવા માટે ઉપધાન-તપ કરવાનું હોય છે. ચાર સૂત્રોનાં ઉપધાન વહેતાં કુલ ૪૭ દિવસ જેટલો સમય લાગે છે. આ બધો સમય તપશ્ચર્યા, ધાર્મિક ક્રિયાઓ અને સત્સંગમાં જાય છે, તેથી તપ કરનારાઓને ઘણાં આધ્યાત્મિક લાભ પ્રાપ્ત થાય છે. આ કારણે સંઘ તથા ભાવિકો તરફથી ઉપધાન તપ કરાવવામાં આવે છે. ચાતુર્માસ બાદ પાડીવનો સંઘ ઉપધાન તપ કરાવવાની વિનંતિ કરવા આવ્યો, તેનો સ્વીકાર કરીને ચરિત્રનાયક પાડીવ પધાર્યા. આ પ્રસંગે પીંડવાડાથી પૂજ્ય ઉપાધ્યાય શ્રી ભુવનવિજયજી મહારાજ (હાલ આચાર્ય શ્રી ભુવનતિલકસૂરિજી મહારાજ) પણ ૧૦-૧૧ ઠાણા સાથે પધાર્યા હતા.

જમાનો રેશનીંગનો હતો, એટલે ઉપધાનમાં પ્રવેશ કરનારાઓની સંખ્યા મર્યાદિત રાખવામાં આવી હતી. આશરે ૮૦-૯૦ માણસોએ તેમાં પ્રવેશ કર્યો હતો. માલારોપણ-પ્રસંગે ભવ્ય અઠ્ઠાઇ-મહોત્સવ તથા નવકારસીનાં જમણો થયાં હતાં.

દાંતરાઇની પ્રતિષ્ઠા

અહીં દાંતરાઇનો સંઘ પ્રતિષ્ઠા ઉપર પધારવાની વિનંતિ કરવા આવતાં, તેનો સ્વીકાર કરીને ચરિત્રનાયક દાંતરાઇ પધાર્યા અને પ્રતિષ્ઠા કરાવી, તે વખતે જે મહોત્સવ ઉજવાયો તેમાં પાલીતાણાની શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી જૈન સંગીત મંડળી, તથા માસ્તર દીનાનાથ વગેરે આવ્યા હતા.

દરેક ઉત્સવમાં છાણીના શાહ મોહનલાલ મોતીલાલ, રમણલાલ, ચીનુભાઈ જગુભાઈ વગેરે ક્રિયા કરાવવા માટે આવતા હતા.

આ ઉત્સવમાં બધી મળીને રૂા. ૨૬૦૦૦ ની ઉપજ થઈ હતી. આ પ્રસંગે મુનિ




શ્રી કીર્તિવિજયજીના ઉપદેશથી શ્રીશીતલ-જૈન-સેવામંડળની સ્થાપના થઈ, જે દરેક ધાર્મિક પ્રસંગોએ સારી સેવા આપે છે.

ગુરુદેવની નિશ્રામાં

દાંતરાઈથી ચરિત્રનાયક શ્રી તારંગાજીની યાત્રાર્થે પધાર્યા અને ત્યાંથી પેઢામલી આવી પૂજ્ય ગુરુદેવની નિશ્રામાં રહ્યા. ગુરુ-શિષ્ય મળે ત્યારે શાસનની, સમુદાયની તથા સાધુઓના અભ્યાસ વગેરેની ચર્ચાઓ નીકળે તે સ્વાભાવિક છે.

અમદાવાદનો આનંદપ્રસંગ

ગુરુદેવની નિશ્રામાં બે માસ જેટલો સમય ગાળી ચરિત્રનાયક ગ્રામાનુગ્રામ વિચરતા અમદાવાદ પધાર્યા અને વિદ્યાશાળામાં બિરાજતા પરમપૂજ્ય વયોવૃદ્ધ શાંતમૂર્તિ શ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજનાં દર્શન કરી કૃતાર્થ થયા. આ વખતે તેમની ઉંમર ૯૧ વર્ષની હતી, છતાં તેઓ સાધુ તરીકેની સર્વ ક્રિયાઓ નિયમિત કરતા અને જાગૃત અવસ્થાની કોઈપણ ક્ષણ નકામી ન જાય તે માટે ચાલુ જાપ કર્યા કરતા. આ મહાપુરુષના સમાગમમાં રહેવું એ ચરિત્રનાયક માટે ઉત્કટ આનંદનો પ્રસંગ હતો.

ચરિત્રનાયકનાં વ્યાખ્યાનો વિદ્યાશાળામાં ચાલુ થયા અને આખો ખંડ શ્રોતાઓથી ઉભરાઈ જવા લાગ્યો. બાકીના સમયમાં પણ અનેક માણસો આવવા લાગ્યા અને વિવિધ પ્રશ્નો પૂછી પોતાનાં મનનું સમાધાન મેળવવા લાગ્યા.

મસ્કતી મારકેટમાં તેમનાં બે જાહેર વ્યાખ્યાનો થયાં, તેણે લોકો પર ભારે છાપ પાડી. આ બંને દિવસોએ શ્રીફળની પ્રભાવના થઈ હતી, તેમાં ૨૫૦૦-૨૫૦૦ શ્રીફળો જોયાં હતાં. પહેલા દિવસનાં વ્યાખ્યાનમાં પરમપૂજ્ય આચાર્યશ્રી વિજયજંબૂસૂરીશ્વરજી મહારાજ પણ પધાર્યા હતા અને તેમણે પણ ટૂંક પ્રવચન કર્યું હતું.

થોડા દિવસ પછી પૂજ્ય ગુરુદેવ ઇડરથી વિહાર કરી અમદાવાદ આવી ગયા ને વિદ્યાશાળાએ સાથે રહ્યા. આથી વાતાવરણ અતિ ભવ્ય બની ગયું.

સાથે ચાતુર્માસ

ચરિત્રનાયકનું આગામી ચાતુર્માસ છાણીમાં અને પૂજ્ય ગુરુદેવનું ચાતુર્માસ ખંભાતમાં નક્કી થયું હતું, પરંતુ મુનિશ્રી કીર્તિવિજયજીના સંસારી માતા-પિતાનો અત્યંત આગ્રહ હતો કે આપ દશ-દશ વર્ષથી અહીં પધાર્યા નથી, તેથી આ વખતનું ચાતુર્માસ તો ખંભાતમાં જ કરો, તેથી પૂજ્ય ગુરુદેવે છાણીવાળાને સમજાવી બીજા સાધુઓને ત્યાં મોકલ્યા અને ચારિત્રનાયકનું ચાતુર્માસ પોતાની સાથે ખંભાતમાં કરાવ્યું.




દરેક વખતની જેમ આ ચાતુર્માસ પણ ધાર્મિક વાતાવરણથી ધમધમી ઉઠ્યું હતું. તે પૂર્ણ થયે મુનિશ્રી કીર્તિવિજયજીના માતા-પિતાએ ચોમાસું પોતાને ત્યાં બદલવા આગ્રહભરી વિનંતિ કરી, એટલે તેનો સ્વીકાર કરીને ૨૧ ઠાણા સાથે ચાતુર્માસ તેમને ત્યાં બદલ્યું. આ વખતે તેમણે પૂજા, પ્રભાવના તથા વ્યાખ્યાનનો સારો લાભ લીધો.

**શત્રુંજયની છાયામાં**

ખંભાતથી ચરિત્રનાયક છાણી પધાર્યા, એટલે સહુનું મન સંતોષાયું અને ઉત્સાહમાં અભિવૃદ્ધિ થઇ. ધર્મારાધન સારી રીતે થવા લાગ્યું અને આગામી યોજનાઓ ઘડાવા લાગી, પણ ભવિતવ્યતા જુદી હતી. ખંભાતનિવાસી શેઠ કેશવલાલ વજેચંદે પૂજ્ય ગુરુદેવના ઉપદેશથી ઉપધાન અને ઉજમણું કર્યું હતું. તેમજ શ્રીશત્રુંજય ગિરિરાજનો છ-રી પાળતો સંઘ કાઢવાનો નિર્ણય કર્યો હતો. તેમણે આ બધાં કાર્યોમાં રૂપિયા બે લાખથી વધુ રકમ ખર્ચી હતી. તેમનો શ્રીશત્રુંજય ગિરિરાજના છ-રી પાળતા સંઘમાં પધારવા માટે અતિ આગ્રહ થતાં છાણીમાં લાંબી સ્થિરતા થઈ શકી નહિ. ત્યાંથી ચરિત્રનાયક ખંભાત પધાર્યા અને શ્રી શત્રુંજય ગિરિરાજના સંઘમાં જોડાયા. આ સંઘ પૂજ્ય ગુરુદેવની નિશ્રામાં નીકળ્યો હતો અને સંઘવીનો ઉત્સાહ ઘણો સારો હતો, એટલે સહુને ઘણો આનંદ આવ્યો. અનુક્રમે તેઓ પાલીતાણા પહોંચ્યા અને શ્રી શત્રુંજયગિરિની યાત્રા કરી. અમૃત ગમે તેટલી વાર પીઇએ તો પણ મીઠું જ લાગે છે.

**મુંબઈ પધાર્યા**

પૂજ્ય ગુરુદેવે વિ. સં. ૧૯૮૩નું ચાતુર્માસ મુંબઇમાં ગોડીજી ઉપાશ્રયે કર્યું હતું, ત્યારે ચરિત્રનાયકે ચાતુર્માસ અંધેરીમાં કર્યું હતું, પરંતુ આજે એ વાતને સત્તર વર્ષનાં વ્હાણાં વાઇ ગયાં હતાં, એટલે શેઠ જીવતલાલ પ્રતાપશી, શેઠ ભાણજીભાઇ સાપરીઆ વગેરે લાલબાગ જૈન ઉપાશ્રયના આગેવાનોએ ખંભાત આવી ચરિત્રનાયકને મુંબઇ મોકલવા માટે પૂજ્ય ગુરુદેવને વિનંતિ કરી હતી અને પૂજ્ય ગુરુદેવે તેનું મહત્ત્વ સમજી તેનો સ્વીકાર કર્યો હતો, પરંતુ ચરિત્રનાયકે પાલીતાણાથી મુંબઈ તરફ વિહાર કર્યો, એવામાં પૂજ્ય ગુરુદેવને તબિયતનાં કારણે મુંબઇ આવવાનું નક્કી થયુ, એટલે તેઓ વિહાર કરી અનુક્રમે મુંબઇ પધાર્યા અને સસ્વાગત પ્રવેશ કરી લાલબાગ ઉપાશ્રયમાં સ્થિર થયા.

સાથેના સાધુની અસ્વસ્થ તબિયતનાં કારણે ચરિત્રનાયકનો વિહાર ધીમે થઇ રહ્યો હતો, એટલે તેઓ પાછળથી મુંબઇ પધાર્યા અને સસ્વાગત પ્રવેશ કરી લાલબાગમાં વિરાજી રહેલા પૂજ્ય ગુરુદેવની નિશ્રામાં રહ્યા.

ધર્મબીજને કેમ ઉગાડવાં, તેનું સંવર્ધન કઈ રીતિએ કરવું અને તેમાંથી સુંદર




પત્ર-પુષ્પો કેમ પ્રકટાવવાં, તેની સર્વ કલા ગુરુ-શિષ્યને સુસાધ્ય હતી, એટલે લાલબાગ જોતજોતામાં ધર્મરૂપી લાલ પુષ્પોનો સુંદર બાગ બની ગયો અને તેની સુવાસ સર્વત્ર ફેલાવા લાગી.

અહીં દાદરના શ્રી આગરતડ સંઘે ચરિત્રનાયકને ચાતુર્માસ માટે દાદર મોકલવા પૂજ્ય ગુરુદેવને વિનંતિ કરી અને તેનો પૂજ્ય ગુરુદેવે સ્વીકાર કર્યો.

દાદર દીપી ઉઠ્યું

વિ. સં. ૨૦૦૧ના અષાડ સુદિ ૧૧ના રોજ ચરિત્રનાયક સપરિવાર સુંદર સ્વાગત-પૂર્વક દાદર પધાર્યા અને થોડા જ દિવસમાં તે દિવ્ય પ્રકાશથી દીપી ઉઠ્યું.

વ્યાખ્યાનમાં દાદર ઉપરાંત વાંદરા, માહીમ, માટુંગા, શાંતાક્રુઝ વગેરે પરાંઓનાં જૈનો પણ આવવા લાગ્યા અને સ્થાન ટૂંકું પડવા લાગ્યું. ચરિત્રનાયક દરેક વિષયની સુંદર છણાવટ કરતા અને તરફેણ તથા વિરુદ્ધના વિચારોની વિશદ તુલના કરતા, તેથી શ્રોતાઓને ઘણો રસ પડતો. આ વ્યાખ્યાનોએ અનેકની નાસ્તિકતાનો નાશ કર્યો, અનેકનાં જીવનમાં ત્યાગ અને તપશ્ચર્યાની ભભક ભરી દીધી, અનેકને રોજ નમસ્કાર મહામંત્રની ગણના કરતાં કરી દીધાં, જાહેર વ્યાખ્યાનો પણ સારા પ્રમાણમાં થયાં અને જનતાએ તેનો મોટા પ્રમાણમાં લાભ લીધો. પછી શ્રી નમસ્કારમહામંત્રનો તપ થતાં તેમાં ૧૬૫ સ્ત્રીપુરુષો જોડાયા હતા અને રોજ ભાવનાપૂર્વક ભક્તિ કરતા હતા.

પર્યુષણ પર્વની આરાધના અતિ આનંદપૂર્વક થઈ, તપશ્ચર્યા અને ઉપજ બંનેનું પ્રમાણ મોટું થયું. આરાધનામાં સર્વેની સગવડ સચવાય તે માટે શ્રી આગરતડ સંઘે બ્રાહ્મણ સેવામંડળના હોલની ખાસ વ્યવસ્થા કરી હતી, જેથી હજારો માણસો ચોમેરથી લાભ લેતા હતા.

તપશ્ચર્યા નિમિત્તે શેઠ બાબુભાઈ ભગવાનજી હેમચંદ મહેતા તરફથી ભાદરવા શુદ ૬ ને રોજ અતિ આકર્ષક વરઘોડો નીકળ્યો હતો અને ભાદરવા સુદ ૧૫ થી ચૈત્ય-પરિપાટી શરૂ કરવામાં આવી હતી. દાદર માટે આ પ્રસંગ પહેલો હતો.

કૃષિકારો ચોમાસાના ચાર માસ સારી રીતે પરિશ્રમ કરે છે, તો કાર્તિક મહિને ધાન્ય લણવાનો પ્રસંગ આવે છે અને તેનાથી તેમનું આખું વર્ષ સુધરે છે, તે જ સ્થિતિ સાધુ-મુનિરાજોનાં ચાતુર્માસની છે. આ ચાર મહિનામાં જો તેઓ વ્યાખ્યાન સારી રીતે આપે છે અને વિવિધ ઉપાયોવડે ધર્મભાવનાને સતેજ કરે છે, તો તેનાં સુંદર ફળો કાર્તિક મહિને જરૂર જોવા મળે છે. કાર્તિક સુદ નવમીના રોજ પ્રાતઃકાળમાં નાણ-મંડાણી




અને તેની સામે ૮૧ ભાઇબહેનોને બાર વ્રત, ચતુર્થ વ્રત વગેરે ઉચ્ચરાવવામાં આવ્યા, જેમાં રાવસાહેબ શેઠ રવજી સોજપાળ, શેઠ પ્રેમજી લધા, શેઠ શીવજીભાઇ પાલણ, શેઠ પોપટલાલ તલકચંદ, શ્રી વેણીભાઈ વગેરે મુખ્ય હતા. કેટલાક ભાઇબહેનો પાછળથી તૈયાર થતાં વાંદરાના શેઠ હીરાચંદજી તરફથી કાર્તિક વદિ ચોથના રોજ નાણ મંડાઈ અને તેમાં ૨૧ ભાઈ બહેનોએ વ્રત ઉચ્ચર્યાં. આ સમૂહમાં રાવસાહેબ મણિભાઈ, કુંવરજીભાઈ, બહેચરભાઈ વગેરે મુખ્ય હતા.

પછીથી વ્રતોચ્ચારણનિમિત્તે અઠ્ઠાઈ–મહોત્સવ ઉજવાયો, તેમાં ટીપ રૂપિયા પાંચ હજારની થઈ હતી.

ત્યારબાદ થોડા જ સમયે મુનિશ્રી કીર્તિવિજયજીએ દાદર જૈન પાઠશાળાની પરીક્ષા લીધી, જેનો મેળાવડો ચરિત્રનાયકની અધ્યક્ષતામાં કાર્તિક વદ ૧૩ ના રોજ થયો. તેમાં બાળકોએ મુનિશ્રી કીર્તિવિજયજી–રચિત ધર્મી–અધર્મીનો સંવાદ સુંદર રીતે ભજવી બતાવ્યો અને સંસ્થાના પ્રમુખ રાવબહાદુર શેઠ દામજીભાઈ જેઠાભાઈ જે. પી.ના શુભ હસ્તે ઇનામો વહેંચાયાં.

આ જ અરસામાં શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી જૈન પુસ્તકાલય ખોલવામાં આવ્યું અને તેની સર્વ વ્યવસ્થા શેઠ બાબુભાઈ ભગવાનજીએ પોતાના ભારત ક્લોથ સ્ટોરમાં કરી. વળી ચરિત્રનાયકના ઉપદેશથી દાદરખાતે શ્રી આત્મકમલલબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિર અને પૌષધશાળા બનાવવાનુ નક્કી થયુ અને તે માટે ટીપ કરતાં રૂપિયા વીસેક હજાર ભરાયા.

આમ દાદરનું ચાતુર્માસ અભ્યુદયનું આરોહણ કરવા માટે એક સાચો દાદર બની ગયું, એમ કહેવામાં જરા ય હરકત નથી.

### ઈંદોરમાં બીજું ચાતુર્માસ

અનેક સ્થળોએથી આમંત્રણો આવી રહ્યાં હતાં, અનેક ગામો ચાતુર્માસ માટે વિનંતિ કરી રહ્યાં હતાં, તેમાં કોલ્હાપુરનો આગ્રહ વિશેષ હતો, પરંતુ સંયોગાધીન ઈંદોરની વિનંતિનો સ્વીકાર થયો, એટલે ચરિત્રનાયક દાદરથી વિહાર કરીને નાસિક, માલેગામ, સીરપુર, ધુલિયા, સેંધવા વગેરે ગામોમાં ધર્મની પ્રભાવના કરતાં ઈંદોર પધાર્યા. ત્યાં શેઠ ધન્નાલાલજી મન્નાલાલજીના નિવાસસ્થાનમાં એક દિવસ પધરામણી થઇ હતી. આ અવસરે શહેરમાંથી ૮૦૦–૯૦૦ સ્ત્રીપુરુષો દર્શનાર્થે આવી પહોંચ્યા હતા. શેઠે સુંદર સ્વાગત કર્યું હતું અને વ્યાખ્યાન બાદ શ્રીફળ તથા રૂપિયાની પ્રભાવના કરી હતી.

ઈંદોરના સંઘે ચરિત્રનાયકનું બાદશાહી સ્વાગત કર્યું. તેમાં ત્રણ બેન્ડો, ત્રણ હાથીઓ, ચાંદીની વિકટોરિયા તથા સંખ્યાબંધ મોટરગાડીઓ હતી અને માનવમેદનીનો તો પાર જ




ન હતો. લગભગ સો સ્થળોએ ગહુંલીઓ થઇ. મોટા બજારોમાં મોટા મોટા દરવાજાઓ ઊભા કરવામાં આવ્યા હતા અને સર્વત્ર રંગબેરંગી ધજા-પતાકાઓ ફરકી રહી હતી.

આ ચાતુર્માસ પણ પ્રથમ ચાતુર્માસની જેમ અત્યંત યશસ્વી નીવડયું. જનતાએ મોટા પ્રમાણમાં વ્યાખ્યાનોનો લાભ લીધો અને અનેક પ્રકારના ધાર્મિક અનુષ્ઠાનો તથા ઉત્સવો થયા.

**રતલામમાં રંગપલટો**

ચાતુર્માસ પૂર્ણ થયે રતલામના શ્રી સંઘના આગ્રહથી ચરિત્રનાયક દેપાલપુર-વડગામના રસ્તે રતલામ પધાર્યા. અહીં સંઘે તેમનું અતિ ભવ્ય સ્વાગત કર્યું અને ખુશાલીમાં રૂપિયા-પૈસા ઉછાળ્યા. ચરિત્રનાયકની થોડા દિવસની સ્થિરતાએ રતલામનો રંગ પલટી નાખ્યો. ત્યાગ અને તપશ્ચર્યાની જે સરવાણીઓ સૂકાઇ ગઇ હતી, તે પુનઃ વહેવા લાગી અને ધર્મની વાડીને લીલીછમ બનાવી રહી.

**બીબડોદજીમાં મહોત્સવ**

અહીંથી ચરિત્રનાયક બીબડોદજી પધાર્યા કે જ્યાં શ્રી શાંતિનાથ ભગવાનની મૂર્તિને લેપ કરાયેલો હોવાથી અભિષેક-મહોત્સવ યોજાયો હતો. આ ઉત્સવ અનેરા આનંદથી સંપન્ન થયો અને ત્યાં એક ધર્મશાળા બંધાવવાની જરૂર છે, એમ જણાતાં હાજર રહેલાં પાંચ-છ હજારની માનવમેદનીને ઉપદેશ દેતાં પચીશ-ત્રીશ ઓરડીઓ તરત જ નોંધાઇ ગઇ. અહીં પૂજ્ય અમીવિજયજી મહારાજના શિષ્યો મુનિશ્રી ભક્તિવિજયજી, મુનિશ્રી ગુણવિજયજી વગેરે ચરિત્રનાયકની સેવામાં ખડે પગે તૈયાર રહ્યા હતા અને માંડવગઢ સુધી સાથે વિચર્યા હતા.

અહીંથી ચરિત્રનાયક રતલામ પાછા પધાર્યા અને પ્રતિદિન વ્યાખ્યાન આપવા લાગ્યા. તેમાં શ્રોતાઓની સંખ્યા ઘણી મોટી રહેતી. પછી જાહેર વ્યાખ્યાનો યોજાયાં, તેનો લાભ પણ રતલામની જનતાએ ઘણો સારો લીધો.

**માંડવગઢનો છ-રી પાળતો સંઘ**

રતલામ શ્રીસંઘની એવી ઉત્કટ ઇચ્છા હતી કે આગામી ચાતુર્માસ રતલામમાં જ થાય, પણ ચરિત્રનાયકને દક્ષિણ તરફ પધારવાનું હતું, એટલે તે વિનંતિનો સ્વીકાર થયો નહિ. છેવટે રતલામ શ્રીસંઘે તેમની નિશ્રામાં માંડવગઢનો છ-રી પાળતો સંઘ કાઢવાનું નક્કી કર્યું. આ રીતે ચરિત્રનાયકે બીજી વાર માંડવગઢની યાત્રા કરી. ૫૦ ગાડાં અને ૫૦૦-૬૦૦ જેટલાં સ્ત્રી પુરુષો હતાં અને સંઘવી છૂટા હાથે પૈસો ખરચી રહ્યા હતા, એટલે ઉત્સાહ અને આનંદનું પૂછવું જ શું? ધાર અને બદનાવરના શ્રીસંઘે જબ્બર લાભ ઉઠાવ્યો હતો.




## સીરપુરમાં સુંદર પ્રચાર

માંડવગઢથી પાછા ફરી ચરિત્રનાયક તારાપુર, સેંધવા થઇ ખાનદેશમાં વિચરવા લાગ્યા અને અનુક્રમે સીરપુર પધાર્યા. છેલ્લા કેટલાક વર્ષથી ત્યાં કોઇ સમર્થ જૈનાચાર્યની પધરામણી થઇ ન હતી, એટલે સંઘનો ઉત્સાહ અવર્ણનીય હતો. તેણે ચરિત્રનાયકનું ભાવભીનું સ્વાગત કર્યું અને ચાલુ વ્યાખ્યાન ઉપરાંત જાહેર પ્રવચનોની પણ યોજના ઘડી. તે પ્રમાણે હાઇસ્કૂલના ચોગાનમાં તથા સીનેમાથિયેટરમાં આત્મોન્નતિ, માનવધર્મ, જૈનદર્શન, જીવદયા વગેરે વિષયો પર જોરદાર પ્રવચનો થયાં, પરિણામે ત્યાં એક પાંજરાપોળ ખોલવાનું નિશ્ચિત થયું અને તે માટે ટીપની શરુઆત થઇ. વાત વાતમાં રૂ. ૨૬૦૦૦) હજાર ભરાઇ ગયા. જૈનો ઉપરાંત જૈનેતરોએ પણ ખૂબ રસ લીધો. આ પ્રવચનો સાંભળવા મુસલમાન આગેવાનો તથા મેજીસ્ટ્રેટ વગેરે શહેરના અધિકારીઓ પણ આવતા, તે પરથી ચરિત્રનાયકનાં પ્રવચનોએ ત્યાંની જનતા પર કેટલો પ્રભાવ પાડ્યો હશે, તેનું અનુમાન થઇ શકે છે.

જાહેર વ્યાખ્યાનોમાં છણાતા ધાર્મિક વિષયમાં કોઇને કંઈ પણ શંકા હોય તો તેનાં સમાધાનો બપોરના ૩ થી ૫ ના સમયમાં કરવામાં આવતાં. આ સમયે ઘણા જૈનેતર વિદ્વાનો તથા પ્રસિદ્ધ વ્યાપારીઓ હાજર થતા અને આત્મા, પરમાત્મા, બ્રહ્મા, ઇશ્વરકર્તૃત્વ વગેરે વિષયો પર ચર્ચા કરતા. તેનું પરિણામ બહુ સુંદર આવ્યું. જનતાનાં મનમાં જૈન ધર્મ માટે ઉત્કટ આદર પેદા થયો અને અનેક લોકો જૈન ધર્મનાં રહસ્યસમા શ્રી નમસ્કાર-મહામંત્રને ગણતા થઈ ગયા.

આવા ગુણિયલ ગુરુરાજનું ચાતુર્માસ પોતાને આંગણે કોણ ન ઇચ્છે ? સીરપુરના સંઘે તે માટે ખૂબ વિજ્ઞપ્તિ કરી, પણ સમય પાકયો ન હતો, એટલે તેનો સ્વીકાર થયો નહિ.

## અમલનેરનો અદ્‌ભુત ઉત્સાહ

પુષ્પનો પરિમલ અને કસ્તૂરીની ગંધ ચારે બાજુ ફેલાય છે, તેમ મનુષ્યનાં સારાં કામોની સુવાસ પણ ચારે બાજુ ફેલાય છે અને તેના અનેક ગુપ્ત પ્રશંસકો, મિત્રો કે ભક્તો ઊભા કરે છે. ચરિત્રનાયકનાં જીવનમાં આ વસ્તુ બરાબર જોઇ શકાય છે. તેઓ જે ધગશથી ધર્મનો પ્રચાર કરી રહ્યા હતા અને તે માટે વિવિધ સુંદર ઉપાયો કામમાં લાવી રહ્યા હતા, તેણે તેઓશ્રીની કીર્તિ ચારે બાજૂ ફેલાવી હતી અને ઘણા મનુષ્યો તો તેમનું નામ સાંભળીને જ મસ્તક નમાવી દેતા હતા. આ સંયોગોમાં સીરપુરની પાડોશમાં રહેલા અમલનેરનો ઉત્સાહ અદ્‌ભૂત હોય તેમાં નવાઇ શું ? તેણે મોતીના સાથિયા પૂરી




ચરિત્રનાયકનું સ્વાગત કર્યું. ચરિત્રનાયકે ચૈત્રી ઓળી ત્યાં જ પસાર કરી, તે વખતે અષ્ટાહ્નિકા–મહોત્સવ, પૂજા–પ્રભાવનાદિ કાર્યો રૂડી રીતે થયાં હતાં અને પછીથી જાહેર પ્રવચનો યોજાતાં જનતાએ તેનો ખૂબ જ લાભ લીધો હતો. તેમાં અત્રેના નામાંકિત જૈનેતર શ્રી પ્રતાપ શેઠ આગેવાન રહ્યા હતા.

**માલેગામના મનોરથ ફળ્યા**

માલેગામની જનતા ચરિત્રનાયકનું આગમન ઝંખી રહી હતી, તેમની કાગડોળે રાહ જોઇ રહી હતી. એ તો સ્વાભાવિક જ છે કે આમ્રફળ ખાવાની ઇચ્છા સહુને થાય, ઘીના ઘેબર ખાવા માટે સહુનું દિલ તલસે. અનુક્રમે ચરિત્રનાયક માલેગામ આવ્યા, ત્યારે સંઘે તેમનું ભવ્ય સ્વાગત કર્યું અને શેઠ ભોગીલાલ લાલચંદ સંઘવીના ધર્મપત્ની પુષ્પલતા બહેને સાચા મોતીનો સાથિયો કરી તેમને રજતપુષ્પોથી વધાવ્યા. અહીં મુનિ શ્રી નાગેન્દ્રવિજયજીને વરસીતપનું પારણું હતું, તેનાં નિમિત્તે અષ્ટાહ્નિકા–મહોત્સવ, પૂજા, પ્રભાવનાદિ કાર્યો ખૂબ ઉત્સાહથી થયાં.

માલેગામની જનતા ખૂબ કેળવાયેલી હોઇ 'बाबावाक्यं प्रमाणम्'માં માનનારી ન હતી. એટલે ચરિત્રનાયકને ભિન્ન ભિન્ન વિષયો પર અટપટા પ્રશ્નો પૂછાતા, પણ તેઓ ઉચ્ચકોટિના વિદ્વાન્ હતા, એટલે દરેક પ્રશ્નનું સચોટ–સુંદર સમાધાન કરતા અને પ્રશ્ન-કર્તાનું દિલ જીતી લેતા. અહીં ૨૦ થી ૨૫ સ્ત્રીપુરુષોએ નાણ સમક્ષ બાર વ્રતો ઉચ્ચર્યાં, જેમાં સારા સારા આગેવાનો અને શિક્ષિતો પણ હતા.

બાદ ચાતુર્માસ માટે આગ્રહભરી વિનંતિ થઇ, પણ ચરિત્રનાયકે એવો ઉત્તર આપ્યો કે 'અવસર જોઇશું' એટલે લાચાર !

**અહમદનગરમાં ચાતુર્માસ**

અનુક્રમે ચરિત્રનાયક યેવલા પધારતાં ધર્મપ્રભાવના ઘણી થઇ. અહીં અહમદ-નગરના આગેવાન શ્રાવકો તથા માલેગામના શ્રાવકો ચાતુર્માસ માટે વિનંતિ કરવા આવ્યા અને યેવલાનો સંઘ પણ તે માટે તત્પર હોઇ વિનંતિ કરી રહ્યો હતો, એટલે વાતાવરણ રસાકસીવાળું બન્યું, પરંતુ તેમાં અહમદનગરને ચાતુર્માસનો લાભ મળ્યો, એટલે ચરિત્રનાયક અનુક્રમે સસ્વાગત અહમદનગર પધાર્યા.

વિ. સં. ૨૦૦૨ નું અહમદનગરનું ચાતુર્માસ અન્ય સ્થળોની જેમ ધર્મપ્રભાવના કરનારું નીવડયું હતું. તેણે જનતામાં અપૂર્વ ધર્મજાગૃતિ આણી હતી. બહારના માણસોએ પણ ત્યાં આવી સારો લાભ લીધો હતો. ચરિત્રનાયકના ઉપદેશથી અહીં ઉપાશ્રય તૈયાર થયો. અનેક જાહેર પ્રવચનો યોજાયાં અને જનતાએ હજારોની સંખ્યામાં તેમનાં વ્યાખ્યાનો શ્રવણ કર્યાં.

### તલેગામમાં દીક્ષામહોત્સવ

ચાતુર્માસ પૂર્ણ થયે ચરિત્રનાયક ઘોડનદી નામક ગામમાં અઠ્ઠાઇ-મહોત્સવ, શાંતિસ્નાત્ર વગેરે ધાર્મિક ઉત્સવોમાં ભાગ લઇને તલેગામ-ઢમઢેરા પધાર્યા કે જ્યાં શ્રી પોપટભાઇની દીક્ષા નિમિત્તે શ્રી સંઘ તરફથી ભવ્ય ઉત્સવ યોજાયો હતો. તેમાં ભાગ લેવા માટે પાલીતાણાથી શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી સંગીત મંડળીને ખાસ બોલાવવામાં આવી હતી, એટલે પૂજા અને ભાવનામાં અનેરો રંગ જામ્યો હતો. વળી તે નિમિત્તે ત્રણ ચાર સાહમ્મિવચ્છલો થયાં હતાં અને દેવદ્રવ્યની ઉપજ પણ ઘણી સારી થઈ હતી.

માહ વદિ ૪ ને રોજ મુમુક્ષુ પોપટભાઇની દીક્ષાનો તથા જળજાત્રાનો વરઘોડો નીકળ્યો, તેમાં પુનાનું પ્રખ્યાત અરુણ બેન્ડ આવ્યુ હતું અને ઠેર ઠેર રૂપિયા તથા પૈસા ઉછાળવામાં આવ્યા હતા. અહીં કેટલીક બહેનોએ ક્ષીરસમુદ્રની તપશ્ચર્યા કરી હતી, તે નિમિત્તે છ-સાત વરઘોડા નીકળ્યા હતા અને તે દરેકમાં શોભા ઘણી સારી રહી હતી.

માહ વદિ પાંચમના વિજય મુહૂર્તે વિશાળ જનમેદની વચ્ચે ચરિત્રનાયકે નાણ સમક્ષ શ્રી પોપટભાઇને દીક્ષા આપી અને તેમનું નામ મુનિ શ્રી વિનયવિજયજી રાખી, મુનિ શ્રી કીર્તિવિજયજીના શિષ્ય કર્યા. આ પ્રસંગે પેંડાની પ્રભાવના થઇ હતી, બપોરે શાંતિસ્નાત્ર ભણાવાયું હતું અને દેવદ્રવ્યમાં રૂા. ૧૫૦૦)ની ઉપજ થઇ હતી.

### પૂના-લશ્કરમાં વિવિધ પ્રવૃત્તિઓ

તલેગામ-ઢમઢેરાથી વિહાર કરી ચરિત્રનાયક યરવડા થઇ પૂના-લશ્કરમાં પધાર્યા. અહીં સંઘે તેમનું ભાવભીનું સ્વાગત કર્યું અને વ્યાખ્યાન-વાણીનો ઘણો લાભ લીધો. વ્યાખ્યાનોમાં બપોરની સખત ગરમીમાં માનવમેદનીની ભારે ભીડ જામતી. અનેક યુવકો અને ઈતરો પ્રેમપૂર્વક આવતા. સ્થળસંકોચ પડતાં થોડી જગા પડાવીને ઉપાશ્રયને વિશાળ બનાવવામાં આવ્યો હતો. વેસ્ટર્ન ટોકીઝમાં જાહેર વ્યાખ્યાન થયું, ત્યારે આખું થિયેટર શ્રોતાઓથી ચીકાર ભરાઇ ગયું હતું. ત્યાર પછી નવપદજીની આરાધના, પ્રભુ-પ્રતિમાનો પ્રવેશમહોત્સવ, ભગવાન મહાવીરનાં જન્મ-કલ્યાણકનો વરઘોડો વગેરે અનેક પ્રસંગો ઉપસ્થિત થયા અને તે સર્વે આનંદ-મંગળપૂર્વક પાર પડ્યા.

વિ. સં. ૨૦૦૩ ના ચૈત્ર વદિ ત્રીજના દિવસે મુનિશ્રી વિનયવિજયજીને વડીદીક્ષા આપવામાં આવી, ત્યારે ચરિત્રનાયકે ચાલીશ ભાઈબહેનોને નાણ સમક્ષ વ્રતો ઉચ્ચરાવ્યાં અને શેઠ કુબેરભાઇને સજોડે ચતુર્થવ્રત ગ્રહણ કરાવ્યું. વ્રતધારીઓને શેઠ કેશવલાલ માણેકલાલ તરફથી રૂપિયાની પ્રભાવના તેમજ શ્રીફળ વગેરેની પ્રભાવના અપાઈ હતી.

વૈશાખ સુદિ ૬ ને રોજ પ્રતિષ્ઠામહોત્સવ યોજાયો હતો, તેમાં પધારવાનો આગ્રહ થવાથી પૂજ્ય ગુરુદેવ વાપીથી ખાસ વિહાર કરીને સપરિવાર અહીં પધાર્યા. સંઘે તેમનું ચિરસ્મરણીય રહે તેવું સ્વાગત કર્યું.

પ્રતિષ્ઠામહોત્સવ અનેરા આનંદથી સંપન્ન થયો અને સમસ્ત મહારાષ્ટ્રમાં ધર્મભાવનાની અભિવૃદ્ધિ કરવામાં નિમિત્તભૂત બન્યો.

ચૈત્રી પુનમનાં મોટાં દેવવંદન શેઠ ઇશ્વરલાલ ગુલાબચંદ તરફથી વંદાયાં હતાં. તેમણે શ્રીફળની પ્રભાવના ઉપરાંત રૂા. ૫૦૦–૬૦૦ નો બીજો ખર્ચ પણ કર્યો હતો. આ દેવવંદનની વિશેષતા એ હતી કે તે છ કલાક ચાલ્યું હતું.

દાદરમાં સ્થિરતા

ચરિત્રનાયકને મહારાષ્ટ્રનાં જુદાજુદા ગામોના સંઘ તરફથી ચાતુર્માસ કરવા માટે વિનંતિઓ થઈ રહી હતી. પૂના લશ્કરની પણ તે માટે આગ્રહભરી વિનંતિ હતી, પરંતુ શ્રી આત્મકમલલબ્ધિસૂરીશ્વરજી જ્ઞાનમંદિર–દાદરના ગૃહસ્થોની વિનંતિ અતિ આગ્રહભરી હતી અને તેઓ ઘણીવાર આવી ગયા હતા, એટલે ગુરુદેવની સંમતિથી ચરિત્રનાયકે દાદરમાં ચાતુર્માસનો સ્વીકાર કર્યો અને વિહાર કરી અનુક્રમે થાણા પધાર્યા. ત્યાં સ્ત્રી–પુરુષો સેંકડોની સંખ્યામાં દર્શનાર્થે આવ્યા હતા. તે દિવસે બપોરની પૂજા તથા સાંજનું સાહમ્મિવચ્છલનું જમણ શેઠ દામજીભાઇ જેઠાભાઈ તરફથી થયું હતું. ત્યાંથી ઘાટકોપર–માટુંગા વગેરે ઠેકાણે થઇ જેઠ સુદિ ૧૦ ના પ્રાતઃકાલે ચરિત્રનાયક શેઠ દામજીભાઇના બંગલે પધાર્યા અને ત્યાં થોડીવાર સ્થિરતા કરી. પછી તિલકબ્રીજથી સામૈયું થયું, તેમાં મુંબઇ જૈન સ્વયંસેવક મંડળનું બેન્ડ, દાદર સેવામંડળનું બેન્ડ વગેરે હાજર હતા, ઠેરઠેર ગહુંલીઓ થતી હતી, આખી એસલેઈન ધજા–પતાકાથી શણગારવામાં આવી હતી અને અનેક આગેવાન જૈન ગૃહસ્થોની હાજરી ખાસ ધ્યાન ખેંચતી હતી.

અહીં ચરિત્રનાયકનાં વ્યાખ્યાનો શરૂ થયાં કે શ્રોતાઓની સંખ્યામાં ઉફાળો આવ્યો. તે બધાનો સમાવેશ કરવા માટે રૂપિયા ૪૨૦૦ ના ખર્ચે એક વિશાળ મંડપ જ્ઞાનમંદિરના વિશાળ ચોગાનમાં તાબડતોબ ઊભો કરવામાં આવ્યો. આ નૂતન વ્યાખ્યાનમંડપમાં શ્રી ભગવતીસૂત્રની વાચના શેઠ બહેચરદાસ ગાંગજીભાઈ તરફથી શરૂ કરાવવામાં આવી હતી અને ભાવનાધિકારે જૈન રામાયણનું વાચન રાવસાહેબ શેઠ રવજીભાઇ સોજપાળ તરફથી કરાવવામાં આવ્યું હતું. આ પ્રસંગે આશરે ત્રણેક હજાર રૂપિયાની જ્ઞાનખાતાની ઉછામણી થઇ હતી.

પછી જાહેર વ્યાખ્યાનો શરૂ થયાં, તેમાં અનેક નામાંકિત માણસોની હાજરી થવા લાગી અને જૈનધર્મ પ્રત્યે અનેકનો સદ્ભાવ વધી ગયો. બાદ ચૌદપૂર્વનો તપ કરાવવામાં

આવ્યો, તેમાં સો ઉપરાંત સ્ત્રીપુરુષો જોડાયા હતા અને તેમને જુદા જુદા ગૃહસ્થો તરફથી પાંત્રીશ જેટલી પ્રભાવનાઓ આપવામાં આવી હતી. પછી અક્ષયનિધિ તપ કરાવ્યો, તેમાં પણ તપસ્વીઓની સંખ્યા સારી હતી. સૂર્ય ઊગે ત્યારે સરોજનો વિકાસ થવામાં શી મણા રહે?

દાદરની એસલેઇન નામક ગલીમાં ઉપર્યુક્ત જ્ઞાનમંદિર બાંધવાનું નક્કી થયું, તે માટે બે મજલાનું વિશાળ મકાન સીમેન્ટ કોંક્રીટથી બાંધવાનું હતું અને બાજુમાં દહેરાસર બાંધવાની પણ જરૂર હતી, તેના ખર્ચનો અંદાજ ત્રણ લાખ રૂપિયાનો હતો, એટલે તે માટે ચરિત્રનાયકે ભાવિકોને પ્રેરણા કરવા માંડી અને શ્રી દામજીભાઇ જેઠાભાઇએ તે માટે ખૂબ પ્રયાસ કર્યો. પરિણામે જ્ઞાનમંદિરની ટીપ રૂપિયા બે લાખ સુધી પહોંચી.

આ વખતની પર્યુષણપર્વની આરાધના અપૂર્વ હતી. તપશ્ચર્યાઓ મોટા પ્રમાણમાં થઇ હતી, ૧૧૦ સ્ત્રી પુરુષોએ ચોસઠપહોરી પોષધો કર્યા હતા, આશરે પાંસઠ સ્ત્રી-પુરુષોએ અઠ્ઠાઇઓ કરી હતી અને મુનિશ્રી વિનયવિજયજી તથા દર્શનશ્રીજીના શિષ્યા ત્રિલોચનાશ્રીજીએ પણ અઠ્ઠાઇ કરી હતી. દેવદ્રવ્યમાં રૂપિયા ત્રીસથી પાંત્રીશ હજારની ઉપજ થઈ હતી. સંવત્સરી-પ્રતિક્રમણ કરવા માટે તો માનવમેદનીએ મર્યાદા મૂકી હતી.

આ અરસામાં મહારાષ્ટ્રના ભાઇઓ ચરિત્રનાયકને મહારાષ્ટ્રમાં પધારવાની વિનંતિ કરવા આવ્યા હતા.

નવપદજીની આરાધના આનંદ-મંગલથી થઈ અને આસો સુદિ ૧૧ નાં મંગલ પ્રભાતે શેઠ દામજીભાઈ જેઠાભાઈના સુપુત્રો તેમજ તેમના ધર્મપત્ની સુશીલાબહેને શ્રી આત્મકમલલબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિર તથા જૈન ચાલીનું ખાતમુહૂર્ત કર્યું.

વિ. સં. ૨૦૦૫ ના માગશર સુદિ ૪ ના શેઠ હંસરાજભાઇના સુપુત્રી પદ્માવતીબેન તેમજ સુરતના દમયંતાબહેનની દીક્ષાનો મહોત્સવ ઘણી ધામધૂમથી ઉજવાયો. આ પ્રસંગે માટુંગાનિવાસી શેઠ હરિભાઈ માણેકચંદ શ્રોફ વગેરે ૨૫ ભાઇ-બહેનોએ બાર વ્રતાદિ ગ્રહણ કર્યાં હતાં, જ્ઞાનમંદિરના ટ્રસ્ટી શ્રી પોપટભાઈ નરસીદાસ વ્હોરાએ સજોડે ચતુર્થ વ્રત ગ્રહણ કર્યું હતું, ઘાટકોપરનિવાસી શ્રી જયંતીલાલ બહેચરદાસ તરફથી વ્રતધારીઓને રૂપિયાની પ્રભાવના કરાઇ હતી અને ચરિત્રનાયકનાં મંગલ પ્રવચન બાદ બંને બહેનો તરફથી થયેલી શ્રીફળની પ્રભાવના લઇ સહુ વિખરાયા હતા.

## ધાર્મિક પ્રસંગો

ઘટમાળના ઘટો એક પછી એક રેંટ પર ચડતા જાય છે અને થોડું થોડું પાણી રેડતા જાય છે, તેથી પાણીની નીકો ચાલુ રહે છે અને બાગ, બગીચા કે વાડીમાં




ઊગેલા રોપાઓ ઝડપથી વૃદ્ધિ પામી પુષ્પિત થાય છે. તે જ સ્થિતિ ધાર્મિક પ્રસંગોની છે. જો તે અવારનવાર આવ્યા કરે અને સાધુ-સંતની વ્યાખ્યાન-વાણીથી લોકોનાં મનમાં પડેલા શુભ સંસ્કારોનું સિંચન કર્યા કરે તો તે ઝડપથી વૃદ્ધિ પામી ભાવનાનાં ભવ્ય પુષ્પોથી સુશોભિત બને છે અને તેના દ્વારા અનેકવિધ ઉપયોગી કાર્યો થાય છે. આ જ કારણથી ચરિત્રનાયક એક પછી એક ધાર્મિક પ્રસંગો માટે પ્રેરણા કરતા રહે છે. તેમની આ પ્રેરણાનાં પ્રતાપે આજ સુધીમાં સેંકડો ઉપયોગી કાર્ય થયાં છે, તે આપણે અત્યાર સુધીના વૃત્તાંતથી જોઇ શક્યા છીએ.

ચરિત્રનાયકની પ્રેરણાથી શેઠ રવજીભાઇ સોજપાલે માટુંગામાં રૂા. સવાલાખનાં ખર્ચે શિખરબંધી નૂતન જિનાલય બંધાવ્યું હતું, તેની પ્રતિષ્ઠા માટે માહ સુદિ ૫ નું મુહૂર્ત નક્કી થયું હતું. આ પ્રસંગ ભવ્ય રીતે ઉજવાય તેવી શેઠશ્રીની ઇચ્છા હતી, એટલે તેમણે બીજા અનેક આગેવાનો સાથે દાદર આવી વિનંતિ કરી અને ચરિત્રનાયક તેનો સ્વીકાર કરીને માટુંગા પધાર્યા. લક્ષ્મીની લહેર હોય, વાપરવાની ભાવના હોય અને તેને અનુભવીનું યોગ્ય માર્ગ-દર્શન મળે, એટલે ઉત્સવમાં શું ખામી રહે? આ ઉત્સવ અનેક રીતે અપૂર્વ બની ગયો. ભવ્ય મંડપ, વિવિધ પૂજાઓ, અનેક જાતની પ્રભાવનાઓ, રાત્રિએ સંગીતમય ભાવના, વીજળીની આકર્ષક રોશની, જળયાત્રાનો અત્યંત દબદબા ભરેલો ભવ્ય વરઘોડો અને રૂા. ૧૧૧૦૦૦ ની ઉપજ એ તેનાં નોંધપાત્ર અંગો હતાં. કેટલાક કચ્છી ભાઇઓની એવી ઇચ્છા હતી કે આ ઉપજ સાધારણખાતામાં લઇ જવી, પરંતુ ચરિત્રનાયકની દોરવણીથી ઠરાવરૂપે એવું નિશ્ચિત થયું કે પ્રતિષ્ઠા અને પ્રભુનાં નિમિત્તની તમામ બોલીઓ દેવદ્રવ્યમાં લઈ જવી. આ પ્રસંગ પર પં. મહારાજશ્રી મુક્તિવિજયજી, પૂ. પં. શ્રી પ્રવીણવિજયજી ગણિવર, પૂ. મુનિરાજ શ્રી મહિમાવિજયજી મહારાજ આદિ ૧૪-૧૫ ઠાણા પધાર્યા હતા, તેથી સંઘના આનંદમાં અભિવૃદ્ધિ થઇ હતી.

## બે બીલોનો વિરોધ

આ મહોત્સવ પૂર્ણ થયા પછી થોડા જ વખતે શ્રી કુલસિંહજી ડાભીએ મુંબઈ ધારાસભામાં જૈન નામને ઉડાવનારો એક ખરડો રજૂ કરતાં જૈન સમાજમાં ભારે ખળભળાટ મચ્યો હતો અને તેનો વિરોધ કરવા માટે એક જંગી સભાની યોજના થઈ હતી. તેનું અધ્યક્ષસ્થાન ચરિત્રનાયકને આપવામાં આવ્યું હતું અને તેમણે પ્રસંગને અનુસાર યોગ્ય દોરવણી આપી હતી. આ ખરડા સામે સહુનો પ્રચંડ વિરોધ થતાં આખરે તે ખરડો પાછો ખેંચી લેવામાં આવ્યો હતો. ત્યારપછી થોડા વખતે મુંબઈ સરકારે ધારાસભામાં ભિક્ષુક બીલ રજૂ કર્યું હતું, તેમાં ભિક્ષુકની જે વ્યાખ્યા કરવામાં




આવી હતી, તે અતિવ્યાપ્તિદોષવાળી હોઈ જૈન સાધુઓને પણ અસર કરતી હતી, તેથી તેના સામે પણ ખળભળાટ થયો હતો, એટલે ચરિત્રનાયકે મુખ્ય મંત્રી શ્રી બાલગંગાધર ખેર તથા ગૃહમંત્રી શ્રી મોરારજી દેસાઇને એક ખુલ્લો પત્ર લખ્યો હતો અને તેમાં પરિસ્થિતિની ચોખવટ કરી હતી. આ પત્ર મુંબઈ સમાચારમાં છપાયો હતો અને હસ્તપત્રિકારૂપે પણ હજારોની સંખ્યામાં વહેંચાયો હતો.

અહીં પ્રસંગાનુસાર એટલું જણાવવું યોગ્ય ગણાશે કે તે વખતે મુંબઇ ધારાસભાની બેઠક પૂનાખાતે ચાલતી હતી, એટલે અમે આ બીલની અનિષ્ટતા સમજાવવા માટે પૂના ગયા હતા અને ત્યાં અગિયાર દિવસ સુધી રોકાઇને ધારાસભાના સભ્યોને આ બીલની અનિષ્ટતા સમજાવી હતી, તથા છેવટે ડેપ્યુટેશનનાં રૂપમાં ગૃહમંત્રી શ્રી મોરારજીભાઇને મળી તેમની સાથે એક કલાક ને દશ મિનીટ સુધી આ વિષયમાં વાતચીત કરી હતી. પરિણામે ભિક્ષુક બીલની કલમોમાં કેટલાક સુધારા થયા હતા અને આ બીલ જૈન સાધુઓ જેવા ઉચ્ચ કોટિના ત્યાગીઓને લાગુ નહિ પડે તેવી તેમના ભાષણમાં સ્પષ્ટતા કરાવવામાં સફળ થયા હતા. આ બીલ આજે મુંબઈ રાજ્યમાં અમલમાં છે, પણ તેનો ઉપયોગ જૈન સાધુઓની વિરુદ્ધ થતો નથી.

### વિ. સં. ૨૦૦૫ નું ચાતુર્માસ

દાદરનું જ્ઞાનમંદિર ચરિત્રનાયકની હાજરીને કારણે ધાર્મિક પ્રવૃત્તિઓનું એક મહત્ત્વનું કેંદ્ર બની ગયું હતું અને ટૂંક સમયમાં ઘણું જ પ્રસિદ્ધિમાં આવ્યું હતું; પરંતુ તેના બાંધકામ તથા વિકાસ અંગે હજી ઘણું કરવાનું બાકી હતું, તેથી જ્ઞાનમંદિરના ટ્રસ્ટીઓએ વિ. સં. ૨૦૦૫ નું ચાતુર્માસ દાદરમાં કરવાનો જ ચરિત્રનાયકને આગ્રહ કર્યો અને સર્વ સંયોગોનો વિચાર કરી ગુરુદેવની સંમતિપૂર્વક ચરિત્રનાયકે તેનો સ્વીકાર કર્યો. આ ચાતુર્માસમાં પણ પૂર્વવત્ સઘળી પ્રવૃત્તિઓ ચાલુ હતી, ઉપરાંત 'કર્મ ફિલૉસૉફી,' 'શ્રી મહાવીર જીવનચરિત્ર,' 'શ્રાદ્ધવિધિ,' 'જીવનમાં ધર્મ શા માટે ?' 'ત્રણ જાહેર વ્યાખ્યાનો' વગેરે પુસ્તકોનું સંપાદન કરી તેનો હજારોની સંખ્યામાં પ્રચાર કર્યો હતો.

ચાતુર્માસ પૂર્ણ થતાં મુંબઈના શ્રી નમિનાથજી જૈન ઉપાશ્રયના ટ્રસ્ટીઓની વિનંતીનો સ્વીકાર કરી ચરિત્રનાયક ત્યાં પધાર્યા હતા અને લગભગ એક માસની સ્થિરતા કરી હતી. તે વખતે તેમણે કેટલાંક અતિ મનનીય જાહેર વ્યાખ્યાનો આપ્યાં હતાં. ત્યાર બાદ ભાયખલા વગેરે સ્થળોએ પધારતાં ત્યાં પણ જાહેર વ્યાખ્યાનો આપવાનું ચાલુ રાખ્યું હતું. આ વ્યાખ્યાનો સાંભળવા માટે લોકો ઘણી મોટી સંખ્યામાં આવતા હતા. અહીં

એ નોંધ કરવી ઉચિત ગણાશે કે ચરિત્રનાયકના વ્યાખ્યાનપ્રસંગે શ્રોતાઓને પ્રશ્નો પૂછવાની છૂટ હોય છે, એટલે ઘણી વાર પ્રશ્નો પૂછાય છે. ત્યારે તેઓ ખૂબ ગંભીરતા અને શાંતિથી જ તેનો ઉત્તર આપે છે. કેટલીક વાર એવું પણ બને છે કે આવી રીતે પ્રશ્નો પૂછાય તે શ્રોતાઓને ગમતું નથી, કારણ કે તેથી વ્યાખ્યાનનો પ્રવાહ તૂટી જાય છે અને તેઓ જે રસ માણી રહ્યા હોય છે, તેનો ભંગ થાય છે, એટલે તેઓ પ્રશ્ન પૂછનારને બેસાડી દેવાની ચેષ્ટા કરે છે, પરંતુ ચરિત્રનાયકનું એ તરફ ધ્યાન ખેંચાતા જ તેઓ સહુને શાંત કરે છે અને પૂછાયેલા પ્રશ્નોનો ઉત્તર અવશ્ય આપે છે. આ સાથે એ પણ જણાવી દેવું જોઇએ કે ચરિત્રનાયક સિદ્ધાંતની બાબતમાં અડગ છે, એટલે કોઇ શ્રીમંત, અધિકારી કે મોટા ગણાતાં માણસની શેહમાં તણાઇને ઢીલોપોચો ઉત્તર આપતા નથી કે આખી સભા વિરુદ્ધ હોય તો પણ નમતું જોખતા નથી. જેઓ સૂત્ર–સિદ્ધાંતના રખેવાળ છે અને તેને પ્રાણથી પણ અધિક પ્યારા ગણે છે, તે કોઈ પણ પ્રકારની શેહ, શરમ કે લાગવગથી ઢીલા પડી જાય અને સિદ્ધાંતને છોડી દે તો ન્યાય અને નીતિ રસાતાળ જાય અને તેમાંથી ભયંકર અંધાધૂંધી પેદા થાય તે સ્વાભાવિક છે.

ચરિત્રનાયકની વિવિધ ધાર્મિક પ્રવૃત્તિઓ લોકોને વિષય–કષાયમાંથી વારી રહી હતી અને ધર્મામૃતનું પુનઃ પુનઃ પાન કરવાની પ્રેરણા કરી હતી, તેથી જ ધાર્મિક ઉત્સવો એક પછી એક ચાલુ હતા.

શેઠ મોહનલાલ ચુનીલાલનાં સ્વર્ગારોહણ નિમિત્તે માટુંગામાં મહોત્સવ ઉજવાયો, તેમાં કુટુંબીજનોની વિનંતિને માન આપી ચરિત્રનાયક પધાર્યા હતા. આ મહોત્સવમાં પૂજ્ય મુનિરાજ શ્રી ભાનુવિજયજી આદિ પરિવારસહ પધાર્યા હતા અને તેઓ અવસર મળતાં દર્શનાર્થે આવી જ્ઞાનગોષ્ઠી કરતા હતા, તેમજ સેવાનો લાભ લેતા હતા. ત્યારબાદ શ્રી જાસુદ બહેન જૈન પાઠશાળાના મેળાવડા અંગે આગ્રહભરી વિનંતિ થતાં તેઓશ્રીએ મુંબઇ પધારી, પંદર દિવસની સ્થિરતા કરી અનેક મનનીય વ્યાખ્યાનો આપ્યાં હતાં. ત્યાર પછી માટુંગા નૂતન જિનાલયની વર્ષગાંઠનિમિત્તે તેઓશ્રી પુનઃ માટુંગા પધાર્યા હતા અને એ ઉત્સવને ખૂબ જ દીપાવ્યો હતો.

શિયાળાની જેમ ઉનાળો પણ ધાર્મિક પ્રવૃત્તિથી ધમધમી રહ્યો અને ચાતુર્માસ નજીક આવ્યું. તે માટે અનેક સ્થળોએથી આમંત્રણો આવી રહ્યાં હતાં અને રૂબરૂ વિનંતિ કરવા માટે પણ જુદા જુદા સંઘના આગેવાનો આવ્યા હતા, પણ દાદર જ્ઞાન-મંદિરના ટ્રસ્ટીઓએ સહુના આગ્રહ પર વિજય મેળવ્યો. વિ. સં. ૨૦૦૬ નું ચાતુ-ર્માસ પણ દાદર જ્ઞાનમંદિરમાં જ નિશ્ચિત થયું.




દાદરનું ચાતુર્માસ

આ ચાતુર્માસમાં પણ અનેક પ્રકારની ધાર્મિક પ્રવૃત્તિઓ થઇ, તેમાં મુનિશ્રી વિનયવિજયજીએ માસખમણની તપશ્ચર્યા કરી હતી, એ ખાસ નોંધપાત્ર બીના છે. તેઓ આવી ભારે તપશ્ચર્યામાં પણ દરેક ક્રિયા અપ્રમત્ત રીતે કરતા હતા. તે તપશ્ચર્યા નિમિત્તે દાદર, માટુંગા વગેરે સ્થળના ભાઇઓએ પાંચ હજાર રૂપિયાની ટીપ કરી હતી અને દાદર જ્ઞાનમંદિરમાં અઠ્ઠાઇમહોત્સવ ઉજવ્યો હતો તથા અષ્ટોત્તરીસ્નાત્ર ભણાવ્યું હતું.

આ ચાતુર્માસની બીજી નોંધપાત્ર બીના એ હતી કે મુનિશ્રી કીર્તિવિજયજી રોજ સવારમાં પ્રવચનસારોદ્ધારની વાચના આપતા હતા અને તત્ત્વજ્ઞાનની સૂક્ષ્મચર્ચા કરતા હતા. તેનો લાભ શેઠ દામજીભાઇ, પોપટભાઇ, કુંવરજીભાઇ, બહેચરભાઇ, બાબુભાઇ વગેરે ટ્રસ્ટીઓ ઉપરાંત બીજા પણ ઘણા સ્ત્રી-પુરુષો લેતાં હતાં. પરિણામે છથી સાત મુમુક્ષુઓ તૈયાર થયા હતા, જે બધા જ હાલ દીક્ષિત છે. દાદરની જનતાને ધર્મને માર્ગે વાળવાનો ખરો યશ ચરિત્રનાયકને ઘટે છે, એમ કહેવામાં જરા પણ અત્યુક્તિ નથી.

અનુક્રમે વિ. સં. ૨૦૦૬ નું ચાતુર્માસ પૂરું થયું, એટલે ચરિત્રનાયકે દક્ષિણ દેશ તરફ વિહાર કરવાની તૈયારી કરી.

ચરિત્રનાયકનું સંક્ષિપ્ત ચરિત્ર અહીં પૂરું કરીએ તે પહેલાં પાઠકોનું એ વસ્તુ તરફ ધ્યાન ખેંચવા ઇચ્છીએ છીએ કે ચરિત્રનાયકે દાદાગુરુ સદ્ધર્મરક્ષક બાલ-બ્રહ્મચારી શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજનો ઉમદા પ્રેમ સંપાદન કર્યો હતો અને પૂજ્ય ગુરુદેવની અનન્ય મને સેવા-ભક્તિ કરી હતી. આ પૂજ્ય પુરુષોની પ્રેરણા અને કૃપાના પ્રતાપે જ તેઓ આ સ્થિતિએ પહોંચી શક્યા છે. વળી જીવનમાં આગળ વધવા માટે વિદ્વત્તા અને વક્તૃત્વ ઉપરાંત પુરુષાર્થ પણ ઘણો ખેડ્યો છે. દૂર દેશમાં વિચરવાનું હોય, માર્ગ અતિ વિકટ હોય, ઘરનાં ઠેકાણાં ન હોય, આહારપાણી મેળવવામાં મોટી મુશ્કેલી હોય, છતાં તેમણે કદી વિષાદ અનુભવ્યો નથી. એટલું જ નહિ પણ તેઓ ગમે તેવા થાકીને બેઠા હોય અને કોઈ મુમુક્ષુ દર્શન કરવા આવે કે ધર્મચર્ચા કરવા લાગે તો પણ તેમણે કંટાળો બતાવ્યો નથી. એ જ પ્રસન્ન મુખમુદ્રાથી તેઓ પોતાનું કર્તવ્ય બજાવતા રહ્યા છે.

અહીં એ પણ જણાવી દેવું ઉચિત ગણાશે કે ચરિત્રનાયક જ્યોતિષશાસ્ત્રના એક સમર્થ જ્ઞાતા હોઇ મુહૂર્તો ઘણાં જ સારાં કાઢી શકે છે અને ઘણા જ્યોતિષ-વિશારદો પણ તેમને અનુસરે છે. વળી તેમનું મંત્રશાસ્ત્રનું જ્ઞાન પણ ઘણું ઉચ્ચ કોટિનું છે અને તે બાબતનો તેમણે ઘણો અનુભવ પણ લીધેલો છે. સમ્યકત્વશલ્યોદ્ધાર વાંચ્યા પછી તેમણે ઘણા અઠ્ઠમો કર્યા હતા, શ્રી નમસ્કાર મંત્રનો ઘણો જાપ કર્યો હતો, ત્યારે

દેવશક્તિનો પ્રથમ પરિચય થયો હતો. પછી સાધુ–અવસ્થામાં તેમણે વિધિ–અનુસાર સરસ્વતીની આરાધના પણ કરી હતી અને આચાર્યપદ અંગે સૂરિમંત્રની પાંચે પીઠો સિદ્ધ કરેલી છે. તેમાં પહેલી અને બીજી પીઠ શેહીડામાં સિદ્ધ કરી છે, ત્રીજી અને ચોથી પીઠ અંધેરીમાં સિદ્ધ કરી છે અને પાંચમી પીઠ નીપાણીના ચાતુર્માસમાં ૧૬ આયંબિલપૂર્વક મૌન પાળી સ્ત્રીનું મુખ જોયા વિના સિદ્ધ કરી છે કે જેનું વર્ણન હવે પછી કરવામાં આવશે.

સૂરીશ્વરજીનાં જીવનનો આ સંક્ષિપ્ત પરિચય પાઠકોને એ વાતની જરૂર પ્રતીતિ કરાવશે કે તેઓ વિરલ વ્યક્તિત્વ ધરાવનારા મહાન્ જૈનાચાર્ય છે, વિશિષ્ટ શક્તિઓથી વિભૂષિત મહાપુરુષ છે અને ભારતના એક સમર્થ ધર્મપ્રચારક સંત છે.

તેમણે દક્ષિણ દેશમાં વિચરીને દિવ્ય પ્રકાશનું જે દાન કર્યું, તેનો સવિસ્તર હેવાલ આગળનાં પૃષ્ઠોમાં જોઈ શકાશે.





# પ્રકરણ બીજું

## દિવ્ય પ્રકાશ

**મનુષ્યને પ્રકાશ** પ્રિય છે; અંધકાર ગમતો નથી, જરા યે પસંદ પડતો નથી. તેમાં પણ અંધકારપટ અતિ ઘેરો હોય અને સમીપમાં સમીપ રહેલી વસ્તુઓ પણ દૃષ્ટિગોચર ન થતી હોય તો એ ત્રાસી ઉઠે છે અને તેમાંથી મુક્ત થવાની ઝંખના કરે છે. જો કે આ પૃથ્વીના પટ પર એવા મનુષ્યો પણ મળી આવે છે કે જેમને અંધકાર અમુક અંશે પ્રિય હોય, કારણ કે એ વખતે તેમને ઘર ફાડવાની, દુકાનો તોડવાની, વસ્તુઓ તફડાવવાની, જારકર્મ કરવાની અને ખૂન કે બીજાં તોફાનો કરવાની વિશેષ અનુકૂળતા મળી રહે છે. પણ એ જ મનુષ્યોને જ્યારે અંધારા ઓરડામાં પૂરવામાં આવે છે અને તેઓ પ્રકાશની કોઇ રેખા જોઇ શકતા નથી, ત્યારે તેમની સ્થિતિ કેવી કઢંગી થાય છે? તેમાંના કેટલાક બેહોશ બની જાય છે, કેટલાક ભયંકર પાગલપણાને વશ થાય છે અને બાકીના જેઓની સાન ઠેકાણે હોય છે, તેઓ આ પ્રકારનાં જીવન કરતાં મૃત્યુને વધારે સારું ગણે છે. તાત્પર્ય કે તેમને પણ જીવનના આનંદ માટે તો પ્રકાશ જ જોઇએ છે.

### પ્રાયોગિક પ્રકાશ

પ્રકાશની પ્રાપ્તિ અનેક રીતે થાય છે. ચકમકના બે પત્થરો કે પત્થર અને લોખંડનો ટુકડો સામસામો અફળાય તો તેમાંથી તણખા ઝરે છે અને પ્રકાશના થોડા ઝબકારા થાય છે. આ ઝબકારા કેટલાક માર્ગભૂલેલા મુસાફરોને ઉપકારક થઈ પડે છે, કારણ કે તેમના આધારે તેઓ સાચો માર્ગ શોધી કાઢે છે અને પોતાનાં ગંતવ્યસ્થાને પહોંચી જાય છે.

દીવામાં દીવેલ, તેલ કે ઘી પૂરેલું હોય, વાટ મૂકેલી હોય, તેને કાંડીથી પેટાવ્યો હોય તો ઠીકઠીક પ્રકાશ થાય છે. આ પ્રકાશમાં ઘરની વસ્તુઓ ઝાંખી-પાંખી જોઇ શકાય છે અને કંઇ પણ કામ કરવું હોય તો ખુશીથી કરી શકાય છે.

રાડાં, સાંઠી કે લાકડાં સળગે તો તેમાંથી પણ પ્રકાશ થાય છે અને તેના આધારે ઘણી વસ્તુઓ જોઈ શકાય છે. પેશ્વાઓના સમયમાં રાત્રિના સમયે અગત્યના કિલ્લાઓ પર અમુક પ્રકારનું તાપણું કરવામાં આવતું, જેથી દૂર રહેલા કિલ્લા પરના મનુષ્યોને ખબર પડી જતી કે સ્થિતિ રાબેતા મુજબની છે કે લડાઈનો ભય સૂચવનારી છે.

વીજળીના ઉપયોગથી જ્વલંત પ્રકાશ થાય છે, તેથી રહેવાના મકાનમાં, પેઢીઓમાં, કોર્ટ-કચેરીઓમાં, કારખાનામાં અને ટ્રામ, મોટર, રેલ્વે, વિમાન વગેરે વાહનોમાં તેનો છૂટથી ઉપયોગ થાય છે. વહાણો, ફત્તેમારીઓ, સ્ટીમરો વગેરે જળયાનોને ખડકની સાથે ટકરાઈ જતા અટકાવવા માટે તેના પર જે દીવાદાંડી ઊભી કરવામાં આવે છે, તેમાં એવી સર્ચલાઈટો મૂકવામાં આવે છે કે જે ફરતી રહીને માઈલો સુધી પોતાનો પ્રકાશ પહોંચાડી શકે અને તેમને સંભવિત નાશમાંથી ઉગારી લે.

પ્રકાશની બાબતમાં નવા નવા આવિષ્કારો થતા જાય છે, જે પ્રકાશનું પ્રમાણ તથા તેની ઉપયોગિતા ઘણી વધારી દેશે, એમાં જરાયે શંકા નથી. પરંતુ જ્યારે કુદરતની અગાધ શક્તિનો વિચાર કરીએ છીએ ત્યારે લાગે છે કે આ પ્રયત્નો કંઈ જ વિસાતમાં નથી. પૂર્ણિમાનો ચંદ્ર એક રાત્રિમાં જેટલો પ્રકાશ ફેલાવે છે, તેટલો પ્રકાશ ફેલાવવા માટે કેટલા કેન્ડલ-પાવરનો ગ્લોબ બનાવવો જોઈએ ? અથવા સૂર્ય એક દિવસમાં પોતાની તેજોરાશિ દ્વારા ભૂમંડલ પર જેટલો પ્રકાશ પાથરે છે, તેટલો પ્રકાશ પાથરવા માટે કેટલી શક્તિવાળી બત્તી બનાવવી જોઈએ ?

### કુદરતી પ્રકાશ

ચંદ્ર-સૂર્યની આવી અગાધ શક્તિ જોઈને મનુષ્યો તેમની વિવિધ પ્રકારે સ્તુતિઓ કરે છે અને તેમની થોડી શક્તિ પોતાને આપવાની પ્રાર્થનાઓ કરે છે. પરંતુ આકાશના આ મહાન્ જ્યોતિર્ધરો જો મનુષ્યોની એ પ્રાર્થનાનો સ્વીકાર કરે અને પોતાના શક્તિભંડારમાંથી તેમને થોડી થોડી શક્તિ આપતા જાય તો છેવટે તેમનું શું થાય, તેની કંઈ કલ્પના આવે છે ? એ રીતે તો એક દિવસ એવો આવે કે તેમને પૂર્વવત્ પ્રકાશવા માટે બીજાની પાસેથી પુષ્કળ પ્રકાશ ઉછીનો લેવો પડે અને તેવો પ્રકાશ ન મળે તો પ્રકાશવાનું જ બંધ કરવું પડે ! આ સ્થિતિમાં પૃથ્વી પરનાં સઘળાં પ્રાણીઓનું તથા મનુષ્યોનું શું થાય તે સ્વયં વિચારી લેવું. એટલે ચંદ્ર-સૂર્ય પોતાનાં પરમ કર્ત્તવ્યનો વિચાર કરીને ચૂપકીથી પોતાનું કાર્ય કર્યે જાય છે અને આજ સુધી પ્રકાશતા રહ્યા છે. ભવિષ્યમાં પણ તેઓ આ જ રીતે પ્રકાશશે તેમાં આપણને જરાયે




શંકા નથી, કારણ કે એવી શંકા હોય તો આપણે यावच्चंद्रदिवाकरौ જેવા શબ્દોનો પ્રયોગ ન જ કરીએ!

## દિવ્ય પ્રકાશ

પરંતુ ચંદ્ર-સૂર્યનો આ પ્રકાશ પણ એક રીતે સામાન્ય જ છે, કારણ કે તે આપણી હૃદયગુહામાં-આપણાં અંતઃકરણમાં ભરાઈ બેઠેલા અંધકારનો નાશ કરી શક્તો નથી. તે માટે તો દિવ્ય પ્રકાશ જ જોઈએ કે જે આપણી વિવેચનાનો મુખ્ય વિષય છે.

## વિજ્ઞાનવાદીનું દષ્ટિબિન્દુ

એક વાર અમે એક વિદ્વાન્ મિત્રને પૂછ્યું હતું કે 'આપણી હૃદયગુહામાં-આપણાં અંતઃકરણમાં જે અંધકાર ભરાઇ પેઠો છે, તે કેવા પ્રકાશથી દૂર થાય?' આ મિત્રે આધુનિક શિક્ષણ સારી રીતે લીધેલું હતું અને વિજ્ઞાનના અભ્યાસમાં ભારે દિલચસ્પી દાખવી હતી. તેમણે કહ્યું: 'મિ૦ શાહ! કોઈ વસ્તુ લાકડા કે લોઢા જેવા અપારદર્શક પદાર્થની પેટીમાં પૂરાયેલી હોય તો તેની અંદર સ્વાભાવિક રીતે જ અંધકાર હોય છે, તેમ આપણું હૃદય આપણાં શરીરરૂપી પેટીમાં રહેલું હોવાથી તેમાં અંધકાર હોય તે સ્વાભાવિક છે, તે કઈ રીતે દૂર થઇ શકે?

તે તો તમે સારી રીતે જાણતા હશો કે આપણું હૃદય છાતીના ડાબા ભાગમાં પાંસળી નીચે આવેલું છે અને લાંબું જમરૂખ ઊંધું વાળ્યું હોય તેવા આકારનું છે. તે નિરંતર ધબકતું રહીને લોહીને દબાણ કરે છે, તેના લીધે આપણાં શરીરમાં લોહી ફરતું રહે છે અને આપણે જીવી શકીએ છીએ. અને એ પણ તમે જાણતા જ હશો કે પ્રકાશ તો ઉષ્ણતાનું રૂપાંતર માત્ર છે. એક લોખંડના સળિયાને આપણે અગ્નિવડે તપાવીએ તો તે લાલચોળ બનીને પ્રકાશ આપે છે અને તેથી વધારે તપાવીએ તો સળગીને પ્રકાશ આપે છે. તે જ રીતે ગ્લોબમાં રહેલા સૂક્ષ્મ તાર વીજળીના પ્રવાહથી ખૂબ જ ઉષ્ણ થાય છે, ત્યારે પ્રકાશવંત બને છે; એટલે હૃદયગુહામાં પ્રકાશ કરવો હોય તો તેમાંનો કોઇ પણ ભાગ અત્યંત ઉષ્ણ બનવો જોઇએ અને હું માનું છું કે તેમ થાય તો પ્રકાશની પ્રાપ્તિ પહેલાં પંચત્વની જ પ્રાપ્તિ થાય, માટે હૃદયગુહામાં રહેલા અંધકારનો વિચાર છોડી બીજા કોઇ ઉપયોગી કાર્યમાં લાગો.'

આ શબ્દોથી તેમણે પોતાનું વક્તવ્ય પૂરું કર્યું ન હતું, એટલે હું શાંતિથી સાંભળી રહ્યો.

તેમણે કહ્યું : 'મિ. શાહ! તમે અંતઃકરણથી શરીરનો કોઈ અવયવ સૂચિત

કરવા માગતા હો તો તેવા કોઈ અવયવનું વર્ણન આધુનિક શરીર-વિજ્ઞાનમાં આવતું નથી. પરંતુ તમે અંતઃકરણનો અર્થ અંદરની ઈંદ્રિય અર્થાત્ મન કરતા હો તો તે સંબંધી કેટલુંક વર્ણન માનસશાસ્ત્રમાં પ્રાપ્ત થાય છે. આપણાં શરીરમાં અનેક પ્રકારના મનોવ્યાપારો ચાલે છે, એ નિશ્ચિત છે. આ મનોવ્યાપારોનો મુખ્ય આધાર જ્ઞાનતંતુઓ ઉપર છે. જેમકે આપણે કોઇ વસ્તુને અડીએ, ચાખીએ, સૂંઘીએ કે જોઇએ તો પ્રથમ તેની અસર જ્ઞાનતંતુઓ પર થાય છે, તેના દ્વારા સંદેશો મગજમાં પહોંચે છે અને ત્યાં નિર્ણય થાય છે કે જે વસ્તુને અડકયા, ચાખી, સૂંઘી કે જોઇ, તે અમુક છે. આ ક્રિયાને સામાન્ય રીતે વિચાર કહેવામાં આવે છે. પછી લાગણીનું સંવેદન થાય છે. જેમકે 'આ કેરી તો બહુ સરસ છે! તેના રૂપ-રંગ કેવા સુંદર છે? તેની વાસ કેવી મધુર છે?' પછી ઇચ્છા થાય છે. જેમકે 'હું આ કેરી ખાઇને તૃપ્ત થાઉં.' એટલે હાથ લંબાય છે, કેરીને ઉપાડી લે છે, ચાકુ કે છરીથી છોલે છે અને તેના ટુકડા કરી મોંમાં મૂકે છે; તેથી જીભને સ્વાદ આવે છે અને એક પ્રકારની તૃપ્તિ અનુભવાય છે, આ પરથી તમે સ્પષ્ટ જોઇ શકશો કે જેને આપણે અંતઃકરણ અથવા મન કહીએ છીએ તે એક પ્રકારની યાંત્રિક ક્રિયા જેવી ક્રિયા છે, આમાં અંધકાર અને પ્રકાશની કલ્પનાને અવકાશ જ ક્યાં છે? માટે મહેરબાન! જરા પ્રેકટીકલ (વ્યવહારુ) થાઓ અને કોઇ હુન્નર-ઉદ્યોગનો વિચાર કરો, જેથી એ પૈસાની પ્રાપ્તિ થાય અને જીવન સુખી બને.'

આટલું બોલી મારા વિદ્વાન્ મિત્રે તેમનું વક્તવ્ય પૂરું કર્યું અને મારી સામે કુતૂહલદૃષ્ટિથી જોઇ રહ્યા.

મને લાગ્યું કે હું ખોટાં સ્થાને આવી ચડ્યો છું. જો મારે પ્રકાશની ઇચ્છા હતી, તો એવાં સ્થાને જવું જોઈતું હતું કે જ્યાંથી થોડોઘણો પણ પ્રકાશ મળી શકે; પરંતુ અહીં તો અમાસ કરતાં યે વધારે અંધારું છે. આધુનિક શિક્ષણ પામેલા ઘણાખરા ગ્રેજ્યુએટો અને કૉલેજિયનોની આ જ સ્થિતિ છે! તેઓ શરીરશાસ્ત્ર, પદાર્થવિજ્ઞાન, રસાયણશાસ્ત્ર તથા બીજા જે વિષયો શીખે છે, તેમાં કોઈ સ્થળે આત્મતત્ત્વની સિદ્ધિ આવતી નથી, એટલે તેનાં અનુસંધાનમાં થતી પુણ્ય-પાપની વિવેચના કે પૂજા-પ્રાર્થનાની વાત તો હોય જ ક્યાંથી? આ સંયોગોમાં અંતરને અજવાળવાની વાત તેમને હમ્બગ લાગે-નિરર્થક જણાય તેમાં કોઈ નવાઈ નથી. હું આ પરિસ્થિતિથી ઘણા અંશે પરિચિત હતો, એટલે મારા વિદ્વાન મિત્રના ખુલાસાથી મને ન તો અધિક આશ્ચર્ય થયું કે ન તો વિશેષ ખેદ થયો.

મેં સ્વસ્થ અને શાંત ચિત્તે તેમને પૂછયું: 'તમે શરીરને શું માનો છો?'

તેમણે તરત જ જવાબ આપ્યો : 'અલબત્ત, એક પ્રકારનું યંત્ર. જેમ વરાળ યંત્ર વરાળના જોરે કામ કરે છે, ડીઝલ એંજિન તેલની શક્તિથી કામ કરે છે અને પેટ્રોલ મશીન પેટ્રોલના પાવરથી ગતિમાન થાય છે, તેમ આ યંત્ર કાર્બન વગેરે દ્વારા થતી દહનક્રિયાવડે ચાલતું રહે છે, એટલે એક પ્રકારનું દહન યંત્ર છે.'

મેં કહ્યું : 'વરાળ યંત્ર, ડીઝલ એંજિન કે પેટ્રોલ-મશીન વચ્ચે અને મનુષ્યના શરીરરૂપી યંત્ર વચ્ચે કંઈ ફેર ખરો ?'

તેમણે કહ્યું : 'એ પણ એક જાતનાં યંત્રો છે, અને આ પણ એક જાતનું યંત્ર છે; એમાં ફેર શો ?'

મેં કહ્યું : 'વારુ, આપણે વરાળ યંત્ર, ડીઝલ એંજિન કે પેટ્રોલ મશીનને કહીએ કે તમે અમુક સ્થળે જઈ આવો, તો તે જઇ-આવી શકે ખરાં ?'

તેમણે કહ્યું: 'એ પોતાની મેળે અમુક સ્થળે જઇ કે આવી શકે નહિ.'

મેં કહ્યું: 'તેમને આપણે કોઈ સવાલ પૂછીએ તો તેનો જવાબ આપે ખરાં ?'

તેમણે કહ્યું: 'એ પ્રશ્નનો ઉત્તર ક્યાંથી આપી શકે ? એમને જીભ થોડી જ હોય છે ?'

મેં કહ્યું: 'તો એ યંત્રો શું કોઈ વસ્તુ સંબંધી વિચાર કરી શકે ખરાં ?'

તેમણે કહ્યું: 'ના, ભાઈ! ના. એ કંઈ વિચાર કરી શકે નહિ. વિચાર કરવા માટે તો મગજ જોઇએ અને તેને સંદેશો પહોંચાડવા માટે જ્ઞાનતંતુઓનું જબ્બર જૂથ જોઇએ.'

મેં કહ્યું: 'સાથે સાથે એ પણ જણાવી દો કે એ યંત્રો શ્વાસ લઈ શકે કે નહિ ?'

તેમણે કહ્યું: 'એ યંત્રો શ્વાસ ક્યાંથી લે ? એને ફેફસાં થોડાં હોય છે ?'

## જડયંત્રમાં અને મનુષ્યનાં શરીરરૂપી યંત્રમાં મોટો ફેર

મેં કહ્યું: 'આપના ઉત્તરથી તો એમ જણાય છે કે વરાળયંત્ર વગેરેમાં અને મનુષ્યનાં શરીરરૂપી યંત્રમાં ઘણી બાબતનો ફેર છે અને તે બહુ મોટો છે. એક યંત્ર પોતાની મેળે બીલકુલ હાલીચાલી શકતું નથી અને બીજું યંત્ર પોતાની મેળે હાલીચાલી શકે છે તથા સેંકડો-સહસ્રો ગાઉનો પ્રવાસ કરી ધારેલા સ્થળે પહોંચી જાય છે. એક યંત્ર જરાયે બોલી શકતું નથી અને બીજું યંત્ર પોતાની મેળે જેટલું બોલવું હોય તેટલું બોલી શકે છે, વિવિધ પ્રકારનો વાર્તાવિનોદ કરી શકે છે, ગાવાની ઇચ્છા થાય તો જુદા જુદા સ્વરે અનેક પ્રકારનાં ગીતો-ગાયનો ગાઈ શકે છે અને રોવાનું મન થાય તો ભેંકડો તાણીને કે મોટી પોક મૂકીને કલાકો સુધી રોઇ પણ શકે છે,




વળી એક યંત્ર કોઈ પણ વસ્તુનો વિચાર કરી શકતું નથી, જ્યારે બીજું યંત્ર નાની કે મોટી, સુંદર કે અસુંદર, સમીપમાં રહેલી કે દૂર રહેલી અથવા દૃશ્ય કે અદૃશ્ય એવી સર્વ વસ્તુઓનો વિચાર કરી શકે છે, સારી–ખોટી લાગણીઓનો અનુભવ કરી શકે છે અને અનેક પ્રકારની ઇચ્છાઓ કરી તેને અમલમાં પણ મૂકી શકે છે, એ કંઈ જેવો તેવો ફેર નથી! તે જ રીતે એક યંત્રમાં શ્વાસ લેવાની કે મૂકવાની જરાયે શક્તિ નથી, ત્યારે બીજું ગમે તેટલો દીર્ઘ શ્વાસ લઈ શકે છે, તેને રોકી પણ શકે છે અને મૂકી શકે છે. એટલે બંને યંત્રો વચ્ચે અતિ મોટો અને અસાધારણ ફેર છે. હવે મારા વિદ્વાન્ મિત્ર! મને એટલું જ કહો કે આ અસાધારણ ફેર શેને આભારી છે?'

એ ફેરનાં કારણો

તેમણે થોડીવાર વિચાર કરીને કહ્યું: 'પ્રથમ યંત્ર જડ છે અને બીજું યંત્ર ચેતનાવાળું છે; તેના લીધે આવો અસાધારણ ફેર જણાય છે.'

મેં કહ્યું: 'તો આપ જડ અને ચૈતન્ય એવા બે પ્રકારના પદાર્થોનો સ્વીકાર કરો છો ને?'

તેમણે કહ્યું: 'જરૂર. અમે લાકડા, લોઢા, પત્થર, કાચ વગેરેને જડ માનીએ છીએ અને મનુષ્ય, પશુ, પક્ષી, જંતુઓ વગેરેને ચેતનાવાળા માનીએ છીએ. જે વસ્તુ પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ હોય તેને માનવાનો ઇનકાર શા માટે કરીએ?'

મેં કહ્યું: 'તમે જેનો હમણાં ઉલ્લેખ કર્યો, એ ચેતના શું છે?'

તેમણે કહ્યું: 'વરાળ જેમ એક પ્રકારની શક્તિ છે, વિદ્યુત્ જેમ એક પ્રકારની શક્તિ છે, તેમ ચેતના પણ એક પ્રકારની શક્તિ છે.'

મેં કહ્યું: 'તે શક્તિ મનુષ્ય–પશુ–પક્ષી વગેરેમાં જણાય છે અને બીજામાં કેમ જણાતી નથી?'

તેમણે કહ્યું: 'જ્યાં તેની ઉત્પત્તિ થતી હોય ત્યાં જણાય, બીજે ક્યાંથી જણાય?'

મેં કહ્યું: 'કૃપા કરીને એ જણાવશો કે ચેતનાની ઉત્પત્તિ શી રીતે થાય છે?'

તેમણે કહ્યું: 'અમુક તત્ત્વો મળે એટલે ચેતનાની ઉત્પત્તિ થાય છે.'

જીવંત પ્રાણીઓ બનાવી શકાય ખરાં?

મેં કહ્યું: 'જો વસ્તુસ્થિતિ એવી જ હોય તો કાપડ, લોખંડ અને બીજી વસ્તુઓનાં કારખાનાંની જેમ ગાય, ભેંસ, હાથી, ઘોડા, મનુષ્ય વગેરે અનેક જીવંત પ્રાણીઓ




બનાવવાનાં કારખાનાં કાઢી શકાય અને તેમને મનગમતો આકાર પણ આપી શકાય. શું કોઇ વૈજ્ઞાનિકે આવો પ્રયોગ કરી બતાવ્યો છે ખરો? અને તેની કોઇ નિશ્ચિત ફોર્મ્યુલા ઘડી છે ખરી?'

અહીં મારા વિદ્વાન્ મિત્ર વિચારમાં પડ્યા. તેમણે અનેક વૈજ્ઞાનિકોનાં નામ યાદ કર્યાં, પણ તેમાંના કોઇએ તત્ત્વસંયોજનથી ચેતના ઉત્પન્ન કરી હોય અને જીવંત પ્રાણીઓ બનાવ્યાં હોય, તેવું યાદ આવ્યું નહિ. તેમની આ મૂંઝવણ તરત જ મારા સમજવામાં આવી ગઇ, એટલે મેં કહ્યું: 'ગુરુજી! જીવંત પ્રાણીઓ બનાવવાનું તો દૂર રહ્યું પણ સ્વયં કામ કરી શકે તેવું મગજ કે સ્વયં જોઇ શકે તેવી આંખ હજી સુધી કોઇએ બનાવી છે ખરી? અરે! તે વાત પણ જવા દો! તેમાં જે સ્નાયુઓ અને પડદા છે, ગ્રંથીઓ અને શિરાઓ છે, તેના જેવા જીવંત સ્નાયુઓ અને પડદાઓ કે જીવંત ગ્રંથીઓ અને શિરાઓ કોઈ બનાવી શક્યું છે ખરું? જો આ બધું બની શકતું હોય તો આ જગત્ પર રહેલા મનુષ્યો કે પશુ-પક્ષીઓને મૃત્યુનાં મુખમાં જતાં જરૂર બચાવી શકાય, કારણ કે તેમનામાં જે અંગ, અવયવ કે શક્તિની ખામી હોય, તે આ સાધનોથી પૂરી પાડી શકાય અને એ રીતે તેમનું શરીર યંત્ર ચાલતું રાખી શકાય, પણ હજી સુધી કોઈ વૈજ્ઞાનિક મૃત્યુને ખાળી શક્યો નથી કે પોતાના આયુષ્યમાં બસો-પાંચસો વર્ષનો ઉમેરો કરીને અતિદીર્ઘાયુ થયો નથી, એ શું બતાવે છે?'

## વિષાદ તથા હર્ષની મિશ્ર લાગણી

મારા વિદ્વાન્ મિત્ર મારું આ વક્તવ્ય એકચિત્તે સાંભળી રહ્યા હતા, પરંતુ તેમના મુખ પર વિષાદ તથા હર્ષની મિશ્રિત લાગણીઓ વારંવાર તરી આવતી હતી, એ હું સ્પષ્ટપણે જોઈ શકતો હતો. તેમને વિષાદની લાગણી થવાનું મુખ્ય કારણ એ હતું કે પોતે આજ સુધી અનેક પુસ્તકો વાંચ્યા હતા, અનેક માસિકો ને સાપ્તાહિકોનું અવલોકન કર્યું હતું અને નામાંકિત ગણાતા પ્રોફેસરોની વ્યાખ્યાનમાળાઓમાં પણ હાજરી આપી હતી, આ રીતે તેમણે જે જ્ઞાન મેળવ્યું તેને તેઓ એક કિંમતી ખજાનો ગણતા હતા, પરંતુ આજે તેમણે જોયું કે એ ખજાનામાં સાચા સિક્કા દાખલ થવાને બદલે સંખ્યાબંધ ખોટા સિક્કાઓ દાખલ થઇ ગયા હતા અને ખજાનાની કિંમત નહિવત્ થઇ ગઇ હતી. તેમને હર્ષની લાગણી થવાનું કારણ એ હતું કે આજે એક નવી જ વસ્તુની-નવી જ દૃષ્ટિની પ્રાપ્તિ થઈ રહી હતી કે જેનું મૂલ્ય કોઇ પાર્થિવ પદાર્થથી થઈ શકે તેવું ન હતું.

## તત્ત્વસંયોજનથી ચેતના બનતી નથી

મેં કહ્યું: 'આપ તો વિદ્વાન્ છો, દરેક વસ્તુનો તટસ્થતાપૂર્વક વિચાર કરી શકો




તેવા છો, તેથી એ વિચારવું જોઈએ કે જો તત્ત્વસંયોજનથી ચેતના ઉત્પન્ન થતી હોય તો કારખાનામાં બનેલા માલની માફક બધામાં તે એક જ પ્રકારની હોવી જોઇએ અને તેનું પરિણામ પણ સરખું જ આવવું જોઇએ. એટલે એક મનુષ્ય અતિ ચપળ અને બીજો મંદ, એક મનુષ્ય અત્યંત કાર્યશીલ અને બીજો નિર્માલ્ય, એક મનુષ્ય બહુ બુદ્ધિશાળી અને બીજો મૂર્ખ એમ બનવું ન જોઇએ. તે જ રીતે હાથી, ઘોડા, ઊંટ, વાનર, માછલાં, સાપ અને મનુષ્ય વગેરેની શક્તિમાં પણ ફેર ન પડવો જોઇએ, કારણ કે તે બધા ચેતના નામની એક પ્રકારની શક્તિથી જીવંત બનેલા છે. પરંતુ આપણે જોઇએ છીએ કે તે બધાની શક્તિમાં, વિકાસમાં અને સ્વરૂપમાં ફેર દેખાય છે, તો તેનું કારણ શું? આવા તો બીજા પણ સંખ્યાબંધ પ્રશ્નો વિચારવા યોગ્ય છે કે જેનો ખુલાસો આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ માન્યા વિના થતો નથી. તે માટે જ્ઞાની પુરુષોએ જે છ સિદ્ધાંતોની પ્રરૂપણા કરી છે, તે તમારે ખાસ જાણવા જેવી છે.

મારા વિદ્વાન્ મિત્રે કહ્યું: ' જો એમ જ હોય તો મને એ સિદ્ધાંતો જરૂર જણાવો, હું તેનું ચિંતન-મનન કરીને આનંદ પામીશ. '

**આત્મવાદના છ સિદ્ધાંતો**

મેં કહ્યું: ' જ્ઞાનીઓએ પ્રરૂપેલા છ સિદ્ધાંતોમાંનો પ્રથમ સિદ્ધાંત એ છે કે ' ચૈતન્ય એ આત્માનું લક્ષણ છે, એટલે જ્યાં જ્યાં ચૈતન્ય દેખાય ત્યાં ત્યાં આત્મા અવશ્ય છે, બીજો સિદ્ધાંત એ છે કે ' આત્મા અનાદિ છે એટલે કોઇએ તેને બનાવેલો નથી; અને અવિનાશી છે, એટલે કોઈ કાળે નાશ પામવાનો નથી. ' ત્રીજો સિદ્ધાંત એ છે કે ' આત્મા જ કર્મનો કર્તા છે, એટલે તેને જે કર્મબંધન પ્રાપ્ત થયેલું છે, તેની જવાબદારી તેની પોતાની છે. ' ચોથો સિદ્ધાંત એ છે કે ' આત્મા જ કર્મનો ભોક્તા છે, એટલે જે કર્મો તેણે બાંધેલાં છે, તેનાં ફળો તેને ભોગવવાં જ પડે છે. ' પાંચમો સિદ્ધાંત એ છે કે ' આત્મા પુરુષાર્થના યોગે આ કર્મોનો નાશ કરી શકે છે અને તેનાં બંધનમાંથી સર્વથા મુક્ત થઇ પોતાનાં મૂળ સ્વરૂપમાં પ્રકાશી શકે છે. ' અને છઠ્ઠો તથા છેલ્લો સિદ્ધાંત એ છે કે ' એવો પુરુષાર્થ કરવાની સર્વ સામગ્રી વિશ્વમાં વિદ્યમાન છે. '

કહેવાની ભાગ્યે જ જરૂર છે કે મારા વિદ્વાન્ મિત્રે આ છયે સિદ્ધાંતો અક્ષરશઃ પોતાની નોંધપોથીમાં ઉતારી લીધા અને મારા પ્રત્યે કૃતજ્ઞતાની લાગણી પ્રકટ કરતાં જણાવ્યું કે ' મિ. શાહ! તમે આજે એવી વસ્તુની ભેટ કરી છે કે જે હું જિંદગીપર્યંત ભૂલી શકીશ નહિ. પરંતુ એ તો જણાવો કે તમે મને પ્રથમ જે પ્રશ્ન પૂછયો હતો, તેનું ખરું રહસ્ય શું છે? '

## દિવ્ય પ્રકાશનો આધ્યાત્મિક અર્થ

મેં કહ્યું: 'તમને પ્રશ્ન અધ્યાત્મનો પૂછયો હતો, એટલે તેનો અર્થ આધ્યાત્મિક દૃષ્ટિએ વિચારવો જોઇએ, પણ તમે તો શરીરશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને પદાર્થવિજ્ઞાનનાં ધોરણે તેનો અર્થ કર્યો, એટલે તેનું મૂળ રહસ્ય હાથ લાગ્યું નહિ ! પણ એક રીતે એ ઠીક જ થયું છે, અન્યથા આ ચર્ચા કરવાનો પ્રસંગ ઉપસ્થિત થાત નહિ. આધ્યાત્મિક દૃષ્ટિ અજ્ઞાન અને મોહને અંધકાર માને છે અને સમ્યગ્જ્ઞાનને પ્રકાશ માને છે. હૃદયગુહા કે અંતઃકરણ શબ્દથી તે આપણી અંતર્ગત સૃષ્ટિનો નિર્દેશ કરે છે કે જેમાં અનેક પ્રકારની સૂક્ષ્મ ક્રિયાઓ ચાલી રહી છે. આપણી હૃદયગુહા કે અંતઃકરણમાં અંધકાર ભરાઇ પેઠો છે, એનો અર્થ એ છે કે આપણે અજ્ઞાન અને મોહને વશ થઇને ન કરવાનાં અનેક કાર્યો કરી રહ્યા છીએ અને કરવા યોગ્ય કાર્યો કરતા નથી. આપણો જીવનવ્યવહાર જુઓ ! આપણી પ્રવૃત્તિઓ જુઓ ! એમાં પ્રકાશનાં દર્શન ક્યાં થાય છે ?

આપણે હિંસા અને અસત્યનો આશ્રય પગલે પગલે લઇએ છીએ, અનેક પ્રકારની ચોરીઓ કરીએ છીએ અને પાછા પ્રામાણિક પુરુષોમાં ખપવાનો પ્રયત્ન કરીએ છીએ ! આપણી વિષયભોગની વૃત્તિને મર્યાદા નથી, સાચું પૂછો તો એક પશુ કરતાં પણ બદતર જીવન જીવીએ છીએ. અને આપણી લોભવૃત્તિને છેડો જ ક્યાં છે ? સંતોષ તો શોધ્યોયે જડતો નથી. આજીવિકાનાં ફાંફાં મારનારને પણ ચપટી વગાડતાં લખપતિ-ક્રોડપતિ થઈ જવું છે ! ધર્મ શું ? ન્યાય શું ? નીતિ શું ? મનુષ્ય તરીકે આપણું કર્તવ્ય શું ? તેનો ગંભીર વિચાર નથી ! પૂજા-પાઠને આપણે વિસારી મૂક્યા છે, વ્રત-નિયમને આઘા ઠેલ્યા છે અને સંયમ કે તપશ્ચર્યાને હમ્બગ માની તેને નવ ગજના નમસ્કાર કર્યા છે. આપણને સ્તવન-સ્વાધ્યાય કે ભજન-કીર્તન ગમતાં નથી, પણ ફિલ્મી ગાયનોની રેકર્ડો સાંભળવી વધારે ગમે છે ! આપણને સંત-સાધુનો સમાગમ કરવો ગમતો નથી, તેના કરતાં સિનેમામાં જઇ એકાદ ફિલ્મ જોવાનું વધારે પસંદ કરીએ છીએ. મારા વિદ્વાન મિત્ર ! તમે કહો કે અંતઃકરણમાં અંધકાર ભરાઇ પેઠા સિવાય આપણે આવું જીવન જીવીએ ખરા ? જીવનની આ રીતરસમ કેમ બદલાય ? તે ઉન્નતિના રાહ પર કેવી રીતે આવી શકે ? એ જાણવાના હેતુથી જ મેં તમને ઉપરનો પ્રશ્ન પૂછ્યો હતો.

## દિવ્ય પ્રકાશ કોણ આપી શકે ?

વળી મેં કહ્યું: ' થોડા દિવસ પહેલાં મેં એક શિક્ષણસંસ્થાની મુલાકાત લીધી હતી, ત્યાંનું વાતાવરણ સુંદર હતું, સર્વત્ર સુઘડતા અને વ્યવસ્થા નજરે પડતી હતી,




દીવાલો પર ચિત્રો અને સૂત્રો લગાડેલા હતાં. તેમાં એક સૂત્ર મોટા અક્ષરે લખેલું હતું : 'सा विद्या या विमुक्तये ।' એટલે સ્વાભાવિક રીતે જ તેનો અર્થ પૂછવાનું મન થયું અને ઉપરનાં ધોરણના વિદ્યાર્થીઓને અર્થ પૂછ્યો, ત્યારે એકે કહ્યું : 'તે જ વિદ્યા સાચી છે કે જે આપણને આર્થિક શોષણમાંથી મુક્ત કરે છે.' બીજાએ કહ્યું : 'તેનું નામ જ વિદ્યા કે જે મનુષ્યને વિદેશીઓની ગુલામીમાંથી મુક્ત કરે છે!' ત્રીજાએ કહ્યું: 'જે અરસપરસના ઝઘડામાંથી મુક્તિ અપાવે તે વિદ્યા.' પરંતુ કોઇ વિદ્યાર્થીએ તેનો અર્થ રાગ-દ્વેષમાંથી મુક્તિ, સર્વ દુઃખોમાંથી મુક્તિ કે સકલ કર્મબંધનમાંથી મુક્તિ એવો ન કર્યો, કારણ કે તેમને શિક્ષકોએ એવો અર્થ શીખવ્યો જ ન હતો. હવે વિચાર કરો કે જેને જ્ઞાનની પરબો કહેવામાં આવે છે, પ્રકાશનાં ધામ કહેવામાં આવે છે, ત્યાં કેવી સ્થિતિ પ્રવર્તી રહી છે? સૂત્ર-સિદ્ધાંતરૂપ વાક્યોનો પણ મનસ્વી અર્થ કરવામાં આવે છે ને તેમાં ભૂલે-ચૂકે આત્માનું તત્ત્વ આવી ન જાય કે ધાર્મિક છાયા પડી ન જાય તેની પૂરેપૂરી તકેદારી રાખવામાં આવે છે! આવી સ્થિતિમાં તેમની પાસેથી કેવા પ્રકાશની આશા રાખી શકાય?

સાહિત્યકારોની સૃષ્ટિમાં પણ લગભગ એવી જ સ્થિતિ પ્રવર્તે છે. કથા, વાર્તા, ઉપન્યાસ, નિબંધ જે કંઇ જુઓ તે મોટા ભાગે મનોરંજન માટે જ લખાય છે અને તેમાં પણ કેટલુંક લખાણ તો ઘણું હલકું હોય છે અને લોકોની મલિન મનોવૃત્તિને ઉશ્કેરવા પૂરતું જ લખાયેલું હોય છે. કોઈ પણ સામાન્ય બુકસ્ટોલ પર જઇને ઊભા રહો અને કેવી જાતનાં પુસ્તકો તથા અઠવાડિકો-માસિકો વેચાય છે તે જુઓ, એટલે એ વાતની ખાતરી થશે. જે સાહિત્યકારો કંઇક ઊંચા ગણાય છે, તેમની અક્કડાઈનો પાર નથી! તેઓ પોતે જે કંઇ સમજ્યા તે જ સાચું છે, એમ માનીને બીજાનાં મંતવ્યો પર નિરંકુશ ટીકાઓ કરે છે અને સ્વાર્થવૃત્તિથી પ્રેરાઇને 'રજનું ગજ' કે 'રાઈનો પર્વત' કરતાં જરા ય અચકાતા નથી. મતલબ કે, તેમાં સત્યનો પ્રકાશ કરનારા અને તેને માટે ઝૂઝનારા બહુ ઓછા હોય છે, એટલે તેમની પાસેથી પણ પ્રકાશની પ્રાપ્તિ થવી ઘણી મુશ્કેલ છે.

જેમના હાથમાં જનતાનો દોર છે અને જેઓ ધારે તો ઘણું ઘણું કરી શકે તેવા છે, તેઓ પણ મોટા ભાગે ભૌતિકવાદથી જ રંગાયેલા છે અને એક પછી એક એવાં પગલાં ભરે છે કે જેથી લોકોના ધાર્મિક સંસ્કારો ઓછા થાય અને થોડા વર્ષમાં બધા એક જ સપાટીએ આવીને ઊભા રહે! તેમાંના કેટલાક અહિંસા અને સત્યની વાતો કરે છે, પણ તે સગવડ પૂરતી જ! પ્રસંગ આવે તો તેઓ ગમે તેવી હિંસાનો આશ્રય લેતા




અચકાતા નથી કે ફેરવી તોળવામાં જરા યે શરમ અનુભવતા નથી. એ વખતે તેઓ એમ કહે છે કે રાજકારણમાં એમ કર્યા વિના છૂટકો નથી. સત્ય હકીકત એ છે કે, રાજકારણનો તખતો કૂડ-કપટ, છળ-પ્રપંચ અને કાવતરાંથી ભરેલો હોય છે, અને તેમાં ત્યાગ કે સમર્પણ કરતાં સત્તા અને સ્વાર્થની માત્રા અધિક હોય છે, તેથી તેમની પાસેથી આપણે જે જાતનો પ્રકાશ જોઈએ છે, તેવા પ્રકાશની આશા રાખી શકતા નથી.

બાકી રહ્યા ધર્મગુરુઓ. તેમાં પણ બે પ્રકારો છે. એક ધર્મનાં નામે લોકોનાં ભોળપણ અને અજ્ઞાનનો લાભ લે છે, તેમની પાસેથી પૈસા પડાવે છે અને અમનચમન ઉડાવી દિવસો પૂરા કરે છે. જે પોતે જ આવી રીતે અજ્ઞાન અને મોહમાં સબડતા હોય અને અમૂલ્ય માનવજીવનને વેડફી નાખતા હોય તે આપણું ભલું શું કરે? બીજા ધર્મને પોતાના પ્રાણ સમો ગણે છે અને તેની આરાધનામાં અપૂર્વ આનંદ માણે છે. તેમને નથી હોતી કોઈ સ્વાર્થની ભાવના કે નથી હોતી કોઈ સત્તાની ખેવના! સ્વ અને પરનું કલ્યાણ કરવું, એ જ એમનાં જીવનનો મુખ્ય ઉદ્દેશ હોય છે અને તે અનુસાર જ તેમની સર્વ પ્રવૃત્તિઓ ચાલતી હોય છે.

આ શબ્દો સાંભળતાં જ મારા વિદ્વાન્ મિત્ર બોલી ઉઠ્યા : ‘આપણે જે દિવ્ય પ્રકાશની ઝંખના કરીએ છીએ, તે આવા સદ્ગુરુઓ પાસેથી જ સાંપડી શકે.’

### સદ્ગુરુને નમસ્કાર

મારો અભિપ્રાય પણ એ જ હતો, એટલે મેં તેમાં સંમતિનો સૂર પૂરાવ્યો અને બંનેએ સાથે મળીને સદ્ગુરુની પ્રાર્થના કરીઃ—

अज्ञानतिमिरान्धानां, ज्ञानाञ्जनशलाकया ।
नेत्रमुन्मीलितं येन, तस्मै श्रीगुरवे नमः ॥






દિવ્ય પ્રકાશનું દાન દેનારા ધર્મગુરુઓમાં જૈન શ્રમણોનું સ્થાન ઘણું ઊંચું છે, કારણ કે તેઓ ત્યાગી છે, વૈરાગી છે, તપસ્વી છે, સંયમી છે અને જ્ઞાની તથા ધ્યાની પણ છે. શ્રમણજીવનને સાર્થક કરવા માટે તેઓ જે વ્રત-નિયમોનું પાલન કરે છે, તે ખરેખર! ઘણા જ કઠિન છે અને કાચા-પોચાથી પળી શકે તેવા નથી.

પાંચ મહાવ્રતો

જૈન શ્રમણો સૂક્ષ્મ કે સ્થૂલ પ્રાણીની હિંસા કરતા નથી. પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને વનસ્પતિમાં પણ જીવ છે-પ્રાણ છે, એટલે તેઓ પૃથ્વીને ખોદતા નથી, ઠંડા જળનો ઉપયોગ કરતા નથી, અગ્નિ પ્રકટાવતા નથી, વીંઝણો કે ઇલેકટ્રીક ફેન વાપરતા નથી અને ફળ-ફૂલ કે પત્ર ચૂંટતા નથી; અરે! તેનો સ્પર્શ પણ કરતા નથી.

જૈન શ્રમણો ક્રોધથી, લોભથી કે હાસ્યથી અસત્ય બોલતા નથી. જે વચન પ્રિય એટલે મધુર હોય, પથ્ય એટલે હિતકારી હોય, તથ્ય એટલે સત્ય હકીકતવાળું હોય અને નિર્દોષ એટલે પાપની પ્રેરણા કરે તેવું ન હોય, તે જરૂર જેટલું જ બોલવાનો ઉપયોગ રાખે છે.

જૈન શ્રમણો સચિત્ત કે અચિત્ત×, નાની કે મોટી, બહુ પ્રમાણવાળી કે અલ્પ પ્રમાણવાળી કોઇ પણ વસ્તુ ગામમાં, નગરમાં કે અરણ્યમાં તેના માલિકે આપ્યા વિના ગ્રહણ કરતા નથી. દાંત ખોતરવા માટે સળી જોઇતી હોય તો પણ યાચીને જ લે છે.

જૈન શ્રમણો આજીવન બ્રહ્મચર્ય પાળે છે, એટલે સ્ત્રીને અડતા નથી કે અડવા દેતા નથી. એકાંતમાં તેનો સંસર્ગ પણ કરતા નથી. બ્રહ્મચર્યનાં રક્ષણ માટે તેઓ નીચે જણાવેલા નવ નિયમોનું પાલન કરે છે:—

× જેમાં ચૈતન્યનો અંશ હોય તે સચિત્ત અને ચૈતન્યનો કોઇ પણ અંશ ન હોય તે અચિત્ત કહેવાય છે.

૧ સ્ત્રી, પુરુષ અને નપુંસકના વાસથી રહિત એકાંત વિશુદ્ધ સ્થાનમાં વાસ કરવો:

૨ સ્ત્રીઓ સંબંધી વાતો કરવી નહિ.

૩ જે પાટ, પાટલા, શયન, આસન વગેરે પર સ્ત્રી બેઠેલી હોય, તે બે ઘડી (૪૮ મિનિટ) સુધી વાપરવાં નહિ.

૪ રાગને વશ થઇ સ્ત્રીઓનાં અંગોપાંગ જોવાં નહિ.

૫ ભીંતનાં આંતરે સ્ત્રી-પુરુષનું યુગલ રહેલું હોય તેવાં સ્થાનનો ત્યાગ કરવો.

૬ સ્ત્રી સાથેની પૂર્વક્રીડાનું સ્મરણ કરવું નહિ.

૭ માદક આહારનો ત્યાગ કરવો.

૮ પ્રમાણથી અધિક આહાર કરવો નહિ.

૯ શૃંગારલક્ષણવાળી શરીરની શોભાનો ત્યાગ કરવો; અર્થાત્ સ્નાન, વિલેપન, સુવાસ, (શરીરે સુગંધી પદાર્થ ચોળવા), ઉત્તમ વસ્ત્રો, તેલ, તંબોલ, સેન્ટ, લવન્ડર આદિનો ઉપયોગ કરવો નહિ.

જૈન શ્રમણો ધન એટલે રૂપિયા, સોનામહોરો કે નોટો રાખતા નથી; ધાન્ય એટલે વિવિધ પ્રકારના અનાજનો સંગ્રહ કરતા નથી; ક્ષેત્ર એટલે ખેડેલી કે અણખેડેલી જમીન અને વાસ્તુ એટલે મઠ, મંદિર, હાટ કે હવેલીનું ધણીપદ ધરાવતા નથી; હિરણ્ય એટલે સોનું, રૌપ્ય એટલે રૂપું અને કુપ્ય એટલે અન્ય ધાતુઓ તથા રાચરચીલું રાખતા નથી; તેમજ દ્વિપદ એટલે નોકર-ચાકર, દાસ-દાસી અને ચતુષ્પદ એટલે હાથી, ઘોડા, ઊંટ, બળદ, ગાય, ભેંસ, ઘેટાં, બકરાં વગેરે જાનવરોની માલિકી રાખતા નથી. તાત્પર્ય કે, તેઓ સચિત્ત કે અચિત્ત, નાની કે મોટી, બહુ પ્રમાણવાળી કે અલ્પ પ્રમાણવાળી કોઇ વસ્તુનો પરિગ્રહ રાખતા નથી; કારણ કે તેનો જીવનપર્યંત ત્યાગ હોય છે. અહીં એટલું સ્પષ્ટ કરવું જરૂરી છે કે સંયમનો નિર્વાહ કરવા પૂરતાં વસ્ત્ર, પાત્ર આદિ જે સાધનો રાખવામાં આવે છે, તેનો સમાવેશ પરિગ્રહમાં થતો નથી.

### છઠ્ઠું રાત્રિભોજન-વિરમણ-વ્રત

જૈન શ્રમણો આજીવન રાત્રિભોજન કરતા નથી; અર્થાત્ સાયંકાળથી માંડીને બીજા દિવસના સૂર્યોદય સુધી કોઇ પણ પ્રકારના આહાર-પાણીનો ઉપયોગ કરતા નથી.

### અન્ય નિયમો

જૈન શ્રમણો જોડાં કે ચંપલ પહેરતા નથી; છત્રી કે ટોપી વાપરતા નથી; હાથી-ઘોડા, પાલખી-સગરામ કે રેલ્વે-મોટરથી પ્રવાસ કરતા નથી; જ્યાં જવું હોય ત્યાં




પગપાળા જ જાય છે. તેઓ ચોમાસાના ચાર માસ એક સ્થળે સ્થિર રહે છે અને બાકીના સમયમાં ગામ, નગર, પુર, પાટણમાં વિચરતા રહે છે.

જૈન શ્રમણો અસ્રાથી હજામત કરતા નથી કે બ્લેડનો ઉપયોગ કરતા નથી. મસ્તક, દાઢી વગેરે અંગો પર ઊગેલા વાળ હાથથી ચૂંટીને દૂર કરે છે કે જેને લોચની ક્રિયા કહેવામાં આવે છે.

જૈન શ્રમણો ફૂલ, ફળ, મેવા, મીઠાઇ, વસ્ત્ર, અલંકાર વગેરેની ભેટો સ્વીકારતા નથી; નાટક–તમાશા ખેલ–કૂદ જોતા નથી; કે કોઇ પણ પ્રકારના પશુ–પક્ષીઓને પાળી પોતાની સાથે રાખતા નથી. તેઓ સત્સંગમાં જ આનંદ માને છે અને પ્રાયઃ ગુરુની નિશ્રામાં રહીને જીવન વ્યતીત કરે છે.

જૈન શ્રમણો કાયમ ઉકાળેલું કે અચિત્ત થયેલું પાણી વાપરે છે અને માધુકરી વૃત્તિથી નિર્દોષ ભિક્ષા લઇ આવી તેનાથી ઉદરપૂર્તિ કરે છે.

### પ્રાતઃકાલની ચર્યા

જૈન શ્રમણો પ્રાતઃકાલમાં વહેલા ઉઠી પંચપરમેષ્ઠિનો જાપ કરે છે, ધર્મચિંતન કરે છે અને પ્રાતઃકાલનું ‘ પ્રતિક્રમણ ’ કરી અન્ય ક્રિયામાં પ્રવૃત્ત થાય છે. અહીં પ્રતિક્રમણ સંબંધી થોડી સ્પષ્ટતા કરવી જરૂરી છે. સંયમમાર્ગની સાધના ઘણી દુષ્કર છે. તેનું નિરતિચાર પાલન થાય ત્યારે જ તેમાં સિદ્ધિ પ્રાપ્ત થઇ ગણાય છે; પરંતુ આવી સ્થિતિ એકદમ પ્રાપ્ત થતી નથી. પૂર્વ સંસ્કારોનાં- પ્રાબલ્યને લીધે તથા અન્ય સંયોગો-વશાત્ તેમાં નાની–મોટી સ્ખલનાઓ થઇ જાય છે, એટલે નાના–મોટા અતિચારો લાગી જાય છે. જો સાધક આત્મનિરીક્ષણની ટેવ પાડે તો તેને આ સ્ખલનાઓનો, આ અતિ-ચારોનો સ્પષ્ટ ખ્યાલ આવી જાય છે અને ફરી તેવી સ્ખલનાઓ કે અતિચારો ન થાય તેવો નિશ્ચય કરી પોતાની સાધનામાં આગળ વધી શકે છે. આ કારણે જૈન શ્રમણોને પ્રાતઃકાળે તથા સાયંકાળે એમ બે વખત અવશ્ય પ્રતિક્રમણ કરવાનું હોય છે. તેમાં દેવ–ગુરુને વિધિપૂર્વક વંદન કરી જાણતાં–અજાણતાં થયેલી સ્ખલનાઓની આલોચના કરવાની હોય છે, અને તે અંગે હૃદયનો ખરો પશ્ચાત્તાપ પ્રકટ કરી, જરૂરી પ્રાયશ્ચિત્ત લઈ શુદ્ધ થવાનું હોય છે. વળી તેમાં દર્શન, જ્ઞાન અને ચારિત્રની શુદ્ધિ–નિમિત્તે ખાસ કાયોત્સર્ગો કરવાના હોય છે અને શક્તિ મુજબ તપશ્ચર્યાની પ્રતિજ્ઞા લઈ તે વિધિ પૂર્ણ કરવાનો હોય છે. ઓરડાને રોજ સાફ કરીએ તો જ તે સ્વચ્છ રહે છે અને વાસણોને નિત્ય માંજીએ તો જ તે ચળકતા રહે છે, તેમ પ્રતિક્રમણવડે આત્માને નિત્ય ઉજાળવાથી પવિત્ર રહે છે અને છેવટે સંપૂર્ણ સંયમી બની વીતરાગતાને પ્રાપ્ત કરે છે. દર પંદર




દિવસે, દર ચાર મહિને અને વર્ષની આખરે આ ક્રિયા વિશિષ્ટ પ્રકારે કરવામાં આવે છે, તેમાં પણ આ જ હેતુ રહેલો છે.

પ્રાતઃકાલની ક્રિયાઓમાં પ્રથમ 'પ્રતિલેખના' (પડિલેહણ) હોય છે; તેમાં વસ્ત્ર, પાત્ર અને સંયમનાં બીજાં સાધનોનું બારીકાઈથી અવલોકન કરવામાં આવે છે, કોઈ જીવજંતુ ચડી ગયું હોય તો તેને યતનાપૂર્વક દૂર કરવામાં આવે છે અને બધું ફરી વ્યવસ્થિત કરી યથાસ્થાને મૂકી દેવામાં આવે છે. પછી નજીકમાં જિનમંદિર હોય તો ત્યાં જઈ દર્શન-સ્તુતિ-વંદના કરે છે અને પશ્ચાત્ ગુરુની આજ્ઞા મુજબ 'વૈયાવૃત્ત્ય' કે 'સ્વાધ્યાય'ની પ્રવૃત્તિમાં જોડાય છે.

અહીં પાઠકોને એવો પ્રશ્ન થવાનો સંભવ છે કે 'વૈયાવૃત્ત્ય કોને કહેવાય ? સ્વાધ્યાયથી શું સમજવું ?' એટલે તેનો ખુલાસો કરીશું. બાલ, ગ્લાન, વૃદ્ધ, તપસ્વી વગેરે સાધુઓની શુશ્રૂષા કરવી, સાધુ-સમુદાય માટે આહાર પાણી વહોરી લાવવા, પાટ-પાટલા-આસન-ઔષધ આદિ યાચી લાવવા કે ગુરુ તરફથી બીજું કંઈ કામ સોંપાય તો તેને પૂર્ણ કરવું એ 'વૈયાવૃત્ત્ય' છે, અને ઉપાધ્યાય કે અન્ય સાધુ પાસેથી શાસ્ત્રનો પાઠ લેવો, તે સંબંધી પ્રશ્ન કરવા, તેનું પુનરાવર્તન કરવું, તેનું ઊંડું ચિંતન કરવું અને તેનું રહસ્ય અન્યને સમજાવવું એ 'સ્વાધ્યાય' છે.

સ્વાધ્યાયના સમયે આચાર્ય સૂત્ર-સિદ્ધાંતોનું વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન કરે છે અને સાધુઓ તેને અનન્ય ચિત્તે ગ્રહણ કરી શ્રુતજ્ઞાનની અભિવૃદ્ધિ કરે છે. આ રીતે અરિહંતોએ ઉપદેશેલા સિદ્ધાંતોનું રહસ્ય વર્તમાન સાધુઓ સુધી પહોંચે છે અને તેઓ તેને જનતાનાં હૃદયમાં ઉતારવા માટે અસાધારણ પુરુષાર્થ કરે છે.

**ઉપદેશ-પ્રણાલિકા**

જૈન શ્રમણો શ્રોતાઓની ભૂમિકા જોઈને ધર્મનો ઉપદેશ આપે છે. તેમાં પ્રથમ ભૂમિકાવાળાને તેઓ ન્યાય, નીતિ, દયા, દાન, પરોપકાર, સદાચાર વગેરેનું રહસ્ય સમજાવે છે અને તેને લગતા જરૂરી નિયમો આપે છે, જેથી તેમનામાં સુસંસ્કારોનું આરોપણ થાય અને આગળ જતાં ત્યાગ-તપશ્ચર્યાનું યોગ્ય આરાધન કરવાની શક્તિ આવે. બીજી ભૂમિકાવાળાઓને તેઓ ધર્મનું સ્વરૂપ સમજાવે છે અને તેનાં ભિન્ન ભિન્ન અંગો વિષે વિશદ સમજૂતી આપે છે, જેથી તેમનામાં દેશવિરતિ એટલે ગૃહસ્થ-ધર્મ અને સર્વવિરતિ એટલે સાધુધર્મને પાળવાની ઉત્કટ અભિલાષા જાગે. તેથી આગળ વધેલાઓને તેઓ યોગ, અધ્યાત્મ અને તત્ત્વનું સૂક્ષ્મ રહસ્ય સમજાવે છે, જેથી તેમનાં મનમાં ઊંડે ઊંડે શંકારૂપી જે શલ્યો ભરાઈ બેઠા હોય તેનું નિવારણ થાય અને મોક્ષમાર્ગ પ્રત્યે ગમન કરવાનો અપૂર્વ ઉત્સાહ પ્રગટે.




જૈન શ્રમણોની વાણી નિર્દોષ, મધુર અને હિતકારી હોવાથી લોકોને તેમનો ઉપદેશ સાંભળવો ગમે છે અને તે ઉપદેશની તેમનાં મન પર ખૂબ અસર થાય છે. એ કહેવાની ભાગ્યે જ જરૂર છે કે તથાપ્રકારની યોગ્યતા વિના ઉપદેશ આપવો તેનું કંઈ પણ પરિણામ આવતું નથી.

કેટલાક કહે છે કે આ જમાનો પ્રચારનો છે અને બોલે તેનાં બોર વેચાય છે. આ મિત્રોને અમારે એટલું જ કહેવાનું છે કે 'બોલે તેનાં બોર વેચાય' તે વાત સાચી છે, પણ તે સડેલાં કે ઉતરી ગયેલાં હોય તો વેચનારની નિંદા થાય છે, બીજી વાર કોઈ લેતું નથી અને આખરે એ ધંધો છોડી દેવો પડે છે. બીજું વિશ્વયુદ્ધ જગાડનાર હિટલરમંડળીનો એક કાર્યકર્તા ડૉ. ગૉબેલ્સ પ્રચારકળામાં અતિ નિપુણ ગણાતો હતો. તેણે છાતી ઠોકીને કહ્યું હતું કે 'તમે એક જૂઠી વાતનું પુનઃ પુનઃ ઉચ્ચારણ કર્યા કરો, એટલે આખરે તે સત્ય ઠરશે અને તમે બાજી જીતી જશો.' પરંતુ બનેલા બનાવોએ સ્પષ્ટ બતાવી આપ્યું છે કે જૂઠી વાતો આખરે પણ જૂઠી જ ઠરે છે અને તેના પર આધાર રાખનારનો સર્વનાશ થાય છે.

વ્યાપાર-રોજગારમાં પણ એ જ સ્થિતિ છે. જેઓ કસ વિનાની દવાઓને મહાશક્તિશાળી ઔષધ તરીકે ઓળખાવી તેનો જબ્બર પ્રચાર કરે છે અને 'અમારી દવાઓ ખરીદનાર લાખો મૂર્ખ મળી આવશે, એમ માને છે' તેમના ભાગ્યમાં છેવટે શું રહે છે તે જુઓ અને જેઓ શાસ્ત્રીય પ્રામાણિક ઔષધો બનાવી જનતાને પૂરાં પાડે છે અને ક્રમશઃ આગળ વધે છે, તેમની હાલત તપાસો. તે જ રીતે જેઓ નકલી કે બનાવટી માલને પ્રચારના જોરે સાચો અને શ્રેષ્ઠ બતાવી લોકોનાં ગળામાં ઘાલે છે અને લાખોપતિ કે ક્રોડપતિ થવાનાં સ્વપ્નાં સેવે છે, તેમની અંતિમ હાલત જુઓ અને જેઓ સાચો તથા ઉપયોગી માલ વ્યાજબી દરે પૂરો પાડી વ્યાપારની જમાવટ કરે છે, તેની સ્થિતિનું અવલોકન કરો. કહેવાની ભાગ્યે જ જરૂર છે કે આમાંનો પહેલો વર્ગ શરૂઆતમાં થોડો ફાવે છે, પણ આખરે ધૂળ ચાટતો થાય છે અને બીજો વર્ગ આરંભમાં થોડી મુશ્કેલીઓ અનુભવે છે પણ છેવટે યશસ્વી બની માલેતુજાર થવામાં સફળ નીવડે છે.

ધર્મપ્રચારનાં ક્ષેત્રમાં પણ એ જ નિયમો કામ કરી રહ્યા છે. જેઓ ધર્મનું સત્ય સ્વરૂપ પ્રકાશવાને બદલે ભળતી વાતોનો જોરથી પ્રચાર કરે છે અને લોકોનું હૃદય પરિવર્તન કરવાને બદલે તેમનાં ભોળપણ કે અજ્ઞાનનો લાભ લઈ અનેક પ્રકારના આકર્ષણો દ્વારા પોતાની જમાતમાં દાખલ કરી દઈ અનુયાયીઓ વધાર્યાનો સંતોષ અનુભવે છે, તેમની સંખ્યા ગમે તેટલી મોટી હોવા છતાં આખરે ઓછી થઈ જાય છે અને એક

વખત એવો આવે છે કે તેનું નામનિશાન પણ રહેતું નથી. ઇતિહાસનાં પૃષ્ઠોનું અવલોકન કરો, એટલે આ વાતની પૂરી પ્રતીતિ થશે. એક વાર આજીવિક સંપ્રદાયને માનનારા લોકો લાખોની સંખ્યામાં હતા, પણ આજે તેનો એક પણ અનુયાયી શોધ્યો કેમ જડતો નથી ? એક વાર જ્ઞાનવાદી, અજ્ઞાનવાદી, વિનયવાદી, ક્રિયાવાદી વગેરેના અનેક પંથો ચાલતા હતા, પણ આજે તેમાંના કોઇ પંથનું અસ્તિત્વ કેમ રહ્યું નથી ? ભૈરવચક્રવાળાઓ આજે ક્યાં છે ? વામમાર્ગનું સ્થાન શું રહ્યું છે ? અરે ! બૌદ્ધોનો જ ઇતિહાસ જુઓ. એક વાર તેમનો સારાયે ભારતવર્ષમાં પ્રચાર હતો અને તેમના અનુયાયીઓની સંખ્યા ઘણી વિશાળ હતી, પરંતુ બૌદ્ધાચાર્યોએ આત્મશુદ્ધિ કરતાં લોકસેવા પર વધારે લક્ષ આપ્યું, તેથી બૌદ્ધ સાધુઓને ગૃહસ્થના સંસર્ગમાં વિશેષ રહેવાનો પ્રસંગ આવ્યો, અને એમ કરતાં શિથિલાચાર દાખલ થયો. આમ છતાં બૌદ્ધાચાર્યોની આંખ ઊઘડી નહિ. તેઓ પોતાની વિદ્વત્તા પર મુસ્તાક હતા અને તંત્રપ્રયોગોનો પણ ખૂબ ઉપયોગ કરતા હતા. વિક્રમની નવમી-દશમી શતાબ્દિમાં તો વામમાર્ગને આંટે તેવી વજ્રયાન અને બીજી અનેક શાખાઓ ઉત્પન્ન થઈ હતી ! તેથી પરિસ્થિતિ એવી હદે પહોંચી હતી કે કોઇ પણ બૌદ્ધ સાધુ આંગણે આવીને ઊભો રહે તો લોકોનાં મનમાં તરત જ શંકા પડતી કે રખેને તે અમારી વહૂ-બેટીઓ પર કામણ કરવા આવ્યો હોય કે તેની તંત્રસાધના માટે જરૂરી એવાં અમારાં બાળબચ્ચાંઓને ઉઠાવી જવાની પેરવીમાં હોય ! આ હાલતમાં તેમના પર ભયંકર નફરત ઉપજે એમાં કંઈ નવાઇ નથી ! એવામાં શંકરાચાર્યનો જન્મ થયો અને નાની ઉંમરમાં જ તેઓ વૈદિક ધર્મના એક મહાન્ પ્રચારક તરીકે આગળ આવ્યા. તેમણે બૌદ્ધોની આ પ્રકારની પરિસ્થિતિ જોઇ તેમના પર સખ્ત પ્રહારો કરવા માંડ્યા અને પરિણામે પવનના જોરદાર સપાટાથી જેમ પાકું ફળ તૂટી પડે તેમ બૌદ્ધોનું તંત્ર તૂટી પડ્યું અને તેમને આ દેશમાંથી ભાગવાનો વારો આવ્યો. વિક્રમની અગિયારમી શતાબ્દિમાં સારાયે ભારતવર્ષમાં કોઇ બૌદ્ધ શોધ્યો જડતો ન હતો. તાત્પર્ય કે જે પ્રચારનાં પાયામાં સત્ય હોય છે અને જેને ચારિત્રનો પ્રબળ ટેકો હોય છે, તે જ સફળ નીવડે છે અને ચિરકાળ ટકી શકે છે.

**ગોચરી**

પ્રાતઃકાળનો સ્વાધ્યાય લગભગ બીજા પ્રહરના અંત સુધી ચાલે છે, તે પૂરો કર્યા પછી જૈન શ્રમણો ગોચરી માટે બહાર નીકળે છે અને પોતાને કલ્પે તેવા આહારપાણી વહોરી લાવે છે. તેઓ ગોચરીમાં લાવેલી બધી વસ્તુઓ પ્રથમ ગુરુને બતાવે છે અને તેમની અનુજ્ઞા મળ્યા પછી જ વાપરે છે. ગરમ-ઠંડી, ગળી-મોળી, ખાટી-ખારી બધી




બનેલા ગૃહસ્થો લૂલા, લંગડા કે અશક્ત થઈ ગયેલા પશુઓને પાળવા માટે પાંજરાપોળો બંધાવે છે, પક્ષીઓને ખાવા માટે જોઈતું અનાજ અને પીવા માટે પૂરતું પાણી મળી રહે તે માટે પરબડીઓ બંધાવે છે; મચ્છીમારોની જાળમાંથી માછલાં છોડાવે છે, કસાઈઓના ક્રૂર હસ્તે કત્લ થનારા નિર્દોષ પ્રાણીઓને મુક્તિ અપાવે છે અને જે કોઈ દીન–દુઃખી નજરે પડે તેને યથાશક્તિ મદદ કરી આત્મસંતોષ અનુભવે છે. આ કંઈ સામાન્ય સેવા નથી, જેવોતેવો ઉપકાર નથી. જેઓ સર્વનો ઉદય કરવા ઇચ્છે છે કે સમાજમાં સંપત્તિનું સરખું ધોરણ જળવાઈ રહે તે માટે પ્રયત્નો કરે છે, તેમને આમાંથી ઘણું ઘણું શીખવાનું છે. ગૃહસ્થો પરિગ્રહનું પરિમાણ (માપ) કરે અને દાનની સરિતાઓ વહાવે તો કોણ ભૂખ્યું રહે ? કોણ નાગું રહે ? કોને આશ્રય ન મળે ? અને કોણ વિકાસનાં સાધનોથી વંચિત રહે ? જેઓ હિંસક ક્રાંતિથી સહુને સમાન બનાવી દેવાની આશા રાખે છે, તેઓ રેતી પીસીને તેલ મેળવવાનો પ્રયાસ કરે છે અથવા આકાશમાં ફૂલ ઉગાડીને તેની સુગંધ મેળવવાનો મનસૂબો સેવે છે ! કેટલું ભયંકર અજ્ઞાન ! કેવી કરુણ પરિસ્થિતિ !

અમને કહેવા દો કે જૈનાચાર્યોની ઉપદેશધારા ચોર, લૂંટારા, ખૂની અને યુદ્ધ-પિપાસુઓ સુધી પણ પહોંચી છે અને તેમનાં જીવનનું અજબ પરિવર્તન કરવામાં સફળ નીવડી છે. હજારો મનુષ્યો એકી સાથે સ્વેચ્છાથી હિંસક હથિયારો છોડી દે અને કૃષિ કે વાણિજ્ય જેવા શાંત વ્યવસાયનો આશ્રય લે એ જેવીતેવી ઘટના નથી ! રાજ્યકર્તાઓને પૂછી જુઓ કે ગુનેગારોને અંકુશમાં રાખવા તથા સુધારવા માટે પ્રતિવર્ષ કોર્ટ–કચેરી અને પોલિસપાર્ટીનો તે કેટલો ખર્ચ કરે છે અને તેનું શું પરિણામ આવે છે ? એમ કહેવું વધારે પડતું નથી જ કે ભારતવર્ષની ગુનેગાર જાતિઓમાં જે કંઈ સુધારણા થઈ છે, તે આવા સંત–મહાત્માઓના ઉપદેશ તથા સતત પુરુષાર્થથી જ થઈ છે કે જેનું મૂલ્ય કોઈ પાર્થિવ પદાર્થથી થઈ શકે તેમ નથી.

જૈનાચાર્યોએ સાહિત્યનાં ક્ષેત્રમાં પણ ઘણું કામ કર્યું છે. સંખ્યાબંધ ધાર્મિક ગ્રંથો ઉપરાંત તેમણે સુંદર કાવ્યો લખ્યાં છે, કલામય નાટકો રચ્યા છે અને વિવિધ રસથી ભરપૂર ચરિત્રો, પ્રબંધો તથા રાસોથી સાહિત્યસમૃદ્ધિને છલકાવી દીધી છે. સાહિત્યનાં ક્ષેત્રનો કોઈ પણ વિષય એવો નથી કે જેના પર તેમની તેજસ્વિની કલમ ચાલી ન હોય ! આજના જૈન ભંડારો તેનો પ્રત્યક્ષ પૂરાવો છે.

જૈનાચાર્યોની સ્વ–પર–ઉપકારી આ પ્રવૃત્તિઓ આજે પણ ઓછાવત્તા અંશે ચાલી રહી છે અને લાખો મનુષ્યોને દિવ્ય પ્રકાશનું દાન કરવામાં ફલવતી બની રહી છે. હવે પછીના પૃષ્ઠોનું અવલોકન એની પ્રતીતિ કરાવશે.







ધરાવતા હોય તેમને આચાર્યપદે સ્થાપવામાં આવે છે. આ આચાર્યપદની જવાબદારી ઘણી મોટી છે, કારણ કે આચાર્ય થનારે પોતાની આજ્ઞામાં રહેલા સર્વ સાધુઓની દેખરેખ રાખવાની હોય છે, તેમનાં જ્ઞાન-ધ્યાન માટે યોગ્ય પ્રબંધ કરવાનો હોય છે અને સંઘ કે શાસન સંબંધી તેમની સામે જે પ્રશ્નો ઉપસ્થિત થાય છે કે વિકટ સમસ્યાનું રૂપ ધારણ કરે છે, તેનો દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ જોઇને સફલતાપૂર્વક ઉકેલ આણવાનો હોય છે.

### જૈનાચાર્યોનો જ્વલંત ઇતિહાસ

જૈનાચાર્યોનો ઇતિહાસ જ્વલંત છે. તેમણે અનેક રાજા-મહારાજાઓને ધર્મનો બોધ પમાડીને તેમના રાજ્યમાંથી જુગાર, ચોરી, માંસભક્ષણ, મદિરાપાન, પરસ્ત્રીસેવન, વેશ્યાગમન અને શિકાર એ સપ્ત મહાવ્યસનોને દેશવટો દેવડાવ્યો છે તથા તેમની પાસે અમારી પડહ વગડાવી લાખો-ક્રોડો મૂંગા પશુઓને અભયદાન અપાવ્યાં છે. વળી કારાગારમાં રહીને નરકની યાતના ભોગવતા હજારો બંદીવાનોને છોડી મૂકવાનાં ફરમાનો બહાર પડાવ્યાં છે અને પ્રજાને આકરા કર-વેરામાંથી મુક્તિ પણ અપાવી છે. તે ઉપરાંત તેમણે રાજા-મહારાજાઓને સ્તૂપો તથા ચૈત્યો બાંધવાની, તીર્થોનો ઉદ્ધાર કરવાની અને વિવિધ રીતે શ્રુતજ્ઞાનની પ્રભાવના કરવાની પ્રબળ પ્રેરણાઓ પણ કરી છે. તાત્પર્ય કે પ્રજાનું નૈતિક ધોરણ ઊંચું રહે અને તે સદા ધર્માભિમુખ બની રહે, તે માટે તેમણે પૂરો પરિશ્રમ ઉઠાવ્યો છે.

જ્યાં રાજા-મહારાજાઓએ સત્તા અને સંપત્તિના મદમાં ચકચૂર બનીને પાશવી વૃત્તિઓનું પ્રદર્શન કર્યું છે અને અનેક વાર વાર્યા છતાં સંત-સ્ત્રીઓની સંતામણી કરવાનું ચાલુ રાખ્યું છે, ત્યાં તેમણે ઉગ્ર બનીને દંડ પણ દીધો છે અને એ રીતે તેમની સાન ઠેકાણે આણી ન્યાય, નીતિ અને ધર્મની પુનઃસ્થાપના પણ કરી છે.

ઉપલબ્ધ પ્રમાણો કહે છે કે જૈનાચાર્યનાં ઉપદેશામૃતનું અનન્ય શ્રદ્ધાથી પાન કરનારા ગૃહસ્થોએ લાખો-ક્રોડો રૂપિયા ખર્ચીને કલામય ગગનચૂંબી ભવ્ય જિનાલયો બંધાવ્યા છે; જીર્ણાવસ્થાને પ્રાપ્ત થયેલા પ્રાચીન તીર્થોના ઉદ્ધાર કરાવ્યા છે; યાત્રા નિમિત્તે અપૂર્વ સંઘો કાઢ્યા છે; હજારો તાડપત્રો અને પુસ્તકો લખાવી જ્ઞાનભંડારો સ્થાપ્યા છે; અન્નનો દાણો ન મળે એવા ભયંકર દુષ્કાલમાં પોતાના સર્વ અન્નભંડારો લોકો માટે ખુલ્લા મૂકી દીધા છે અને દેશની સ્વતંત્રતા જાળવવા માટે સર્વસ્વનાં બલિદાન પણ આપ્યાં છે. અને એ પ્રતાપ જૈનાચાર્યોના સતત ઉપદેશનો જ છે કે જૈન ગૃહસ્થોનાં દ્વાર અતિથિ-અભ્યાગત માટે સર્વદા ખુલ્લાં રહે છે અને પરોપકારની કોઈ પણ પ્રવૃત્તિ શરૂ થઇ કે તેમનાં નામો પ્રથમ પંક્તિમાં નોંધાવા લાગે છે. જૈનાચાર્યોના ઉપદેશથી દયાળુ

પાલન કરે છે, પરંતુ બીજું જ્ઞાન બહુ ઓછું છે; જો કે હમણાં હમણાં તેમનામાં ધાર્મિક શિક્ષણનો પ્રચાર વધ્યો છે અને કંઇક જાગૃતિ આવી છે, પણ સરવાળે સ્થિતિ બહુ સંતોષજનક નથી. વળી આ પ્રદેશમાં હજી પણ લાખો માણસો એવા છે કે જેનો સંબંધ જૈન સમાજથી છૂટી ગયો છે, પણ તેઓ પોતાના ઇષ્ટદેવ તરીકે ભગવાન્ મહાવીરનું નામ લે છે અને ભાંગ્યા-તૂટ્યા શબ્દોમાં નમસ્કાર-મહામંત્રનું સ્મરણ કરે છે; પરંતુ તેમને ફરી જૈન સમાજમાં જોડવાનો કોઇ વ્યવસ્થિત કે સબળ પ્રયાસ થયો નથી. અહીં પ્રાસંગિક એટલું કહેવું જોઇએ કે દિગંબર સંપ્રદાયની અપેક્ષાએ શ્વેતામ્બર સંપ્રદાયમાં સાધુ-સાધ્વીઓની સંખ્યા ઘણી વિશાળ રહી છે અને તે વ્યવસ્થિત હોવાનાં કારણે ધર્મનો પ્રચાર પણ વિશેષ કરી શકી છે. આજે શ્વેતામ્બર સમ્પ્રદાયમાં સાધુ-સાધ્વીઓની સંખ્યા આશરે ૫૪૦૦ જેટલી છે, તેમાં એકલો મૂર્તિપૂજક સંપ્રદાય જ ૧૦૦૦ જેટલા સુવિહિત સાધુઓ અને ૨૨૦૦ જેટલી સુવિહિત સાધ્વીઓથી સુશોભિત છે.

દક્ષિણના આ દેશોમાં શ્વેતાંબરો છેલ્લા સો વર્ષથી ગુજરાત, સૌરાષ્ટ્ર અને રાજસ્થાનમાંથી ધંધાર્થે આવીને વસ્યા છે અને પોતાનું ધાર્મિક જીવન જાળવી રાખવાનો પૂરતો પ્રયત્ન કરી રહ્યા છે, પરંતુ સાધુ સાધ્વીઓના સતત સમાગમ વિના એ જીવન ટકે શી રીતે? એટલે ત્યાંના અગ્રગણ્ય ધર્મપ્રેમી શ્રાવકો સૂરીશ્વરજીને છેલ્લા ચાર-પાંચ વર્ષથી દક્ષિણમાં પધારવાની આગ્રહભરી વિજ્ઞપ્તિ કરી રહ્યા હતા અને સૂરીશ્વરજીએ એ વિજ્ઞપ્તિ પર ગંભીર વિચાર પણ કર્યો હતો, પરંતુ સમય પાકે ત્યારે જ દરેક કાર્ય સિદ્ધ થાય છે. હવે તે સમય પાકી ગયો હતો, એટલે સૂરીશ્વરજીએ દક્ષિણ તરફ વિચરવાની તૈયારી કરી, તે માટે (વિ. સં ૨૦૦૭ ના) માગશર વદિ ૧૦ ને શુક્રવારનો શુભ દિવસ નક્કી કર્યો હતો.

આ સમાચારની જાણ થતાં મુંબઇ અને પરાંઓમાંથી રોજ સંખ્યાબંધ ભાવિકો દર્શન કરવાને આવતા હતા અને 'ફરી દર્શન ક્યારે થશે? પુનઃ અમૃતવાણીનું પાન કરવાનો પ્રસંગ ક્યારે ઉપસ્થિત થશે?' એ વિચારે વિહ્વલ બની જતા હતા, પરંતુ સાધુઓની સામાચારીથી તેઓ વાકેફ હતા, એટલે એ વિહ્વલતા પર અંકુશ મેળવવામાં સફળ થતા હતા.

### છેલ્લી હિતશિક્ષા

સૂરીશ્વરજીએ તેમને છેલ્લી હિતશિક્ષા આ પ્રમાણે આપી: 'હે મહાનુભાવો! દીવો જેમ અંધકારનો નાશ કરે છે, રસાયણ જેમ રોગનો નાશ કરે છે અને અમૃતબિંદુ જેમ વિષનો નાશ કરે છે, તેમ ધર્મનું આરાધન પાપસમૂહનો નાશ કરે છે, માટે તમે ધર્મનું આરાધન યથાશક્તિ કરતા રહેજો.



## પ્રકરણ ચોથું

## મુંબઈથી પૂના

એક કાળ એવો હતો કે જૈન સાધુ-સાધ્વીઓ અંગ, બંગ, કલિંગ, કાશી, કોશલ અને મગધમાં પુષ્કલ પ્રમાણમાં વિચરતા હતા અને શ્રી જિનેશ્વરદેવે પ્રરૂપેલા જગત્ કલ્યાણકારી સિદ્ધાંતોનો પ્રચાર જોરશોરથી કરતા હતા, પરંતુ રાજકીય સંયોગોને આધીન બ્રાહ્મણોનું વર્ચસ્વ ફરી જામતાં તથા તેમની ચાલુ સતામણી થતાં તેમનો પ્રવાહ ધીમે ધીમે પશ્ચિમ ભારત તરફ વળ્યો અને રાજસ્થાન, ગુજરાત, સૌરાષ્ટ્ર તથા કચ્છ તેમની મુખ્ય વિહારભૂમિ બની. આજે પણ તેમનો વિહાર આ ભૂમિમાં સુલભ છે. અહીંથી તેઓ મેવાડ, માળવા અને મધ્ય પ્રાંતમાં જાય છે તથા મુંબઈ અને મહારાષ્ટ્રના કેટલાક ભાગમાં વિચરીને લોકોની ધર્મભાવના જાગૃત રાખે છે, પરંતુ તેનું સાતત્ય જોઈએ તેટલું જળવાતું નથી, એટલે વારંવાર તેમાં ઝોક આવે છે અને કેટલાંક ક્ષેત્રો તો વિહારના અભાવે સાવ સૂનાં બની જાય છે.

દક્ષિણ દેશમાં એટલે દક્ષિણ મહારાષ્ટ્ર, કર્ણાટક, આંધ્ર, તામીલનાડ વગેરે પ્રદેશમાં ડોકિયું કરીએ તો ત્યાંની સ્થિતિ ઘણી વિષમ જણાય છે. એક કાળે ત્યાં દિગંબર જૈનોનું પ્રચંડ પ્રભુત્વ હતું અને સમસ્ત પ્રજા પર તેમના સંસ્કારોની છાયા ઢળી હતી, પરંતુ નગ્નત્વના આગ્રહને કારણે તેમનામાં સાધુઓ આંગળીને ટેરવે ગણાય એટલા જ રહ્યા હતા અને સાધ્વી સંસ્થા (અર્જિકા) તો નામ માત્રની રહી હતી. સાધુઓની આ ખોટ પૂરવા તેમણે ઐલક, ક્ષુલ્લક અને બ્રહ્મચારી જેવા વર્ગો ઊભા કર્યા હતા પણ તેમાં એકસૂત્રતાનો અભાવ હોવાથી જ્યારે શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, બસવેશ્વર વગેરેનો પ્રચાર જોરથી ચાલ્યો, ત્યારે તેની સામે ટકી શક્યા નહિ. પરિણામે ઘણા જૈનો વૈષ્ણવ કે વીરશૈવ (લિંગાયત) બની ગયા. તેમાંથી જે જૈનો આજે બાકી રહ્યા છે, તે સર્વત્ર છૂટાછવાયા વસેલા છે અને વ્યાપાર, નોકરી કે ખેતી પર પોતાનો નિર્વાહ કરે છે. તેમને પરંપરાથી જે ધાર્મિક સંસ્કારો મળ્યા છે, તેનું તેઓ ચુસ્તતાથી

પર અસરકારક વ્યાખ્યાનો આપી શકે તેવા હતા. વળી તેમને કવિત્વશક્તિ વરેલી હતી અને કંઠ મધુર હતો, એટલે નવી 'નવી તર્જો'માં સ્તવનો, ગીતો સંભળાવીને લોકોનાં દિલ ડોલાવી શકે તેવા હતા. ઉપરાંત વિદ્યાર્થીઓ તથા યુવકોને કેમ આકર્ષવા તેની ખાસ આવડત ધરાવતા હતા. મુનિશ્રી નાગેન્દ્રવિજયજી બાસઠ વર્ષના બુઝર્ગ હતા, ક્રિયા-કાંડમાં કુશલ હતા અને વર્ધમાન તપની ઓળીઓ કરવા-કરાવવામાં અધિક આનંદ માનનારા હતા. મુનિશ્રી વિનયવિજયજી પણ મોટી ઉમરના હતા અને હમણાં જ વન વટાવી ચૂક્યા હતા. તેઓ અધ્યાત્મના ઉત્કૃષ્ટ રંગે રંગાયેલા હતા અને ભારે તપશ્ચર્યાઓ કરતા હતા. એક માસ અને ડોઢ માસના ઉપવાસો તેમણે ઘણી શાતાપૂર્વક કર્યાં હતા. મુનિશ્રી કનકવિજયજી આ મંડળીમાં ઉમરમાં સહુથી નાના હતા અને હજી યુવાનીના ઉંબરમાં જ પગ મૂકતા હતા. પરંતુ આ ઉમરે પણ તેઓ સંસ્કૃતનો ઠીક ઠીક અભ્યાસ કરી ચૂક્યા હતા અને સંગીત તથા બીજી કળાઓમાં સારી કુશલતા ધરાવતા હતા.

દાદરથી થાણા

દાદરથી વિહાર કરી માટુંગા પધારતાં તેઓશ્રીએ પારસમલજી નામના એક ભાવિકને ત્યાં પગલાં કર્યાં. તેણે સાથે ચાલી રહેલાં તથા દર્શનાર્થે આવી રહેલાં સેંકડો સ્ત્રી-પુરુષોની સારી રીતે ભક્તિ કરી અને સહુને શ્રીફળની પ્રભાવના આપી. ત્યાંથી તેઓશ્રી શિવ, કુરલા અને ઘાટકોપર થઈ થાણા (ઠાણા) પધાર્યા કે જ્યાં મારવાડી શ્રાવકોનાં પચાશ જેટલા ઘર છે અને એક જૂનું તથા એક નવું એમ બે જિનમંદિરો છે.

શ્રીપાળ રાજાને ધવલ શેઠે દરિયામાં ફેંકી દીધા, તે થાણા બંદરના કાંઠે આવેલા હતા. આ હકીકત ધ્યાનમાં લઈને થાણાના જૈન સંઘે ભાવિકોની સહાયવડે નવું મંદિર હમણાં જ બંધાવ્યું છે અને શ્રીપાળ રાજા વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીના સમયમાં થયા, એટલે તેમાં શ્રી મુનિસુવ્રતસ્વામીની ૩૩ ઇંચ શ્યામવર્ણી પ્રતિમા વિ. સં. ૨૦૦૫ ના માહ સુદ પાંચમને રોજ પ્રતિષ્ઠિત કરેલી છે. આ પ્રતિમા પીળા પાષાણના પરિકરમાં ઘણી સુંદર લાગે છે.

શ્રીપાળ રાજા શ્રી નવપદજીની આરાધનાથી રિદ્ધિ-સિદ્ધિ પામ્યા હતા, તેથી આ નૂતન મંદિરના ગર્ભાગારમાં નવપદજીનું એક આરસમય મનોહર માંડલું બનાવેલું છે અને શ્રીપાળ રાજા તથા મયણાસુંદરીની આકર્ષક પ્રતિમાઓ બેસાડેલી છે. આ મંદિરની દિવાલો પર પ્રાચીન તથા ઐતિહાસિક કથાના અનેક પ્રસંગો આળેખેલા છે, જેને ધારીને જોવા માટે બેથી અઢી કલાક જેટલો સમય લાગે છે. દરવાજાની શરૂઆતમાં બે મોટા હાથી બનાવેલા છે, તે રાજસ્થાનનાં પ્રાચીન ભવ્ય જિનાલયોની યાદ આપે છે.




માનવભવ ફરી ફરીને મળતો નથી; કદાચ માનવ ભવ મળે તો આર્યક્ષેત્ર અને ઉચ્ચ કુળની પ્રાપ્તિ થતી નથી; અને કદાચ એ બધા સંયોગો મળે તો પાંચ ઇંદ્રિયોની પૂર્ણતા અને દીર્ઘાયુષ્ય મળવું અતિ દુર્લભ છે. તમને આ બધું પ્રબળ પુણ્યના યોગે પ્રાપ્ત થયું છે, તો તેની સાર્થકતા કરજો.

ધર્મનાં કામમાં ઢીલ કરવી નહિ. આજનું કામ કાલ પર મુલતવી રાખવું નહિ. આયુષ્યનો ભરોસો શો ? તેનો દોર ગમે ત્યારે તૂટી જાય, માટે જરાયે ગફલતમાં રહેશો નહિ. રોજ થોડો થોડો ધર્મ કરતા રહેશો તો કાલાંતરે તેનો મોટો પુંજ થશે અને મળેલા માનવભવની સંપૂર્ણ સાર્થકતા થશે; માટે ધર્મનાં આરાધનમાં બને તેટલી શક્તિ ફોરવતા રહેજો.'

## વિહારની તૈયારી

નિયત દિવસે પ્રાતઃકાળમાં વિહારની તૈયારી થવા લાગી. સાધુઓએ પહેરેલાં વસ્ત્રો ઠીક-ઠાક કર્યાં, ખભા ઉપર ઊનની કામળીઓ નાખી, પોથીનું પોટલું છાતી પર બાંધ્યું, પાત્રનું પોટલું પીઠ પર બાંધ્યું, જમણા હાથમાં મુહપત્તી રાખી, ડાબા હાથમાં ઓઘો ગોઠવ્યો અને શરીરપ્રમાણ લાકડાનો ખાસ દાંડો ગ્રહણ કર્યો કે જે બહાર જતી વખતે અવશ્ય પાસે રાખવામાં આવે છે. બસ આ તેમની તૈયારી ! અહીં વિચાર કરો કે આપણે બહારગામ જવું હોય તો કેટલી તૈયારીઓ કરીએ છીએ ? બેડીંગ-બીસ્ત્રા બાંધીએ છીએ, ભાથાનાં ડબ્બા તૈયાર કરીએ છીએ, વસ્ત્ર અને બીજી વસ્તુઓની પેટીઓ ભરીએ છીએ, તથા સ્ટવ, થર્મોસ અને શિરાઇ કે કૂંજો સાથે રાખીએ છીએ. વળી ભીડમાંથી બચવા અને આરામથી મુસાફરી કરવા આગળથી ટીકીટો રિઝર્વ કરાવીએ છીએ અને ઘેરથી સ્ટેશને અને સ્ટેશનેથી ઘેર પહોંચવા માટે વાહનનો ખાસ પ્રબંધ પણ કરાવીએ છીએ. ટૂંકમાં આપણી સગવડમાં કે આરામમાં કંઈ ખલેલ ન પડે તેની પૂરી તકેદારી રાખીએ છીએ. તેમાંનું અહીં કંઇ પણ છે ખરું ? આ બધી વસ્તુઓનો વિચાર કરીએ છીએ, ત્યારે આપણા મુખમાંથી સહસા ઉદ્ગારો નીકળી પડે છે કે 'ધન્ય એમની તિતિક્ષા ! ધન્ય એમનો સંયમ !'

## સાથે જનારા સાધુઓ

સૂરીશ્વરજીએ છેલ્લું માંગલિક સંભળાવી વિહાર કર્યો, ત્યારે તેમની સાથે ચાર સાધુઓ હતાઃ (૧) મુનિશ્રી કીર્તિવિજયજી (૨) મુનિશ્રી નાગેન્દ્રવિજયજી (૩) મુનિશ્રી કનકવિજયજી અને (૪) મુનિશ્રી વિનયવિજયજી. તેમાં મુનિશ્રી કીર્તિવિજયજી આધેડ ઉમરના હતા, વિવિધ શક્તિઓથી વિભૂષિત હતા અને જૈન ધર્મનાં ભિન્ન ભિન્ન અંગો




પ્રભાવ પાથરી રહી હતી. પહાડો અને મેદાનો, સરિતાઓ અને સરોવરો, જંગલો અને ખેતરો બધાં જ તેનાથી પ્રભાવિત થયાં હતાં અને એક પ્રકારની આનંદોર્મિ અનુભવી રહ્યા હતા. આ વખતે મુનિશ્રી કીર્તિવિજયજીને પણ આનંદની એક ઊર્મિ આવી અને તેમણે 'જ્ઞાનનાં એ દીવડાને વીરે ઝગમગ રાખ્યા રે' એ પંક્તિથી શરૂ થતાં ગાયનની પંક્તિઓ મધુર સ્વરે લલકારવા માંડી. એ સાંભળતાં જ પેલા ઑફિસરને આકર્ષણ થયું અને તે સૂરીશ્વરજીની પાસે આવીને વિનયપૂર્વક કહેવા લાગ્યો: 'આપ ચોકીની અંદર પધારો. ઘણી જગા ખાલી છે.' એટલે સૂરીશ્વરજી શિષ્યો સાથે અંદર પધાર્યા. તેઓશ્રી પ્રતિક્રમણાદિથી પરવાર્યા એટલે પેલો ઑફિસર પાસે આવ્યો ને વાત પર વાત નીકળતાં મુનિશ્રી કીર્તિવિજયજીના કંઠમાંથી અનેક ભાવવાહી સ્તવનો તથા પદો ટપકી પડ્યાં. એ સાંભળતાં જ પેલા ઑફિસરને જૈન ધર્મ પ્રત્યે ઉત્કટ આદર પેદા થયો અને તેણે સૂરીશ્વરજીને તથા અન્ય સાધુઓને સલામ ભરીને રાત્રિના અગિયાર વાગે પોતાની પથારી સંભાળી.

ત્યાંથી સૂરીશ્વરજી ચૉક પધાર્યા કે જ્યાં શ્રાવકોનાં પંદર જેટલાં ઘર છે, એક જિનમંદિર છે અને એક ઉપાશ્રય પણ છે. ચૉક છોડ્યા પછી તરત જ પાર્વતીય પ્રદેશ શરૂ થાય છે અને વનરાજીથી વિભૂષિત ઊંચા ઊંચા પહાડો આવવા લાગે છે, પરંતુ સંવેગી સાધુઓના ઉત્સાહને તે જરાયે ઢીલો પાડી શકતા નથી. તેઓ પ્રસન્નતાથી એ પહાડો ચડી જાય છે અને મનમાં વિચાર કરે છે કે 'આ રીતે અમે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થઈને સર્વ ઘાતીકર્મનો છેદ કરવાપૂર્વક વીતરાગતાનો અનુભવ ક્યારે કરીશું?'

### લોનાવલા

ચૉકથી આગળ વધી આચાર્યશ્રી ખાનપુર, ખાપોલી અને ખંડાલા થઈ લોનાવલા પધાર્યા કે જે સમુદ્રની સપાટીથી આશરે બે હજાર ફીટ ઊંચું આવેલું હવા ખાવાનું એક સુંદર સ્થળ છે. અહીં શ્રીમંતના બંગલાઓ તથા સેનિટેરિયમો સારા પ્રમાણમાં બંધાયેલાં છે. એક સેનિટેરિયમ ખાસ જૈનો માટે પણ બંધાયેલું છે અને તેમાં ઘર દહેરાસર રાખેલું છે. શ્રાવકોની પચીશ ઘરની વસ્તી છે, તે બધાં અહીં વ્યાપાર અર્થે જ વસેલાં છે. તેમણે સૂરીશ્વરજીનું સુંદર સ્વાગત કર્યું અને સિનેમાગૃહના વિશાળ હૉલમાં જાહેર પ્રવચનની યોજના કરી. તેમાં સૂરીશ્વરજીએ માનવધર્મ પર પોતાના વિચારો વિશદતાથી પ્રકટ કર્યા અને સર્વ શ્રોતાઓનાં મન હરી લીધાં. પૂજા-પ્રભાવનાદિએ પણ વાતાવરણમાં ભવ્યતાની ભભક આણી.




રવિવાર કે પર્વનો દિવસ હોય, ત્યારે મુંબઇ અને પરામાંથી ઘણા જૈનો અહીં દર્શન-પૂજન માટે આવે છે, તેમને દેરાસરની પેઢી તરફથી ભાથું અપાય છે.

સૂરીશ્વરજીએ થાણાના સંઘનું ભવ્ય સ્વાગત સ્વીકારી ત્યાં બે દિવસની સ્થિરતા કરી, ત્યારે દાદરના આગેવાન ગૃહસ્થો શેઠ દામજીભાઇ જેઠાભાઇ, શેઠ પોપટલાલ નરસીદાસ, શેઠ બાબુભાઈ, શેઠ બહેચરભાઇ વગેરે તથા માટુંગાના આગેવાન ગૃહસ્થો શેઠ પદમસી પ્રેમજીભાઈ, શેઠ હીરાભાઈ શ્રોફ, શેઠ જેઠાભાઇ વગેરે તેમજ મુંબઇના સેંકડો ભાવિકો દર્શનાર્થે આવ્યા હતા. બપોરે અતિ ઉલ્લાસથી પૂજા ભણાવાઈ હતી, સાંજે સુંદર સાહમિવચ્છલ થયું હતું અને બંને દિવસોએ સૂરીશ્વરજીનાં વેધક વ્યાખ્યાનો થતાં વાતાવરણમાં અનેરી આભા પ્રકટી હતી. ત્રીજા દિવસે પ્રાતઃકાળે સૂરીશ્વરજીએ અહીંથી વિહાર કર્યો, ત્યારે સેંકડો આંખો અશ્રુભીની બની ગઈ હતી. થાણા એ મુંબઇનું છેલ્લું મથક છે, એટલે બધા ત્યાંથી પાછા ફર્યા હતા.

### પનવેલ અને ચોક

થાણાથી પૂના જવા માટે બે માર્ગો છે. એક રેલ્વેની સડકને અનુસરવાનો અને બીજો મોટરની સડકે સડકે ચાલ્યા જવાનો. તેમાં બીજો માર્ગ વિશેષ અનુકૂળ છે, એટલે સાધુમંડળીએ એ માર્ગ લીધો અને કૌસા વટાવી શેઠ કસ્તુરભાઇના બંગલે સ્થિરતા કરી. અહીં કોઇ શ્રાવકનું ઘર નથી કે બીજી સગવડો નથી, પણ પનવેલ થાણાથી પંદર માઇલનાં અંતરે આવેલું છે ને એક જ દિવસમાં તેટલો વિહાર કરવો મુશ્કેલ પડે, એટલે સાધુઓ આ સ્થળે રોકાવાનું પસંદ કરે છે.

પનવેલમાં મારવાડી શ્રાવકોનાં વીશ ઘર છે, એક જિનમંદિર છે અને ઉપાશ્રય પણ છે. ત્યાં એક દિવસની સ્થિરતા કરી બીજા દિવસે બપોર પછી સૂરીશ્વરજીએ વિહાર આગળ લંબાવ્યો અને પાંચ માઇલ દૂર આવેલી પોલીસ ચોકી આગળ પહોંચ્યા કે જ્યાં સાધુ-સાધ્વીઓ ઉતરી શકે તેવી વિશાળ જગા છે. પરંતુ આજે ઘટના જુદી જ બની હતી. એક મુસલમાન ઑફિસર ત્યાં ઉતરેલો હતો, તેણે જગા આપી નહિ. ચૉકનો એક શ્રાવક સાથે હતો, તેણે તે ઑફિસરને થોડી જગા આપવા માટે સમજાવ્યો, પણ તેણે કંઇ ગણકાર્યું નહિ. એટલે સૂરીશ્વરજી સાધુઓ સાથે બાજુની એક નાનકડી પરશાળમાં બિરાજ્યા.

સૂર્યનારાયણે હમણાં જ અસ્તાચલની પાછળ આશ્રય લીધો હતો અને તેમના પરમ સ્નેહનું પાત્ર બનેલી સંધ્યારાણી સોનલ સાડી પહેરીને પશ્ચિમાકાશમાં પોતાનો




સ્વાગત કર્યું હતું. વળી જાહેર વ્યાખ્યાન યોજાતાં જનતાએ સારો લાભ લીધો હતો. બીજા દિવસે આચાર્યશ્રી દેહુરોડ પધાર્યા ત્યારે બેન્ડવાજાથી સુંદર સામૈયું થયું હતું અને પ્રવચન પણ યોજાયું હતું. ત્યાંથી તેઓશ્રી ચીંચવડ થઇ પોષ વદિ ૫ ને રવિવારના પ્રથમ પ્રહરે ખડકીની સમીપમાં આવ્યા કે જ્યાં શ્રાવકોનાં ચાલીશ જેટલાં ઘરો છે, બે જિનમંદિરો છે અને ઉપાશ્રયની પણ સગવડ છે.

જળમાં તેલનું ટીપું પડ્યું હોય તો તે જોત-જોતામાં પ્રસરી જાય છે, તેમ આચાર્ય-દેવનાં આગમનના સમાચાર જોત-જોતામાં જનતામાં પ્રસરી ગયા અને શ્રાવકસંઘ તેમનું સ્વાગત કરવાને સમુત્સુક બન્યો. ભારે સામૈયું થયું, સર્વત્ર આનંદનું વાતાવરણ ફેલાયું અને સહુ ઉપાશ્રયે પહોંચ્યા.

જૈન સંઘને માટે આજનો પ્રસંગ સુવર્ણમાં સુગંધ ભળવા જેવો હતો, કારણ કે ધ્વજદંડના મહોત્સવ નિમિત્તે પૂજ્યપાદ વ્યાખ્યાનવાચસ્પતિ કવિકુલકિરીટ આચાર્યદેવ શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ અહીં પોતાના વિશાળ શિષ્યસમુદાય સાથે પધારેલા હતા અને આજે તેમના પટ્ટપ્રભાવક અજોડ વક્તા શાસનપ્રભાવક શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજનું આગમન ખાસ તેમનાં દર્શનાર્થે જ થયું હતું.

ઉત્સવમાં અનેરી રંગત જામી. રોજ પ્રભાવશાલી પ્રવચનો થવા લાગ્યાં અને તે હજારો હૈયાંને જીતી લેવામાં સમર્થ બન્યાં. આ રીતે નિર્ધારિત ઉત્સવ આનંદ-મંગળ-પૂર્વક સમાપ્ત થયો, એટલે આચાર્યશ્રીએ આગળ જવા માટે ગુરુદેવની આજ્ઞા માગી. ગુરુદેવે પરમ લાભનું કારણ જાણીને વિહાર કરવાની સહર્ષ આજ્ઞા આપી અને સાથે સાથે અંતઃકરણનાં ઊંડાણમાંથી આશીર્વાદ પણ આપ્યો.

સાધુ જીવનની સહુથી મોટી મૂડી ગુરુની કૃપા છે, ગુરુના અંતરનો આશીર્વાદ છે. જેને તે પ્રાપ્ત થાય છે, તે ગમે તેવાં કઠિન કાર્યો પણ સરલતાથી સિદ્ધ કરી શકે છે, લોકો પર પ્રભાવ પાડી શકે છે અને શાસનની પરમ ઉન્નતિ કરી પોતાનું આત્મકલ્યાણ સાધી શકે છે. પરંતુ આવી કૃપા-આવો આશીર્વાદ તેમને જ સાંપડે છે કે જેઓ ગુરુનો પૂરેપૂરો વિનય કરે છે, તેમનો પડ્યો બોલ ઝીલી લે છે અને તેમની આજ્ઞાનું કદી પણ ઉલ્લંઘન કરતા નથી.

**પૂના-લશ્કરમાં શાનદાર સ્વાગત**

ખડકીથી પાંચ માઇલનો વિહાર કરીને સૂરીશ્વરજી પૂના-લશ્કરના સોલાપુર બજારમાં આવી પહોંચ્યા, ત્યારે જૈન સંઘ તેમનું શાનદાર સ્વાગત કરવાને સાજનમાજન સાથે તૈયાર જ હતો. તરત જ બેન્ડ-વાજાં વાગવા લાગ્યા, નિશાનડંકા ગડગડવા લાગ્યા અને

કાર્લા અને ખડકલા

લોનાવલાથી છ માઈલનો વિહાર કરીને સહુ કાર્લા પધાર્યા કે જે પ્રાચીન બૌદ્ધ ગુફા માટે પ્રસિદ્ધ છે. ત્યાંથી નમતા પહોરે આગળ વધી, છ માઈલનો વિહાર કરી ખડકલા પધાર્યા કે જ્યાંના શ્રાવકો ઘણા ભાવિક છે. તેમનાં આઠ-દસ ઘર અને એક ઘર દહેરાસર છે. ત્યાં બજાર વચ્ચે એક ખાલી મકાનમાં આચાર્યશ્રીએ સ્થિરતા કરી. બીજા દિવસે સવારે મુનિશ્રી કીર્તિવિજયજીનું જાહેર વ્યાખ્યાન થયું, ત્યારે માનવમેદની જામી પડી. વસ્તુ રજૂ કરવાની સુંદર શૈલિ અને વચ્ચે વચ્ચે સંગીતનો મીઠો સંભાર એટલે શ્રોતાઓના આનંદનું પૂછવું જ શું ?

ખડકલાની આસપાસ યુદ્ધસામગ્રી ખડકાયેલી હતી અને લશ્કરી સિપાઇઓ માટેની વિવિધ સગવડો નજરે પડતી હતી. તે જોઇને કોઇ પણ મુમુક્ષુનાં મનમાં એવો પ્રશ્ન જરૂર ઉઠે કે ' ક્યાં આ અહિંસાના અનુનમ યોદ્ધાઓ અને ક્યાં આ હિંસાવડે વિજય મેળવવાનાં સ્વપ્નાઓ સેવતા લશ્કરી સિપાઇઓ ! ક્યાં આ સંયમ ક્ષેત્રના શૂરવીર સુભટો અને ક્યાં આ કાવાદાવા કરીને શત્રુઓને મહાત કરવાની યોજના ઘડનારા યુદ્ધવીરો ! કયાં આ રાગાદિને વીરતાથી રોળી નાખનારા મહા રણબંકાઓ અને કયાં આ હાયવૉય કરીને ભૂંડા હાલે મરણને શરણ થનારા રણસૈનિકો ! ' વળી તેમને એ વિચાર પણ જરૂર આવે કે ' શાંતિ અને સુરક્ષિતતા જોઇતી હોય તો સાધુ પુરુષોની સંખ્યા વધારવી જોઇએ, નહિ કે સિપાઇઓની; પરંતુ આજે તો કૂવે ભાંગ પડી છે, એટલે સહુને ઉલટું દેખાય છે. આવા સાધુઓની સંખ્યાનું નિયંત્રણ કરવાના પ્રયાસો થાય છે અને લશ્કરી સિપાઇઓ માટે આઠથી નવ આંકડાના રાક્ષસી બજેટો ઘડાય છે ! વળી લોકોની ધર્મભાવનાને એક યા બીજા બહાને ઉતારી પાડવામાં આવે છે અને ભૌતિકવાદની ભૂરિ ભૂરિ પ્રશંસા કરી તેને ડગલે અને પગલે ઉત્તેજન આપવાના પ્રયાસો થાય છે ! જ્યાં સુધી આ સ્થિતિ પલટાય નહિ ત્યાં સુધી વિશ્વશાંતિ તો શું ? પણ રાષ્ટ્રશાંતિ કે પ્રાંતશાંતિ થવી પણ મુશ્કેલ છે ! જો શાંતિની ઇચ્છા હોય તો મૈત્રીભાવનો પ્રચાર કરવો જોઇએ, સમતાનું મહત્ત્વ સમજાવવું જોઇએ અને કર્મના કાયદાનું ફરી ફરીને જ્ઞાન આપવું જોઇએ. આ બધું સ્વાર્થરહિત ત્યાગી મહાત્માઓ સિવાય બીજું કોણ કરી શકે ?

અનુક્રમે ખડકી

ખડકલાથી વડગામ થઈ સૂરીશ્વરજી તલેગામ ( દાભાડે ) પધાર્યા. ત્યાં પં. મ. શ્રી પ્રવીણવિજયજી તથા મુનિશ્રી મહિમાવિજયજી સંમુખ આવ્યા હતા અને સંઘે સુંદર

હવે સંસારસાગરમાં દીર્ઘકાલ સુધી ભ્રમણ કરવાનું નથી, તેમને ત્યાગી પુરુષોના ઉપદેશની ભારે અસર થાય છે અને તેમનું સમસ્ત જીવન સત્પ્રવૃત્તિમાં વ્યતીત થાય છે; જ્યારે અભવ્ય કે દુર્ભવ્ય આત્માઓને પ્રથમ તો સાધુસંતોના સમાગમ માટે રુચિ જ થતી નથી; અને કદાચ તે માટે કોઈ સ્નેહી, સંબંધી કે મિત્ર-સુહૃદ્ આગ્રહ કરે તો તેઓ આંબલી-પીંપળી બતાવીને છટકી જાય છે. એમ છતાં કોઈ વાર તેઓ પકડમાં આવી જાય અને સાધુ-સંતો પાસે આવે તો તેમની વાતોમાં રસ પડતો નથી કે તેમનું વ્યાખ્યાન સાંભળવાનું દિલ થતું નથી. અને કદાચ વ્યાખ્યાન સાંભળવા બેસે તો તેમનાં વચનો ગ્રહણ કરવાને બદલે તેમના કંઠનો હડીચો કેટલીવાર ઊંચો-નીચો થયો, તે ગણે છે કે તેમના હાથનો લહેકો કેવો થતો હતો, તે યાદ રાખે છે. આવા આત્માઓના કાનમાં કોઈ શબ્દો ભૂલેચૂકે પેસી જાય તો તેથી શું ? તેઓ એના મર્મથી સર્વથા વંચિત રહે છે, એટલે તેમની સ્થિતિ ઉલૂક કે મગશેળીઆ પત્થર જેવી હોય તેમાં કોઈ આશ્ચર્ય નથી.

### પૂનાની પરિસ્થિતિ

પૂના મહારાષ્ટ્રનું મુખ્ય નગર છે અને તેની ઐતિહાસિક તથા ભૌગોલિક વિશેષતાને લઈને સારા યે ભારતવર્ષમાં સુપ્રસિદ્ધ છે. તેની ખુશનુમા હવાને કારણે વર્ષનો અર્ધો ભાગ મુંબઈ રાજ્યનું સરકારી તંત્ર અહીં રહે છે, એટલે તેમાં સંખ્યાબંધ કોર્ટ-કચેરીઓ બંધાયેલી છે. અહીંના લોકો વિદ્યાપ્રેમી વિશેષ છે, તે કારણે કોલેજો, હાઈસ્કૂલો અને પ્રાથમિકશાળાઓનું પ્રમાણ ઘણું મોટું છે. પ્રાચીન સંસ્કૃતિનું સંશોધન કરવા માટે અહીં ભાંડારકર ઓરિએન્ટલ ઈન્સ્ટીટ્યુટ નામની સંસ્થા સ્થપાયેલી છે, તેમાં પૌર્વાત્યવિદ્યાને લગતા બહુમૂલ્ય ગ્રંથોનો મોટો સંગ્રહ છે અને હસ્તલિખિત પુસ્તકો પણ હજારોની સંખ્યામાં સંઘરાયેલાં છે. તેમાં ચાર હજાર પુસ્તકો તો માત્ર જૈન ધર્મને લગતા જ છે ! પાટણનાં અનેક પ્રાચીન તાડપત્રો અહીં લાકડાની ખાસ પેટીઓમાં સુરક્ષિત છે, પરંતુ અફસોસની વાત એટલી જ છે કે આ વિશાળ સાહિત્યનું અધ્યયન કરવા અહીં કોઇ જૈન પંડિત આવતો નથી કે તેને આવવા માટે પ્રબળ પ્રેરણા થાય તેવો કોઈ સંસ્થા તરફથી ખાસ પ્રયત્ન થતો નથી.

આ નગર આઠ લાખ મનુષ્યોની વિશાળ જનસંખ્યા ધરાવે છે અને શહેર (સીટી) તથા લશ્કર (કેમ્પ) એમ બે ભાગમાં વહેંચાયેલું છે. આ બંને ભાગમાં વ્યાપાર-અર્થે ગુજરાતી-મારવાડી જૈનો સારી સંખ્યામાં વસેલા છે. પૂનામાં બધાં મળીને ૯ જિનમંદિરો છે, ૩ ઉપાશ્રયો છે, બેથી ૩ પાઠશાળાઓ છે, આયંબિલખાતું છે તથા બીજી પણ નાની મોટી અનેક જૈન સંસ્થાઓ આવેલી છે.




વિવિધરંગી વાવટાઓ હવામાં ફરફરવા લાગ્યા. સામૈયાની શોભા અનેરી હતી. પુરુષો વારંવાર શાસનદેવની તથા ગુરુમહારાજની જય પોકારી રહ્યા હતા અને સ્ત્રીઓ મધુર સ્વરે ગીતો લલકારી રહી હતી. તેમાં નીચેના શબ્દો સ્પષ્ટ સંભળાતા હતા:—

भविजन के तारणहार, सूरिराज हमारे आगये।
शासन के शणगार, सूरिराज हमारे आगये।

સામૈયાના માર્ગમાં અનેક સ્થળોએ ગહુંલીઓ થઇ કે જે જૈનાચાર્યના સ્વાગતની ખાસ નિશાની છે. આ સામૈયું ઉપાશ્રયે ઉતર્યું ત્યારે જનસંખ્યા ઘણી મોટી થઈ ગઇ હતી અને અંદર દાખલ કેમ થવું ? એ એક વિચારણીય પ્રશ્ન થઇ પડ્યો હતો. પરંતુ સ્વયંસેવકોની યોગ્ય વ્યવસ્થાને લઇને સહુને જગા મળી ગઇ હતી અને ગુરુદેવની અમૃત ઝરતી મીઠી વાણી સાંભળવાનો લાભ બધાને એક સરખો મળ્યો હતો. પ્રવચનના અંતે શ્રીફળની પ્રભાવના થઇ હતી અને સકળ સંઘમાં આનંદનું વાતાવરણ વ્યાપી ગયુ હતું.

**પ્રશસ્ત પ્રચારકાર્ય**

સંઘના આગ્રહથી ગુરુદેવે અહીં કેટલોક વખત સ્થિરતા કરી અને વ્યાખ્યાન-વાણી, શાસ્ત્રચર્ચા તથા વિવિધ પ્રકારની હિતશિક્ષાવડે ભાવિકોનાં હૃદયમાં સન્મતિનો ભવ્ય પ્રકાશ રેડ્યો. મુનિશ્રી કીર્તિવિજયજીએ પણ પોતાનું કર્તવ્ય બરાબર બજાવ્યું અને વિદ્યાર્થીઓ તથા યુવકોને ધર્મનો રંગ ચડાવવામાં કચાશ રાખી નહિ. બાકીની મંડળીએ પણ પોતાની વિશિષ્ટ શક્તિના યોગથી અનેક આત્માઓનું આકર્ષણ કર્યું અને તેમને વિવિધ પ્રકારના વ્રત-પચ્ચકખાણો લેવાની ભાવનાવાળા કર્યા. ખરેખર ! સૂર્યનો ઉદય થાય ત્યાં પ્રકાશની ખામી રહેતી નથી કે મેઘરાજા વર્ષવા લાગે ત્યારે કોઈ ભીંજાયા વિના રહેતું નથી. અહીં એક સુજ્ઞ પાઠક અમને જણાવે છે કે—સૂર્યનો ઉદય થવા છતાં ઉલૂકોને (ઘુવડોને) પ્રકાશ મળતો નથી અને મેઘરાજા ગમે તેટલું વરસે તો પણ મગશેળીઓ પત્થર ભીંજાતો નથી.

આ સુજ્ઞ પાઠકને અમે એટલું જ પૂછીએ છીએ કે પ્રકાશની રેલછેલ થવા છતાં ઉલૂકને પ્રકાશ મળતો નથી, તેમાં વાંક તેના સ્વભાવનો નથી ? દોષ તેનાં ચક્ષુઓનો નથી ? અને વર્ષાની ઝડીઓ વરસવા છતાં મગશેળીઓ પત્થર ભીંજાતો નથી—આર્દ્ર થતો નથી, તેમાં તેની પ્રકૃતિ સિવાય બીજું શું કારણ છે ? શું તમે સાંભળ્યું નથી કે પ્રકૃતિ અને પ્રાણ સાથે જાય છે ?

અહીં અમને સ્પષ્ટ કહેવા દો કે સાધુ-સંતોના ઉપદેશ પરત્વે પણ આવી જ સ્થિતિ પ્રવર્તે છે. જે આત્માઓની ભવસ્થિતિનો પરિપાક થયો હોય છે; અર્થાત્ જેમને



# પ્રકરણ પાંચમું

## પૂનાથી કરાડ

ફાગણ સુદિ ૬ ને મંગળવારના દિવસે સૂરીશ્વરજીએ પૂનાથી વિહાર કર્યો. ભાવિકોની સ્થિતિ તો સર્વસ્થાને સરખી જ હોય છે. તેમને સદ્ગુરુથી અળગા થવાનું ગમતું નથી, પણ શું કરે? ગાઉ, બે ગાઉ કે પાંચ-દશ ગાઉએ પણ પાછા ફરવું જ પડે. પરંતુ એક વસ્તુ તેમના અધિકારની હોય છે કે—ગુરુદેવનું સતત સ્મરણ કરવું, તેમની મંગલમય મૂર્તિ હૃદયસિંહાસન પર સ્થાપિત કરવી અને તેમણે જે જે ઉપદેશ આપ્યો હોય તેનું વારંવાર ચિંતન-મનન કરી, તેને જીવનમાં ઉતારવાનો પ્રયાસ કરવો. આ રીતે વર્તીને ઘણા ભાવિકોએ સદ્ગુરુની પરમ કૃપા પ્રાપ્ત કરી છે અને તેનાથી તેઓ ભવજલધિનો પાર પામવાને શક્તિમાન થયા છે.

સૂરીશ્વરજી પોતાના શિષ્યસમૂહ સાથે વિહાર કરતાં સોલાપુર બજાર અને હડપસર થઈ કુરસંગી પધારતાં ભવ્ય સ્વાગત થયું હતું. બપોરે મુનિશ્રી કીર્તિવિજયજીનાં વ્યાખ્યાને વાતાવરણને ચમકાવ્યું હતું. બીજા દિવસે બપોરે સૂરીશ્વરજીનું જાહેરમાં પ્રવચન થતાં ઇતર કોમના અનેક માણસોએ દારૂ પીવાની બૂરી લતને તિલાંજલિ આપી હતી તથા માંસાહારનો પણ ત્યાગ કર્યો હતો. તે બપોરે પૂજા-પ્રભાવનાદિ કાર્યો પણ થયાં હતાં.

ત્યાંથી વહકી પધારતાં શ્રાવકોએ સુંદર સત્કાર કર્યો હતો, બપોરે પૂજા ભણાવી હતી અને સાંજે સાહમ્મિવચ્છલનું જમણ કર્યું હતું. સૂરીશ્વરજીનો ધાર્મિક ઉપદેશ સાંભળીને સહુનાં દિલ પર સચોટ અસર થઈ હતી.

વહકીથી કાળેવાડી, સાસવડ, વાલ્હા, નીરા થઈ લોણુંદ પધારતાં રસ્તામાં સર્વસ્થળે ભાવિકો તરફથી યોગ્ય સત્કાર થયો હતો અને તેમને મધુર શબ્દોમાં હિતશિક્ષા આપવામાં આવી હતી. લોણુંદના સંઘનો આગ્રહ થવાથી સૂરીશ્વરજીએ ત્યાં ત્રણ-ચાર દિવસની સ્થિરતા કરી હતી.




આ ક્ષેત્રમાં પૂજ્ય ગુરુદેવ ત્રણ વર્ષથી વિચરતા હતા અને અમોઘ ધર્મદેશના આપી લોકોની ધર્મભાવનામાં અભિવૃદ્ધિ કરી રહ્યા હતા. વળી તેમના હાથે અનેક ધાર્મિક ઉત્સવો ઉજવાયા હતા, જેમાં પૂના-લશ્કરનો પ્રતિષ્ઠા-મહોત્સવ અતિ યાદગાર બન્યો હતો. આ કારણે તેમના સમુદાય પ્રત્યે અનુરાગવાળો વર્ગ અહીં મોટો હતો. તેમણે સૂરીશ્વરજીની સ્થિરતા દરમિયાન ઘણો લાભ ઉઠાવ્યો હતો. તેમાં શેઠ કેશવલાલ માણેકલાલ, શેઠ શાંતિલાલભાઇ, શેઠ શોભાલાલ, શેઠ ચંદુલાલ ડાહ્યાભાઈ, શેઠ ઈશ્વરલાલ ગુલાબચંદ, શેઠ કુબેરદાસ ભંડારી, સંઘવી વનાજી રાજાજી, શેઠ ગુલબાજી અચલાજી વગેરેની સેવાઓ ખાસ ઉલ્લેખનીય ગણાય.



આ પ્રદેશમાં વસતા ગુજરાતી જૈનો મોટા ભાગે મ્હેસાણા, વીસનગર, વીજાપુર તથા પ્રાંતીજ તાલુકામાંથી આવેલા છે; વ્યાપાર-વણજમાં કુશળ છે; તેમાંનાં કેટલાક સાધનસંપન્ન છે અને બાકીના મધ્યમ સ્થિતિના છે; તેમની ત્રણ-ચાર પેઢીઓ અહીં થઈ ગયેલી હોવાથી શુદ્ધ મરાઠી બોલે છે; ગુજરાતી બરાબર સમજી શકે છે, પણ સ્પષ્ટ બોલી શકતા નથી. તેમનો લગ્નાદિ વ્યવહાર મોટા ભાગે અહીં જ થાય છે.

મારવાડી જૈનો ગુજરાતીઓ પછી આવીને વસેલા છે, પોતાની ભાષા ઉપરાંત મરાઠી સારી રીતે બોલી શકે છે અને તેમનો લગ્નાદિ વ્યવહાર હજી પણ તેમના દેશમાં જ થાય છે. આ બંને વર્ગ વચ્ચે એકંદર સંપ સારો છે, તેઓ ધાર્મિક કાર્યો સાથે મળીને જ કરે છે.

રહિમતપુરમાં શ્રાવકોનાં ૨૦ જેટલાં ઘર છે અને એક જિનમંદિર પણ છે. શ્રી સંઘની આગ્રહભરી વિનંતિને માન આપી આચાર્યદેવે અહીં સ્થિરતા કરી અને ચૈત્ર સુદિ ૭ થી ચૈત્ર સુદિ ૧૫ સુધીના નવ દિવસોમાં શ્રી નવપદજીની શાશ્વતી ઓળીનું આરાધન કરાવ્યું. આ ઓળી કરવા માટે આસપાસનાં ગામોમાંથી ઘણાં શ્રાવક-શ્રાવિકાઓ આવ્યાં હતાં. ચૈત્રી પુનમના દિવસે શ્રી શત્રુંજય ગિરિરાજનો પટ બંધાયો હતો, તેનાં દર્શનનો લાભ પણ મોટા પ્રમાણમાં લેવાયો હતો.

અહીં આચાર્યશ્રીનાં પ્રવચનો રોજ બે વાર થતાં હતાં, તેમાં ઇતરો પણ સારી સંખ્યામાં આવતા હતા અને તેઓશ્રીની વક્તૃત્વશક્તિ જોઈને ભારે આશ્ચર્ય અનુભવતા હતા. તેમાં વ્યાપારીઓ પણ હતા, શિક્ષકો પણ હતા અને રાજ્યના અધિકારીઓ પણ હતા. નિત્ય નવા મિત્રોને પોતાની સાથે લેતા આવતા હતા અને સમય મળતાં સૂરીશ્વરજી સાથે કે મુનિશ્રી કીર્તિવિજયજી સાથે ધર્મચર્ચા કરતા હતા. તેમાં ઘણી વાર વિચિત્ર પ્રશ્નો પણ પૂછાતા હતા, પરંતુ તે સર્વનો ઉત્તર શાંતિથી આપવામાં આવતો હતો અને પ્રશ્નકારનાં મનનું યોગ્ય સમાધાન થાય તેની પૂરી કાળજી રાખવામાં આવતી હતી.

ગુરુ-શિષ્યની આ સુવાસે રહિમતપુરની જનતામાં અજબ આકર્ષણ ફેલાવ્યું, પરિણામે સૂરીશ્વરજીનું જાહેર પ્રવચન યોજાયું અને તેણે લોકોનાં મનમાં જૈન ધર્મ વિષે ઉત્કટ આદર પેદા કર્યો. અહીંના આગેવાનો શેઠ મણિલાલ ભગત, શેઠ મોહનભાઈ વગેરેએ સૂરીશ્વરજીની સ્થિરતા દરમિયાન ઘણી સેવા કરી હતી અને પૂજા પ્રભાવનાદિનો પણ સારો લાભ લીધો હતો. નિપાણીના શ્રાવકો અહીં દર્શનાર્થે આવ્યા હતા.

### રહિમતપુરથી કરાડ

રહિમતપુરથી તેઓશ્રી વાહાર, એળગામ, મસૂર તથા કોપરઠા થઈ કરાડ પધાર્યા. ત્યાં શ્રી સંઘે તેઓશ્રીનું ભાવભીનું સ્વાગત કર્યું.





લોણંદથી તેઓશ્રી સાલ્યા, વાઠાર અને દેઉર થઈને વઠૂથ પધાર્યા. ત્યાં સંઘવી બ્રધર્સવાળા શીવલાલભાઈએ સ્વાગત, પૂજા, પ્રભાવના વગેરેનો સારો લાભ લીધો હતો. તેઓ વિહારમાં પણ અવારનવાર સાથે થતા હતા અને બનતી સેવાભક્તિ કરતા હતા. અહીં તેમનું એક ગૃહમંદિર અત્યંત રમણીય હોઈ દર્શન કરવા યોગ્ય છે.

વઠૂથથી સૂરીશ્વરજી નજીકમાં આવેલા સતારા પધાર્યા કે જ્યાં ૨૫ થી ૩૦ ઘર સ્થાનકવાસીઓનાં છે અને ૮ થી ૧૦ ઘર મૂર્તિપૂજકોનાં છે. ત્યાં બે જિનમંદિરો છે, તેમાંનું એક શ્રી ઋષભદેવજીનું મંદિર ૧૫૦ વર્ષ પૂરાણું છે. આ બંને મંદિરોનો વહીવટ સ્થાનકવાસીઓના હાથમાં હોઇ જોઇએ તેવી વ્યવસ્થા રાખતા નથી અને મૂર્તિપૂજકોને તેની વ્યવસ્થા કરવા દેતા પણ નથી!

અહીં સંઘવી બ્રધર્સવાળા શીવલાલભાઈ, શાહ વકીલ તેમજ શેઠ કેસરીમલજી વગેરેએ સારો પરિશ્રમ ઉઠાવ્યો હતો. પાઠક હૉલમાં આચાર્યશ્રીનાં બે જાહેર પ્રવચનો થતાં જૈનેતર વિદ્વાનો તથા અધિકારીઓએ સારા પ્રમાણમાં હાજરી આપી હતી અને તેનો જનતા પર જબ્બર પ્રભાવ પડ્યો હતો. સતારામાં સૂરીશ્વરજીએ પાંચ દિવસની સ્થિરતા કરી, તેમાં શ્રાવકોને પાંચ પ્રકારના લાભ થયા. પ્રથમ લાભ તો એ કે ઘણાં દિવસે સુવિહિત સાધુઓનો સમાગમ થયો. બીજો લાભ એ કે સદ્‌ગુરુનાં મુખથી સર્વજ્ઞની વાણી સાંભળવા મળી. ત્રીજો લાભ એ કે હૃદયને ભક્તિનો રંગ ચઢ્યો. ચોથો લાભ એ કે શક્તિમુજબ વ્રત-નિયમો ગ્રહણ થયાં અને પાંચમો લાભ એ કે પંચપરમેષ્ઠીની આરાધના-ઉપાસના માટે પ્રબળ પ્રેરણા મળી. તેમને આથી વિશેષ લાભ શું જોઇએ?

### સતારાથી રહિમતપુર

સતારાથી કોરેગાંવ પધારતાં શ્રાવકોએ પૂજા-પ્રભાવનાદિ કર્યાં હતાં, ત્રિપુટી પધારતાં મુનિશ્રી કીર્તિવિજયજીએ જાહેર વ્યાખ્યાન આપ્યું હતું અને સીંલેમાં તેમણે શ્રમણભગવાન મહાવીરના જીવનસંદેશ પર જોરદાર પ્રવચન કરતાં શ્રોતાઓ અહિંસા, સંયમ તથા તપનું સ્વરૂપ સારી રીતે સમજ્યા હતા.

સીંલેથી સૂરીશ્વરજી સસ્વાગત રહીમતપુર પધાર્યા. અહીં એ વાતની નોંધ લેવી જોઇએ કે—મહારાષ્ટ્રનાં ગામો સાધુ-સંતો પ્રત્યે ભક્તિવાળા છે અને બને ત્યાં સુધી તેમને રંજાડતાં નથી. એટલું જ નહિ પણ તેઓ જ્યારે જૈન સાધુઓને જુએ છે અને તેમના આચારવિચારથી થોડે-ઘણે અંશે પરિચિત થાય છે, ત્યારે તેમના પ્રત્યે બહુમાનની લાગણી દર્શાવે છે અને તેમનો યથાશક્તિ સત્કાર કરીને આનંદ પામે છે.

સાધુઓનું આગમન ભાગ્યે જ થાય છે અને જ્યારે પણ થાય છે, ત્યારે તેઓ ઉપાશ્રય કે કોઈક ભાવિકનાં ઘરમાં એકાદ બે દિવસની સ્થિરતા કરીને ચાલ્યા જાય છે; એટલે સામાન્ય જનતા તેમના પરિચયમાં આવતી નથી. આ સંયોગોમાં તેઓ જૈન સાધુઓના આચાર-વિચારથી કેવી રીતે પરિચિત થાય ? એટલે આચાર્યદેવે નિર્ણય કર્યો કે જ્યાં પણ મોટી વસ્તીવાળું ગામ કે શહેર આવે, ત્યાં જાહેર વ્યાખ્યાનો આપવાં અને જનતાને સદાચાર, સંયમ, ન્યાય, નીતિ વગેરેનો ઉપદેશ આપવા ઉપરાંત જૈન ધર્મ અને તેના સિદ્ધાંતોનો પણ બને તેટલો પરિચય કરાવવો. એ રીતે તેઓ સ્થળે સ્થળે જાહેર વ્યાખ્યાનો આપી રહ્યા હતા.

### તાકારી

ઓગલેવાડીથી આચાર્યદેવ વડગામ અને ભવાનીનગર થઇ તાકારી પધારતાં સંઘે સુંદર સ્વાગત કર્યું હતું અને પં. મ. શ્રી નવીનવિજયજી આદિ ઠાણા ૩ તેમનાં વંદનાર્થે આવ્યા હતા. અહીંની ચાર દિવસની સ્થિરતામાં રોજ સવારમાં આચાર્યદેવનાં જાહેર પ્રવચનો થતાં, તેમાં મુનિશ્રી કીર્તિવિજયજીનું પણ કિંચિત્ વક્તવ્ય થતું. બપોરે સંગીતમય પૂજાઓ ઠાઠથી ભણાવવામાં આવતી અને સાયંકાળે પ્રતિક્રમણ થઇ ગયા બાદ મુમુક્ષુઓ તરફથી પૂછાતા પ્રશ્નોના ઉત્તરો આપવામાં આવતા. તેમાં ઇતરો પણ સારી સંખ્યામાં ભાગ લેતા. આ પ્રશસ્ત પ્રવૃત્તિને પરિણામે અનેક મનુષ્યોએ અનેક પ્રકારની પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી હતી. અહીં તાસગામના જૈન આગેવાનો વિનંતિ કરવા આવ્યા હતા.

### તાસગામ

આચાર્યદેવનો વિહાર સાંગલી તરફ થઇ રહ્યો હતો, તે રસ્તામાં તાસગામ આવતું ન હતું, પરંતુ ત્યાંના આગેવાનોનો અતિ આગ્રહ થવાથી આચાર્યદેવ થોડા માઇલનું ચક્કર લઇને તાસગામ પધાર્યા. જેમને ધર્મપ્રચાર અર્થે જ પરિભ્રમણ કરવું છે, તેમને થોડા વિશેષ માઇલનો વિહાર ખેદ કે ગ્લાનિ કેમ ઉપજાવી શકે ? તાસગામના સંઘે સ્વાગતમાં સારો ઉત્સાહ બતાવ્યો અને વ્યાખ્યાનવાણીનો પણ ખૂબ લાભ લીધો. અહીં આચાર્યદેવ તરફથી એવું જાહેર કરવામાં આવ્યું કે 'ધાર્મિક વિષયમાં ઉઠતી શંકાઓનું સમાધાન રાત્રિના સાડા નવથી બાર સુધીમાં કરવામાં આવશે.' એટલે તાસગામના અનેક વિદ્વાનો, અધિકારીઓ નિયત સમયે તેમની પાસે આવવા લાગ્યા, અનેકવિધ પ્રશ્નો પૂછી તેનું સમાધાન મેળવવા લાગ્યા. યુવકો પણ મોટી સંખ્યામાં આવતા. તેમના મનનું સુંદર સમાધાન થયું. પૂછેલા પ્રશ્નનો તરત જ ઉત્તર આપવાનું કામ સહેલું નથી. તેથી જ કોઇ કવિએ કહ્યું છે કે—





મહારાષ્ટ્રના ઉત્તર અને દક્ષિણ એવા બે વિભાગો છે; તેમાં આ પ્રદેશ દક્ષિણ મહારાષ્ટ્રમાં આવેલો છે અને તેની ઊંચી-નીચી ધરતીથી ઉચ્ચપ્રદેશનો ખ્યાલ આપે છે. કરાડ સતારા જિલ્લાનો એક કસ્બો છે અને વ્યાપાર-રોજગારનું મથક છે, એટલે રાજસ્થાન-ગુજરાતનાં ૧૪૦ ઘરો અહીં વ્યાપારાર્થે આવીને વસેલાં છે. અહીં એક જિનમંદિર શિખરબંધ છે અને બે ગૃહમંદિરો અનુક્રમે શ્રી પોપટલાલ સાલગાંવકરને ત્યાં તથા શ્રી હીરાલાલ રાજારામને ત્યાં આવેલાં છે. ઉપાશ્રયની વ્યવસ્થા સારી છે. અહીંના શ્રાવકો ભાવિક હતા અને બે વર્ષ પહેલાં પૂજ્ય ગુરુદેવનું ચાતુર્માસ થઈ ચૂક્યું હતું, એટલે એમની ભાવિકતામાં ઘણો વધારો થયો હતો.

સૂરીશ્વરજીના સમાગમે તેમનામાં નવીન ચેતના આણી. જૈન ધર્મનું મૂળ રહસ્ય શું છે? તેની આરાધના-ઉપાસના ક્યા પ્રકારની છે? તે યથાર્થ રીતે કરવા માટે મનુષ્યે શું કરવું જોઈએ? વગેરે બાબતો તેઓ સ્પષ્ટ રીતે સમજ્યા અને પૂજા-પ્રભાવનાદિ કાર્યોમાં અત્યંત ઉત્સાહવંત બન્યા.

સૂરીશ્વરજીએ અહીંની અર્બન બેન્કમાં 'આર્યસંસ્કૃતિ' પર એક જોરદાર પ્રવચન આપતાં તેનો જનતા પર જબ્બર પ્રભાવ પડ્યો હતો.

અહીંની અન્ય પ્રવૃત્તિઓમાં જગદીશભાઈની દીક્ષાનો પ્રસંગ ઉલ્લેખનીય છે. વૈરાગ્યથી વાસિત બનેલા જગદીશભાઈ સુરતના વતની હતા અને જ્ઞાન-ધ્યાન માટે સારો પ્રેમ ધરાવતા હતા. તેઓ કેટલાક વખતથી સૂરીશ્વરજીને દીક્ષા આપવા માટે પ્રાર્થના કરતા હતા, પણ તેનો સ્વીકાર અહીં જ થયો હતો, એટલે તેમને ખૂબ ઠાઠમાઠથી સંઘ સમક્ષ દીક્ષા આપવામાં આવી અને તેમનું નામ મુનિશ્રી પૂર્ણભદ્રવિજયજી રાખી તેમને મુનિશ્રી કીર્તિવિજયજીના શિષ્ય તરીકે જાહેર કર્યા.

### ઓગલેવાડી

કરાડથી આચાર્યશ્રી ઓગલેવાડી પધાર્યા, ત્યાં કરાડનાં ૩૦૦-૪૦૦ સ્ત્રી પુરુષો દર્શનાર્થે આવ્યાં હતાં. સહુનાં દિલમાં એક જ વાત હતી કે આવા સદ્ગુરુનો સમાગમ ફરી ફરીને થતો નથી, તેથી તેમનાં દર્શન અને વ્યાખ્યાનનો લેવાય તેટલો લાભ લેવો. અહીં સાંગલીના આગેવાન જૈન ગૃહસ્થો આચાર્યદેવને પધારવાની વિનંતિ કરવા આવ્યા હતા.

ઓગલેવાડીમાં આચાર્યદેવનાં 'માનવધર્મ' પર બે પ્રવચનો થયાં, તે સાંભળવા લોકોની ભારે ભીડ મચી હતી અને પ્રવચનના અંતે સહુનો અભિપ્રાય એક જ હતો કે 'ઘણું સરસ! અદ્ભુત!! અજોડ!!!'

આ સ્થળે એટલું સ્પષ્ટીકરણ કરવું આવશ્યક છે કે આ તરફનાં ગામોમાં જૈન




ઉપાયે પોતાને ત્યાં ચાતુર્માસ માટે પધારવાનો દૃઢ આગ્રહ કર્યો. આ બધાની દલીલો સાંભળતાં કોઇની વિનંતિનો અસ્વીકાર થઇ શકે તેમ ન હતું, પરંતુ લાભાલાભનો વિચાર કરીને સૂરીશ્વરજીએ પૂજ્ય ગુરુદેવની સંમતિને આધીન કરાડના સંઘની વિનંતિને માન્ય રાખી, કહો કે કરાડવાસીઓનું ભાગ્ય ફળ્યું.

સાંગલીથી જયસિંગપુરા

આ નિર્ણયથી સાંગલીના સંઘને વિશેષ દુઃખ થયું હતું અને તેણે કરાડના આગેવાનોને સમજાવવાના ઘણા પ્રયત્નો કર્યા હતા, પણ કરાડનો સંઘ પોતાના નિર્ણયમાં મક્કમ રહેતાં સૂરીશ્વરજીએ જેઠ વદિ ૧ ના રોજ સાંગલીથી વિહાર કર્યો હતો. તેમને વળાવવા માટે સેંકડો સ્ત્રીપુરુષો સાથે ચાલ્યાં હતાં. અહીં થોડા દિવસની સ્થિરતા દરમિયાન સૂરીશ્વરજીએ ધર્મની જે અજોડ પ્રભાવના કરી હતી, તેને લોકો દીર્ઘકાલ સુધી ભૂલી શકે તેમ નથી.

અનુક્રમે સૂરીશ્વરજી જયસિંગપુરા પધાર્યા, ત્યારે સંઘે બેન્ડવાજાં વગાડીને તેમનો સત્કાર કર્યો હતો. અહીં તેઓશ્રીએ સિનેમાગૃહના વિશાળ હૉલમાં 'આત્મવિકાસ' પર જાહેર પ્રવચન આપ્યું હતું. 'સૂરીશ્વરજી સમર્થ વક્તા છે અને ઉચ્ચ કોટિના વિદ્વાન્ છે' એ વાત આ પ્રદેશમાં ખૂબ જાણીતી થઈ ચૂકી હતી, એટલે તેમનાં દરેક પ્રવચનમાં લોકોની ભારે ભીડ જામતી હતી અને થોડુંક મોડું થયું તો ઊભા રહેવાની જગા પણ મહામુશ્કેલીએ મળતી હતી.

અહીં તેરાપંથીઓનાં ૧૦-૧૨ ઘર છે, તેમાંનાં કેટલાક ભાઇઓ ચર્ચા કરવા માટે આવ્યા હતા, પણ સૂરીશ્વરજીના થોડા સવાલ-જવાબથી જ તેઓ નિરુત્તર બની ગયા હતા. અહીં એ વાતની નોંધ લેવી ઉચિત ગણાશે કે તેરાપંથી સાધુ-સાધ્વીઓ એક જ આચાર્યની નિશ્રામાં છે અને તેમની આજ્ઞાનુસાર ભારતના જુદા જુદા ભાગમાં વિચરી પોતાના મતનો પ્રચાર કરવા માટે વ્યવસ્થિત પ્રયત્નો કરી રહ્યા છે, એટલે સુવિહિત સાધુઓએ પોતાનાં પ્રચારકાર્યમાં વિશેષ વેગ લાવવાની તથા સહકારની ભાવના કેળવવાની ભારે જરૂર છે.

શ્રી કુંભોજ તીર્થની યાત્રા

જયસિંગપુરાથી વિહાર કરી સૂરીશ્વરજી નજીકમાં રહેલા શ્રી કુંભોજ તીર્થ પધાર્યા કે જે મહારાષ્ટ્રના શત્રુંજય તરીકે પ્રસિદ્ધિ પામેલું છે. આ તીર્થ મીરજથી ૧૭ માઇલ, કોલ્હાપુરથી ૧૩ માઇલ અને હાથકણગલા રેલ્વે સ્ટેશનથી ૫ માઇલ દૂર આવેલું છે. ત્યાં એક નાના પહાડ પર શ્રી જગવલ્લભ પાર્શ્વનાથનું ત્રણ માળનું ભવ્ય જિનાલય છે. તેમાં ઉપરના ત્રીજે માળે શ્રી ચંદ્રપ્રભસ્વામી વિરાજે છે અને ભોંયરામાં શ્રી અજિતનાથ




મોઢે માગ્યું જે દિયે, ન આપે રાખ્યા શ્રણ;×
પૂછ્યા ઉત્તર જે કહે, એ જગ વિરલા ત્રણ.

અહીંના જૈન સંઘે તથા ઇતરવર્ગે આચાર્યશ્રીને ચાતુર્માસ માટે ઘણી વિનંતિ કરી, પણ તેનો સ્વીકાર થયો નહિ. છેલ્લે છેલ્લે પાનાચંદ ચિત્રમંદિરમાં 'આપણી સંસ્કૃતિ' એ વિષય પર આચાર્યદેવનું જાહેર પ્રવચન થતાં ઊભા રહેવાની જગા પણ રહી ન હતી, તેથી બપોરના સાડાત્રણ વાગ્યા સુધી આ પ્રવચન ચાલ્યું હતું.

## સાંગલીમાં શાસનોદ્યોત

તાસગામથી વિહાર કરી સૂરીશ્વરજી કવલાપુર થઈ સાંગલી પધાર્યા કે જે વેપારનું એક જાણીતું મથક છે અને જૈનોનાં ૧૫૦ ઘરની વસ્તી, ૨ જિનમંદિરો તથા ૧ અદ્યતન ઉપાશ્રય ધરાવે છે. અહીં સંઘે તેમનું ભવ્ય સ્વાગત કર્યું હતું. અનુક્રમે સૂરીશ્વરજીનાં વ્યાખ્યાનો શરૂ થયાં, એટલે શ્રોતાઓની ભીડ થવા લાગી અને ઉપાશ્રય ટૂંકો જણાવા લાગ્યો. પછી જાહેર પ્રવચનો શરુ થયાં તેમાંનું પહેલું પ્રવચન 'આર્ય સંસ્કૃતિ' પર સરસ્વતી ટોકીઝમાં થયું; બીજું પ્રવચન 'માનવ ધર્મ' પર દિગંબર આગેવાનો તરફથી કસ્તુરબા ટ્રેનીંગ કૉલેજમાં થયું; ત્રીજું પ્રવચન 'વિશ્વશાંતિ' પર ફરી સરસ્વતી ટોકીઝમાં થયું, ત્યારે સાંગલીના મહારાજા પોતાના સ્ટાફ સાથે પધાર્યા હતા અને પ્રવચન સાંભળીને તેમણે ભારે આનંદ વ્યક્ત કર્યો હતો. ચોથું પ્રવચન વિદ્યાર્થીઓ સમક્ષ જૈન બોર્ડીંગમાં થયું. સાંગલીની પ્રજાને પ્રકાશ આપવા માટે આ ચાર પ્રવચનો પૂરતાં હતાં.

અહીં મુનિશ્રી કીર્તિવિજયજીએ વ્યાખ્યાન પ્રસંગે સ્વરચિત સુભદ્રા સતીનું ઢાળિયું નૂતન રાગમાં દોઢ કલાક સુધી વિશદ વિવેચન સાથે ગાઇ સંભળાવ્યું હતું અને તેણે પ્રજાના માનસ પર શીલનો પ્રભાવ પાડવામાં ઘણી મદદ કરી હતી.

## કરાડમાં ચાતુર્માસ કરવાનો નિર્ણય

સુવિહિત વિદ્વાન્ સાધુઓનું ચાતુર્માસ પોતાને આંગણે થાય તો વર્ષ સુધરી જાય, અરે ! જિંદગી પણ સુધરી જાય, એ વિચારે શ્રમણોપાસક સંઘો હમેશા સુવિહિત વિદ્વાન્ સાધુઓને પોતાને ત્યાં ચાતુર્માસ કરાવવા પ્રયત્નશીલ રહે છે. તેમાં યે ચાતુર્માસનો સમય નજીક આવી જાય તો તે પ્રયત્નો ખૂબ જોર પકડે છે. અહીં એવું જ થયું. એક બાજુથી કરાડનો સંઘ આવ્યો, બીજી બાજુથી નિપાણી અને કોલ્હાપુરના સંઘો આવ્યા, ત્રીજી બાજુથી તાસગાંવનો સંઘ આવ્યો અને ચોથી બાજુ સાંગલીનો શ્રીસંઘ પોતે જ ઉમેદવાર હતો. આ સંઘોએ પોતપોતાની તરફેણમાં ઘણી દલીલો કરી અને કોઇ પણ

× શરણ.




સામશ્રીથી સંઘે તેમનું ભાવભીનું સ્વાગત કર્યું હતું. તે વખતે ૧૦૦ ઉપરાંત ગહુંલીઓ થઇ હતી. આખાયે બજારને ધ્વજાપતાકાથી સુંદર રીતે શણગારવામાં આવ્યું હતું. સ્થળે સ્થળે મોટી કમાનો અને દરવાજા ઊભા કરવામાં આવ્યા હતા અને તેમાં સુંદર સૂત્રોવાળાં બોર્ડો લટકાવ્યાં હતાં. સામૈયું આગળ ચાલતાં ગગનમંડળ જયધ્વનિથી ગાજી ઉઠ્યું હતું અને ઉત્સાહનાં અવર્ણનીય દૃશ્યો નજરે પડ્યાં હતાં.

સામૈયું મુખ્ય મુખ્ય સ્થળોએ ફરીને જિનમંદિરે પહોંચ્યું, ત્યાં ચૈત્યવંદનાદિ કરી આચાર્યદેવ તથા તેમની સાથેના સર્વ સાધુઓએ ઉપાશ્રયમાં પ્રવેશ કર્યો. ત્યારબાદ આચાર્યદેવે ટૂંકું પણ પ્રભાવશાળી પ્રવચન કર્યું અને પ્રભાવના થયા બાદ સહુ છૂટા પડ્યા.

**ચાતુર્માસની સંપૂર્ણ સફળતા**

સર્વજ્ઞકથિત શાસ્ત્રો સાંભળતાં સમ્યગ્ જ્ઞાનની વૃદ્ધિ થાય છે, તેમાંથી વ્રત-પચ્ચક્ખાણ નીપજે છે અને તેનાથી કર્મનાં કઠિન બંધનો કાપવાની મહાશક્તિ ઉત્પન્ન થાય છે, તેથી શાસ્ત્રશ્રવણ એ શ્રમણોપાસકોનું એક અગત્યનું કર્ત્તવ્ય મનાયું છે. વર્તમાન સૂત્રોમાં શ્રી ભગવતીજી સહુથી મોટું છે અને તેને સાંભળતાં સૂક્ષ્મ તત્ત્વબોધ થાય છે, તેથી શેઠ **તુલજારામ** ગૌતમચંદે સૂરીશ્વરજીને પોતાના તરફથી શ્રીભગવતીસૂત્ર સંભળાવવાની વિનંતિ કરી અને સૂરીશ્વરજીએ તેમની આ વિનંતિનો સ્વીકાર કરી શુભ દિવસે યોગ્યવિધિપૂર્વક શ્રીભગવતીસૂત્ર વાંચવાની શરૂઆત કરી. ભાવનાધિકારે શ્રી પાર્શ્વનાથ ચરિત્ર પણ તેમના તરફથી જ વંચાવા લાગ્યું. શેઠ તુલજારામભાઇએ આચાર્યદેવનાં પગલાં પોતાને ત્યાં કરાવી ગીનીથી પૂજન કર્યું હતું અને રાત્રિજાગરણ, પ્રભાવના વગેરે કાર્યો પણ તેમના તરફથી થયાં હતાં. અહીં દર મંગળવારે જુદા જુદા ભાવિકો તરફથી પૂજાઓ ભણાવવામાં આવતી હતી.

આ પૂજાઓમાં સહુથી વધારે રંગત તો ત્યારે જામી કે જ્યારે અષ્ટાપદજી મહાતીર્થની પૂજા તેની રચના કરીને ૬૪ ઇંદ્રો અને ૫૬ દિક્કુમારિકાઓ વગેરેના પૂરા ઠાઠથી ભણાવવામાં આવી અને મુનિશ્રી કીર્તિવિજયજીનું તેના પર રસપ્રદ વિસ્તૃત વિવેચન થયું. આ પ્રસંગે મહારાષ્ટ્રનાં ૨૫-૩૦ ગામોમાંથી આગેવાન ગૃહસ્થો તથા સેંકડોની સંખ્યામાં જનસમૂહ હાજર થયો હતો.

પૂજા-પાઠ સમ્યગ્દર્શનની શુદ્ધિ કરે છે, વ્યાખ્યાન-વાણી સમ્યગ્જ્ઞાનની વૃદ્ધિ કરે છે અને વ્રતપચ્ચક્ખાણ તથા તપશ્ચર્યાનું આરાધન સમ્યક્ચારિત્રનું સુંદર ચણતર કરે છે, એટલે સુવિહિત આચાર્યો એ સર્વનું સંયોજન કરે છે અને તેનાં પરિણામો અવશ્ય સુંદર આવે છે.

ભગવાનની મનોહર મૂર્તિનાં દર્શન થાય છે. પહાડ પર ચડવા માટે પાકો અને કાચો એમ બે રસ્તાઓ છે. આ તીર્થનો છેલ્લો જીર્ણોદ્ધાર વિ. સં. ૧૯૨૬માં શ્રી વિજયાનંદ-સૂરીશ્વરજીના હાથે થયો હતો અને વિ. સં. ૧૯૯૫માં પૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજય રામચંદ્રસૂરીશ્વરજી છ–"રી" પાળતો સંઘ લઈને આવ્યા હતા, ત્યારથી તે ખૂબ પ્રસિદ્ધિમાં આવ્યું છે. ત્યારબાદ વિ. સં. ૨૦૦૫ના જેઠ માસમાં પૂજ્ય ગુરુદેવ સપરિવાર પધાર્યા, ત્યારે ભવ્ય સમારોહપૂર્વક અહીં ધ્વજદંડમહોત્સવ ઉજવાયો હતો અને હજારો રૂપિયાની ઉપજ થઈ હતી, તેમજ તેઓશ્રીની શુભ પ્રેરણાથી ચૈત્રી તથા કાર્તિકી પૂનમે મેળો ભરવાનું નક્કી થયું હતું, તે મુજબ ત્યાં મેળો ભરાય છે અને તેમાં ભાગ લેવા માટે મહારાષ્ટ્ર ભરમાંથી સેંકડો ભાવિકો આવે છે.

અહીં સૂરીશ્વરજીનું આગમન થતાં કોલ્હાપુર, સાંગલી, જયસિંગપુરા વગેરે ઘણા ઠેકાણેથી ભાવિકો આવી પહોંચ્યા હતા અને તીર્થદર્શન સાથે ગુરુદર્શનનો લાભ પામી કૃતાર્થ થયા હતા.

### ઈસ્લામપુર–કાસેગામ

કુંભોજતીર્થની યાત્રા કરી સૂરીશ્વરજી વડગામ થઈ ઈસ્લામપુર પધાર્યા. ત્યાં મોહન ટોકીઝમાં તેમનું 'વિશ્વશાંતિ' પર જાહેર પ્રવચન થયું. શું એ વેળા લોકોની ભીડ! ઊભા રહેવાનો માર્ગ મેળવવા માટે પણ ભારે મથામણ કરવી પડતી હતી. આ પ્રવચન સાંભળવા માટે કેટલાક શ્રોતાઓ તો આસપાસના ગામોમાંથી વહેલી તકે જે વાહન મળ્યું, તેમાં બેસીને આવ્યા હતા.

ઈસ્લામપુરથી આચાર્યશ્રી કાસેગામ પધાર્યા. ત્યાં જૈનોની વસ્તી ઓછી છે અને તેમના પર મરાઠાઓની કરડી નજર છે, પણ તેમની ધર્મભાવના ઉત્કટ છે, એટલે તેમણે સૂરીશ્વરજીનું સુંદર સ્વાગત કર્યું, ઠેર ઠેર ગહુંલીઓ કરી. ગામની ધર્મશાળામાં સૂરીશ્વરજીનું 'માનવતા' પર જાહેર પ્રવચન થતાં શિક્ષકો, અધિકારીઓ તથા ગામલોકોએ સારી સંખ્યામાં હાજરી આપી હતી. બપોરના ધામધુમથી પૂજા ભણાવાઈ હતી.

કાસેગાંવથી વિહાર કરી સૂરીશ્વરજી શેઠ રામવિલાસના બંગલે પધાર્યા કે જે કરાડથી માત્ર ત્રણ માઈલ દૂર આવેલો છે. અહીં બેન્ડવાજાંથી તેમણે સૂરીશ્વરજીનું ભવ્ય સ્વાગત કર્યું હતું. કરાડથી સેંકડો સ્ત્રી–પુરુષો સૂરીશ્વરજીનાં દર્શન કરવા માટે આવી પહોંચ્યાં હતાં.

### કરાડમાં ભવ્ય પ્રવેશ

અષાડ શુદિ ૧ ની પ્રભાતે આચાર્યદેવનો કરાડમાં પ્રવેશ થયો, ત્યારે ખૂબ દૂર દૂરથી સ્ત્રીપુરુષોનો સમુદાય આવી પહોંચ્યો હતો. બે બેન્ડ, ઘોડેસ્વાર, ચોઘડિયા વગેરે

પુરુષ ! સહુ એક સરખી ચાહનાથી તેમાં હાજર રહેતા અને ભક્તિનાં વાતાવરણમાં તરબોળ બની જતાં.

ભાદરવા સુદિ ૬ ની બપોરે રથયાત્રાનો જે વરઘોડો ચઢ્યો, તે લગભગ એક માઇલ લાંબો હતો. તેમાં ઇંદ્રિધ્વજ, બે બેન્ડો, મોટરો અને ગાડીઓની લાંબી હાર, પૂજ્ય આચાર્યદેવાદિ મુનિગણ અને હજારોની સંખ્યામાં માનવમેદની નજરે ચઢતી હતી. પ્રભુજીને ચાંદીના રથમાં પધરાવ્યા હતા અને આઠ જોડી બળદ તેને જોડવામાં આવ્યા હતા. ભજનમંડળીની ઠેર ઠેર ધૂન મચતી અને જિનશાસનના જયજયકારથી વાતાવરણ ગુંજી ઉઠતું. આવો શાનદાર વરઘોડો કરાડના જૈન ઇતિહાસમાં પહેલવહેલો જ હતો અને તેની પ્રેરણાનો સર્વ યશ સૂરીશ્વરજીના ફાળે જતો હતો. પર્યુષણ પર્વ પછી બેંગલોર જૈન સંઘના આગેવાનો અહીં દર્શનાર્થે આવ્યા હતા અને 'બેંગલોર પધારવાનું જરૂર રાખશો' એવી વિનંતિ કરી ગયા હતા. આ આગેવાનોએ અહીં શ્રીફળ તથા રૂપિયાની પ્રભાવના કરી હતી.

કરાડનાં ચાતુર્માસમાં સૂરીશ્વરજીનાં હાથે થયેલાં નીચેનાં કાર્યો ખાસ નોંધ માગી લે છેઃ—(૧) પાઠશાળા શરૂ થઇને બંધ પડી હતી, તે ઉપદેશ દઇને ચાલુ કરાવી. (૨) અહીં જ્ઞાનભંડાર કરી શકાય તેવો પુસ્તકનો કોઇ સંગ્રહ ન હતો, (થોડાં પુસ્તકો હતાં પણ તે વ્યવસ્થિત ન હતાં) તે ઉપદેશ દઇને શેઠ પોપટલાલ દીપચંદ શાલગાંવકરને ત્યાં શરુ કરાવ્યો અને તેમાં આગમગ્રંથોનો ખાસ સંગ્રહ કરાવ્યો. (૩) શેઠ શીવલાલભાઈ, શેઠ હીરાભાઇ આદિ ૨૫ થી ૩૦ ભાઇઓને નાણ સમક્ષ શ્રાવકનાં બાર વ્રતો ઉચ્ચરાવ્યાં.

કાળની ફાળ અજબ હોય છે ! દિવસો જતાં વાર લાગતી નથી ! આ રીતે અનેક જાતની ધાર્મિક પ્રવૃત્તિઓ કરતાં ચાતુર્માસ ઝડપથી વ્યતીત થઈ ગયું અને કાર્તિક કૃષ્ણપક્ષના દિવસો ચાલવા લાગ્યા.

આ પ્રકરણ અહીં સમાપ્ત કરીએ તે પહેલાં એટલું કહેવું જોઇએ કે આ ચાતુર્માસને સફળ બનાવવામાં શ્રી શીવલાલભાઈ, શ્રી હીરાભાઇ, શ્રી કાલિદાસભાઇ, શ્રી ચુનીલાલભાઈ, શ્રી પોપટભાઈ, શ્રી કનૈયાલાલજી, શ્રી પુનમચંદજી, શ્રી સરેમલજી, શ્રી મૂળચંદભાઈ, શ્રી વિનોદચંદ્ર પ્રભુદાસ તથા શ્રી બાબુભાઇ વગેરે મંડળીએ ઘણો સારો પરિશ્રમ ઉઠાવ્યો હતો.






અહીં ચૌદ પૂર્વ તથા અક્ષયનિધિનો તપ કરાવતાં સ્ત્રી-પુરુષો સારી સંખ્યામાં જોડાયાં હતાં.

જનતાને જૈન ધર્મનો પરિચય કરાવવા માટે સૂરીશ્વરજી અહીં અર્બન બેંકના વિશાળ હૉલમાં દર રવિવારે જાહેર પ્રવચન કરતા હતા અને તાત્ત્વિક પ્રશ્નોના તરત જ ઉત્તર આપીને સહુને મંત્રમુગ્ધ બનાવી દેતા હતા; તેમાં અહીંના ન્યાયાધીશ, અન્ય અધિકારીઓ, વિદ્વાનો, જાણીતા નાગરિકો તથા મુસલમાન ગૃહસ્થો પણ નિયમિત હાજરી આપતા હતા. કેવી હતી એ સુંદર સભાઓ! કેવાં હતાં એ પ્રભાવશાળી પ્રવચનો! આજે પણ જનતા તેને ફરીફરીને યાદ કરે છે અને તેમાંથી પવિત્ર જીવનની પ્રેરણા મેળવીને કૃતાર્થ થાય છે.

અનુક્રમે પર્વાધિરાજ પર્યુષણ આવ્યાં, તેની આરાધના પૂજ્ય આચાર્યદેવની નિશ્રામાં અત્યંત આનંદ-મંગલપૂર્વક થઇ. આખા મહારાષ્ટ્રમાંથી તેમજ દૂરદૂરથી અનેક સ્ત્રી-પુરુષો આ આરાધના અર્થે અહીં આવી પહોંચ્યાં હતાં અને તેમની સંખ્યા તગડા અને ત્રણ મીંડા (૩૦૦૦) પર પહોંચી હતી. તે વખતે રેશનીંગ અમલમાં હતું, એટલે ખાદ્ય-સામગ્રી છૂટથી મળતી ન હતી, આમ છતાં સાધર્મિક ભાઇઓની સેવા કરવામાં કરાડ-વાસીઓએ જરાય કચાશ રાખી નહિ. સંઘે એક પછી એક દસ સાહમ્મિવચ્છલો કર્યાં અને પૂરા પ્રેમથી સહુની આગતા-સ્વાગતા કરી. આ કાર્યમાં ઉત્સાહી કાર્યકર શ્રી કનૈયાલાલજીએ ભારે જહેમત ઉઠાવી હતી.

પર્યુષણ પર્વમાં પ્રતિદિન પ્રભુજીને સુંદર અંગરચના કરવામાં આવતી હતી તથા રાત્રિએ મનોહર ચિત્રમંડિત વિશાળ મંડપમાં ભાવના બેસતી હતી. તેમાં સુરતના સંગીત માસ્તર દીનાનાથ અને કરાડની નૂતન સંગીત મંડળીના સભ્યો ભગવદ્ભક્તિની ભારે ધૂન જમાવતા હતા. સંગીતમાં મનુષ્યનું મન ખેંચવાની અસાધારણ શક્તિ રહેલી છે, તેથી કથા અને કીર્તનમાં, ભજન અને ભાવનામાં તેનો ખૂબ ઉપયોગ થાય છે. જૈન શાસ્ત્રકારોએ 'अणंतं गीइवाइये' પદ ઉચ્ચારીને એમ પ્રતિપાદન કર્યું છે કે અનંત આત્માઓ ગીત અને વાજિંત્રના યોગે શુભ ભાવનામાં તલ્લીન બની કર્મ ખપાવવાને શક્તિમાન થયા છે; તેથી જ એકવીસભેદી તથા સત્તરભેદી જિનપૂજાઓમાં ગીત, નૃત્ય અને વાજિંત્રોની ખાસ પૂજા ભણાવવામાં આવે છે અને સ્તવન, સજ્ઝાય તથા ભાવનાદિમાં પણ તેનો ઉચિત આશ્રય લેવાય છે.

અહીં ભાવનાપ્રસંગે ભારે ભીડ જામતી. શું નાના! શું મોટા! શું સ્ત્રી! શું




ફર્યો. એવામાં પવનનું પ્રચંડ તોફાન થયું અને વહાણ દરિયામાં ડૂબી જતાં તેનાં સર્વ રત્નો સાગરનાં અગાધ જળમાં સરકી ગયાં અને પોતે પાટિયાના આધારે તરવા લાગ્યો. એમ કરતાં કેટલાક દિવસે કિનારે પહોંચ્યો. અને યોગ્ય સારવાર મળતાં હરતોફરતો થઈ ગયો, એટલે તેણે પોતાનાં ગયેલાં રત્નો પાછાં મેળવવા કમ્મર કસી અને તે માટે ખાસ સફરની ગોઠવણ કરી, તો એ વેપારી તેનાં ગયેલાં રત્નો પાછાં મેળવી શકશે ખરો ?'

શ્રોતાઓ તેનો શું જવાબ આપે ? સૂરીશ્વરજીએ કહ્યું : 'હે મહાનુભાવો ! અહીં સમજવાનું એટલું જ છે કે ભવોની સંખ્યા ધાન્યના ઢગલા જેવડી છે અને તેમાં મનુષ્યપણું તો માત્ર સરસવના દાણા જેટલું જ છે, એટલે પ્રમાદ કે આળસવશાત્ જો તેને નિરર્થક ગુમાવ્યું તો ફરી પ્રાપ્ત થવું અતિ દુર્લભ છે. રત્નોની હકીકત પણ તેવી જ છે. સાગરનાં અગાધ જળમાં સરકી ગયેલાં રત્નોની પુનઃ પ્રાપ્તિ થવી જેમ અતિ અતિ દુર્લભ છે, તેમ ગયેલું મનુષ્યત્વ ફરી મેળવવું અતિ અતિ દુર્લભ છે, માટે બને તેટલા વ્રત-નિયમો આદરીને મળેલા મનુષ્યભવને સાર્થક કરો.'

આ શબ્દો સાંભળતાં જ કરાડવાસીઓએ બની શકે તેટલા વ્રત-નિયમો ગ્રહણ કર્યા. ખરેખર ! હળુકર્મી આત્માઓને સંતપુરુષોના શબ્દો સત્વર અસર કરે છે.

સૂર્યનારાયણે પશ્ચિમાકાશમાં અર્ધો પ્રવાસ પૂરો કર્યો, ત્યારે સૂરીશ્વરજીએ વિહાર આગળ લંબાવ્યો અને કરાડવાસીઓની આંખો પુનઃ અશ્રુભીની બની ગઈ. 'હવે ગુરુરાજનાં દર્શન ફરીને ક્યારે થશે ?' એ વિચાર તેમને વારંવાર સતાવી રહ્યો હતો અને તેમનાં મનની સ્વસ્થતાનો ભંગ કરી રહ્યો હતો.

**કરાડથી બત્તીશીરાળા**

કરાડથી દસ માઈલનો વિહાર કરીને સૂરીશ્વરજી કાસેગામ પધાર્યા, ત્યાં સંઘે બેન્ડ-વાજાં વગાડીને તેમનું સ્વાગત કર્યું અને તેમની અપ્રતિમ વાણીનો અનન્ય ભાવુકતાથી લાભ લીધો. ચાતુર્માસ અર્થે કરાડ જતી વખતે સૂરીશ્વરજી અહીં પધાર્યા હતા, ત્યારે પણ સંઘે તેમનો આ જ પ્રમાણે લાભ લીધો હતો.

ત્યાંથી સાત માઈલનો વિહાર કરીને પેંઠ પધારતાં લોકો સુંદર સામૈયું લઈને સામા આવ્યા; તેમાં શેઠ, શાહુકાર, પુરોહિત, પંડિત, શિક્ષક, શેતકરી સહુ કોઈ નજરે પડતા હતા. આ ગામમાં જૈનનું તો એક પણ ઘર નથી, પરંતુ આજે કરાડ, કાસેગામ, ઇસ્લામપુર, બત્તીશીરાળા વગેરે અનેક ગામોમાંથી ભાવિક જૈનો સૂરીશ્વરજીનાં દર્શનાર્થે આવ્યા હતા અને તેમનો ગામલોકો સાથે સારો સંબંધ હતો, તેથી તેઓ પણ સૂરીશ્વરજીનાં સ્વાગત માટે સમુત્સુક બન્યા હતા. શાળાનાં મકાનમાં સ્થિરતા થઈ, ત્યાં જ




## કરાડથી કોલ્હાપુર

કારતક વદિ ૧૧ નો દિવસ કરાડવાસીઓને માટે કારમો નીવડ્યો. તેમણે મનને ઘણું ઘણું વાર્યું, છતાં તે ઉદ્વેજિત બન્યું. તેમણે દિલને ઘણું ઘણું સમજાવ્યું, છતાં તે શોકથી વ્યાકુલ બન્યું. તેમનાં મુખમંડળ પર વિષાદની રેખાઓ તરવરવા લાગી, તેમનાં ચક્ષુઓ વારંવાર અશ્રુથી ભીનાં થવા લાગ્યાં. તેઓ સૂરીશ્વરજી અને તેમના વિનીત શિષ્યોને વિદાય આપવા માટે સાથે સાથે ચાલી રહ્યા હતા, પણ પગમાં હોશ હતો નહિ, જાણે ચેતના સમૂળગી ચાલી ગઈ હતી. મહામહેનતે મેળવેલી ચિત્રાવેલી કોઈ ઉપાડી જાય કે અસાધારણ પુરુષાર્થના યોગે પ્રાપ્ત કરેલા કામકુંભનું કોઇ હરણ કરી જાય ત્યારે મનુષ્યની સ્થિતિ કેવી થાય છે? તેવી જ સ્થિતિ અત્યારે કરાડવાસીઓની થઈ રહી હતી. ચિત્રાવેલી અને કામકુંભ સમાન ગુણિયલ ગુરુરાજ આજે તેમને છોડીને અન્યત્ર વિહાર કરી રહ્યા હતા.

ગામ બહાર રામવિલાસ શેઠના બંગલે સૂરીશ્વરજીએ સહુને મંગલાચરણ સંભળાવ્યું અને બપોરે તે જ સ્થળે વ્યાખ્યાન આપ્યું. તેમાં કરાડવાસીઓને ઉદ્દેશીને કહ્યું: 'હે મહાનુભાવો! માની લ્યો કે સમસ્ત ભારતવર્ષમાં જોઇએ તેવો વરસાદ પડ્યો છે અને પુષ્કળ અનાજ પાકયું છે. પછી તે અનાજને એકઠું કરીને તેનો એક મોટો ઢગલો બનાવવામાં આવ્યો છે અને તે ઢગલામાં એક પાલી જેટલા સરસવના દાણા ભેળવી દેવામાં આવ્યા છે. હવે તે સરસવના દાણા ફરી પાછા મેળવવા માટે જેના હાથ-પગ ધ્રૂજી રહ્યા છે, મુખમાંથી લાળ પડી રહી છે અને ચક્ષુઓ મહામહેનતે થોડું કામ આપે છે, એવી એક ડોસીને તે ઢગલા આગળ બેસાડવામાં આવી છે, તો એ ડોસી પેલા સરસવના બધા દાણા વીણીને પાછા ક્યારે મેળવી શકશે?'

આ પ્રશ્ન સાંભળીને સહુ વિચારમાં ડૂબી ગયા. એટલે સૂરીશ્વરજીએ પોતાનું વક્તવ્ય આગળ ચલાવ્યું: 'હે મહાનુભાવો! એક સાહસિક વેપારીએ સાત સમુદ્રની સફર ખેડીને પુષ્કળ ધન પેદા કર્યું અને તેનાં મહામૂલ્યવંત રત્નો ખરીદ્યાં. પછી તે ઘર ભણી પાછો




અહીં બેલગામ-નિવાસી શેઠ ચતુરભાઇ નગીનદાસ સપરિવાર દર્શનાર્થે આવ્યા હતા અને 'હવે જલદી કર્ણાટકમાં પધારો' એવી વિનંતિ કરી ગયા હતા.

**બત્તીશીરાળાથી ઇસ્લામપુર**

સૂરીશ્વરજીની સુવાસ આ પ્રદેશમાં દૂર-સુદૂર વિસ્તરી ચૂકી હતી, એટલે ગામડે-ગોઠડે તેમનાં દર્શન માટે ઘણા લોકો એકત્ર થતા કે રસ્તાની બંને બાજુએ હારબંધ ઊભા રહી જતા. કેટલાક તેમનું સ્વાગત કરવાને દૂર સુધી સામે પણ આવતા અને સાષ્ટાંગ દંડવત્ કરીને કૃતાર્થ થતા. સૂરીશ્વરજી એ બધાને સરલ શબ્દોમાં હિતશિક્ષા આપતાં અને 'ધર્મલાભ' કહી આગળ ચાલતા.

ઇસ્લામપુરના લોકોને સૂરીશ્વરજીનાં આગમનની ખબર પડી, એટલે તેઓ ઘણે દૂર સુધી સામે ગયા અને તેમનાં પુનઃ પુનઃ દર્શન કરીને કૃતાર્થ થયા. પાંચ માસ પહેલાં સૂરીશ્વરજીએ મોહન ટોકીઝમાં 'વિશ્વશાંતિ' ઉપર જાહેર પ્રવચન આપતાં જે શબ્દો ઉચ્ચાર્યો હતા, તેનો ગુંજારવ હજી પણ તેમના કર્ણપટલ પર થઇ રહ્યો હતો અને તે પ્રવચન સાંભળવા માટે જે જબ્બર મેદની જામી હતી, તેનું દૃશ્ય પણ તેમની નજર સામે તાજું જ હતું. જ્યાં સાચા સંતપુરુષનાં પગલાં થાય, ત્યાં દુઃખ અને દારિદ્રને દેશવટો લેવો જ પડે, એવી તેમની દૃઢ માન્યતા હતી અને આજે તેવો જ એક સંત-પુરુષ તેમનાં આંગણે પધારી રહ્યો હતો.

જૈન સંઘના આનંદને અવધિ ન હતી. તેણે સૂરીશ્વરજીનું સુંદર સ્વાગત કરીને પોતાનું કર્તવ્ય બજાવ્યું અને ટૂંક સમયમાં તેમનાં દર્શન-વ્યાખ્યાનનો ફરી લાભ મળ્યો, તેને પોતાનું મહદ્ ભાગ્ય માન્યું.

અહીં ઘણા લોકો સૂરીશ્વરજીને મળવા આવ્યા અને જુદા જુદા વિષયો પર પ્રશ્ન પૂછીને તેનું સમાધાન મેળવવા લાગ્યા. તેમાં એક ભાઇએ પોતાની તબિયત સંબંધી તીવ્ર ફરિયાદ કરી અને તેને જલદી સુધારી શકે તેવા ઔષધની માગણી કરી. પ્રત્યુત્તરમાં સૂરીશ્વરજીએ એક શ્લોક સંભળાવ્યો, તે અહીં રજૂ કરવામાં આવે છેઃ—

वैद्या वदन्ति कफपित्तमरुद्विकारः, ज्योतिर्विदो ग्रहगतिं परिपालयन्ति ।
भूताभिषङ्ग इति भूतविदो वदन्ति, प्रारब्धकर्म बलवान् मुनयो वदन्ति ॥

હે મહાનુભાવ! તમારી નબળી તબિયતનું કારણ જો વૈદ્યોને પૂછશો તો તેઓ કફ, પિત્ત કે વાયુનો વિકાર જણાવશે. જો જ્યોતિષીઓને પૂછશો તો તેઓ ગ્રહની ગતિને આગળ ધરશે. જો ભૂતવિશારદોને પૂછશો તો તેઓ જરૂર કોઈ વળગાડની વાત કરશે અને જો મુનિઓને પૂછશો તો તેઓ પ્રારબ્ધ કર્મને બળવાન્ કહેશે. તાત્પર્ય કે, જીવે





મંગલ પ્રવચન થયું અને તેમાં જૈન ધર્મના મુખ્ય સિદ્ધાંતોની સ્પષ્ટ સમજૂતી આપતાં અનેક લોકોનો ભ્રમ ભાંગી ગયો. તેઓ જૈન ધર્મને ઉચ્ચ કોટિનો આસ્તિક ધર્મ સમજવા લાગ્યા.

ત્યાંથી અગિયાર માઈલનો વિહાર કરીને સૂરીશ્વરજી બત્તીશીરાળા પધાર્યા કે જ્યાં જૈનોનાં બારથી તેર ઘરો છે અને એક નાનું રમ્ય જિનમંદિર છે. અહીં સંઘે ભાવભીનું સ્વાગત કરવાપૂર્વક થોડા દિવસ સ્થિરતા કરવાની આગ્રહભરી વિનંતિ કરી, એટલે સૂરીશ્વરજીએ તેનો સ્વીકાર કરીને ચાર દિવસની સ્થિરતા કરી.

સમયનું સાચું મૂલ્ય સમજનારને માટે આ સમય ઓછો નથી. ચાર દિવસ એટલે ૯૬ કલાક અથવા ૫૭૬૦ મિનિટો. જો તેનો બરાબર ઉપયોગ થાય તો કેટલું બધું કાર્ય થઈ જાય? પણ સામાન્ય મનુષ્યને તેનો ખ્યાલ આવતો નથી. તેઓ કલાકના કલાક, અરે! દિવસના દિવસો અને મહિનાઓ એવી રીતે વ્યતીત કરે છે કે સાઠ, સીત્તેર અથવા એંશી વર્ષના આયુષ્યમાં કંઇ પણ મહત્ત્વનું કાર્ય કરી શકતા નથી. સૂરીશ્વરજીએ અહીં દરેક કલાકનો, દરેક મિનિટનો સદુપયોગ કરીને તે બાબતનું દૃષ્ટાંત બેસાડ્યું.

તેઓ પ્રાતઃકાળની ધાર્મિક ક્રિયાઓ પૂર્ણ કરીને વ્યાખ્યાન આપવાનું શરુ કરતાં તે દોઢ કે બે કલાક સુધી એકધારું ચાલુ રાખતા અને તેમાં અનેક પ્રકારની યુક્તિઓ તથા દૃષ્ટાંતથી ધર્મનું સુંદર પ્રતિપાદન કરતા. વ્યાખ્યાન પૂર્ણ થયા પછી કેટલાક મુમુક્ષુઓ વિવિધ પ્રકારના પ્રશ્નો પૂછતા, તેમને તેઓ ખૂબ શાંતિથી ઉત્તર આપતા. એમ કરતાં મધ્યાહ્નનો સમય થઇ જતો, એટલે યાચીને લાવેલા સૂઝતા આહારપાણીનો આવશ્યકતા મુજબ ઉપયોગ કરી લેતા. પછી પૂજાનો પ્રારંભ થતો, એટલે તેમાં પધારતા અને ત્યાંથી પાછા આવીને આગેવાનો સાથે અગત્યની ચર્ચા કરતા કે કોઇ અધિકારી અથવા પંડિત મળવા આવ્યો હોય તો તેની સાથે વાર્તાલાપ કરી, તેનાં મનનું સમાધાન કરતા. એવામાં સાયંકાળનો સમય થતો, એટલે પ્રતિક્રમણાદિ ક્રિયામાં પ્રવૃત્ત થતા અને તે પૂર્ણ કર્યા પછી એકત્ર થયેલા અનેક મનુષ્યોને બોધદાયક દૃષ્ટાંતો આપીને ધર્મભાવનાથી તરબોળ કરતા. ઉપરાંત હાઇસ્કૂલમાં 'માનવધર્મ' ઉપર એક મનનીય પ્રવચન પણ આપ્યુ, પરિણામે બત્તીશીરાળાના અનેક જૈન–જૈનેતર ભાઇ–બહેનોએ સદાચાર અને સંયમની દિશામાં મક્કમ પગલાં ભર્યાં અને જીવનને ધર્મથી ઉજ્જવલ બનાવવાનાં દૃઢ સંકલ્પો કર્યાં. ધન્ય સૂરીશ્વરજીની કાર્યકુશલતા! ધન્ય સૂરીશ્વરજીનો ધર્મપ્રચાર! જો બધા આચાર્યો આ પ્રકારની કાર્યકુશલતાથી ધર્મનો પ્રચાર કરવા લાગી જાય, તો તેનું પરિણામ કેટલું સુંદર આવે? કેટલું ભવ્ય આવે?

પદજીની પૂજા ભણાવવાનું નક્કી થયું હતું અને તે નિમિત્તે સ્થળે સ્થળે આમંત્રણ પત્રિકાઓ મોકલાઇ હતી. માગસર વદિ ૧૦ ની બપોરે શ્રી અષ્ટાપદજીની પૂજા શરૂ થઈ હતી. તે માટે એક ભવ્ય વિશાળ મંડપ દહેરાસર પાસે ઊભો કરવામાં આવ્યો હતો. ઇંદ્ર-ઇંદ્રાણીનાં રૂપમાં ૩૨-૩૨ સ્નાત્રિયાઓ ઊભા હતા. આખાય મહારાષ્ટ્રનાં શહેરો અને ગામોમાંથી સેંકડો સ્ત્રી-પુરુષો આ પ્રસંગનો લાભ લેવા ઉતરી પડ્યાં હતાં. માનવમેદની ઘણી જ ઉલટી હતી. સેવાભાવી માણસોએ સારી વ્યવસ્થા જાળવી હતી.

શ્રી અષ્ટાપદજી તીર્થની પૂજાનો ભાવાર્થ અને તેને લગતું વર્ણન સુંદર રીતે મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ કર્યું હતું. ભક્તિરસની ભારે રમઝટ જામી હતી. શ્રોતાઓ તલ્લીન બની ગયા હતા. મહારાષ્ટ્રનાં આંગણે આ એક ચિરસ્મરણીય પ્રસંગ ઉજવાયો હતો. છેલ્લે પ્રભાવના લઇ સહુ વિખરાયા હતા.

રાતના ભાવના બેઠી હતી. તેમાં કોલ્હાપુરના કુમારપાળે, બેલગામનિવાસી શેઠ ચતુરભાઇના પુત્ર સેવંતીલાલે તેમજ અન્ય ગાયકમંડળીએ ભારે રસ જમાવ્યો હતો.

સૂરીશ્વરજીની સતત પ્રવૃત્તિનાં પરિણામે સાંગલીમાં સુંદર પ્રચારકાર્ય થયું હતું. ઘણા લોકો ધાર્મિક રંગે રંગાયા હતા. જો તેમનું એક ચાતુર્માસ અહીં થાય તો આ રંગમાં અનેરો ઓપ આવે તેમ હતું, એટલે સંઘે ચાતુર્માસ માટે જોરદાર વિનંતિ કરી, પણ તેનો નિર્ણયાત્મક ઉત્તર અત્યારે આપી શકાય તેમ ન હતો, એટલે સૂરીશ્વરજીએ ઉત્તરમાં એટલું જ જણાવ્યું કે 'અવસરે વાત.'

માગસર વદિ ૧૧ ના દિવસે ત્યાંથી વિહાર કર્યો, ત્યારે સેંકડો ચક્ષુઓએ પોતાની સ્વાભાવિક નિર્મલતા છોડીને પારાવાતના પગની લાલિમા ધારણ કરી હતી.

### જયસિંગપુરમાં જયજયકાર

તે ગામ, તે નગર, તે પુર અને તે પાટણને અમે ધન્ય માનીએ છીએ કે જ્યાં શીલ અને સંયમથી શોભતા સંતપુરુષોની અવારનવાર પધરામણી થાય છે અને તેમના પુણ્ય પ્રતાપે કોઇ પણ પ્રકારની ×ઇતિ કે +ભીતિ વ્યાપી શકતી નથી. જયસિંગપુરમાં

---

× શાસ્ત્રકારોએ ઇતિઓ સાત પ્રકારની ગણાવી છે, તે આ પ્રમાણે :—

अतिवृष्टिरनावृष्टिर्मूषकाः शलभाः शुकाः ।
स्वचक्रं परचक्रं च, सप्तैता ईतयः स्मृताः ॥

અતિશય વૃષ્ટિ, વરસાદ ન થવો, ઉંદરોની વૃદ્ધિ, તીડોનું ફાટી નીકળવું, પોપટની બહુલતા, પોતાના જ રાજમંડળમાં બળવો અને શત્રુસૈન્યની ચઢાઇ, એ સાત ઇતિઓ કહેવાય છે.

+ ભીતિ એટલે ભય. તેની ગણના અનેક રીતે થાય છે, પરંતુ પ્રસિદ્ધ ભયો નીચે મુજબ છે : સલિલભય, અનલભય, વિષભય, દુષ્ટગ્રહભય, રાજભય, રોગભય, રણભય, શ્વાપદભય, રાક્ષસભય, ભૂતભય, પિશાચભય અને શાકિનીભય.



પૂર્વ ભવમાં જે કર્મો બાંધ્યાં છે, તે ઉદયમાં આવતાં વિવિધ પ્રકારના વ્યાધિઓ લાગુ પડે છે અને તેની પીડા અમુક સમય સુધી ભોગવવી પડે છે, માટે કોઇ કર્મ એવું ન કરવું કે જેથી આવા વ્યાધિઓની પીડા પુનઃ ભોગવવી પડે.

વધારામાં સૂરીશ્વરજીએ કહ્યું: 'હે મહાનુભાવ! આપણા ઋષિ-મહર્ષિઓનો એવો અનુભવ છે કે પ્રભુનું નામ એ જ સહુથી મોટું ઔષધ છે. જેઓ તેનું શ્રદ્ધાપૂર્વક સ્મરણ કરે છે, તેના સઘળા રોગો મટી જાય છે અને તેને કોઇ પ્રકારના શોક કે સંતાપનો અનુભવ કરવો પડતો નથી, માટે તમે આવતી કાલથી જ શ્રદ્ધાપૂર્વક પરમાત્માનું સ્મરણ કરો અને કોઈ પણ પ્રાણીની હિંસા ન કરો અર્થાત્ અહિંસક બનો. એ સાંભળીને પેલા ભાઇએ કાન પકડ્યા અને બીજા દિવસથી જ પ્રભુનાં નામની માળા ફેરવવા માંડી.

## પુનઃ સાંગલીમાં

સાંગલીનો સંઘ ઘણા વખતથી સૂરીશ્વરજીની પ્રતીક્ષા કરી રહ્યો હતો, એટલે જ્યારે તેઓ ઇસ્લામપુરાથી વિહાર કરીને સાંગલીની સમીપમાં આવ્યા, ત્યારે તેની સ્થિતિ વર્ષાનાં પ્રથમ બિંદુઓ મુખમાં ધારણ કરનાર ચાતકપક્ષીના જેવી થઈ પડી. હર્ષનો અતિરેક પણ આંખમાં અશ્રુ લાવે છે અને તે ખાળ્યા ખળાતાં નથી, એ અનુભવ આજે ઘણાખરાને થઈ ગયો.

સૂરીશ્વરજીએ જ્યારે સાંગલીમાં પગ મૂક્યો, ત્યારે મંગલ વાદ્યો વાગી રહ્યાં હતાં અને તેમની પાછળ મોટો માનવસમુદાય 'જૈન શાસનની જય' પોકારતો ચાલી રહ્યો હતો. સ્થળે સ્થળે ગહુંલીઓ થઈ રહી હતી અને મહિલાઓનાં મંજુલ ગીતો વાતાવરણને સુરમ્ય બનાવી રહ્યાં હતાં. અનુક્રમે ઉપાશ્રયે પધારી સૂરીશ્વરજીએ માંગલિક પ્રવચન કર્યું અને પ્રભાવના બાદ સહુ પોતપોતાનાં સ્થાને ગયા.

બીજા દિવસથી ધાર્મિક વાતાવરણ ધમધમવા લાગ્યું. તેનો કેટલોક ખ્યાલ તા. ૫-૧-૫૨ ના જૈન પત્રે આપેલા નીચેના હેવાલ પરથી આવી શકશે :

'હમેશા વ્યાખ્યાનો થતાં. માનવમેદનીની ઠઠ જામતી હતી. સરસ્વતી ટોકીઝમાં 'આદર્શ જીવન' અને 'ધર્મ શા માટે?' એમ બે જાહેર પ્રવચનો યોજાતાં ઑફિસરો તથા અન્ય નાગરિકોથી થિયેટર ચિકાર ભરાઈ ગયું હતું. આ પ્રવચનોની ઊંડી અસર પડી હતી અને ઇતર વર્ગ તરફથી બીજાં પ્રવચનોની માગણી થઇ હતી. આજુબાજુના શહેરો તથા ગામોમાંથી મોટી સંખ્યા આ પ્રવચન સાંભળવા માટે આવી પહોંચી હતી.

અહીં કોલ્હાપુરના અગ્રગણ્યો અને કરાડના આગેવાનો દર્શનાર્થે આવ્યા હતા તથા ઇચલકરંજી, આરગ, જયસિંગપુર વગેરે ગામોનાં ડેપ્યુટેશનો વિનંતિ કરવા આવ્યા હતા.

શેઠ હીરાચંદ ખેમચંદના સ્વર્ગવાસનિમિત્તે શાહ શાંતિલાલ રેઠરેકર તરફથી અષ્ટા-

અને મુક્તને અમુક્ત માને ત્યાં સુધી તેના વિચારોને શુદ્ધ માનવામાં આવતા નથી, પણ મિથ્યાત્વથી મલિન થયેલા માનવામાં આવે છે. એ મલિનતા દૂર કરવાનો રામબાણ ઈલાજ સદ્‌ગુરુનો સંગ છે અને તેથી જ મહાપુરુષોએ તેના પર ખૂબ ભાર મૂકેલો છે.

સર્વ સ્થળોની જેમ અહીં પણ ધાર્મિક પ્રવૃત્તિઓ જોરમાં રહી અને શેઠ ભાયચંદ મોતીચંદનાં સ્મરણાર્થે શાહ લીલાચંદ મોતીચંદ તરફથી અષ્ટાપદજીની પૂજા ખૂબ ઠાઠથી ભણાવવામાં આવી. તેમાં ભાગ લેવા માટે આસપાસના ગામોમાંથી સેંકડો સ્ત્રી-પુરુષો આવી પહોંચ્યા હતા.

આઝાદ ટોકીઝમાં 'શાંતિ કા માર્ગ' ઉપર જાહેર પ્રવચન કરવામાં આવ્યું. તેણે હજારો લોકોનાં હૃદયમાં સમતાનું સિંચન કરી દીધું અને જૈન શ્રમણ એટલે વિશ્વ-શાંતિનો મહાન્ ફિરસ્તો એ વાત સર્વનાં મનમાં બરાબર ઠસાવી દીધી. શ્રોતાગણમાં હિંદુઓની સારી સંખ્યા ઉપરાંત મુસ્લીમો પણ નજરે પડતા હતા અને પ્રસિદ્ધ વ્યાપારી તથા અધિકારીઓની હાજરી પણ સહુનું એક સરખું ધ્યાન ખેંચી રહી હતી.

### કોલ્હાપુરની સમીપમાં

ઈચલકરંજીથી સાત માઈલનો વિહાર કરીને સૂરીશ્વરજી સીરોલી પધાર્યા કે જે કોલ્હાપુરની સમીપમાં આવેલું છે. ત્યાં શ્રાવકોની વસ્તી છ ઘરની હતી, પરંતુ ઉત્સાહ ઘણો સારો હતો. તેમણે સૂરીશ્વરજીનું સુંદર સ્વાગત કર્યું, પૂર્ણ ભક્તિભાવથી વ્યાખ્યાનનો લાભ લીધો. અહીં કોલ્હાપુરના આગેવાન ગૃહસ્થો દર્શને આવતાં વાતાવરણ પ્રશસ્ત પ્રવૃત્તિમય બની ગયું હતું.

### ભવ્ય પુરપ્રવેશ

પોષ સુદિ ૧૩ની સવારે દશ વાગતાં સૂરીશ્વરજીએ કોલ્હાપુરમાં પ્રવેશ કર્યો અને દશે દિશાઓ જૈન શાસનના જયધ્વનિથી ગાજી ઉઠી. સંઘે યોજેલું સ્વાગત અતિ ભવ્ય હતું, ચિરસ્મરણીય રહી જાય તેવું હતું. શેઠ હિંદુમલજીએ પોતાની દુકાન આગળ તેમજ ઘરની નજીક આચાર્યદેવાદિ મુનિગણને રજત તથા સુવર્ણનાં પુષ્પોથી વધાવ્યા હતા અને ગહુંલીઓ કરી સોનામહોર ચઢાવી હતી. શેઠ સાંકળચંદજી ગાંધીએ ગીની મૂકીને પૂજા કરી હતી અને શેઠ બાબુભાઈ પરમારે સુંદર સ્વસ્તિક રચીને ભક્તિ નિમિત્તે રજત તથા સુવર્ણનાં પુષ્પો ઉછાળ્યાં હતાં. સ્વાગતનો આ અપૂર્વ વિધિ લગભગ અઢી કલાક ચાલ્યો હતો અને આત્માનંદ-સેવાસમિતિની પોષધશાળા આગળ સમાપ્ત થયો હતો. ત્યાં આચાર્યદેવની દેશના થયા બાદ પ્રભાવના લઈને સહુ છૂટા પડ્યા હતા.





સૂરીશ્વરજીની પધરામણી બીજી વાર થતી હતી, એટલે તેને અમે ધન્ય ગણીએ છીએ. જ્યાં ભક્તિ હોય, ભાવનો ઉલ્લાસ હોય, ત્યાં સત્કાર અને સન્માન સ્વાભાવિક છે. કોઈ તેને માત્ર પ્રણામથી જ વ્યક્ત કરે છે, કોઈ તેને ઢોલ ત્રાંસા વગાડીને વ્યક્ત કરે છે, તો કોઇ તેને મોટા સાજન–મહાજન સાથે બેન્ડવાજાં વગાડીને વ્યક્ત કરે છે. જયસિંગપુરવાસીઓએ સૂરીશ્વરજીનું સન્માન આ પ્રકારે કર્યું હતું.

આચાર્યો તીર્થંકરદેવના પ્રતિનિધિ છે અને તેમની ગેરહાજરીમાં ધર્મપ્રચારનું સર્વ કાર્ય સંભાળનારા છે, એટલે ગામમાં પ્રવેશ કરતાં પ્રથમ જિનમંદિરે જાય છે અને ત્યાં બિરાજતા તીર્થંકર દેવને વિધિપૂર્વક પ્રણામ કરીને પછી જ વસતિ કે ઉપાશ્રયમાં પ્રવેશ કરે છે. દેવને આધીન ગુરુ છે અને ગુરુને આધીન ધર્મ છે, એટલે તેઓ સઘળી ધાર્મિક પ્રવૃત્તિઓનાં કેન્દ્રમાં તીર્થંકરદેવને રાખે છે. લોકોનાં હૃદયમાં તેમની મંગલમય મૂર્તિ સદા વિરાજમાન રહે, તે માટે તેઓ મંદિરો બાંધવાની પ્રેરણા કરે છે, તેમાં મૂર્તિઓની વિધિપુરઃસર પ્રતિષ્ઠા કરાવે છે અને તેની વિવિધ પ્રકારે ભક્તિ કરવાનો ઉપદેશ આપે છે. જેમણે આ વસ્તુને નકામી કે ઓછી મહત્ત્વની માની તેના પ્રત્યે ઉપેક્ષા સેવી છે, તેમના અનુયાયીઓની આંતરિક હાલત જુઓ, એટલે સાચી પરિસ્થિતિ સમજાઇ જશે. સૂરીશ્વરજીએ શાસનની પ્રભાવના કરવામાં આ વસ્તુઓ તરફ ખૂબ ઝોક આપ્યો હતો, તેનું ખરું કારણ આ જ છે.

વિક્રમ ટોકીઝમાં સૂરીશ્વરજીએ 'ધર્મનું સ્વરૂપ' અને 'માનવ જીવનની મહત્તા' એ બે વિષયો પર જાહેર પ્રવચનો આપીને હજારો મનુષ્યને દિવ્ય પ્રકાશનું દાન કર્યું અને શ્રી જિનેશ્વરદેવનાં શાસનનો મહિમા વધાર્યો.

### ઇચલકરંજીમાં અનેરો પ્રભાવ

ત્યાંથી તેઓશ્રી ઇચલકરંજી પધાર્યા અને સંઘના અપૂર્વ ભક્તિભાવે તેમનું ખૂબ જ આકર્ષણ કર્યું. પરિણામે દસ દિવસની સ્થિરતા થઇ. વિચારોનું વહેણ બદલવા માટે આટલો સમય પૂરતો હતો.

સિદ્ધિ કે સફલતાનો આધાર ક્રિયા પર છે અને ક્રિયાનો આધાર વિચાર પર છે, તેથી જ શાસ્ત્રકારોએ જીવનનાં આદર્શ ઘડતરમાં પ્રથમ સ્થાન વિચારની શુદ્ધિ અર્થાત્ સમ્યગ્દર્શનને આપ્યું છે. જ્યાં સુધી આત્મા અધર્મને ધર્મ માને અને ધર્મને અધર્મ માને, ઉન્માર્ગને માર્ગ માને અને માર્ગને ઉન્માર્ગ માને, અસાધુને સાધુ માને અને સાધુને અસાધુ માને, અજીવને જીવ માને અને જીવને અજીવ માને તથા અમુક્તને મુક્ત માને

માટે બહુ સુંદર આવ્યું. જે લોકો આજ સુધી એમ માનતા હતા કે જૈનો નિરીશ્વરવાદી છે, નાસ્તિક છે, અહિંસા પર વધારે પડતો ભાર મૂકીને પ્રજાને બાયલી અને બીકણ બનાવનારા છે, તેઓ એ પ્રવચનો સાંભળ્યા પછી છડેચોક કહેવા લાગ્યા કે જૈનો ઇશ્વરવાદી છે, એટલું જ નહિ પણ આદર્શમાં આદર્શ દેવને પૂજનારા છે, અનન્ય આસ્તિક છે અને અહિંસાના સતત પ્રચારદ્વારા સમાજની સમતુલા જાળવી રાખનારા છે. જો તેમણે આ રીતે અહિંસાનો પ્રચાર ચાલુ રાખ્યો ન હોત તો આપણે પશુની કોટિમાં પહોંચી ગયા હોત કે કદાચ તેથી પણ નીચે ઉતરી ગયા હોત. આ માટે તેમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. આ રીતે હજારો લોકોની માન્યતા પલટાવવી એ શાસનની અપૂર્વ સેવા છે અને તેવી સેવા સૂરીશ્વરજી અદમ્ય ઉત્સાહથી એકધારી કરી રહ્યા હતા.

સૂરીશ્વરજીની પૂનિત નિશ્રામાં શેઠ વનાજી ચેલાજી તરફથી પોતાનાં ગૃહમંદિરે પોષ વદિ ૧૨ થી અષ્ટાહ્નિકા–મહોત્સવ શરુ કરવામાં આવ્યો, તેમાં પ્રતિદિન પૂજાઓ ભણાવવામાં આવતી, જુદી જુદી પ્રભાવનાઓ અપાતી અને પ્રભુજીને સુંદર અંગરચના થતી. સેંકડો સ્ત્રીપુરુષોએ તેમાં અનન્ય ઉત્સાહથી ભાગ લીધો હતો અને મર્ત્યજન્મનાં મહાફળની પ્રાપ્તિ કરી હતી. અહીં શાસ્ત્રકારના એ શબ્દો યાદ આવે છે કે—

पच्चक्खाणं पूजा, पडिक्कमणं पोसहो परुवयारो ।
पंच पयारा जस्स उ, न पयारो तस्स संसारो ॥

'પચ્ચક્ખાણ એટલે વ્રત–નિયમો, પૂજા એટલે જિનેશ્વરદેવની વિવિધ પ્રકારે ભક્તિ, પ્રતિક્રમણ એટલે સ્ખલિત આત્માની નિંદા તથા ગર્હા, પોષધ એટલે ચાર અથવા આઠ પહોર સુધી સાધુજીવનની તુલના અને પરોપકાર એટલે બીજાનું ભલું કરવાની પ્રવૃત્તિ, એ પાંચ પકાર જેનામાં હોય છે, તેના સંસારનો પ્રચાર અર્થાત્ વિસ્તાર થતો નથી.'

માહસુદિ ૪ ના દિવસે જલયાત્રાનો ભવ્ય વરઘોડો ચઢ્યો અને સુદિ ૫ ના દિવસે શાન્તિસ્નાત્ર ભણાવવામાં આવ્યું. તે સમયની ભાવના, તે સમયનો ઉલ્લાસ જોતાં એમ જ લાગતું હતું કે મંત્રશક્તિએ દેવોનું અદ્ભુત આકર્ષણ કર્યું છે અને તેઓ અદૃશ્યરૂપે અહીં હાજર રહી સહુના પર શાંતિ અને તુષ્ટિ–પુષ્ટિનો વરસાદ વરસાવી રહ્યા છે.

શાંતિસ્નાત્ર પૂર્ણ થતાં શેઠ વનાજી તરફથી શ્રીફળની પ્રભાવના કરવામાં આવી.

માહસુદિ ૬ ના દિવસે ગુજરીના દહેરાસરમાં પ્રભુજીનો પ્રવેશ હોઈ તે નિમિત્તે ઠાઠમાઠથી વરઘોડો ચઢ્યો, તેમાં ઉછામણીની બોલી બહુ સારી થઈ.





અપૂર્વ શાસનસેવા

વર્ષોની વિનંતિ આજે ફળી હતી, એટલે સકળ સંઘને અત્યંત આનંદ થયો હતો અને સૂરીશ્વરજીની સ્થિરતાનો બને તેટલો લાભ લેવાની વૃત્તિ સહુના મનમાં ઉદ્ભવી હતી. તેઓશ્રીના ઉપદેશનો અલભ્ય લાભ લેવા વ્યાખ્યાનમાં હાજરી ચિકાર થતી હતી અને બાકીના સમયમાં પણ અવરજવર ઘણી રહેતી હતી. જેમ લોહચુંબક લોહનું આકર્ષણ કરે છે, તેમ સૂરીશ્વરજીનું વ્યક્તિત્વ સહુ કોઈને પોતાની તરફ આકર્ષી રહ્યું હતું અને તેનાં સુંદર પરિણામો સ્પષ્ટ જણાઈ રહ્યાં હતાં. ઘણા મનુષ્યોએ રાત્રિભોજનનો ત્યાગ કર્યો, કંદમૂળ ન ખાવાની પ્રતિજ્ઞાઓ લીધી, નિત્ય પૂજા કરવાના નિયમો ગ્રહણ કર્યાં અને નમસ્કાર મહામંત્રનો નિયમિત જાપ કરવાનું ચાલુ કર્યું. ઉપરાંત શેઠ વનાજી ચેલાજી તથા માસ્તર દલીચંદે સજોડે ચતુર્થ વ્રત અંગીકાર કર્યું. અહીં એ નોંધ કરવી ઉચિત ગણાશે કે આ સુંદર પરિણામો લાવવામાં મુનિરાજ શ્રી કીર્તિવિજયજીનાં અદ્ભુત સૌજન્યે તથા સતત પરિશ્રમે મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો અને અન્ય મુનિમંડળના પ્રયાસોએ પણ સારી સહાય કરી હતી.

પોષવદિ ૩ ને મંગળવારે ઉષા ટોકીઝમાં સૂરીશ્વરજીનું પ્રથમ જાહેર પ્રવચન થયું, તેમાં આર્યસંસ્કૃતિની ઉજ્જ્વલતા પર પુષ્કળ પ્રકાશ પાડવામાં આવ્યો અને તેણે માનવ પર જે મહાન્ ઉપકાર કર્યો છે, તેનું સચોટ નિરૂપણ કરવામાં આવ્યું. તે સાથે ક્ષેત્રઆર્ય, જાતિઆર્ય, કુલઆર્ય, કર્મઆર્ય, શિલ્પઆર્ય અને ભાષાઆર્યનું મહત્ત્વ પણ સમજાવવામાં આવ્યું. તેની અસર અદ્ભુત થઈ. લોકોએ પુનઃ પુનઃ પ્રશંસાનાં પુષ્પો વેર્યાં અને બીજાં પ્રવચનની જોરદાર માગણી કરી. પરિણામે પોષવદિ ૭ ને શનિવારે તે જ સ્થાને સૂરીશ્વરજીનું બીજું પ્રવચન થયું અને તેમાં અનેક દાખલા-દલીલોથી એ વાત સિદ્ધ કરવામાં આવી કે ધર્મરહિત મનુષ્ય અને પશુ વચ્ચે મહત્ત્વનો કોઈ ભેદ નથી, એટલે મનુષ્યે પોતાનું મનુષ્યપણું સિદ્ધ કરવા માટે ધર્મની નિરંતર આરાધના કરવી જોઈએ. આ પ્રવચન સાંભળતાં લોકોને એમ જ લાગ્યું કે કોલ્હાપુરનાં આંગણે જ્ઞાનગંગા ઉતરી આવી છે, એટલે તેમાં પુનઃ પુનઃ સ્નાન કરીને પરમ પવિત્ર થવું જોઈએ. વર્તમાનપત્રોએ પણ આ પ્રવચનનો હેવાલ પ્રકટ કરતાં સૂરીશ્વરજીની સર્વતોમુખી વિદ્વત્તાની પ્રશંસા કરી અને તેમનું નામ કોલ્હાપુરનાં ઘર ઘરમાં જાણીતું થઈ ગયું. પછી તો સ્થળે સ્થળેથી જાહેર પ્રવચનોની માગણી થઈ, પરંતુ એ બધી માગણીને કેવી રીતે પહોંચી વળાય? એટલે સૂરીશ્વરજીએ તેમાંની કેટલીક માગણીઓને માન્ય રાખી અને વિશેષ પ્રવચનો કર્યાં. તેનું પરિણામ જૈન ધર્મ અને જૈનસંસ્કૃતિ

હમેશાં વિવિધ પૂજાઓ ભણાવવામાં આવતી, પ્રભુજીને સુંદર અંગરચનાઓ થતા, પાલીતાણાની શ્રી લબ્ધિસૂરીશ્વરજી જૈન સંગીત મંડળીનાં નૃત્ય, ગાન વગેરેનાં કાર્યક્રમો થતા, તેમજ મુંબઇના પ્રસિદ્ધ સંગીતકાર દેવેન્દ્રવિજય અને કનુભાઈ ભાવનાપ્રસંગે સંગીતની રસલ્હાણ કરતાં, તે વખતે દસ–દસ હજાર સ્ત્રી–પુરુષોની હાજરી થતી અને સહુ પરમાત્માનાં દર્શન કરી ભૂરિ ભૂરિ અનુમોદના કરતા હતા. સર્વનાં મુખમાંથી ‘કસા દેવ ચાંગલા’ ‘કસા ભવ્ય ઉત્સવ’ એ શબ્દો સરી પડતા હતા.

આચાર્યદેવનાં પ્રવચનો શેઠ વનાજી ચેલાજીનાં મકાનમાં થતાં હતાં, ત્યાં પણ એક સુંદર મંડપ ઊભો કરવામાં આવ્યો હતો.

ફાગણ સુદિ ૯ ના બપોરે જળયાત્રાનો વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો. તેના મોખરે હાથી પર ‘જૈન શાસનની જય’નો ધ્વજ ફરકતો હતો. ઇન્દ્રધ્વજા, ઘોડાઓ, મોટરો ને વિકટોરિયાની કતાર લાગી હતી. મીલીટરી બેન્ડ, અન્ય બેન્ડો, પૂજ્ય આચાર્ય-દેવાદિ મુનિગણ અને સાજન–મહાજન હજારોની સંખ્યામાં હતું. વિશાળ રસ્તા ઉપર વરઘોડાની શોભા નિહાળવા માનવમેદની જામી હતી. છેલ્લે પ્રભુજીનો રથ હતો. શાહુપુરી, લક્ષ્મીપુરી વગેરે મુખ્ય સ્થળે ફરી વરઘોડો ગુજરી બજારમાં ઉતર્યો હતો.

ફાગણ સુદિ ૧૦ના વિજય મુહૂર્તે બેન્ડના મધુર ધ્વનિ તથા ‘ૐ પુણ્યાહં પુણ્યાહં’ ના પૂનિત મંત્રોચ્ચાર વચ્ચે મૂળનાયક શ્રી સંભવનાથસ્વામી આદિ જિનબિંબોને ગાદી-નશીન કરવામાં આવ્યા હતા. આચાર્યદેવે સૂરિમંત્રથી અધિવાસિત થયેલો વાસક્ષેપ નાખ્યો હતો. શિખર ઉપર કળશ તથા ધ્વજા ચડાવવામાં આવી હતી. તે જ વખતે વિમાનમાંથી પુષ્પવૃષ્ટિ થઈ હતી. અનેક ભાવિકોએ સોના–રૂપાનાં ફૂલો, સેંકડો રૂપિયા–પૈસા ઉછાળ્યા હતા. બપોરે અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવાયું હતું. છેલ્લે શ્રીફળની પ્રભાવના થઇ હતી. પ્રતિષ્ઠાના સમયે દસ હજાર સ્ત્રી–પુરુષોની મેદની જામી હતી.

અત્રેના કલેકટર સાહેબ, સુપરીન્ટેન્ડેન્ટ સાહેબ, રેશનીંગ ઓફિસરો અને અન્ય નાગરિકોએ દર્શનાર્થે આવી આનંદ વ્યક્ત કર્યો હતો.

પ્રભુજીને ગાદીએ બિરાજમાન કર્યાં તે જ સમયે જિનમંદિરમાં અમી વહેવા માંડી હતી. પ્રભુજીનું તેજ ને રૂપ ખૂબ જ વધી ગયું હતું. આ ચમત્કારિક દૃશ્ય નીહાળી સહુના આનંદનો પાર રહ્યો ન હતો.

આ મહોત્સવની વિશેષતા એ હતી કે આખાય ગામે સંપ, આનંદ અને ઉત્સાહથી તેની ઉજવણી કરી હતી.

વ્રતોનું સ્વરૂપ દિવસો સુધી સારી રીતે સમજાવ્યા પછી મહાસુદિ ૧૩ ના દિવસે નાણુ માંડવામાં આવી અને તેની સમક્ષ ૭૩ જેટલા ભાઈ બહેનોને ચતુર્થવ્રત, બારવ્રત, વગેરે ઉચ્ચરાવવામાં આવ્યા, તેમાં શેઠ હુકમીચંદજી રાઠોડ, શેઠ હિંદુમલજી, શેઠ પુનમચંદજી, શેઠ મણિભાઇ વગેરે મુખ્ય હતા. વ્રતગ્રહણની ક્રિયાના અંતે શેઠ સૂરજમલજી તથા કરાડ-નિવાસી શેઠ શીવલાલ ઉગરચંદ તરફથી સહુને શ્રીફળની પ્રભાવના કરવામાં આવી. શેઠ હિંદુમલજીએ વ્રતધારીઓને શ્રીફળ તથા રૂપિયાની પ્રભાવના કરી લીધેલાં વ્રતનું ઉદ્યાપન કર્યું.

અત્રેના ગગનચુંબી શિલ્પકલામય જિનમંદિરમાં બિરાજતા મૂળનાયક શ્રી મુનિસુવ્રતસ્વામીજીની વર્ષગાંઠનાં શુભ નિમિત્તે માહ વદિ ૧૩ થી આત્માનંદ સમિતિએ લક્ષ્મીપુરીમાં શાન્તિસ્નાત્રનો ભવ્ય મહોત્સવ શરુ કર્યો અને પાંચ છોડનું ઉજમણું કર્યું. તે ઉત્સવમાં શેઠ ગેનમલજી તરફથી અષ્ટાપદજીની પૂજા ખૂબ ઠાઠથી ભણાવવામાં આવી. આમ કોલ્હાપુરનું વાતાવરણ વિવિધ ધાર્મિક પ્રવૃત્તિઓથી ધમધમી ઉઠ્યું.

ગુજરી બજારના પ્રતિષ્ઠા મહોત્સવે એ વાતાવરણને પરાકાષ્ઠાએ પહોંચાડ્યું. તે સંબંધી ૨૨-૧૨-૫૨નું જૈન પત્ર લખે છે કે—

'કોલ્હાપુરનાં આંગણે ફાગણ સુદિ ૧૦ ના રોજ ગુજરી બજારના શિખરબંધ ત્રણ માળના નૂતન જિનપ્રાસાદમાં શ્રી સંભવનાથસ્વામી આદિ જિનબિંબોને ગાદીનશીન કરવાનો મહોત્સવ ભવ્ય રીતે ઉજવાઇ ગયો.

આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના પટ્ટાલંકાર પ્રખર વ્યાખ્યાતા આચાર્યદેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ તથા મુનિરાજ શ્રી કીર્તિવિજયજી મહારાજાદિ મુનિગણ સસ્વાગત ગુજરી બજારમાં પધાર્યા હતા.

ફાગણ સુદિ ૩ થી મહોત્સવની શરૂઆત થઇ હતી. આખાયે ગુજરી બજારને ધજા-પતાકા, બોર્ડો ને કમાનોથી આકર્ષક રીતે શણગારવામાં આવ્યો હતો. શ્રી નૂતન જિનમંદિર બહાર બે માળનો એક ભવ્ય મંડપ તથા કલામય દરવાજો ઊભો કરી તેને સેંકડો રંગબેરંગી લાઇટોનાં તોરણોથી દેદીપ્યમાન કરવામાં આવ્યો હતો, એટલે તેની શોભા ઇદ્રપુરી જેવી લાગતી હતી.

શ્રી જિનમંદિરના નીચેના હૉલમાં શ્રી મેઘરથ રાજા અને પારેવાનું ભવ્ય દૃશ્ય, શ્રી શત્રુંજય મહાતીર્થની મનોરમ રચના અને ઇલાચીકુમારની હાલતી-ચાલતી આકર્ષક આકૃતિઓ શેઠ બાબુભાઇ પરમારની દેખરેખ નીચે તૈયાર કરવામાં આવી હતી. તેને જોવા માટે હજારો સ્ત્રી-પુરુષોની મેદની જામતી હતી, સહુ ઘડીભર થંભી જતા હતા.



કોલ્હાપુર—ગુજરી બજાર જિનમંદિરના પ્રતિષ્ઠામહોત્સવ પ્રસંગે નીકળેલા જળયાત્રાના વરઘોડાનું એક દૃશ્ય.



કોલ્હાપુર–લક્ષ્મીપુરીનું કલામય ભવ્ય જિનમંદિર



કોલ્હાપુર–ગુજરી બજારનું નવનિર્મિત શિખરબંધ જિનાલય
કે જેની પ્રતિષ્ઠા પૂજ્યશ્રીના વરદ હસ્તે થયેલી છે.



# પ્રકરણ સાતમું

## કોલ્હાપુરથી કર્ણાટકભણી

સંઘ તરફથી પુનઃ ચાતુર્માસ માટે વિનંતિ થઇ, યુવકોએ તેને ખૂબ જોર આપ્યુ, પણ સૂરીશ્વરજીની ઇચ્છા અને તેટલો ઝડપી વિહાર કરીને બેંગલોર પહોંચવાની હતી, એટલે તેમણે ફાગણ વદિ ૪ ના દિવસે ત્યાંથી વિહાર કર્યો. સેંકડો સ્ત્રીપુરુષો સાથે ચાલ્યા અને છેક ગોકુળ-શૈલગામ સુધી વળાવવા ગયા. ત્યાં મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ પ્રભુ મહાવીર અને ગૌતમસ્વામીના પ્રસંગનું સ્વરચિત કાવ્ય અદ્‌ભુત છટાથી ગાઈ સંભળાવ્યું. સદા સાથે રહેનારને અંતસમયનો જ વિયોગ થાય, એ કંઈ જેવી તેવી દુઃખદાયક ઘટના ન હતી, પરંતુ ગૌતમસ્વામી તેનો મર્મ સમજ્યા, મોહથી સર્વાંશે મુક્ત થયા અને તે જ સમયે તેમને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. આ પ્રસંગ સાથે આવનારાઓને શાંતવન આપવા માટે પૂરતો હતો.

### કાગળનો અપૂર્વ ઉત્સાહ

ત્યાંથી ૬ માઇલનો વિહાર કરીને સૂરીશ્વરજી કાગળ પધાર્યા કે જ્યાં શ્રાવકોનાં ૧૦-૧૨ ઘરો છે, ૧ જિનમંદિર છે અને સાધુ-સાધ્વીઓ ઉતરી શકે તેવો ઉપાશ્રય પણ છે. સંઘને મન તો આજે સોનાનો સૂરજ ઊગ્યો હતો, અમૃતનો મેહ વરસ્યો હતો, એટલે આદર-સત્કારમાં શી મણા રાખે? ત્યાં વ્યાખ્યાન માટે એક વિશાળ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો અને અધિકારીઓ, વિદ્વાનો તથા અન્ય નાગરિકોને ત્યાં પધારી સૂરીશ્વરજીનાં વ્યાખ્યાનોનો લાભ લેવા માટે ખાસ નિમંત્રણો પાઠવવામાં આવ્યા હતા, તેથી બંને દિવસનાં વ્યાખ્યાનોમાં શ્રોતાઓની ભારે ભીડ જામી હતી અને તેઓ અત્યંત પ્રભાવિત થતાં જૈન શાસનની જયપતાકા ફરકી હતી.

### નિપાણીમાં નવચેતન

ત્યાંથી સાત માઈલનો વિહાર કરી સૌંદલગા પધાર્યા અને ત્યાંથી સાત માઈલનો




શાહુપૂરી, લક્ષ્મીપૂરી, ગુજરીના સંઘો, દિગમ્બરો અને સ્થાનકવાસીઓ વગેરેએ સાથે મળી આચાર્યદેવને ચાતુર્માસ માટે વિનંતિ કરી હતી.

આ શુભ પ્રસંગે મહારાષ્ટ્ર તેમજ દૂર દૂરથી પાંચ હજાર જેટલા ભાવિકો ઉતરી પડ્યા હતા. પં. શ્રી ભક્તિવિજયના શિષ્યો મુનિ શ્રી લલિતવિજયજી આદિ ઠાણા ૩ પધાર્યાં હતા. દેવદ્રવ્યાદિની ઉપજ ૧૩૫૦૦૦ રૂપિયાની થઇ હતી.

ગુજરીના સંઘે, તેમજ શ્રી સંભવનાથસ્વામી સેવામંડળે અને આત્માનંદ સમિતિના સદસ્યોએ સુંદર સેવા બજાવી હતી. આ ભવ્ય મહોત્સવથી આખાય મહારાષ્ટ્રમાં અજબ જાગૃતિ આવી છે. પૂજ્ય આચાર્યદેવનાં પૂનિત પગલે ભારે શાસનપ્રભાવના થવા પામી છે.'

પ્રતિષ્ઠા પૂર્ણ થયે શેઠ સાંકલચંદજી, શેઠ હુકમીચંદજી, શેઠ ગેનમલજી, શેઠ બાબુભાઇ પરમાર, શેઠ હિંમતલાલ, શેઠ મણિભાઈ વગેરેએ પોતાના બંગલે સૂરીશ્વરજીનાં પગલાં કરાવી તેમને સોનાં-રૂપાનાં ફૂલથી તેમજ રૂપિયા-પૈસાના ખોબા ભરીને વધાવ્યા હતા અને તેમની પાસેથી વિવિધ પ્રકારનાં વ્રતો ગ્રહણ કર્યાં હતાં.

શાહૂપુરીના સંઘની વિનંતિને માન આપી સૂરીશ્વરજીએ ત્યાં થોડા દિવસની સ્થિરતા કરી હતી. તે વખતે સંઘના આગેવાનોએ પોતાની પરિસ્થિતિનું નિવેદન કરતાં જણાવ્યું હતું કે 'પૂજ્ય ગુરુદેવ! અહીં ઘેરદહેરાસર છે, પરંતુ જિનમંદિર અને ઉપાશ્રય નથી કે જેની અત્યંત આવશ્યકતા છે.' આ વસ્તુ લક્ષ્યમાં લઈ પૂજ્યશ્રીએ ઉપદેશામૃતદ્વારા સહુનાં હૃદય ભીંજવી નાખ્યા, એટલે ટીપમાં પૈસા ટપોટપ ભરાવા લાગ્યા અને ચાર પાંચ દિવસમાં જ આંકડો રૂપિયા ૩૫૦૦૦ પાંત્રીશ હજાર સુધી પહોંચ્યો! તે રકમમાંથી એક મોટી જગા ખરીદવામાં આવી છે અને આજે ત્યાં જિનમંદિર વગેરેનું કામ ચાલી રહ્યું છે.

આ પ્રકારે કોલ્હાપુરમાં શાસનની અપૂર્વ પ્રભાવના થયેલી જોઇને પૂજ્ય ગુરુદેવ આચાર્યશ્રી ઉપર ખૂબ પ્રસન્ન થયા હતા અને તેમણે ખાસ પત્ર લખીને જણાવ્યું હતું કે 'તમારા હાથે મંગળ કાર્યોની આગાહી આ મહોત્સવથી જણાય છે. તમે ખૂબ શાસનોન્નતિ કરો.' પાઠકગણ હવે પછીનાં પૃષ્ઠોનું અવલોકન કરવાથી જોઇ શકશે કે આ શબ્દો અક્ષરશઃ સાચા પડ્યા હતા.



જો તમારી પાસે ધનનો વૈભવ હોય તો તેનાથી દાન દેજો કે તમારા ઉપયોગમાં લેજો, પણ તેનો સંચય કરશો નહિ; કારણ કે એ રીતે સંચિત કરેલું ધન ચોરોવડે ચોરાઇ જાય છે અને રાજાઓવડે હરાઇ જાય છે. આ કુદરતનો ન્યાય છે અને તે સર્વત્ર એક સરખો નજરે પડે છે. જુઓ કે મધમાખી મધનો સંચય કરે છે, પણ તે કોઇને આપતી નથી કે પોતાના ઉપયોગમાં લેતી નથી, તો તેનું બધું મધ એક દિવસ વાઘરી ઉપાડી જાય છે.

હે મહાનુભાવો! સંગ્રહ કરનાર અને દાતાર વચ્ચે બહુ મોટો તફાવત છે. સમુદ્ર જળનો સંગ્રહ કરે છે, તેથી તે રસાતળ ગયો છે અને મેઘ સહુને જલનું દાન કરે છે, તેથી તે સહુના માથે ચડીને ગાજે છે. તેથી જ કોઇ કવિએ કહ્યું છે કે—

प्रवृत्तस्य प्रभुक्तस्य, दृश्यते महदन्तरम् ।
दत्तं श्रेयांसि संसूते, विष्टा भवति भक्षितम् ॥

ખૂબ દેવામાં અને ખૂબ ખાવામાં બહુ મોટું અંતર છે, કારણ કે ખૂબ દીધેલું કલ્યાણની પરંપરાને જન્મ આપે છે અને ખૂબ ખાધેલું થોડા વખતમાં જ વિષ્ટારૂપ બની જાય છે.

હે મહાનુભાવો! સુજ્ઞ પુરુષોએ લક્ષ્મીની ત્રણ અવસ્થા બતાવી છે: દાન, ભોગ અને નાશ. એટલે જે દેતો નથી કે ભોગવતો નથી, તેના ધનની તૃતીય અવસ્થા થાય છે; માટે તમે દાન દેતાં શીખો.

અને તેમણે એ પણ કહ્યું છે કે—

उत्तमोऽप्रार्थितो दत्ते, मध्यमः प्रार्थितः पुनः ।
याचकैर्याच्यमानोऽपि, दत्ते न त्वधमाधमः ॥

ઉત્તમ પુરુષ વગર માગ્યે આપે છે, મધ્યમ પુરુષ માગવાથી આપે છે અને અધમ પુરુષ યાચકોએ માગવા છતાં આપતો નથી. તાત્પર્ય કે પોતાનું કર્ત્તવ્ય સમજીને દેવું તે ઉત્તમ છે, કોઇના દબાણથી કે શરમથી દેવું તે મધ્યમ છે અને કોઈ પણ પ્રકારે કોઇને દેવું જ નહિ તે અધમ છે.

પ્રવચન પૂર્ણ થતાં પ્રભાવના થઈ, તે લઇને સહુ વિખૂટા પડ્યા.

સૂરીશ્વરજીએ અહીં થોડા દિવસની સ્થિરતા કરતાં નિત્ય પ્રાતઃકાળમાં તેમનાં પ્રવચનો થવા લાગ્યાં અને તે પદ્મપરાગની જેમ શ્રોતાઓરૂપી ભ્રમરસમૂહનું ભારે

વિહાર કરીને સૂરીશ્વરજી નિપાણી પધાર્યાં કે જ્યાં તમાકુનો પુષ્કળ પાક પક્ષીરાજના પ્રભુની પ્રિયતમાનું અનેરું આકર્ષણ કરે છે અને તેનાં ગૃહે ગૃહે પગલાં કરાવી સહુનાં મુખ મલકતાં રાખે છે. આ પરિસ્થિતિમાં વ્યાપારને વરેલા સર્વ જૈનો સુખી હોય, એ સ્વાભાવિક છે.

સૂરીશ્વરજીનાં આગમનથી નિપાણીના સંઘને અવર્ણનીય આનંદ થયો, એમ કહેવામાં જરા પણ અત્યુક્તિ નથી. તેણે યોજેલા સ્વાગત પર એક આછો દૃષ્ટિપાત કરો, એટલે એ વાતની પૂરી પ્રતીતિ થશે. જ્યાં બે ડઝન પુરુષો અને ત્રણ ડઝન સ્ત્રીઓથી વિશેષ સંખ્યાની અપેક્ષા રાખી ન શકાય, ત્યાં સેંકડોની સંખ્યામાં પુરુષો અને સ્ત્રીઓ નજરે પડે છે અને તે દરેકનાં મુખ ઉપર આનંદની અલબેલી છટા તરવરી રહી છે; વળી તેઓ પ્રચંડ નાદથી જિનશાસનની તથા સૂરીશ્વરજીની જય બોલાવી રહ્યા છે અને મંગળ ગીતો ગાઈ રહ્યા છે; તેમજ સ્થળે સ્થળે રંગબેરંગી પતાકાઓ ફરફરી રહી છે, મંગળ તોરણો નજરે પડે છે અને બેન્ડ વાજાં વાગી રહ્યાં છે.

સ્વાગત પૂર્ણ થયે મંગલ પ્રવચન થયું, તેમાં સૂરીશ્વરજીએ દાનનો મહિમા પ્રકાશતાં જણાવ્યું કે—

હે મહાનુભાવો ! જે પુરુષ પોતાની લક્ષ્મીનો ઉપયોગ જાત માટે કરતો નથી, એટલે કે તેના વડે સારાં ખાનપાન, જરૂરી વસ્ત્રાભૂષણ, યોગ્ય સાધનો અને આવશ્યક શિક્ષણ પ્રાપ્ત કરતો નથી; ગુરુવર્ગ એટલે માતા, પિતા, વડીલ, વિદ્યાગુરુ તથા કલાગુરુને માટે પણ કરતો નથી; બંધુઓ એટલે ભાઈ, બહેન, ભત્રીજા, ભાણેજ વગેરે નજીકનાં સગાંઓને માટે પણ કરતો નથી; તેમજ તેના વડે કોઈ દીન–દુઃખીનો ઉદ્ધાર કરતો નથી કે પોતાની સતત સેવા કરનાર સેવકોનું દારિદ્રય પણ ફેડતો નથી, તેનાં જીવ્યાનું આ જગતમાં ફળ શું ? જો લાંબું જીવવું અને પોતાનું પેટ ભરવું, એ જ જીવનનો અર્થ હોય તો કાગડો પણ તેવું ક્યાં નથી કરતો ? તે ઘણું જીવે છે અને સુખેથી ખાય છે, માટે મનુષ્યજીવનનો મહાન્ ઉદ્દેશ લક્ષમાં રાખીને એવું જીવન જીવો કે જેથી સ્વ–પરનો ઉપકાર થાય.

હે મહાનુભાવો ! આપણા નીતિકારોએ કહ્યું છે કે—

दातव्यं भोक्तव्यं सति, विभवे सञ्चयो न कर्त्तव्यः ।
पश्येह मधुकरीणां, सञ्चितमर्थं हरन्त्यन्ये ॥




ભરાઈ ગયા! સૂરીશ્વરજીના સદુપદેશમાં શ્રોતાઓને અસર કરવાની કેટલી ગજબ તાકાત રહેલી છે, તેનો આ સુંદર નમૂનો છે.

આવા ગુણિયલ ગુરુરાજનો સતત સમાગમ કોણ ન ઇચ્છે? એટલે નિપાણી-સંઘે સૂરીશ્વરજીને ચાતુર્માસ માટે આગ્રહભરી વિનંતિ કરી, પણ તેઓશ્રીનું લક્ષ બેંગલોર હોવાથી, તે માટે કોઈ આદેશ આપ્યો નહિ. છેવટે થોડા વધુ દિવસ સ્થિરતા કરવાની વિનંતિ થઇ, તેનો સ્વીકાર કરીને સૂરીશ્વરજીએ ત્યાં ચૈત્ર માસની શાશ્વતી ઓળીનું આરાધન કરાવ્યું. ચૈત્ર શુદિ ૧૧ના દિવસે ધર્મપ્રેમી શેઠ રેવચંદ તુલજારામ તરફથી ઘણા ઠાઠપૂર્વક અષ્ટાપદજીની પૂજા ભણાવવામાં આવી, તેમાં જૈનોની મોટી સંખ્યા ઉપરાંત સનાતની, લિંગાયત અને ખ્રિસ્તી ભાઇઓએ પણ હાજરી આપી હતી અને પૂજાનો મહોત્સવ જોઇને અનન્ય આનંદ પ્રકટ કર્યો હતો. આ પૂજાના મુખ્ય પ્રણેતા મુનિરાજ શ્રી કીર્તિવિજયજી હતા, તેમને આ દૃશ્ય જોઇને કેવો અને કેટલો આહ્‌લાદ થયો હશે, તેની કલ્પના પાઠકોએ પોતે જ કરી લેવી.

અહીં કોલ્હાપુરથી ૧૦૦ જેટલાં સ્ત્રીપુરુષો દર્શનાર્થે આવ્યાં હતાં અને ચાતુર્માસ પોતાને આંગણે કરવાની આગ્રહભરી વિનંતિ કરી ગયા હતા. સાંગલીના આગેવાનોએ પણ દર્શનનો લાભ લઇને એવી જ અરજ ઉચ્ચારી હતી અને બેંગલોરના ૧૦ થી ૧૫ આગેવાનોએ ખાસ મોટરમાં નિપાણી આવી પુનઃ બેંગલોર પધારવાનો આગ્રહભર્યો અનુરોધ કર્યો હતો.

સમયને જતાં શી વાર! જોતજોતામાં ઓળીના દિવસો પૂરા થયા અને તેની સાથે ચૈત્રી પૂર્ણિમાનું મહાપર્વ પણ પસાર થયું, એટલે બીજા દિવસે સૂરીશ્વરજી અને તેમના શિષ્યસમુદાયે કેટ બાંધી બેલગામનો માર્ગ પકડયો. આ વખતે નિપાણીનિવાસીઓની સ્થિતિ ગાયથી છૂટાં પડેલાં વાછરડાં જેવી થઈ પડી હતી! નાનું મોટું સહુ કોઇ તેઓશ્રીને વિદાય આપવા માટે દૂર સુધી સાથે ગયું હતું, જેમાં ઘરડી ડોસીઓનો પણ સમાવેશ થતો હતો. ત્યાં સહુએ શક્તિ પ્રમાણે વિવિધ પ્રકારની પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી હતી અને છેવટે સજલ નયને વિદાય આપી હતી. આવો રંગ, આવો ભાવ તો નિપાણીમાં આજે પહેલી વાર જોવામાં આવ્યો હતો, એમ સહુ કોઇ સ્પષ્ટ શબ્દોમાં બોલતું હતું.

**બેલગામમાં બેનમૂન ધર્મપ્રચાર**

નિપાણીથી કણગલા, ત્યાંથી સોલાપુર અને ત્યાંથી શંખેશ્વર, ખાનાપુર, સુતપટ્ટી અને હોનગા થઇ ચૈત્ર વદિ ૭ના રોજ સૂરીશ્વરજી બેલગામનાં પરિસરમાં આવેલી આર્ટસ્ કૉલેજનાં મકાનમાં પધાર્યા કે જ્યાં સેંકડો સ્ત્રીપુરુષો દર્શનાર્થે આવ્યાં હતાં અને તેમનું પ્રવચન સાંભળીને અત્યંત પ્રસન્ન થયાં હતાં.




આકર્ષણ કરવા લાગ્યાં. બપોરે મુનિરાજ શ્રી કીર્તિવિજયજી જુદા જુદા વિષયો પર ચર્ચા ગોઠવીને સહુનાં મનનું સુંદર સમાધાન કરવા લાગ્યા, એટલે તે સમયે પણ ગ્રીષ્મઋતુની પરબે આકર્ષેલા વટેમાર્ગુઓની જેમ સ્ત્રી પુરુષોની મોટી સંખ્યા ઉપસ્થિત થવા લાગી.

ગુરુ-શિષ્યના આ સુપ્રયત્નોએ થોડા જ દિવસમાં નિપાણીની હવા બદલી નાખી અને સતત સમાજસેવા કે રાષ્ટ્રસેવામાં મચ્યા રહેતા મહારથીઓને પણ ધર્મનો રંગ ચડાવી દીધો! કોઇએ ઠીક જ કહ્યું છે કે—

પારસમણિના સંગથી, કંચન ભઈ તરવાર;
તીનોં ઇનકા નવિ મીટે, ધાર, માર, આકાર.
જ્ઞાન હથોડા હાથ લઈ, સદ્ગુરુ મલે સોનાર;
તીનોં ઝટપટ મીટત હૈ, ધાર, માર, આકાર.

સૂરીશ્વરજીનાં પ્રવચનોએ ઇતિરવર્ગનું પણ ઘણું આકર્ષણ કર્યું. પરિણામે મહાદેવના વિશાળ મંદિરમાં તેમનું જાહેર પ્રવચન ગોઠવાયું. તેમાં સ્થાનિક કોંગ્રેસના પ્રમુખ, ધારાસભાના સભ્યો, નગરપાલિકાના સભ્યો, જાણીતા વિદ્વાનો તથા અન્ય નાગરિકોએ સારી સંખ્યામાં હાજરી આપી. કોલ્હાપુર તથા બેલગામથી આવેલી મંડળીઓએ પણ તેમાં ઉલટથી ભાગ લીધો. એ પ્રવચનની પૂર્ણાહુતિ થતાં બેલગામના જાણીતા જૈન આગેવાન શેઠ ચતુરભાઈ નગીનદાસે જણાવ્યું કે 'પૂજ્ય આચાર્યદેવે મહારાષ્ટ્રમાં પધારીને ગામેગામ ધર્મનો પ્રચાર કર્યો છે અને જનતાનાં મન પર જૈન ધર્મનો અજબ પ્રભાવ પાડ્યો છે, તે માટે તેમને જેટલાં અભિનંદન આપીએ તેટલાં ઓછાં છે.' બીજા વક્તાઓએ પણ સૂરીશ્વરજીના સત્પુરુષાર્થને ભવ્ય અંજલિ આપી અને તેમની પ્રવૃત્તિઓને માનવમાત્રનું મહાકલ્યાણ કરનારી જણાવી.

પ્રભાત ટોકીઝમાં પણ તેમણે શ્રોતાજનોની ભારે ભીડ વચ્ચે એક જાહેર પ્રવચન આપ્યું હતું.

નિપાણીમાં શ્રાવકનાં ૧૦૦ ઘરો અને ૩ જિનમંદિરો હોવા છતાં સર્વ સગવડવાળો એક પણ વિશાળ ઉપાશ્રય ન હતો, તેથી તેનાં નવનિર્માણ માટે વર્ષો પૂર્વે એક ટીપ શરુ કરવામાં આવી હતી, પરંતુ કાર્યકર્તાઓનો ઉત્સાહ ઓસરી જતાં તેની સ્થિતિ શરદઋતુનાં વાદળ સમાન થઇ પડી હતી, કે જે ઘણી ગાજવીજ કરવા છતાં જળનું એક પણ બિંદુ વરસાવતાં નથી. સૂરીશ્વરજી જેવા સમર્થ શાસનહિતચિંતકને આ સ્થિતિ કેમ પસંદ પડે? એટલે તેમણે એ ટીપને ગતિમાન કરવાનો ઉપદેશ આપ્યો અને સહુની અત્યંત અજાયબી વચ્ચે માત્ર ૪-૫ જ દિવસમાં તેમાં રૂપિયા ૬૦૦૦૦ રોકડા



બેંગલોર તરફ વિહાર કરતી વખતે પૂજ્ય આચાર્યશ્રી તથા મુનિરાજશ્રી કીર્તિવિજયજી.






બેલગામની સમસ્ત જનતાએ કરેલું શાનદાર સ્વાગત.

પછી અર્બન એંકમાં 'વિશ્વશાંતિ' પર મનનીય વિચારો પ્રકટ કરવામાં આવ્યા હતા અને જૈન ધર્મ આરંભથી જ તેની પ્રચંડ હિમાયત કરતો આવ્યો છે, તેની પ્રતીતિ કરાવવા—

शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः ।
दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवतु लोकः ॥

એ ગાથાનો અર્થ પ્રકાશવામાં આવ્યો હતો. બાદ પ્રભાત ટોકીઝમાં 'સુખના માર્ગ' પર વિશદ વિવેચન કરતાં જણાવ્યું હતું કે—

धनहीनं शतमेकं, सहस्रं शतवानपि ।
सहस्राधिपतिर्लक्षं, कोटि लक्षेश्वरोऽपि च ॥
कोटीश्वरो नरेन्द्रत्वं, नरेन्द्रश्चक्रवर्तिनाम् ।
चक्रवर्ति च देवत्वं, देवोऽपीन्द्रत्वमिच्छति ॥

હે મહાનુભાવો! સુખનો છેદ તૃષ્ણા કે લોભથી થાય છે, તેનું સ્વરૂપ તમે ધ્યાનથી સાંભળો. ધનહીન હોય તે સો રૂપિયાની આશા કરે છે, સો રૂપિયાવાળો હજાર રૂપિયાની આશા કરે છે, હજાર રૂપિયાવાળો લાખ રૂપિયાની આશા કરે છે અને લાખો રૂપિયાવાળો ક્રોડ રૂપિયાની આશા કરે છે. વળી કોટીશ્વર નરેન્દ્ર થવાને ઇચ્છે છે, નરેન્દ્ર ચક્રવર્તી થવાને ઇચ્છે છે, ચક્રવર્તી દેવ થવાને ઇચ્છે છે અને દેવ ઇંદ્ર થવાને ઇચ્છે છે.

इन्द्रत्वे हि संप्राप्ते यदीच्छा न निवर्तते ।
मूले लघीयांस्तल्लोभः, शराव इव वर्धते ॥
लोभसागरमुद्वेलमतिवेलं महामतिः ।
संतोषसेतुबन्धेन, प्रसरन्तं निवारयेत् ॥

હે મહાનુભાવો! આ રીતે ઇંદ્રપણું પ્રાપ્ત થાય તો પણ લોભની નિવૃત્તિ થતી નથી, કારણ કે તે મૂળમાં નાનો હોવા છતાં શરાવની જેમ ક્રમશઃ વૃદ્ધિ પામતો જ જાય છે; માટે સુજ્ઞજનોનું એ કર્ત્તવ્ય છે કે તેમણે મોટી ભરતીવાળા લોભરૂપી સમુદ્રને સંતોષરૂપી પાળ બાંધીને પ્રસાર પામતો અટકાવવો.

તાત્પર્ય કે, સંતોષ વિના સુખ નથી, એ વાત સૂરીશ્વરજીએ શ્રોતાઓનાં મનમાં બરાબર ઠસાવી હતી.

આ રીતે એક પછી એક પ્રભાવશાળી પ્રવચનો થતાં લોકોનાં મન પર જૈન ધર્મની સુંદર છાપ પડી અને તેણે યોજેલા વ્રત-નિયમોનું મહત્ત્વ સમજાયું. પરિણામે જીવહિંસા




બેલગામમાં શ્વેતામ્બર મૂર્તિપૂજકોનાં ૪૦ ઘર છે, તેમાં ૧૫ ઘર ગુજરાતીઓનાં છે અને ૨૫ ઘર મારવાડીઓનાં છે. સ્થાનકવાસીઓનાં ૨૦ ઘર છે, તેમાં ૧૦ ઘર ગુજરાતીઓનાં અને ૧૦ ઘર મારવાડીઓનાં છે. જ્યારે દિગમ્બરોનાં ૩૦૦ ઘર શહેરમાં, ૫૦ ઘર શહાપુરમાં અને ૧૦૦ ઘર અનગોળમાં છે. આસપાસનાં ગામડાઓમાં દશથી બાર હજારની વસ્તી છે.

શહેરમાં શ્વેતામ્બરોનું ૧ મંદિર છે, તેમાં શ્રી ચંદ્રપ્રભસ્વામી બિરાજે છે. તેનો વહીવટ સ્થાનકવાસી શેઠના હાથમાં છે. ૧ ગૃહમંદિર શેઠ ચતુરભાઇ નગીનદાસનાં બંગલે છે, તેમાં શ્રી મહાવીરસ્વામી બિરાજમાન છે. સાથે જૈનજ્ઞાનભંડાર નામનું એક વાચનાલય પણ છે. દિગમ્બરોનાં ૪ મંદિરો શહેરમાં, ૩ મંદિરો કિલ્લામાં (તેમાંના બે જૂના મંદિરોમાં હાલ મૂર્તિઓ નથી.) ૨ મંદિરો શહાપુરમાં, ૨ મંદિરો હોસુરમાં અને ૨ મંદિરો અનગોળમાં છે. આમ બધાં મળીને તેમનાં ૧૩ મંદિરો છે.

દિગમ્બર સમાજમાં ઘણા માણસો ખેતી કરે છે, થોડો વર્ગ નોકરીયાતનો છે. તેમના તરફથી શહેરમાં શ્રી શાંતિસાગર પાઠશાળા ચલાવવામાં આવે છે.

બેલગામ એકંદર રળિયામણું શહેર છે. તેમાં ૨ આર્ટસ્ અને સાયન્સની કૉલેજો, ૧ કોમર્સની કૉલેજ તથા ૧ ટ્રેનીંગ કૉલેજ છે.

ચૈત્ર વદિ ૮ ની સવારે સૂરીશ્વરજીનો શહેરમાં પ્રવેશ થયો, ત્યારે બધા રસ્તાઓ ધ્વજા-પતાકાથી સુંદર રીતે શણગારેલા હતા, ઠેરઠેર સુશોભિત કલામય કમાનો ઊભી કરવામાં આવી હતી, માનવમેદની ચિકાર હતી અને તેમાં બધા ફીરકાના જૈનો ઉપરાંત હિંદુઓ, મુસલમાનો તથા ખ્રિસ્તીઓ પણ નજરે પડતા હતા. આખા રસ્તે ભાવિકો પૈસા ઉછાળતા હતા અને દિગમ્બર સમાજે પણ અનેક સ્થળે ગહુંલીઓ કરીને સૂરીશ્વરજી પ્રત્યેનું સન્માન પ્રકટ કર્યું હતું, કહો કે જૈન ધર્મની થઇ રહેલી પ્રભાવનાનાં પવિત્ર કાર્યમાં પોતાનો યોગ્ય હિસ્સો નોંધાવ્યો હતો. શેઠ ચતુરભાઇ નગીનદાસે પોતાની દુકાન આગળ સૂરીશ્વરજીને સોના-રૂપાનાં ફૂલડે વધાવ્યા હતા અને તેઓશ્રીની કર્ણાટક-યાત્રા અનુપમ યશને ધારણ કરે એવી આશા પ્રકટ કરી હતી. અનુક્રમે સૂરીશ્વરજી ઉપાશ્રયે પધારતાં ટૂંક પ્રવચન બાદ શ્રીફળની પ્રભાવના થઇ હતી.

બપોરે દિગમ્બર સમાજની વાડીમાં 'ધર્મની જરૂરીઆત' વિષે જાહેર પ્રવચન થયું હતું, તેનો લાભ જનતાએ સારા પ્રમાણમાં લીધો હતો.

બીજા દિવસે તે જ સ્થળે સહુને આત્મા અને ધર્મનો સંબંધ સમજાવવામાં આવ્યો હતો અને આધ્યાત્મિક વિકાસ દ્વારા ઉન્નતિ સાધવાનો અનુરોધ કરાયો હતો.

રીતે તેમનું આપણા તરફ આકર્ષણ થાય તે રીતે મર્યાદાપૂર્વક વર્તવું જોઇએ. વળી તે માટે કસાયેલા કાર્યકર્ત્તાઓનો પણ સાથ જોઇએ. તે વિના પૂર્વભૂમિકા તૈયાર થતી નથી, પ્રચારમાં જોઇએ તેવો વેગ આવતો નથી અને જે કાર્યો ગતિમાન થયાં હોય છે, તે પણ અધૂરાં રહી જાય છે.

પરંતુ અફસોસની વાત એટલી જ છે કે હજી સુધી આપણે ધર્મપ્રચારની આ દૃષ્ટિ વિશેષ પ્રમાણમાં કેળવી શક્યા નથી અને કાર્યકર્ત્તાઓની કદર તો ભાગ્યે જ કરીએ છીએ! જેમણે આખું જીવન સમાજ કે ધર્મની વિવિધ પ્રકારે સેવા કરવામાં ખર્ચી નાખ્યું હોય, તેમનો ઉચિત સત્કાર કરવો તો દૂર રહ્યો, પણ તેમના માટે માનભર્યા બે શબ્દો પણ બોલી શકતા નથી! એટલું જ નહિ પણ તેમની નાની મોટી ભૂલો શોધી કાઢીને તેમને હલકા ચીતરવામાં આનંદ માનીએ છીએ! આ સ્થિતિમાં કાર્યકર્ત્તાઓનું જૂથ જામે શી રીતે? અને તે ન જામે તો કાર્યસિદ્ધિ થાય કેવી રીતે? આપણાં અનેક કાર્યો આજે બગડી રહ્યાં છે, તેનું ખરું કારણ આ જ છે, પણ તેની ગંભીરતા હજી સુધી સમાજના અગ્રગણ્ય પુરુષોનાં મનમાં વસી નથી અને વસી છે તો તેના યોગ્ય ઉપાયો લેવામાં આવ્યા નથી, એ સુનિશ્ચિત છે.

**હોનગામાં હિંદી પ્રવચન અને તેનું કન્નડ ભાષાંતર.**

ત્યાંથી સૂરીશ્વરજી હોનગા પધારતાં ઇતર વર્ગના સેંકડો મનુષ્યો સામા આવ્યા હતા અને વિદ્યાર્થીઓએ લેઝીમના પ્રયોગોથી સુંદર સ્વાગત કર્યું હતું. અહીં બેલગામથી જૈન-જૈનેતરો મોટી સંખ્યામાં દર્શનાર્થે આવતાં સમસ્ત ગામનું વાતાવરણ ઉત્સવમય બની ગયું હતું. બપોરે દિગમ્બર જૈન મંદિરમાં આચાર્યશ્રીનું જાહેર પ્રવચન થયું, તેમાં માનવમેદની ઘણી વિશાળ હતી, પરંતુ તેમાંનો મોટો ભાગ હિન્દી સમજતો ન હતો, એટલે તેનું કન્નડ ભાષાંતર કરવામાં આવતું હતું. ધર્મના પ્રચાર માટે વિવિધ ભાષાઓનું જ્ઞાન અતિ ઉપયોગી છે, એ કહેવાની આવશ્યકતા છે ખરી? પ્રાચીન જમાનામાં આચાર્યપદવી આપતાં પહેલાં સુયોગ્ય સાધુને બાર વર્ષ સુધી સૂત્રસિદ્ધાંતોના મૂળ પાઠો શીખવવામાં આવતા હતા, બીજા બાર વર્ષ સુધી તેના અર્થ અને રહસ્યનું જ્ઞાન આપવામાં આવતું હતું અને ત્રીજા બાર વર્ષ સુધી બે કે ત્રણ સાધુઓની સાથે તેમને જુદા જુદા દેશનાં પર્યટને મોકલવામાં આવતા હતા, તે એટલા જ માટે કે સૂત્રસિદ્ધાંતના સૂક્ષ્મ બોધ ઉપરાંત તેમને ભિન્ન ભિન્ન દેશના રીતરિવાજ તથા ભાષાઓનું પણ જ્ઞાન થાય અને તેથી ધર્મપ્રચાર સારી રીતે થઈ શકે. આ વિષયની વધારે ચર્ચા જોવી હોય તેમણે શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણવિરચિત શ્રી વિશેષાવશ્યક ભાષ્યનો પ્રારંભનો ભાગ જોવો.




છોડવાની, પરસ્ત્રીનો ત્યાગ કરવાની તથા અનીતિ નહિ કરવાની સેંકડો પ્રતિજ્ઞાઓ અમલમાં આવી અને તેણે જીવનશુદ્ધિનું જોરદાર વાતાવરણ જમાવ્યું. આવું સુંદર પરિણામ લાવવા માટે અમે સૂરીશ્વરજીને સેંકડો ધન્યવાદ આપીએ છીએ અને આશા રાખીએ છીએ કે પાઠકગણ પણ તેમાં પૂરેપૂરો સહમત થશે.

સાત દિવસ સુધી બેલગામમાં બેનમૂન ધર્મપ્રચાર કરીને સૂરીશ્વરજીએ વિહાર આગળ લંબાવ્યો અને શેઠ ચતુરભાઇની ખાસ વિનંતિને માન આપી ઠલકવાડીમાં આવેલા તેમના બંગલે બે દિવસની સ્થિરતા કરી. શું તે વખતનું દૃશ્ય ? શું તે વખતની ભાવના ? સેંકડો જૈન-જૈનેતરો સાથે આવ્યા હતા, તે બધાનું શેઠશ્રીએ સુંદર સ્વાગત કર્યું હતું અને સૂરીશ્વરજીને સોના-રૂપાનાં ફૂલડે વધાવી પધરામણીની ખુશાલીમાં ખોબે ભરીને રૂપિયા-પૈસા ઉછાળ્યા હતા. વળી આંગણામાં બે હજાર મનુષ્યો સમાઈ શકે તેવો એક ભવ્ય મંડપ ખડો કર્યો હતો, જે આમંત્રિત અધિકારીઓ, વકીલો, પ્રોફેસરો, ડૉકટરો તથા અન્ય નાગરિકોથી ખીચોખીચ ભરાઈ ગયો હતો. તે સહુને શેઠશ્રી તરફથી શ્રીફળની પ્રભાવના થઇ હતી.

બીજા દિવસે ત્યાં 'આર્યસંસ્કૃતિ' પર પ્રભાવશાળી પ્રવચન થયું હતું અને આખો દિવસ ઇતર વર્ગ દર્શન કરવા માટે આવ્યા કર્યો હતો. તેમાંનાં કેટલાક તો સૂરીશ્વરજીને રૂપિયાની નોટો આપવા લાગ્યા હતા, પરંતુ જૈન સાધુઓ કોઇનો પાઇ-પૈસો સ્વીકારતા નથી, તેમ જણાવવામાં આવ્યું ત્યારે જ તેમનાં મનનું સમાધાન થયું હતું.

આ વખતે નિપાણીથી શેઠ દેવચંદભાઈ વગેરે મંડળી, પૂનાથી શેઠ કાંતિલાલ ગગલભાઈ, કોલ્હાપુરથી શેઠ બાબુભાઈ પરમાર અને તેમની સાથે અમદાવાદવાળા શ્રીયુત ચીમનલાલ કેશવલાલ કઠિયા તથા સાંગલી, ધારવાડ વગેરે સ્થળેથી પણ ઘણા ભાવિકો દર્શનાર્થે આવ્યા હતા. શેઠશ્રીએ તે બધાની સુંદર આગતાસ્વાગતા કરી હતી. બેંગલોરના ભાવિકો પણ તે જ વખતે આવી પહોંચ્યા હતા અને તેમનું પણ શેઠશ્રી તરફથી ઉચિત સ્વાગત કરવામાં આવ્યું હતું.

વૈશાખ સુદિ ૧ ના દિવસે સૂરીશ્વરજીએ ત્યાંથી વિહાર કર્યો, ત્યારે સેંકડો જૈન-જૈનેતરો વિદાય આપવા આવ્યા હતા અને દિગમ્બર ભાઇઓ તથા વૈષ્ણવોએ ગહુંલીઓ કરીને ખૂબ રૂપિયા ચઢાવ્યા હતા. રસ્તામાં મહાદેવજીનાં મંદિરમાં સહુની પ્રવચન કરાવવાની ઇચ્છા થતાં આચાર્યશ્રીએ ત્યાં ટૂંક પ્રવચન કર્યું હતું અને સહુનાં દિલ જીતી લીધાં હતાં. આ બધાનો સાર એ છે કે, જો જૈન ધર્મનો વર્તમાનકાળમાં બરાબર પ્રચાર કરવો હોય તો લોકોથી અળગા રહેવાની વૃત્તિ છોડી દેવી જોઇએ અને જે

ધર્મવડે જ ઉચ્ચ કુલમાં જન્મ થાય છે, ધર્મવડે જ દિવ્ય રૂપ અને સંપત્તિ મળે છે, ધર્મવડે જ ધન અને સમૃદ્ધિની પ્રાપ્તિ થાય છે અને ધર્મવડે જ કીર્તિનો અત્યંત વિસ્તાર થાય છે, તેથી જીવનમાં બને તેટલી ધર્મની આરાધના કરો.

આજે વિષયરસનું પોષણ કરનારું સાહિત્ય ભિન્ન ભિન્ન સ્વરૂપે પ્રકટ થઈ રહ્યું છે અને તે માટેની સાધનસામગ્રી પણ વધી રહી છે, પરંતુ તેને તમે તાલપુટ વિષના જેવી સમજજો કે જેનો સ્વાદ લેતાં જ મૃત્યુનો ભેટો થાય છે.

પ્રાચીનકાળમાં પણ નાસ્તિકો હતા અને તે પોતાના મતનો પ્રચાર કરતા હતા, તેનો એક નમૂનો નીચે મુજબ છેઃ

पिब खाद च चारुलोचने ! यदतीतं वरगात्रि ! तन्न ते ।
नहि भीरु ! गतं निवर्तते, समुदयमात्रमिदं कलेवरम् ॥

હે લલિતલોચના ! તું મનગમતાં પેયનું પાન કર અને નિત્ય નવાં ભોજનો કરીને આનંદ માણ. તાત્પર્ય કે આ વસ્તુ પીવાય અને આ વસ્તુ ન પીવાય, આ વસ્તુ ખવાય અને આ વસ્તુ ન ખવાય, એવી ભાંજગડમાં પડીશ નહિ. વળી હે સુંદર અંગવાળી સ્ત્રી ! હું તને સાચું કહું છું કે યૌવનાદિક ચાલ્યું ગયું તો ફરી તારું થવાનું નથી, અર્થાત્ તેમાં જે ભોગવિલાસો કરવા હોય તે મોકળાં મને કરી લે. વાતવાતમાં ભય પામનારી હે લલના ! એ વાત તું ખાતરીથી માન કે ગયેલું પાછું આવતું નથી, કારણ કે આ શરીર તો પંચભૂતનો સમુદાય માત્ર છે, અર્થાત્ તેમાં આત્મા નામની કોઈ વસ્તુ નથી જે તેનાથી છૂટી પડીને પોતાનું અસ્તિત્વ કાયમ રાખે અને સારાંખોટાં કર્મોનો બદલો ભોગવે.

પરંતુ ભારતવર્ષના સર્વ ધર્માચાર્યોએ એ વિચારસરણીને ન્યાય અને નીતિનું નિકંદન કાઢનારી, સંયમ અને સદાચારનો સર્વનાશ કરનારી તથા સમાજરચનાનો પાયો મૂળમાંથી ડોલાવનારી ગણી તેનું નિરસન કર્યું હતું અને આત્મા તથા પુનર્જન્મ વિષેની શ્રદ્ધા મજબૂત બનાવી પાપપુણ્યનો વિવેક કરવાનું સબળ શિક્ષણ આપ્યું હતું. પરિણામે આજ સુધી ભારતવર્ષ આધ્યાત્મિક ક્ષેત્રમાં પોતાનું ઉન્નત સ્થાન ટકાવી રહ્યો છે અને બીજા દેશોને પણ માર્ગદર્શક બની રહ્યો છે.'

આ પ્રવચને લોકોને જીવનનું દર્શન કરવાની નવી જ દૃષ્ટિ આપી હતી.

ધારવાડમાં ગુજરાતી જૈનોની વસ્તી નથી, પરંતુ મારવાડી જૈનોની-મૂર્તિપૂજક તથા સ્થાનકવાસી મળી ૧૨૫ સ્ત્રી-પુરુષોની વસ્તી છે.

### ધારવાડમાં ધર્મોપદેશ

ત્યાંથી આચાર્યશ્રી આગળ વધ્યા અને કર્ણાટકની ભૂમિમાં વિચરવા લાગ્યા કે જ્યાં નીલમ જેવાં નીલ ખેતરો, સૈનિકોની છટાથી ઊભેલા સોપારી તથા નાળિયેરીનાં વૃક્ષો અને રજતરસનું સ્મરણ કરાવતાં નાનાં-મોટાં નિર્ઝરો પ્રકૃતિનું અપાર સૌંદર્ય પ્રકટ કરીને પ્રેક્ષકોનાં ચિત્તને અત્યંત ઉલ્લસિત કરે છે અને ચિરકાળ સુધી તેના સ્મૃતિપટમાં સ્થિર રહે છે. આ પ્રદેશનો ભવ્ય ભૂતકાળ પ્રવાસીની હૃદય વીણાના તાર અતિવેગથી ઝણઝણાવે છે અને અકથ્ય ભાવોનું ઊર્મિલ ગીત ઉત્પન્ન કરે છે.

સૂરીશ્વરજી અને તેમના સાથીઓ આ પ્રકારનો અનુભવ કરતાં અનુક્રમે બાગેવાડી, મુગુટખાન, હલકટ્ટી, કિતુર અને કોતુર થઈ ધારવાડની સમીપમાં આવ્યા અને કૃષિ કૉલેજનાં મકાનમાં પધાર્યા કે જ્યાં તેમનાં દર્શન કરવા માટે ભાવિક સ્રીપુરુષોનું એક મોટું જૂથ જમા થયું હતું. બપોરે ત્યાં શ્રી પંચકલ્યાણક પૂજા શરુ થતાં વાતાવરણ ભક્તિથી તરબોળ બન્યું હતું. બીજા દિવસે પ્રાતઃકાળમાં સૂરીશ્વરજીએ ધારવાડ શહેરમાં ધામધૂમથી પ્રવેશ કર્યો અને નગરપાલિકાના વિશાળ ખંડમાં 'ધર્મની જરૂરીઆત' વિષે બોલતાં જણાવ્યું કે 'હે મહાનુભાવો! પ્રભાત ફરીને ઊગે છે, રાત્રિ ફરીને આવે છે, ચંદ્ર ફરીને દેખાય છે અને સૂર્ય પણ ફરીને ઉદય પામે છે, એટલે કાલ વ્યતીત થતો નથી, પણ આપણું જીવન જ વ્યતીત થાય છે. આમ છતાં મૂઢ મનુષ્યો પોતાનું હિત શેમાં છે? તેનો વિચાર કરતા નથી!

હે મહાનુભાવો! ઉંમર નાની હોય તો પણ ધર્મ કરતાં રહેવું, કારણ કે જીવિત અનિત્ય છે, તેથી પાકી ગયેલાં ફળની માફક તેને હમેશાં પડવાનો ભય રહેલો છે.

હે દેવાનુપ્રિયો! સર્વ સંપત્તિઓ જલના તરંગ જેવી અસ્થિર છે, યૌવન ચાર દિવસની ચાંદની જેવું છે અને આયુષ્ય શરદઋતુનાં વાદળો જેવું ક્ષણિક છે, તેથી ધન કમાયે શું થશે? તે માટે તો ધર્મનું જ આચરણ જ કરવું જોઇએ.

એક કવિએ ઠીક જ કહ્યું છે કે–હે ભાઇ! તું આખી જિંદગી સુધી કમાયો, તેમાંથી તારા ભાગે શું આવ્યું? ગાડું ભરીને લાકડાં અને આગળ ખોખરી હાંડી, એ જ કે બીજું કંઇ?× એ પરથી વિચાર કરો કે તમારી આજની પ્રવૃત્તિઓ કેવું પરિણામ લાવશે?

હે દેવાનુપ્રિયો! સર્વના પરમ હિતસ્વી સંતપુરુષોએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે

---

× ભવ સઘળું કમાવીયું, કીસ્યું આવ્યું હાથ?
ગાડું ભરીયું લકડાં, ખોખરી હાંડી સાથ.




મનુસ્મૃતિમાં કહ્યું છે કે—

वेदास्त्यागश्च यज्ञाश्च, नियमाश्च तपांसि च ।
न विप्रदुष्टभावस्य, सिद्धिं यच्छति कर्हिचित् ॥

'જેનું મન વિષયમાં લગ્ન થયું છે, તે પુરુષને વેદાધ્યયન, દાન, યજ્ઞો, નિયમો તથા તપો કોઈ પણ દિવસ ફળ આપતા નથી.'

વળી તેમાં એ પણ કહ્યું છે કે—

इन्द्रियाणां तु सर्वेषां, यद्येकं क्षरतीन्द्रियम् ।
तेनास्य क्षरति प्रज्ञा, दृतेः छेदादिवोदकम् ॥

'પાણીની પખાલમાં એક કાણું પડે તો તેમાંથી બધું પાણી નીકળી જાય છે, તેમ ઇંદ્રિયોના સમૂહમાંથી એક પણ ઈંદ્રિય પોતાના વિષયમાં આસક્ત બને તો તે દ્વારા મનુષ્યની બુદ્ધિનો નાશ થાય છે.'

હે મહાનુભાવો! તમે સ્પર્શેન્દ્રિયમાં આસક્ત થનાર હાથીની સ્થિતિ જુઓ. તે મદમસ્ત અને અતિ બળવાન હોવા છતાં હાથણીના લોભે શિકારીઓએ ખોદેલા ખાડામાં પડે છે અને લોઢાની મજબૂત સાંકળોનું બંધન પામી, છેવટે મહાવતના તીક્ષ્ણ અંકુશનો માર ખાય છે!

હે મહાનુભાવો! તમે રસેન્દ્રિયમાં આસક્ત થનાર માછલાંની સ્થિતિ નિહાળો. ગલના લોભે તેનાં ગળામાં લોખંડનો તીક્ષ્ણ કાંટો ભોંકાય છે અને તે વેદનાથી તરફડતું તરફડતું મચ્છીમારના હાથમાં જઈ પડે છે!

હે મહાનુભાવો! તમે ઘ્રાણેન્દ્રિયમાં આસક્ત થનાર ભ્રમરની સ્થિતિનું અવલોકન કરો. સાંજ પડવા આવી છે, એટલે હમણાં પદ્મની પાંખડીઓ બીડાઈ જશે અને તેમાં હું પૂરાઇ જઇશ, એમ તે સારી રીતે જાણે છે, છતાં ઘ્રાણના (ગંધના) લોભથી તેનો ત્યાગ કરી શકતો નથી! જો તે ધારે તો પદ્મની પાંખડીઓ વીંધીને સરલતાથી બહાર આવી શકે, પણ ઘ્રાણની તીવ્ર આસક્તિ તેને તેમ કરવા દેતી નથી. તે માંહી પડ્યો પડ્યો મહાસુખ માણે છે અને વિચાર કરે છે કે–રાત્રિ તો હમણાં ચાલી જશે અને સુંદર પ્રાતઃકાળ થશે. તે વખતે સૂર્ય ઉદય પામશે અને બધાં પદ્મો ખીલી ઉઠશે. ત્યારે હું તરત જ બહાર નીકળી જઇશ. પણ તેના એ વિચારો કામ લાગતા નથી. પરોઢિયામાં હાથીનું ટોળું પાણી પીવા આવે છે અને પદ્મોને તોડીતોડીને મુખમાં પધરાવતાં બિચારાનું શેષજીવન પૂર્ણ થઇ જાય છે!

હુબલી હરખાયું

ધારવાડથી સૂરીશ્વરજી હુબલી પધાર્યા કે જે ત્યાંથી માત્ર બાર માઈલનાં અંતરે આવેલું છે અને વેપાર–રોજગારનું મોટું મથક હોઈ જૈનોની બહોળી વસ્તી ધરાવે છે. અહીં મોટા ભાગે યતિઓનાં જ ચાતુર્માસ થાય છે અને બાકીના સમયમાં પણ તેમનો જ અવરજવર વિશેષ રહે છે, એટલે સુવિહિત સાધુઓનું આગમન તેમનાં હૈયામાં હર્ષની હેલી પ્રગટાવે એ સ્વાભાવિક છે.

સૂરીશ્વરજીએ હુબલીમાં પ્રવેશ કર્યો ત્યારે રસ્તાઓ સુંદર રીતે શણગારેલા હતા અને તેના પર સ્થળે સ્થળે કમનીય કમાનો ઊભી કરવામાં આવી હતી, બેન્ડવાજાં જોરથી વાગી રહ્યાં હતાં અને જૈન–જૈનેતરોનો પ્રચંડ સમૂહ તેમની પછવાડે આસ્તે કદમ ચાલી રહ્યો હતો. તેમાંના કેટલાક સ્વાગતગીતો ગાઇ ઉચ્ચસ્વરે જયનાદ પોકારી રહ્યા હતા, તો કેટલાક અરસપરસ વાતો કરીને અંતરનો ઉલ્લાસ પ્રકટ કરી રહ્યા હતા.

એકે કહ્યું : ' આવું સ્વાગત તો કોઇ રાજા–મહારાજાનું પણ થયું નથી. '

બીજાએ કહ્યું : ' રાજા–મહારાજા એમનાં ઘરમાં મોટા. એ કંઇ સમર્થ સંતપુરુષની સરખામણીમાં થોડા જ ઊભા રહી શકે ? '

ત્રીજાએ કહ્યું : ' આ સંતપુરુષની તો વાત જ ન થાય. જ્યાં જાય ત્યાં પૈસાનો વરસાદ વરસે છે અને લોક ભૂરાયું થઈને પાછળ ભમે છે. '

ચોથાએ કહ્યું : ' એ બધું તો ઠીક, પણ તેમની વ્યાખ્યાનશક્તિ ગજબ છે. ગમે-તેવાં કઠિન હૃદયોને પણ ઘડીના છઠ્ઠાભાગમાં પીગાળી નાંખે છે. '

પાંચમાએ કહ્યું : ' હું તો એક જ વાત જાણું કે તેમનાં પગલાં પનોતા છે, એટલે જ્યાં ત્યાં આનંદમંગલ વર્તે છે અને કોઇ વાતની કમી રહેતી નથી. '

છઠ્ઠાએ કહ્યું : ' ભાઇ ! ઝાઝી વાતનાં ગાડાં ભરાય ! ટૂંકમાં એટલું જ કહોને કે આ તો અવલ નંબરના ઓલિયા છે, એટલે દુનિયા તેમને ઝૂકી ઝૂકીને સલામ ભરે છે અને તેમનો પડ્યો બોલ ઝીલવામાં મોટી મગરૂરી માને છે. '

આમ અનેક પ્રકારની વાતો ચાલી રહી હતી, પણ તે બધી સાંભળવા જેટલો સમય આપણી પાસે ક્યાં છે ? '

અહીં સૂરીશ્વરજીએ નગરપાલિકાના વિશાળ ખંડમાં જાહેર પ્રવચન કરતાં જણાવ્યું હતું કે ' હે મહાનુભાવો ! અગ્નિમાં ઘી હોમવાથી જેમ અગ્નિનું બળ વધતું જાય છે, તેમ વિષયોને સેવવાથી કામનું બળ વધતું જાય છે, માટે ઇંદ્રિયોનું દમન કરતાં શીખો.

કળંબળા થઈ ટુમકૂર પધાર્યા કે જ્યાં શ્રાવકોની ૧૨ ઘરની વસ્તી તથા ૧ જિનમંદિર છે. અહીં પણ સંઘનો ઉત્સાહ ઘણો સારો હતો, તેથી સર્વ ધાર્મિક કાર્યો ઉત્તમ પ્રકારે થયાં, તેમાં દીક્ષાનો પ્રસંગ વિશિષ્ટ હોવાથી ખાસ નોંધ માગી લે છે.

મૂળ ફલોધિ–મારવાડના રહીશ પણ હાલ મ્હૈસૂર રાજ્યના ટુમકૂર શહેરમાં રહેતા ગણેશમલજી નામના એક આધેડ વયના મુમુક્ષુ અહીં સૂરીશ્વરજીના સમાગમમાં આવ્યા અને એક જ દિવસના પરિચયથી ભાગવતી દીક્ષાના ભાવવાળા બન્યા. આત્મા ઉત્તમ હતો અને સર્વ સંયોગો અનુકૂળ હતા, એટલે તરત જ દીક્ષા દેવાનું નક્કી થયું. ટુમકૂરનાં આંગણે દીક્ષાનો આ પહેલો જ પ્રસંગ હતો, એટલે સંઘને અત્યંત આનંદ થયો. વિ. સં. ૨૦૦૮ના જેઠવદ ૬ તા. ૬–૬–૫૨ ને શુક્રવારના રોજ શ્રી ગણેશમલજીને ખૂબ ધામધૂમથી દીક્ષા આપવામાં આવી, એટલે તેઓ મુનિશ્રી ગીર્વાણવિજયજી બન્યા અને મુનિરાજશ્રી કીર્તિવિજયજીના શિષ્ય તરીકે જાહેર થયા.

મુનિશ્રી ગીર્વાણવિજયજી હિન્દી, મારવાડી, તામીલ, તેલુગુ, કન્નડ તથા ઈંગ્લીશ ભાષા જાણતા હોવાથી આ પ્રદેશના અધિકારીઓ તથા વિદ્વાનો સાથે વાર્તાલાપ કરવામાં, તેમજ વિવિધ ભાષામાં લખાયેલા લેખો કે પત્રોનો અનુવાદ કરવામાં અતિ ઉપયોગી થઈ પડ્યા. એને ભાવીના શુભ સંકેત સિવાય બીજું શું કહીએ?

અહીં જાહેર પ્રવચન વગેરે પ્રવૃત્તિઓ પણ સારા પ્રમાણમાં થઇ અને સેંકડો સ્ત્રીપુરુષો ધર્મની ભાવનાવાળા બન્યા.

**અનુક્રમે બેંગલોર કેન્ટોન્મેન્ટમાં**

ત્યાંથી સૂરીશ્વરજી હરિહળી, ધાઉસપેટ, બેગુર, નલમંગલા અને યશવંતપુર થઇ અસાડ સુદ ૧ ને રોજ બેંગલોર કેન્ટોન્મેન્ટમાં પધાર્યા અને કોલ્હાપુરથી આરંભેલો ૩૮૫ માઇલનો વિહાર પૂરો કર્યો.

**વિહારનું વિહંગાવલોકન**

આ વિહારનું વિહંગાવલોકન કરતાં જૈનનો ખબરપત્રી એક સ્થળે લખે છે કે ‘મહારાષ્ટ્રના કોલ્હાપુર, નિપાણી વગેરે ગામોને છોડી જ્યારે આગળ વધીએ છીએ, ત્યારે બેલગામ આવે છે, તે કર્ણાટકનું નાકું છે. ત્યાંથી કાનડી ભાષા શરુ થાય છે. મહારાષ્ટ્રમાં મરાઠી ભાષાનો પ્રચાર હોવા છતાં, ત્યાંની જનતા હિંદીમાં થતાં પ્રવચનો સારી રીતે સમજતી હતી, ત્યારે આ પ્રદેશમાં હિંદી ભાષાના જાણકાર ગણ્યાગાંઠ્યા જ મળે છે।

હે મહાનુભાવો! તમે રૂપમાં આસક્ત થનાર પતંગિયાની સ્થિતિ પર નજર નાંખો. તે રૂપના લોભે દીપકની જ્વલંત જ્યોતિમાં યાહોમ ઝંપલાવે છે અને થોડી જ વારમાં બળીને ખાખ થઈ જાય છે!

અને હે મહાનુભાવો! તમે શબ્દમાં આસક્ત થનાર હરણના હાલ પણ નરી આંખે નિહાળી લો. પારધીનો પાવો વાગ્યો કે તે સઘળું ભાન ભૂલી જાય છે અને તેની પાછળ પાછળ ચાલવા લાગે છે. એમ કરતાં તે પાસમાં સપડાઈ જાય છે અને પોતાના પ્રાણ ગુમાવે છે!

જ્યારે એક એક ઇન્દ્રિયની આસક્તિનું પરિણામ આવું ભયંકર આવે છે, ત્યારે પાંચે ઇન્દ્રિયની આસક્તિનું પરિણામ કેટલું ભયંકર આવે, તે તમે બધા સ્વયં વિચારી લો.'

આ પ્રવચનની શ્રોતાઓ પર ઊંડી અસર થતાં સંયમનો મહિમા વિસ્તાર પામ્યો હતો.

અહીં બેંગલોર, રાણીબેન્નુર તથા દાવણગેરેના સંઘો સૂરીશ્વરજીનાં દર્શનાર્થે આવ્યા હતા અને થઈ રહેલો ધર્મપ્રચાર નજરે નીહાળીને અત્યંત આનંદ પામ્યા હતા.

### દાવણગેરેમાં દિવ્યાનંદ

હુબલીથી સૂરીશ્વરજી આગળ વધ્યા અને હાવેરી તથા રાણીબેન્નુરને લાભ આપી દાવણગેરે પધાર્યા કે જ્યાં શ્રાવકોનાં ૬૫ ઘરની વસ્તી તથા ૧ જિનમંદિર છે. અહીં સુવિહિત સાધુનાં દર્શન થવા દુર્લભ, ત્યાં સમર્થ આચાર્યનાં આગમનની આશા તો રખાય જ ક્યાંથી? પરંતુ તે આશા આજે ફળી હતી, એટલે દાવણગેરેના સંઘમાં સહુ કોઈને દિવ્ય આનંદનો અનુભવ થઈ રહ્યો હતો અને તેનું પ્રતિબિંબ સ્વાગત, પૂજા, પ્રભાવના તથા વ્યાખ્યાનની સભામાં સ્પષ્ટ જોઇ શકાતું હતું. અહીં જાહેર પ્રવચનની યોજના થતાં કામગીરી પર કળશ ચડ્યો હતો અને સર્વત્ર પ્રશંસાનાં પુષ્પો વેરાયાં હતાં.

### ચિત્તલદુર્ગમાં ચારુ પ્રચાર

દાવણગેરેથી દીર્ઘ વિહાર કરતાં સૂરીશ્વરજી આનગોડ, બ્રહ્મસાગર, બીજાપૂરા અને મૂર્ગીમઠ થઈ ચિત્તલદુર્ગ પધાર્યા કે જ્યાં શ્રાવકોની ૪૦ ઘરની વસ્તી તથા ૧ જિનમંદિર છે. અહીં સંઘનો ઉત્સાહ અપૂર્વ હતો, એટલે સ્વાગત સુંદર થયું, વ્યાખ્યાનનો લાભ સારી રીતે લેવાયો અને જાહેર પ્રવચનની યોજના પણ અમલમાં આવી. વળી વ્યક્તિગત ચર્ચા-વિચારણાઓથી અનેક આત્મા ધર્મ પામ્યા અને વ્રત-નિયમોવાળા બન્યા.

### હુમકૂરમાં દીક્ષામહોત્સવ

ત્યાંથી સૂરીશ્વરજી આઇમંગલ, હિરીયૂર, જવગન-હલ્લી, સીરા, સીબીગુડી તથા

મુનિરાજશ્રી કીર્તિવિજયજી એક ભાવવાહી વૈરાગ્યગીત લલકારતા કે ટપોટપ સેંકડોની સંખ્યામાં જનતા ઉપસ્થિત થઈ જતી હતી. તેમાં હિંદુ–મુસ્લીમ સહુ કોઇ નજરે પડતા હતા. તેમને આચાર્યશ્રી ઉપદેશ આપતા હતા. તે સાંભળીને ઘણા લોકો એમ કહેતા કે 'સ્વામી! આજ સુધી જે પાપો થઈ ગયા, તે થઈ ગયા, પણ હવે પછી જીવહિંસાદિ પાપકાર્યો નહિ કરીએ.' કેટલાક દારૂ–માંસનો ત્યાગ કરતા હતા, તો કેટલાક પરસ્ત્રીનો ત્યાગ તથા અનીતિ નહિ કરવાની પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરતા હતા. લગભગ આ પ્રમાણે રોજ ચાલ્યા કરતું હતું.

રસ્તામાં સામા મળતા મનુષ્યો જરૂર પ્રશ્ન કરતા કે યાવુરૂ? (કયું ગામ?) ચેલિન્દા વર્તિરા? (ક્યાંથી આવો છો?) નિવુયારુ? (કોણ છો?) ચેલ્લી હોગત્તિરિ? (ક્યાં જાવ છો?) ચેન માંડતિરિ (શું કરો છો?) વગેરે. તેનો સાથેના માણસો કાનડી ભાષામાં ઉત્તર આપતા, એટલે તેઓ સમજી જતા કે આ તો સાધુપુરુષ છે, એટલે તેમને વંદન કરતા.

આ વિહારમાં સૂરીશ્વરજીનો મુકામ ઘણા ભાગે શાળાનાં મકાનમાં કે ડાકબંગલામાં થતો હતો અને રસ્તાના જાણકાર માણસો સાથે રહેતા હતા, એટલે ખાસ અડચણ પડતી નહિ; આમ છતાં વિહારની સ્વાભાવિક કઠિનાઇઓ તો સહન કરવી જ પડતી અને તે સૂરીશ્વરજી તથા તેમના શિષ્યો સમભાવે સહન કરી લેતા હતા. પરીષહો અને ઉપસર્ગો સહન કર્યા વિના સાધુજીવનની સાધના પૂર્ણ થતી નથી કે ધર્મનો વિશાળ પાયે પ્રચાર થઈ શકતો નથી, એ વસ્તુ સહુ કોઇએ સ્પષ્ટ સમજી લેવાની જરૂર છે.

આટલા વિવેચન સાથે આ પ્રકરણ અહીં પૂરું કરીશું અને સૂરીશ્વરજી તથા તેમના શિષ્યોએ બેંગલોર તથા અન્ય સ્થળોએ કઈ રીતિએ, કેવો ધર્મપ્રચાર કર્યો, તેનું વર્ણન આગામી પૃષ્ઠોમાં આપીશું.








કર્ણાટકનાં મુખ્ય શહેરો ધારવાડ, હુબલી વગેરે છોડ્યા પછી મ્હૈસૂર સ્ટેટની શરૂઆત થાય છે,× તેનો પ્રદેશ ખૂબ રમણીય છે. જ્યાં જુઓ ત્યાં શ્રીફળ, સોપારી, આમ્ર વગેરે વૃક્ષોની સુંદર ઘટાઓ તથા પાણીનાં ઝરણાં નજરે પડે છે. આ સ્ટેટની સડકો, બંગલાઓ, બેઠકો, લાઇટો વગેરેમાં એક પ્રકારની વિશેષતા નજરે પડે છે અને ખાસ નોંધપાત્ર બીના તો એ છે કે અહીંના હવાપાણી ખૂબ જ માફક આવી જાય તેવાં છે. અહીંની જનતા ખૂબ જ ભદ્રિક, સરળ અને પ્રેમાળ છે તથા સાધુસંતો પ્રત્યે ભક્તિભાવ અને આદર ધરાવનારી છે.

શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ આદિ પરિવાર બેંગલોર શ્રીસંઘની આગ્રહભરી વિનંતિ સ્વીકારી આ પ્રદેશમાં વિહરતાં સ્થળે સ્થળે તેઓશ્રી વિવિધ વિષયો પર જાહેર વ્યાખ્યાનો આપતા હતા. હિંદી ભાષામાં થતાં આ વ્યાખ્યાનોનો જાણકાર તરફથી કન્નડ ભાષામાં અનુવાદ થતો હતો અને તે જનતાને બરાબર સમજાવવામાં આવતો હતો. પરંતુ જ્યારે તેવા જાણકાર મળતા નહિ, ત્યારે ભારે મૂંઝવણ થઇ પડતી. તે વખતે બધું કામ ઇસારાથી જ ચલાવવામાં આવતું હતું.

કેટલાંક સ્થળે ઇતર લોકો ફૂલની માળાઓ તેમજ ફળફૂલાદિ ભેટ ધરવા માટે લઇ આવતા હતા, પરંતુ મહારાજશ્રી તરફથી તેની ના પાડવામાં આવતી હતી અને તેમને જૈન સાધુઓના આચાર-વિચાર સમજાવવામાં આવતા હતા. તે જાણ્યા પછી તેમનાં મુખમાંથી એવા ઉદ્‌ગારો નીકળતા હતા કે ‘આવા સંતોનાં દર્શનનો સુયોગ અમારા જેવા પામર પ્રાણીઓને આવા અનાર્ય પ્રદેશમાં મળ્યો, એ જ અમારાં અહોભાગ્ય!’

જ્યાં જ્યાં સૂરિજીનો મુકામ થતો હતો, ત્યાં ત્યાં ઇતર લોકોનાં ટોળાં ઉભરાતાં હતાં, દર્શન કરીને સહુ ભારે આનંદિત થતા હતા. કેટલાંક સ્થળે તો આખું ગામ દર્શનાર્થે ઉલટતું હતું. પૂજ્ય આચાર્યદેવ થાક્યાપાક્યા હોવા છતાં માત્ર ઉપકારદૃષ્ટિએ સહુને હિંસા ન કરવાનો તથા ભલાઇનો ઉપદેશ આપતા હતા.

ગામમાં જાહેર કરવાની જરૂર પણ નહોતી પડતી, પહેલેથી જ સહુને ખબર પડી જતી હતી કે આજ એક મહાન સ્વામી (સંત) આપણાં ગામને પાવન કરવાના છે. ઘણા સ્થળે તો ઇતર લોકો ગામને શણગારી, દેશી વાદ્યો દ્વારા સૂરિજીનું ભવ્ય સ્વાગત કરી ભક્તિભાવ પ્રદર્શિત કરતા હતા.

---

× આજે મ્હૈસૂર રાજ્યનો વિસ્તાર ઘણો વધ્યો છે. આખું કર્ણાટક તેમાં ભળી ગયું છે, એટલે તેની શરૂઆત મહારાષ્ટ્ર મૂક્યા પછી તરતજ થાય છે. લે૦




આવે છે અને તેનાં મિશ્રણથી સુગંધી સાબુ તથા ઉમદા અગરબત્તીઓ ખૂબ જ મોટા પ્રમાણમાં તૈયાર કરી દેશ-વિદેશ મોકલવામાં આવે છે. ઉપરાંત રેશમ, રેશમી કાપડ, સાચી-ખોટી જરી, સુતરાઉ કાપડ અને ગરમ કાપડનો ઉદ્યોગ મોટા પાયા પર ખીલેલો છે તથા વિમાન, ટેલીફોન, યાંત્રિક ઓજારો, વીજળીના ગોળા, કાચની વસ્તુઓ અને પેની-સીલીન જેવા ઉપયોગી ઔષધો બનાવનારાં અનેક મહત્ત્વપૂર્ણ કારખાનાંઓ સ્થપાયેલાં છે, એટલે વ્યાપાર ખૂબ જ બહોળો ચાલે છે, જે દરેક પ્રાંતના દરેક કોમના સાહસિક મનુષ્યોનું ભારે આકર્ષણ કરે છે. તેમાં આનંદની વાત એ છે કે, શહેરના મુખ્ય મુખ્ય ધંધાઓ સાહસશૂરા મારવાડી તથા ગુજરાતી ભાઈઓના હાથમાં છે અને તેમાં પણ મુખ્યતા વાણિજ્યવિશારદ જૈન બંધુઓની છે. તેમણે સંસ્કારી પ્રજા તરીકે જાહેર જીવનમાં પણ સારી પ્રતિષ્ઠા જમાવી છે. પચીશ માઇલના વિસ્તારમાં વસેલું આ શહેર સીટી, કેન્ટોન્મેન્ટ, મલ્લેશ્વરમ્, બસવાન ગુડી ઇત્યાદિ વિભાગોમાં વહેંચાયેલું છે અને દશ લાખ મનુષ્યોની વિશાળ જનસંખ્યા ધરાવે છે. તેમાં કેન્ટોન્મેન્ટનો વિભાગ યુરોપિયન તથા મુસલમાનોની અધિક વસ્તીવાળો છે અને અદ્યતન રેસ્ટોરાં તથા હૉટલોથી સુસજ્જ છે. કમર્સિયલ સ્ટ્રીટ, બ્રીગેડ સ્ટ્રીટ, મહાત્મા ગાંધી રોડ એ તેના મુખ્ય રસ્તાઓ છે. સીટીનો મુખ્ય વ્યાપાર ચીકપેટ તથા નરસિંહરાજા રોડ પર કેન્દ્રિત થયેલો છે.

અહીંની મુખ્ય ભાષા કાનડી છે, પરંતુ નોકરોનો વિશેષ વર્ગ તામીલ હોવાથી તેમજ વ્યાપારીઓમાં મારવાડી, ગુજરાતી અને મહારાષ્ટ્રીઓનું વર્ચસ્વ હોવાથી તામીલ, હિંદી તથા મરાઠીનો ઉપયોગ પણ સારી રીતે થાય છે.

આ શહેરમાં શ્વેતામ્બર મૂર્તિપૂજક સમાજની વસ્તી આશરે ૪૩૦૦ મનુષ્યોની છે, શ્વેતામ્બર સ્થાનકવાસી સમાજની વસ્તી આશરે ૩૪૦૦ મનુષ્યોની છે, શ્વેતામ્બર તેરાપંથી સમાજની વસ્તી આશરે ૩૦૦ મનુષ્યોની છે અને દિગમ્બર સમાજની વસ્તી આશરે ૧૦૦૦ મનુષ્યોની છે. તેમાં શ્વેતામ્બર મૂર્તિપૂજકોની મોટી સંખ્યા સીટીમાં વસે છે, સ્થાનકવાસીઓની મોટી સંખ્યા કેન્ટોન્મેન્ટમાં વસે છે, તેરાપંથીઓ બંને સ્થળે વહેંચાયેલા છે અને દિગમ્બરોનો મોટો ભાગ સીટી તથા બસવાન ગુડીમાં રહેલો છે.

શ્વેતામ્બર મૂર્તિપૂજકોમાં પોણો ભાગ મારવાડી બંધુઓનો છે કે જેમાંના ઘણાખરા સમૃદ્ધ અને સુખી છે તથા કાપડ અને કમીશન એજન્ટનો ધંધો ઘણા મોટા પાયા પર ચલાવે છે. બાકીનો ચોથો ભાગ ગુજરાતી બંધુઓનો છે અને વધારે સ્પષ્ટ કહીએ તો સૌરાષ્ટ્રવાસીઓનો છે કે જે સામાન્ય રીતે ખાધેપીધે સુખી છે અને મોટા ભાગે સિનેમા તથા સાયકલનો ધંધો ચલાવે છે.



# પ્રકરણ આઠમું

## બેંગલોરમાં અપૂર્વ ધર્મોદ્યોત

સૂરીશ્વરજી પોતાના શિષ્યસમુદાય સાથે કેન્ટોન્મેન્ટમાં બિરાજે છે, ભક્તસમુદાય સેંકડોની સંખ્યામાં દર્શનાર્થે ઉમટ્યો છે અને બેંગલોર જૈન સંઘના આગેવાનો તેઓશ્રીનું શાનદાર સ્વાગત કરવા માટે તડામાર તૈયારીઓ કરી રહ્યા છે, ત્યારે પ્રિય પાઠકો! આપણે બેંગલોર શહેરનો થોડો પરિચય મેળવી લઈએ તો સર્વથા ઉચિત ગણાશે.

**બેંગલોરનો ટૂંક પરિચય**

અંગ્રેજોના અમલમાં આપણા દેશનાં ઘણાં નામો બગડયાં છે, ખાસ કરીને નગરોનાં નામમાં વિશેષ બગાડો થયો છે. વારાણસી બેનારસ, બીનારસ કે બનારસ બન્યું છે, મથુરાએ મુટ્રા નામ ધારણ કર્યું છે, ભરૂચનાં સ્થાને બ્રૉચ આવ્યુ છે, કાંચી-પુરમ્‌નું સ્થાન કૉન્જીવરમે લીધું છે અને ઉદકમંડલનું રૂપાંતર ઉત્તાકામંડમાં થયું છે. તે જ રીતે મ્હેસૂરનું માયસૉર અને બેંગલૂરુનું બેંગલોર બન્યું છે. ભાષાવ્યવહારમાં રૂઢીની બલવત્તા હોવાથી આજે પણ તે જ નામ ચાલુ છે× અને મ્હેસુર રાજ્ય ઉત્તર-પ્રાંતીય સરકારની જેમ નામની સુધારણાને લગતો ખરડો નજીકનાં ભવિષ્યમાં જ પસાર ન કરે તો એ જ નામ ચાલુ રહેવાની પૂર્ણ સંભાવના છે.

દરિયાની સપાટીથી ત્રણ હજાર ફૂટ ઊંચે વસેલું, ખુશનુમા હવાવાળું આ શહેર લાલબાગ, કબન પાર્ક, અમેરિકન પાર્ક વગેરે નાના-મોટા અનેક બગીચાઓથી અત્યંત રમણીય લાગે છે; સરકારની વિશાળ કોર્ટ-કચેરીઓ, કૉલેજના ભવ્ય ભવનો તથા શ્રીમંતો અને સોદાગરોના મનોહર મહાલયોથી ઘણું જ સુશોભિત જણાય છે; તથા ઇન્ડિયન ઇન્સ્ટીટયૂટ ઑફ્ સાયન્સ જેવી આદર્શ સંશોધનાત્મક શિક્ષણસંસ્થાને લીધે વસુધાભરમાં વિખ્યાત બનેલું છે.

આ શહેર હુન્નર, ઉદ્યોગ અને વ્યાપાર-ધંધામાં પણ ખૂબ જ આગળ પડતું છે. અહીં સુખડનાં લાકડાં પર સુંદર કારીગરી કરવામાં આવે છે, સુખડનું તેલ કાઢવામાં

× મરાઠી લોકો બહુધા બંગલોર બોલે છે. નવી સમયસારણીમા બેંગલૂરુ નામ રાખવામાં આવ્યું છે.




ઘડીનું ગજબ પરિણામ છે અને ભવિષ્યમાં શુભ સંયોગોની જે પરંપરા પ્રાપ્ત થવાની છે, તેની અફર આગાહી છે. ખરેખર! મનુષ્યત્વને ધન્ય કરનારી આવી પળો જીવનમાં કોઇક જ વાર પ્રાપ્ત થાય છે.

ભવ્ય પ્રયાણ

પ્રાતઃકાળના પ્રથમ પ્રહરના પ્રાંતભાગે સૂરીશ્વરજીએ પ્રયાણ કર્યું અને ગગનમંડળ જૈન શાસનના જયનાદથી ગાજવા લાગ્યું. સેંકડો પગો સાથે ઉપડવા લાગ્યા અને ત્રાંબા, નીકલ તથા ચાંદીના સિક્કાઓ ચોમેર ઉછળવા લાગ્યા. તેની સંખ્યા પચીસ-પચાસ નહિ, સો-બસો નહિ, પણ હજારોની હતી, એટલે પ્રેક્ષકોને પરમ કુતૂહલ થાય તે સ્વાભાવિક હતું. તેમણે ઉત્સવ-મહોત્સવ તો ઘણા જોયા હતા, પણ આવી રીતે ઉછળી રહેલું ધન કદી પણ જોયું ન હતું; તેથી તેઓ અત્યંત ઉત્સુકતાપૂર્વક ભક્તસમુદાયને પૂછતા હતા કે 'ભાઇ! આ બધું શું છે? આટલા પૈસા-રૂપિયા કેમ ઉછળી રહ્યા છે?' ભક્ત-સમુદાય તેનો જવાબ આપતો હતો કે 'અમારા જૈનોના મહાન્ ધર્મગુરુ શ્રી વિજય-લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ સેંકડો માઇલનો પગપાળા પ્રવાસ કરીને અહીં પધાર્યા છે, તે આજે શહેરમાં પ્રવેશ કરી રહ્યા છે, તેની ખુશાલીમાં અમે પૈસા-રૂપિયા ઉછાળી રહ્યા છીએ.' આ ઉત્તરથી તેમનું કુતૂહલ શમી જતું અને મસ્તકો સહસા સૂરીશ્વરજી તરફ ઢળી પડતાં. ભિક્ષુકોના આનંદનો પાર ન હતો. તેમને આજે જબ્બર તડાકો પડ્યો હતો, એટલે તેઓ પુનઃ પુનઃ આશીર્વાદ આપી રહ્યા હતા અને નિત્ય આવા ઉત્સવો થતા રહે તેવું અંતરથી ઇચ્છી રહ્યા હતા. આ રીતે પૈસા-રૂપિયા ઉછાળવાનું કાર્ય ત્રણ માઇલ સુધી ચાલુ રહ્યું હતું.

નાગરિકો તરફથી નીમાયેલી સત્કાર સમિતિ

બેંગલોરના નાગરિકોએ સૂરીશ્વરજીનો સત્કાર કરવા માટે ઉદ્યોગપ્રધાન શ્રી ટી. સિદ્ધલિંગપ્પા બી. એ., બી. એલ.નાં પ્રમુખપદે નીચેના ૪૦ ગૃહસ્થોની એક સમિતિ નીમી હતીઃ—

(૧) મહંત બાવા પૂરણદાસ ઉદાસી.
(૨) નાદીરશા પેસ્તનજી જે. ઊનાવાલા (પારસીઓના ધર્મગુરુ).
(૩) રેવ. વી. બેન્જામીન. બી. ડી.
(૪) સર. એચ. સી. દાસપ્પા (માજી નાણાપ્રધાન).
(૫) શ્રી કે. ટી. ભાષ્યમ્ આયંગર (ચેરમેન લેજીસ્લેટીવ કાઉન્સીલ).
(૬) રાજા સેવસકથા પી. સુબ્બારામ સેટ્ટી (માજી પ્રધાન).

અહીં ચીકપેટના શ્વેતામ્બર મૂર્તિપૂજક ભવ્ય જિનાલયમાં શ્રી આદીશ્વરભગવાન બિરાજે છે તથા વિશ્વેશ્વરપુરમાં આવેલી દાદાવાડીમાં શ્રી શ્રેયાંસનાથભગવાન બિરાજમાન છે.× ઉપરાંત દિગમ્બરોનું એક રમણીય મંદિર દીવાનખાના લેઇન ચીકપેટમાં આવેલું છે. તેની સાથે બે ધર્મશાળા પણ જોડાયેલી છે.

અહીં શ્વેતામ્બર મૂર્તિપૂજકોનો એક ઉપાશ્રય ચીકપેટમાં છે, જેમાં યાત્રાળુઓને ઉતરવાની પણ પૂરતી સગવડ છે; જ્યારે સ્થાનકવાસી ભાઇઓનું એક અધ્યયન સ્થાન સીટીમાં અને બીજું અધ્યયન સ્થાન કેન્ટોન્મેન્ટમાં આવેલું છે.

અહીં મૂર્તિપૂજક સમાજ તરફથી ત્રણ પાઠશાળાઓ ચાલે છે, તેમાં શેઠ તારાચંદ ગાંડાલાલ જૈન શ્વેતામ્બર પાઠશાળાનો લાભ ૧૫૦ જેટલાં ગુજરાતી બાલક-બાલિકાઓ લે છે; શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી જૈન પાઠશાળાનો લાભ ૧૦૦ જેટલાં મારવાડી બાલક-બાલિકાઓ લે છે; અને ગાંધીનગર ગુજરાતી જૈન પાઠશાળાનો લાભ ૭૫ જેટલાં બંને વર્ગનાં બાલક-બાલિકાઓ લે છે. સ્થાનકવાસી સમાજ તરફથી માત્ર એક જ પાઠશાળા ચાલે છે અને તેનો લાભ લેનારાં બાલક-બાલિકાઓની સંખ્યા ૫૦ કરતાં વધુ નથી.

અહીં જૈન માલિકીની એક હાઇસ્કૂલ કેન્ટોન્મેન્ટમાં ચાલે છે અને એક ગુજરાતી શાળા તથા એક હિંદી શાળા સીટીમાં ચાલે છે. ઉપરાંત મારવાડીભાઇઓ તરફથી શ્રી મહાવીર સેવા મંડળ સમાજની સુંદર સેવા કરી રહેલ છે; તેમાં શ્રી ગુજરાતી જૈન સેવા-મંડળ તો જૈન બેન્ડ અને ગુજરાતી સાર્વજનિક ડીસ્પેન્સરીનું સંચાલન પણ કરે છે. વધારામાં શ્રી વર્ધમાન તપ આયંબિલ ખાતું પણ પોતાની માલિકીનાં ખાસ મકાનમાં સારા પાયા પર ચાલે છે.

## પ્રયાણની તૈયારી

આ શહેરનો આટલો પરિચય મેળવ્યા પછી આપણી દૃષ્ટિ સૂરીશ્વરજીનાં સ્થાન તરફ દોડાવીશું, કારણ કે ત્યાં માનવસમુદાય મોટી સંખ્યામાં એકત્ર થઈ રહેલો છે અને તેઓશ્રીના પ્રવેશ મહોત્સવમાં ભાગ લેવાની ઉત્કટ આતુરતા દર્શાવી રહ્યો છે. તેમનાં મુખ પર હર્ષની રેખાઓ તરવરી રહી છે, તેમનાં હૃદયમાં આનંદની છોળો ઉછળી રહી છે અને તેમનાં હાથ-પગનું હલન-ચલન પરમ પ્રમોદની પ્રતીતિ કરાવી રહ્યું છે. અનુભવીઓ સ્પષ્ટ વાણી ઉચ્ચારે છે કે આવો હર્ષ, આવો આનંદ અને આવો પ્રમોદ બેંગલોરની જૈન જનતાએ પૂર્વકાળે કદી પણ અનુભવ્યો ન હતો. એ તો આજની અજબ

× પાછળથી ગાંધીનગર તથા કેન્ટોન્મેન્ટમા નૂતન જિનમંદિર તથા ઉપાશ્રય બંધાયેલ છે, તેનું વર્ણન આગળ ઉપર આવશે.




(૩૭) શ્રી દેવીચંદ મીશ્રીમલ.

(૩૮) શ્રી સૂરજમલ મેઘરાજ.

(૩૯) રાવસાહેબ ડી. સી. ખોલી.

(૪૦) શ્રી આર. વી. એસ. મનીયમ (પ્રતિનિધિ મદ્રાસ મેઇલ).

**સત્કાર-સમારંભનું ભવ્ય આયોજન**

આ સમિતિએ સૂરીશ્વરજીનો જાહેર સત્કાર કરવા માટે બુધવાર તા. ૨૫-૬-૧૯૫૨ ના રોજ સવારના ૯-૦ વાગતાં સર પુટ્ટન્ના ચેટ્ટી ટાઉન હૉલમાં એક ભવ્ય સમારંભની યોજના કરી હતી અને તે માટે ખાસ આમંત્રણપત્રિકાઓ બહાર પાડી હતી. સ્વાગત-પ્રવચન નગરના માન્ય મેયર શ્રીમાન્ બી. વી. લંકપ્પા બી. એ., એલએલ. બી, આપવાના હતા. પરિણામે સમિતિના માનવંત સભ્યો ઉપરાંત નગરના અનેક સંભાવિત ગૃહસ્થો આ સમારંભમાં ભાગ લેવા માટે આવી પહોંચ્યા હતા અને ટાઉન હૉલ આગળ જનતાની જબ્બર મેદની જમા થઈ હતી. તેની વ્યવસ્થા રાખવા માટે એક ડઝન કૉન્સ્ટેબલો અને પાંચ ડઝન પોલિસમેન ફરજ પર હાજર રહ્યા હતા. ઉપરાંત સ્થાનિક વર્તમાનપત્રોના વૃત્તાંતનિવેદકો, બહારના જાણીતા અખબારોના ખબરપત્રીઓ, પ્રેસફોટોગ્રાફરો, તથા કેમેરામેનો સારી સંખ્યામાં ઉપસ્થિત થયા હતા અને આજના અનુપમ પ્રસંગને અક્ષર તથા આકૃતિમાં અંકિત કરવા માટે ભારે આતુરતા દર્શાવી રહ્યા હતા.

**જૈન સંઘ તરફથી યોજાયેલો સ્વાગતનો કાર્યક્રમ**

બેંગલોર જૈન સંઘ તરફથી પણ સૂરીશ્વરજીનાં સ્વાગતની ભારે તૈયારીઓ કરવામાં આવી હતી અને તે અંગે શા. દેવીચંદ પન્નાજી એન્ડ કંપની તરફથી ૧૭॥×૨૨॥ ઇંચની ઊંચા આર્ટપેપર પર લાલ-લીલી શાહીમાં છાપેલી ખાસ આમંત્રણ પત્રિકાઓ બહાર પાડવામાં આવી હતી. તેમાં પ્રવેશમહોત્સવનો કાર્યક્રમ નીચે પ્રમાણે જાહેર કરવામાં આવ્યો હતો:—

૧. તારીખ ૨૪ જુન ૧૯૫૨ વિક્રમ સંવત્ ૨૦૦૮ ના અષાડ સુદિ ૨ મંગળવારના દિવસે, શા. મિશ્રીમલજી ભભૂતમલજી એન્ડ બ્રધર્સના તરફથી સાધર્મિકભક્તિ કરવામાં આવશે.

૨. તારીખ ૨૫ જુન ૧૯૫૨ વિક્રમ સંવત્ ૨૦૦૮ ના અષાડ સુદિ ૩ બુધવારના દિવસે પૂજ્ય ગુરુદેવના પ્રવેશમહોત્સવ સમયે શા. શેશમલજી હજારીમલજી એન્ડ કંપની તરફથી તેઓશ્રી ઉપર સોના-રૂપાનાં પુષ્પોની વૃષ્ટિ હવાઈ જહાજ દ્વારા કરવામાં આવશે.

૩. તારીખ ૨૫ જુન ૧૯૫૨ વિ. સં. ૨૦૦૮ ના અષાડ સુદિ ૩ ને બુધવારના પ્રવેશમહોત્સવ સમયે શ્રીફળની પ્રભાવના શા. દેવીચંદ મીશ્રીમલ એન્ડ કંપની તરફથી કરવામાં આવશે.

(૭) જનાબ મહમ્મૂદ શેરીફ બી. એ., એલ.એલ. બી. (આરોગ્ય પ્રધાન).
(૮) ધર્મપ્રકાશ એસ. વી. શ્રીનીવાસ સેટ્ટી.
(૯) ધર્મપ્રકાશ એલ. એસ. વેન્કાજીરાવ.
(૧૦) નજમુત્તુજર જનાબ એ. આર; એ. બશીથ.
(૧૧) મીસીસ એ. એસ. આર. ચારી. (સેક્રેટરી ફૉર પ્રમોશન ઑફ એનિમલ).
(૧૨) લેડી લોકસુંદરી રામન.
(૧૩) શ્રી રામનારાયણુ ચેલારામ બી. એ.
(૧૪) શ્રી જીણાભાઇ દેવીદાસ (અનેક સંસ્થાઓના પ્રમુખ).
(૧૫) શ્રી એસ. એલ. મન્નાજીરાવ.
(૧૬) શ્રી એસ. શાંતારામ ઉભયકર (મે. ડીરેકટર, દેવરાવ શીવરામ લિ.).
(૧૭) શ્રી એમ. વી. કૃષ્ણમૂર્તિ (વાઇસ પ્રેસીડેન્ટ, માઇસોર ચેમ્બર ઑફ કોમર્સ).
(૧૮) શ્રી જી. વી. રૂદ્રપ્પા (એક્સ-પ્રેસીડેન્ટ માઇસોર ચેમ્બર ઑફ કોમર્સ).
(૧૯) શ્રી ટી. એલ. ગંગાજીરાવ (પ્રેસીડેન્ટ માઇસોર સીલ્ક મર્ચન્ટ્સ એસોસીએશન).
(૨૦) શ્રી બી. શંકરરાવ એડવોકેટ.
(૨૧) શ્રી કે. પી. પોદ્દાર.
(૨૨) શ્રી આર. સુબન્ના (એક્સ-મેયર બેંગલોર કોર્પોરેશન)
(૨૩) શ્રી બી. સુદ્દાવીરપ્પા.
(૨૪) આસ્થાન વિદ્વાન્ પંડિતરત્ન બી. શિવમૂર્તિ શાસ્ત્રી.
(૨૫) શ્રી કીશનલાલ ફૂલચંદ (સ્થાનકવાસી સમાજના આગેવાન)
(૨૬) શ્રી મીશ્રીમલ પારસમલ.
(૨૭) શ્રી ધનરાજ સેઠિયા. (તેરાપંથી સમાજના આગેવાન)
(૨૮) શ્રી એસ. બી. અમોલકચંદ.
(૨૯) શ્રી નેમચંદ વેલચંદ દેસાઈ.
(૩૦) ડૉ. આર. એમ. પટેલ (મ્યુનિસિપલ કાઉન્સીલર).
(૩૧) શ્રી જોધરાજ સુરાણા (સંચાલક જૈન બોર્ડીંગ).
(૩૨) શ્રી એસ. ધોન્ડુશા.
(૩૩) શ્રી રતનલાલ (મ્યુનિસિપલ કાઉન્સીલર).
(૩૪) પ્રો. એન. એ. નીકમ. એમ. એ.
(૩૫) પ્રો. ટી. એમ. પી. મહાદેવન. એમ. એ., પી.એચ. ડી.
(૩૬) શ્રી સી. ભૂરમલ.

શ્રીનિવાસાચાર સ્ટ્રીટ અને ચીકપેટ થઈ શ્રી જૈન શ્વેતામ્બર મંદિરે પધારશે અને ભગવાનનાં દર્શન કર્યા બાદ ધર્મશાલાએ પધારી વ્યાખ્યાન આપશે.

( ૫ ) બપોરે ૨–૦ વાગતાં મોટી પૂજા ભણાવવામાં આવશે અને રાત્રે ૭–૩૦ વાગતાં ભાવના બેસશે.

સર્વ સજ્જનોને પ્રાર્થના કરવામાં આવે છે કે, આપ આ અમૂલ્ય અવસર પર પધારી શાસનશોભામાં વૃદ્ધિ કરવાની કૃપા કરશો.

શ્રી જૈન શ્વેતામ્બર મંદિર
ચીકપેટ, બેંગલોર સીટી

નિવેદક :
**શ્રી જૈન સંઘ, બેંગલોર**

આમંત્રણને માન આપી જૈન સંઘની નાની–મોટી તમામ વ્યક્તિઓ વહેલી સવારથી જ ચીકપેટમાં જમા થવા લાગી હતી અને તેમાં સમસ્ત કર્ણાટક–મહારાષ્ટ્રમાંથી ઉતરી પડેલા ચારથી પાંચ હજાર જેટલા ભાવિકો જોડાઇ જતાં સમસ્ત દશ્યે મહાન્ માનવમેળાનું રૂપ ધારણ કર્યું હતું. તેમાં લાલ–લીલી–પીળી–શ્વેત પાઘડીઓએ ભવ્યતાની ભાત પૂરી હતી અને રંગબેરંગી સાડીઓ તથા સુવર્ણ–મોતીનાં અલંકારોએ અવર્ણનીય અદ્દભુતતા આણી હતી. સહુનાં મુખ પર ઉલ્લાસ તરવરતો હતો, સહુનાં દિલમાં ધાર્મિક તમન્ના ભરી હતી. આજનો પ્રસંગ અપૂર્વ છે, ઐતિહાસિક છે, એ વાત કોઇનાં ધ્યાન બહાર ન હતી.

બરાબર સાડા સાત વાગતાં નિયત કાર્યક્રમ મુજબ વરઘોડો શરૂ થયો અને તે એવન્યુરોડના માર્ગે આગળ વધવા લાગ્યો. આશરે એક કલાક પછી તે મ્યુનિસિપલ ઑફિસ આગળ આવી પહોંચ્યો અને સૂરીશ્વરજીને સત્કારવાની રાહ જોઈ રહેલા હજારો મનુષ્યો સાથે ભળી ગયો. આ વખતે જનસમુદાય પચીશ હજારનો આંકડો વટાવી ગયો હશે, એવું અમારું નમ્ર મંતવ્ય છે.

પાઠક બંધુઓ! આતુરતાની ક્ષણો કેટલી આકરી હોય છે, તે તમે જાણતા જ હશો. એક ક્ષણ, એક કલાક, એક દિવસ કે એક માસ જેટલી મોટી લાગે છે અને તે કેમે કરી પસાર થતી નથી. અત્યારે સહુ સૂરીશ્વરજીનાં આગમનની આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા, એટલે તેમની સ્થિતિ એવી જ થઇ પડી હતી. 'સૂરીશ્વરજી ક્યારે આવશે ?' 'તેમનો સત્કાર ક્યારે કરીશું ?' 'તે વખતે પાસે જવાની જગા મળશે કે કેમ ?' 'તેઓ આપણું ફળ–ફૂલ તથા કિંમતી ભેટ–સોગાદોનો સ્વીકાર કરશે કે કેમ ?' વગેરે વિચારો પંજાબ મેઈલ કે તુફાન એક્સપ્રેસની ઝડપે ઉડી રહ્યા હતા અને રખે પાછળ રહી જવાય એ ખ્યાલથી સહુ આગળ ને આગળ જવાની કોશીષ કરી રહ્યા હતા.




૪. તારીખ ૨૫ જુન ૧૯૫૨ વિ. સં. ૨૦૦૮ ના અષાડ સુદિ ૩ બુધવારના દિવસે શા. સરૂપચંદજી રત્નાજી તરફથી સાધર્મિકભક્તિ કરવામાં આવશે.

૫ તારીખ ૨૫ જુન ૧૯૫૨ વિ. સં. ૨૦૦૮ ના અષાડ સુદિ ૩ બુધવારના દિવસે શા. ચંદનમલ જુગરાજ એન્ડ કંપની તરફથી બપોરના પૂજા, પ્રભાવના અને સાંજે આંગી, રોશની વગેરે કરવામાં આવશે.

૬. તારીખ ૨૬ જુન ૧૯૫૨ વિ. સં. ૨૦૦૮ ના અષાડ સુદિ ૪ ગુરુવારના દિવસે શા. મીશ્રીમલ સુખરાજ તરફથી સાધર્મિકભક્તિ કરવામાં આવશે.

૭. તારીખ ૨૭ જુન ૧૯૫૨ વિ. સં. ૨૦૦૮ ના અષાડ સુદિ ૫ શુક્રવારના દિવસે શા. ભાનીરામ પુખરાજ તરફથી સાધર્મિકભક્તિ કરવામાં આવશે.

વળી બેંગલોર જૈન સંઘે પ્રવેશદિનના કાર્યક્રમ અંગે સહુને યોગ્ય માર્ગદર્શન મળી રહે તે માટે નીચેની હિંદી પત્રિકા છૂટથી વહેંચી હતીઃ—

ભવ્ય સ્વાગત

જૈનાચાર્ય શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજનો નગરપ્રવેશ.

સંવત્ ૨૦૦૮ મિતિ અષાઢ સુદિ ૩ વાર બુધ તા. ૨૫–૬–૫૨ ના રોજ આચાર્ય મહારાજનો નગરપ્રવેશ પોતાના શિષ્યસમુદાય સાથે થશે. તે દિવસનો કાર્યક્રમ નીચે પ્રમાણે રહેશેઃ—

(૧) સવારના ૭–૩૦ વાગતાં શ્રી જૈન શ્વેતામ્બર મંદિર ચીકપેટથી વરઘોડો નીકળશે. તે ચીકપેટ, એવન્યુ રોડ, માર્કેટ ચોક, નગર્તરપેટ, મ્યુનિસિપલ ઑફિસ પાસે થઈને ટાઉનહૉલ આગળ જશે.

(૨) ટાઉન હૉલ આગળ આચાર્ય મહારાજનું સામૈયું થશે અને અક્ષત તથા સોના–ચાંદીના ફૂલોથી વધાવવામાં આવશે.

(૩) ૯–૦ વાગતાં બેંગલોરના નાગરિકો તરફથી ટાઉન હૉલમાં સ્વાગત થશે. અધ્યક્ષસ્થાને સ્વાગતસમિતિના પ્રમુખ શ્રીમાન્ ટી. સિદ્ધલિંગપ્પા, બી. એ., બી. એલ. (ઉદ્યોગમંત્રી મ્હૈસૂર સરકાર) બિરાજશે. બેંગલોરના માન્ય મેયર શ્રીમાન્ બી. વી. લંકપ્પા, બી. એ., એલએલ. બી. સ્વાગતનું ભાષણ કરશે. પછી આચાર્યશ્રીનું પ્રવચન થશે

(૪) ત્યાંનો કાર્યક્રમ પૂરો થતાં જ આચાર્ય મહારાજ પોતાના શિષ્યસમુદાય અને શ્રીસંઘસહિત નરસિંહરાજા રોડ, માર્કેટ ચોક, એવન્યુ રોડ, મામૂલપેટ, આર્કોટ

शासननायक वीर प्रभु प्यारा, जग में सच्चा धर्म प्रचारा।
जिनशासन का अजब सितारा, जग में जिस का बजे नगारा ॥ ५ ॥
गौतमस्वामी स्वामी सुधर्मा, स्वामी जंबू केवली चरमा।
शासन धोरी जगहितकारा, जग में जिस का बजे नगारा ॥ ६ ॥
उदायन अरु श्रेणिक राजा, संप्रति था गुण में खूब ताजा।
जिनशासन का किया उजारा, जग में जिस का बजे नगारा ॥ ७ ॥
कुमारपाल प्रतिबोधक सुंदर, हेमचन्द्र गुरु धर्मधुरंधर।
जीवदया प्रतिपालनहारा, जग में जिस का बजे नगारा ॥ ८ ॥
शाह अकबरको प्रतिबोधी, जीवहिंसा जिसने प्रतिरोधी।
हीरसूरीश्वरराय हमारा, जग में जिस का बजे नगारा ॥ ९ ॥
आत्मकमल में लब्धिदाता, सूरि लक्ष्मणकीर्ति गुण गाता।
इस शासन का लिया सहारा, जग में जिस का बजे नगारा ॥ १० ॥

### સમસ્ત જનતાવતી મેયરે કરેલો સત્કાર

પછી નગરના મેયરે સૂરીશ્વરજીનો સંક્ષિપ્ત પરિચય આપીને જણાવ્યું હતું કે 'આજનો દિવસ બેંગલોરના ઇતિહાસમાં અમર બની રહેશે. કર્ણાટકનાં પરમ સૌભાગ્યે આજે અહીં એવા સંતની પધરામણી થઇ છે કે જે અનેક કષ્ટોનો સામનો કરી, સેંકડો માઇલનો પગપાળા વિહાર કરી, લોકોને અહિંસા, સત્ય, નીતિ અને સદાચારના પાઠો પ્રેમપૂર્વક શીખવે છે અને બદલામાં કોઈપણ વસ્તુની અપેક્ષા રાખતા નથી. હું આપ સહુની વતી તેમનો હાર્દિક સત્કાર કરું છું અને તેઓશ્રી પોતાની અમૃતવાણી દ્વારા આપણને કલ્યાણનો સાચો માર્ગ દર્શાવે એવી પ્રાર્થના કરું છું.'

### સૂરીશ્વરજીનું પ્રેરક પ્રવચન

સ્વાગતનો આટલો ઉપક્રમ થયા પછી સૂરીશ્વરજીએ પોતાની પરંપરાગત પ્રણાલિકા પ્રમાણે મંગલાચરણ કરીને જણાવ્યું હતું કે 'બેંગલોરના સમસ્ત નાગરિકો વતી મેયર મહાશયે અમારું હાર્દિક સ્વાગત કર્યું છે અને અમારો ઉપદેશ સાંભળવાની ઇચ્છા વ્યક્ત કરી છે, તે આપ સહુની સજ્જનતા સૂચવે છે. આ સંબંધમાં અમારે એટલું જ કહેવાનું છે કે આ સ્વાગત અમારું પોતાનું નહિ પણ અમારાં શાસનનું છે, અમારા શાસનનાયકનું છે, એમ સમજીને જ અમે તેનો સ્વીકાર કર્યો છે. તાત્પર્ય કે વ્યક્તિગત રીતે અમે આ સ્વાગતથી નિર્લેપ છીએ અને તેનો અંતરાત્માને સ્પર્શ ન થાય તે માટે




એવામાં 'શાસનદેવકી જય' તથા 'શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજકી જય 'ના ગગનભેદી ગર્જારવો સંભળાયા અને સૂરીશ્વરજી શિષ્યસમુદાય સાથે મ્યુનિસિપલ ઑફિસ આગળ આવી પહોંચ્યા. ત્યાં સમિતિના પ્રમુખ શ્રી સિદ્ધલિંગપ્પાએ, નગરના મેયર શ્રી બી. વી. લંકપ્પાએ તેમજ જૈન સંઘના આગેવાનોએ ઉમળકાભેર આવકાર આપ્યો અને આગળ સુવર્ણનો સ્વસ્તિક તથા રજતનું શ્રીફળ મૂકી, અક્ષત તેમજ સોના-રૂપાનાં ફૂલે વધાવ્યાં. વળી તે જ વખતે વિમાનમાંથી કનક અને રજત પુષ્પોની વૃષ્ટિ કરવામાં આવી અને મીલીટરી બેન્ડ બજાવી બાદશાહી સલામી આપવામાં આવી. કોણ કહેશે કે આ સ્વાગત અદ્‌ભુત ન હતું ? કોણ કહેશે કે આ સ્વાગત અપૂર્વ ન હતું ? કોઈ પણ ધર્મગુરુને આવું માન મળ્યાનો આ દાખલો બેંગલોરખાતે પહેલવહેલો હતો અને તે જૈન ધર્મના ગૌરવને અતિશય વધારનારો હતો, એટલે જૈન સંઘનો આનંદ અવર્ણનીય હોય એ સ્વાભાવિક હતું.

ત્યાંથી સૂરીશ્વરજી શણગારેલા ટાઉન હૉલમાં પધારતાં સહુએ ઊભા થઈને અદબ દર્શાવી હતી અને વિનમ્રભાવે વંદન કરીને શિષ્ટાચારનું પરિપાલન કર્યું હતું. બાદ સત્કાર-સમારંભની શરૂઆત થતાં શ્રી ગુજરાતી જૈન સેવા મંડળની બાળાઓએ સ્વાગત ગીતો ગાયાં હતાં અને ઉપસ્થિત સજ્જન-સમુદાયને જૈન ધર્મના ગૌરવનો ખ્યાલ આવે તે માટે નીચેનું ગીત લલકાર્યું હતું :—

(राग—झंडा ऊँचा रहे हमारा)

जिनशासन का हो जयकारा, जग में जिसका बजे नगारा।
राग-द्वेष को दूर निवारा, अष्टादश दूषण परिहारा।
ऐसा जग में देव हमारा, जग में जिस का बजे नगारा ॥ १ ॥

संयमधारी गुरु हमारे, भव्य जीवों का तारणहारे।
पंच महाव्रत पालणहारा, जग में जिस का बजे नगारा ॥ २ ॥

दया धर्म प्रधान है जिस में, रक्षण करना सब का इस में।
जिनवर-भाषित धर्म हमारा, जग में जिस का बजे नगारा ॥ ३ ॥

इस अवसर्पिणी काले जाणो, ऋषभदेव प्रभु प्रथम पिछाणो।
अंतिम वीर प्रभुजी प्यारा, जग में जिस का बजे नगारा ॥ ४ ॥

१७

પ્રશ્ન એવો ઉદ્‌ભવે છે કે ' કયો ધર્મ ઉત્કૃષ્ટ મંગલરૂપ છે ? ' તેનો શ્રમણ ભગવાન મહાવીર શ્રીમુખે એવો જવાબ આપે છે કે ' अहिंसा संजमो तवो '–જે ધર્મ અહિંસાનો ઉપદેશ કરે છે, સંયમનું પ્રતિપાદન કરે છે અને તપનું વિધાન કરે છે, તે ધર્મ ઉત્કૃષ્ટ મંગલ-રૂપ છે. ' આ ઉત્તર સાંભળ્યા પછી બુદ્ધિમાન્ મનુષ્યોનાં મનમાં એવો પ્રશ્ન ઉઠે છે કે આવો ધર્મ પાળવાનું ફળ શું ? ' એટલે શ્રમણ ભગવાન મહાવીર શ્રીમુખે જણાવે છે કે ' देवा वि तं नमंसंति जस्स धम्मे सया मणो '–જેમનું મન આ પ્રકારના ધર્મમાં સદા લાગેલું હોય છે, તેમને દેવો પણ નમસ્કાર કરે છે; અર્થાત્ તે ઉત્તરોત્તર ઉન્નતિને પામે છે અને છેવટે દેવાધિદેવ એટલે દેવનો પણ દેવ બને છે. '

જગત્‌ના મનુષ્યોને જે કંઇ કહેવા જેવું છે, તે બધું શ્રમણ ભગવાન મહાવીરે આ એક જ ગાથામાં કહી દીધું છે. બાકી બધો તેનો વિસ્તાર છે; માટે મહાનુભાવો ! તમે બધા અહિંસા, સંયમ અને તપોમય ધર્મનું આરાધન કરો અને ઉત્તરોત્તર ઉન્નતિ પામો. '

હિંદી ભાષામાં અપાયેલાં આ પ્રવચનનો કાનડી અનુવાદ દિગમ્બર સમાજના સુપ્રસિદ્ધ શાસ્ત્રી શ્રી જિનચંદ્રજી દ્વારા સભાજનોએ સાંભળ્યો હતો અને ખૂબ જ પ્રસન્નતા અનુભવી હતી.

### ઉદ્યોગપ્રધાને વ્યક્ત કરેલો આનંદ

ત્યારબાદ ઉદ્યોગપ્રધાન શ્રી સિદ્ધલિંગપ્પાએ ભાષણ કરતાં જણાવ્યું હતું કે ' પૂજ્ય મહારાજશ્રીનું આગમન બેંગલોરની જનતા માટે ભારે આનંદનો વિષય છે. તેમણે પગ-પાળા લાંબો કષ્ટદાયક પ્રવાસ ખેડીને આ શહેરમાં પધારવાની તસ્દી લીધી છે, તે માટે આપણે બધા તેમના ઘણા ઋણી છીએ. આજે તેમનાં દર્શનનો યોગ સાંપડ્યો અને તેમની વિદ્વત્તાભરી વાણી સાંભળવાનો અવસર મળ્યો, એ આપણાં અહોભાગ્ય છે. અંધ-કારમાં અથડાઇ રહેલી જનતાને સાચું માર્ગદર્શન તો આવા નિઃસ્પૃહી સંતો જ આપી શકે. દેશનું સાચું ગૌરવ, સાચું ભૂષણ તેઓ જ છે. '

### વિરાટ સરઘસ

સ્વાગતનો કાર્યક્રમ પૂર્ણ થતાં સૂરીશ્વરજીએ નાગરિકોના વિરાટ સરઘસ સાથે પુર-પ્રવેશ કર્યો હતો. તે વખતે મીલીટરી બેન્ડે ફરી સલામી આપી હતી અને લોકોએ દર્શન કરવા માટે ખૂબ જ પડાપડી કરી હતી. રસ્તાઓ મનુષ્યોથી ઉભરાઇ ગયા હતા, છજા અને અગાસીઓમાં માનવ મેદનીની ઠઠ્ઠ જામી હતી અને રસ્તામાં આવતાં પ્રત્યેક

પૂરેપૂરા સાવધ છીએ. અમારાં ધર્મશાસ્ત્રોની સ્પષ્ટ આજ્ઞા છે કે 'સાધુપુરુષે માન અને અપમાનના પ્રસંગોમાં મધ્યસ્થ રહેવું, પણ તેનાથી જરાયે રંગાવું નહિ.'

અમે અહીં શાસન અને શાસનનાયક શબ્દથી શું કહેવા ઇચ્છીએ છીએ, તે પણ સ્પષ્ટ જણાવી દઇએ. સામાન્ય સમજ એવી છે કે શાસન તો રાજા-મહારાજાઓનું હોય, વાસુદેવ-ચક્રવર્તીઓનું હોય, પણ તે સમજ બરાબર નથી. એવાં શાસન તો આ જગતમાં અનેક આવ્યાં અને અનેક ગયાં, પણ તેણે કોઈને અંતિમકોટિની આઝાદી યાને મુક્તિનો પ્રકાશ આપ્યો નહિ. અમે તો એવાં શાસનની વાત કરીએ છીએ કે જે સર્વજ્ઞ અને સર્વદર્શી એવા પરમપુરુષ( Superman )થી પ્રવૃત્ત થાય છે અને જગતના સર્વ જીવોને મુક્તિનો મહાસંદેશ આપે છે.

મહાનુભાવો ! જે પરમ પુરુષોથી આવું શાસન પ્રવૃત્ત થાય છે, તેમને અમે શાસનનાયક કહીએ છીએ, અર્હત્ કહીએ છીએ, જિન કહીએ છીએ, તીર્થંકર અને તારણહાર કહીએ છીએ, તેમજ પરમેશ્વર અને ભગવાન પણ કહીએ છીએ. અનાદિ અનંત કાલની અપેક્ષાએ આવા શાસનનાયકો અનંત સંભવે છે, પણ વર્તમાન અવસર્પિણી કાલની અપેક્ષાએ આ ક્ષેત્રમાં આવા શાસનનાયકો અર્થાત્ તીર્થંકર ભગવંતો ૨૪ થઈ ગયા છે, જેમાંના છેલ્લા તીર્થંકર ભગવંતનું નામ શ્રી મહાવીર છે. આજે તેમનું શાસન પ્રવર્તે છે, એટલે જે જૈન સાધુ-સાધ્વી અને શ્રાવક-શ્રાવિકાઓ જોવામાં આવે છે, તે બધા તેમના જ અનુયાયીઓ છે.

મહાનુભાવો ! આ સ્વાગત શાસનનું છે, શાસનનાયકનું છે, એમ કહેવામાં અમારો જે આશય હતો, તે હવે તદ્દન સ્પષ્ટ થઇ ગયો છે, એટલે વિશેષ વિવેચનની અપેક્ષા નથી.

અમે આ નગરમાં શ્રમણ ભગવાન મહાવીરનો સંદેશો સંભળાવવા આવ્યા છીએ અને તે સાંભળવાની તમે ઇંતેજારી બતાવી છે, એટલે અમને સંતોષ થાય એ સ્વાભાવિક છે. પરંતુ આજે તે સંબંધી વિશેષ વિવેચન કરવાનો અવકાશ નથી, એટલે તેની વાનગીરૂપ માત્ર એક જ ગાથા કહીશું.

धम्मो मंगलमुक्किट्ठं, अहिंसा संजमो तवो ।
देवावि तं नमंसंति, जस्स धम्मे सया मणो ॥

આ જગત્માં દરેક બુદ્ધિમાન મનુષ્યને એવો પ્રશ્ન ઉઠે છે કે ઉત્કૃષ્ટ મંગલ કયું ? તેનો શ્રમણ ભગવાન મહાવીર શ્રીમુખે જવાબ આપે છે કે 'धम्मो मंगलमुक्किट्ठं-ધર્મ ઉત્કૃષ્ટ મંગલ છે.' પરંતુ ધર્મ અનેક પ્રકારના છે, એટલે બુદ્ધિમાન મનુષ્યોને બીજો

માટે આપ બધાને એક જ અનુરોધ કરું છું કે તેમનો લેવાય તેટલો લાભ લેજો અને મળેલી મહાન તકને પૂરેપૂરી સફળ બનાવજો.'

છેલ્લે શ્રીફળની પ્રભાવના લઈ સહુ વીખરાયા હતા.

### બેંગલોર જૈન સંઘની પ્રશંસનીય કામગીરી

આ અપૂર્વ પ્રસંગની ખુશાલીમાં બેંગલોરના જૈન સંઘે રૂપિયા ૨૦૦૦ કોલારના દુષ્કાળ ફંડમાં આપ્યા હતા અને કર્ણાટક–મહારાષ્ટ્રમાંથી પધારેલા ચારથી પાંચ હજાર સાધર્મિક ભાઈ–બહેનોની ઉત્તમ પ્રકારે સેવાભક્તિ કરી પ્રશંસનીય કામગીરી બજાવી હતી.

### સ્થાનિક પત્રોનો અભિપ્રાય

સ્થાનિક વર્તમાનપત્રોએ સ્વાગત–સમારંભ તથા વિરાટ સરઘસના સમાચાર સુંદર ચિત્રો સાથે પ્રથમ પાને ચમકાવ્યા હતા અને છેવટે નોંધ કરી હતી કે 'જે ઠાઠથી એક બાદશાહનું સ્વાગત કરવામાં આવે, તે જ ઠાઠથી બેંગલોરની સમસ્ત પ્રજાએ આ મહાન જૈનાચાર્યનું સ્વાગત કર્યું છે.'

### વિશ્વબંધુના તંત્રીનું મંતવ્ય

વિશ્વબંધુ સાપ્તાહિકના તંત્રી શ્રી જી. આર. સ્વામીએ આ પ્રસંગ પર નોંધ લખતાં જણાવ્યું હતું કે "જૈન મુનિઓ બેંગલોર નગરે પધારવાના છે અને તેઓ ખૂબ જ વિદ્વાન છે, એમ જાણ્યું ત્યારે અમને તેઓનાં દર્શન કરવાની સહજ સ્વાભાવિક ઉત્કંઠા થઈ. અમે ફળ–ફૂલ વગેરે લઈ મ્યુનિસિપલ ઑફિસ આગળ પહોંચ્યા કે જ્યાં તેમનું સ્વાગત કરવા માટે ખાસ મંચ ઊભો કરવામાં આવ્યો હતો. ત્યાં હજારો જૈનોને પ્રફુલ્લિત વદનવાળા તથા દર્શન કરવાની ઉત્કંઠાવાળા જોઈ અમને લાગ્યું કે આ મહાન જૈન મુનિઓ કોઈ રજવાડી પાલખીમાં આવશે યા તેમના માટે ભવ્ય રથ તૈયાર કર્યો હશે. વળી તેઓ મુક્તામણિના મૂલ્યવાન આભૂષણો તથા રેશમી સુંદર વસ્ત્રોથી સુસજ્જ હશે અને તેમનો ભભકો કોઈ રાજરાજેશ્વર જેવો જ હશે. પરંતુ સાક્ષાત્ દર્શન થતાં અમારી સર્વ કલ્પના જૂઠી પડી. સાદા શ્વેત વસ્ત્રધારી, પાદવિહાર કરતા, પોતાની વસ્તુઓ પોતે ઉંચકતા, એક હાથમાં કાષ્ટનો દંડો તથા બીજા હાથમાં પાત્ર વગેરે ધારણ કરતા, સૌમ્ય તેજસ્વી મુખાકૃતિવાળા અને વિશાલ કપોલપ્રદેશવાળા જૈન મુનિઓને જોઈ અમે ખૂબ જ આશ્ચર્ય સાથે આનંદ અનુભવ્યો. તેઓ ફળ–ફૂલને અડતા પણ નહિ હોવાથી તેમણે અમારાં ફળ–ફૂલનો સ્વીકાર કર્યો નહિ.

જૈન પ્રજા તો હર્ષથી પુલકિત થઈને જયજયકારના ગગનભેદી અવાજોથી વાતા-

વૃક્ષની ડાળો દર્શનાતુર મનુજોના ભારથી છેક જ લચી પડી હતી. અંદાજે એક લાખ મનુષ્યોએ સૂરીશ્વરજીનાં દર્શનનો લાભ લીધો હતો.

**અપૂર્વ દૃશ્ય**

રસ્તામાં સ્થળે સ્થળે કળામય દ્વારોથી શોભતા ભવ્ય મંડપો ઊભા કરવામાં આવ્યા હતા અને કાનડી, હિંદી, ગુજરાતી તથા અંગ્રેજી ભાષામાં લખાયેલાં જૈન ધર્મનાં ઉપદેશક વાક્યો તેમજ સ્વાગતસૂચક સૂત્રો ટાંગવામાં આવ્યાં હતાં. રંગબેરંગી ધ્વજા–પતાકાનો પાર ન હતો અને લીલાં તોરણો પણ વિપુલ સંખ્યામાં નજરે પડતા હતાં. સ્થાનિક બેન્ડ–વાજાં અપૂર્વ છટાથી વાગી રહ્યાં હતાં અને રૂપ તથા અલંકારથી બાજરમાન સ્ત્રીસમુદાયના કોમળ કંઠમાંથી એક પછી એક મંગલગીતો બહાર આવી રહ્યાં હતાં. વળી ઠેર ઠેર ગહુંલીઓ થતી હતી અને સૂરીશ્વરજીને સોના–રૂપાનાં ફૂલે વધાવવાનું ચાલુ જ હતું. આ દૃશ્યનો પ્રભાવ ઇતિરવર્ગ પર બહુ ભારે પડ્યો હતો. તેઓ બહુમાનપૂર્વક એક જ વાત બોલી રહ્યા હતા કે ‘ આજે આપણાં નગરમાં જૈનોના એક મહાન ધર્મગુરુ પધાર્યા છે. શું તેમનો પ્રભાવ ! શું તેમનું સ્વાગત ! ’

**સૂરીશ્વરજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર**

આ પ્રસંગ નિમિત્તે કાનડી તથા અંગ્રેજી ભાષામાં લખાયેલું સૂરીશ્વરજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર લોકોને છૂટથી વહેંચવામાં આવ્યું હતું, તેથી જૈન સાધુઓનો ત્યાગ, તેમનું જ્ઞાન, તેમની ક્રિયાઓ, તેમની ઉપદેશ શૈલી, તેમની પરોપકારપરાયણતા બધું જ તેમના જાણવામાં આવ્યું હતું, અને તે જ કારણે તેમણે આજના પ્રસંગની ભૂરિ ભૂરિ અનુમોદના કરી હતી.

**ચીકપેટ ઉપાશ્રયમાં મંગલ પ્રવચન**

વિરાટ સરઘસ શહેરના મુખ્ય મુખ્ય રસ્તાઓ પર ત્રણ કલાક ફર્યા બાદ ચીકપેટ જિનમંદિર આગળ વીખરાયું હતું. ત્યાં શ્રી આદીશ્વર ભગવાનનાં દર્શનાદિ કર્યા બાદ સૂરીશ્વરજીએ બાજુમાં રહેલ ઉપાશ્રયને પાવન કર્યો હતો અને મંગલ પ્રવચન કર્યું હતું. તે વખતે બેલગામનિવાસી ધર્મપ્રેમી શેઠ ચતુરભાઈ નગીનદાસે પ્રાસંગિક ભાષણ કરતાં જણાવ્યું હતું કે ‘ આજે સમગ્ર બેંગલોર નગરમાં આનંદ આનંદ વર્તાઈ રહ્યો છે અને સમસ્ત જનતાએ પૂજ્ય આચાર્યદેવનું ભાવભીનું ભારે સ્વાગત કર્યું છે, તે ઇતિહાસનાં પાને અમર રહી જશે. આવા ધુરંધર સમર્થ આચાર્યનાં દર્શન તથા સમાગમનો લાભ મળવો એ જીવનનો બહુ મૂલ્ય લહાવો છે, કહો કે ભાગ્યોદયની પરમ નિશાની છે;

પ્રકારનો રસાલો. વળી પોશાકમાં પણ સાદાં સુતરાઉ શ્વેત વસ્ત્ર! જ્યારે તેમણે જાણ્યું કે તેઓ આ રીતે જ સેંકડો માઇલનો પગપાળા પ્રવાસ કરે છે અને હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી કે પારસી સહુ કોઇને એક સરખો ઉપદેશ આપે છે, ત્યારે તેમની અજાયબીનો પાર રહ્યો નહિ. સાથે જ તેમનું અંતર આનંદથી નાચી ઉઠયું કે 'હજી પણ ભારતવર્ષમાં આવા સંતપુરુષો પડ્યા છે અને તદ્દન નિઃસ્વાર્થભાવે લોકોને આત્મકલ્યાણનો સાચો રાહ દર્શાવી રહ્યા છે.'

સ્વાગતમાં પ્રધાનો પણ હતા અને પ્રાધ્યાપકો પણ હતા; અધિકારીઓ પણ હતા અને ધર્મગુરુઓ પણ હતા; વ્યાપારીઓ પણ હતા અને મજૂરો પણ હતા. વળી શિક્ષકો પણ હતા અને વિદ્યાર્થીઓ પણ હતા, તેની અસર પણ આમ પ્રજા પર ખૂબ જ ભારે થઈ. તેણે ખાતરીથી માન્યું કે સાચા જગદ્ગુરુ આ જ છે. આ બધું જોતાં મારા મનમાં એક જ વિચાર ઘોળાયા કરતો હતો કે આપણા સાધુમહાત્માઓ શાસ્ત્રસિદ્ધાંતનો પૂર્ણ અભ્યાસ કરી, વર્તમાન વિદ્યાઓનું વાસ્તવિક રહસ્ય જાણી લઇ, વિવિધ ભાષાઓનું જ્ઞાન સંપાદન કરવાપૂર્વક જો પ્રાંતે પ્રાંતમાં ઘૂમતા રહે અને આ રીતે ઉપદેશ આપતા રહે તો તેનું પરિણામ કેટલું સુંદર આવે? કેવું ભવ્ય આવે? ખરેખર! પ્રભુ મહાવીરનાં નામનો ડંકો સારી યે આલમમાં ફરીને બજે અને તે એવા જોરથી બજે કે સહુનાં કર્ણપટલો ખુલી જાય અને દિલ તથા દિમાગમાં એક માત્ર અહિંસાનો જ રણકાર ઉઠે! શું આ દિવસો જોવા હું ભાગ્યશાળી થઇશ ખરો?

શેષ કાર્યક્રમ

તે આખો દિવસ સૂરીશ્વરજીનાં દર્શન માટે જૈનેતર લોકો આવ્યા જ કર્યા હતા અને જૈન ધર્મ તથા જૈન સાધુઓ વિષે ભિન્ન ભિન્ન પ્રશ્નો પૂછી મનનું સમાધાન મેળવી ગયા હતા.

બપોરે પૂજા ભારે ઠાઠથી ભણાવાઇ હતી અને રાત્રે ભાવનામાં પણ સારો રંગ જામ્યો હતો. આ રીતે સં. ૨૦૦૮ના આષાઢ સુદિ ૩ નો દિવસ બેંગલોરના જૈન ઇતિહાસમાં સુવર્ણાક્ષરે લખાયો હતો અને હજારો જૈનેતરોનાં મનમાં ધર્મબીજનું વપન કરવામાં સંપૂર્ણ સફળ નીવડ્યો હતો.

વ્યાખ્યાન માટે સ્થાન ટૂંકું પડયું

ચીકપેટ જૈન ઉપાશ્રયમાં પૂજ્યશ્રીનાં પ્રવચનો થવા લાગ્યાં અને શ્રોતા સમુદાય ઉમટવા લાગ્યો. તેમાં નાનીમોટી ઉમરના જૈન ભાઇબહેનો ઉપરાંત ઇતર વર્ગના પ્રતિ-

વરણને ગજવવા લાગી. 'જિન શાસનદેવકી જય' તથા 'આચાર્ય શ્રી વિજયલક્ષ્મણસૂરિજી મહારાજકી જય'ના પ્રચંડ નાદો સાંભળતા સાંભળતા અમે તેમની સાથે ટાઉન હૉલમાં ગયા. તેઓ નાના જીવોની પણ રક્ષા કરવાની બુદ્ધિથી નીચી દૃષ્ટિ રાખીને ગંભીરતાપૂર્વક ચાલતા હતા. તેમની સાદાઇ અને સૌમ્યતાએ અમારા મન પર ભારે અસર કરી હતી.

ટાઉન હૉલમાં આચાર્યશ્રીએ જે વ્યાખ્યાન આપ્યું, તે અમારાં સહુનાં હૃદયમાં સોંસરું ઉતરી ગયું. અહીંની આમ જનતા અત્યાર સુધી એમજ માનતી હતી કે થોડાક ગુજરાતીઓ અને મારવાડીઓ જૈન ધર્મ પાળે છે. તેઓ એક શિખરબંધી મંદિર હોય છે, ત્યાં જઇને અમુક મૂર્તિઓને પૂજતા હોય છે અને બાકીના સમયમાં વ્યાપાર-વાણિજ્યમાં પ્રવર્તતા હોય છે. પણ જૈન ધર્મનું વાસ્તવિક રહસ્ય શું છે? અને તેની જીવન પ્રત્યે કેવી દૃષ્ટિ છે, તે સંબંધી કોઇને સ્પષ્ટ ખ્યાલ ન હતો. આચાર્યશ્રીનાં પ્રથમ પ્રવચને તેનું સંપૂર્ણ ભાન કરાવ્યું. અમે ખાતરીથી માનીએ છીએ કે આ પ્રવચનની અસર બેંગલોરના લોકો પર ચિરંજીવ રહેશે.'

## એક સ્મરણ નોંધ

એક મહાશયે આ પ્રસંગની સ્મરણનોંધમાં લખ્યું છે કે 'બેંગલોરમાં એક બાજુ આચાર્યશ્રીના પુરપ્રવેશની તૈયારીઓ પૂર જોશમાં ચાલી રહી હતી, ત્યારે બીજી બાજુ લોકોમાં તરેહતરેહની વાયકાઓ ફેલાઈ હતી અને તર્ક-વિતર્કની જબ્બર છોળો ઉછળી રહી હતી. તેમણે આજ સુધી સંન્યાસી અને શંકરાચાર્યોને જ જોયા હતા એટલે તેમની સ્વાભાવિક કલ્પના એવી હતી કે ઉત્તર ભારતમાંથી આવી રહેલા આ મહાન સંત રૉલ્સ-રૉય જેવી સુંદર સગવડભરી મોટરમાં પ્રવાસ કરતા હશે કે સોનાચાંદીની બગ્ગીમાં બેસતા હશે. વળી શરીર પર કિંમતી શાલ-દુશાલા તથા હીરામોતીનાં અલંકારો ધારણ કરતા હશે! અને જ્યારે પાલખી કે મેનાનો ઉપયોગ કરતા હશે ત્યારે સંખ્યાબંધ માનવીઓ તેને ઉપાડવા માટે પડાપડી કરતા હશે! તેમની સાથે કેટલીક સ્ત્રીઓ પણ હશે અને નોકર-ચાકરનો મોટો રસાલો પણ હશે! તેમને ભેટ ધરવામાં આવતી વસ્તુની કિંમત બસો-પાંચસોની નહિ પણ હજારો રૂપિયાની હશે અને ફળ-ફૂલનો તો ત્યાં ગંજ જ ખડો થતો હશે! તે વિના આવું અપૂર્વ સ્વાગત થોડું જ યોજાય? પરંતુ આચાર્યશ્રી તો પોતાના શિષ્યપરિવાર સાથે હજારો મનુષ્યોની વચમાં ઉઘાડા શિરે અને અળવાણા પગે ચાલતા નજરે પડ્યા! તેમના શિષ્યોના ખભા અને કમ્મર ઉપર વસ્ત્ર-પાત્રનાં પોટકાં બાંધેલાં હતાં! ન હતી મોટર, ન હતી બગ્ગી કે ન હતી પાલખી! તેમજ ન હતો હાથી કે ન હતો ઘોડો! ન હતી કોઇ સ્ત્રી, ન હતી કોઈ નોકર-ચાકર કે ન હતો કોઈ

अस्माभिरेव बहुधा श्रवणद्वयेन, सुस्वागती कृतमहो ! भवदीय कीर्त्यै ।
वाङ्मात्रतोऽद्य मुनिवृन्दवरिष्ठ! तुभ्यम्, कुर्मस्तदेव पुनरद्य सभाङ्गणेऽस्मिन् ॥४॥

गन्धो धरायास्सलिलस्य शैत्यम्, यथैव वह्नेर्विशदप्रकाशः ।
तथैव धर्मस्तव चित्तवृत्तेः, शान्तिर्ध्रुवं लक्ष्मणसूरिवर्य ॥ ५ ॥

विजयलक्ष्मणसूरिमहोदयः, विजयतां धरणीतलमानितः ।
सकललोकहिताय सदोद्यतः, वरसिताम्बरजैनजगद्गुरुः ॥ ६ ॥

અને કૉલેજના પ્રિન્સીપાલ મહાશયે નીચેની સ્વાગત–સૂક્તિમાલિકા સમર્પિત કરીને પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરી હતીઃ—

## स्वागत–सूक्तिमालिका

### श्रीः चामराजेन्द्रसंस्कृतमहापाठशाळा चामराजपेटे बेङ्गलूरुसिटि–कल्याणपुरी ।

श्रीजैनाचार्यवर्य–श्रीविजयलक्ष्मणसूरीश्वरस्वामिमहोदयेषु सविनयं समर्पिता स्वागत-सूक्तिमालिका । अयि भो ! महाभागाः श्रीजैनाचार्यवर्यश्रीविजयलक्ष्मणसूरीश्वरस्वामिमहोदयाः, मान्याः सभास्ताराश्च ! सुदिनमिदमद्यास्माकं समेषां एतत् पाठशालीयानां एतन्नगरवासिनाञ्च । यत "सुदूरमुपगम्यापि । दर्शनीयाः पुण्यश्लोकाः" इति स्थिते तत्र भवन्तः श्रीपूज्यपादाः स्वयमेव स्वकीयशुभागमनेन कलाशालामिमामलङ्कुर्वाणाः सर्वान्श्चास्मान् पवित्रदर्शनेन अनुगृह्णानाः विजयन्त इति । श्रीजैनमताचार्यवर्या ह्येते श्रीस्वामिमहोदयाः, "आचिनोति च शास्त्रार्थान्, आचारे स्थापयत्यपि । स्वयमाचरते चैव, तमाचार्यं प्रचक्षते ॥" इत्युक्तरीत्या स्वयं सम्यगवगाढनानाशास्त्रार्थजलधयः शमदमादिगुणगणनिधयः स्वकीयज्ञानप्रभाप्रभावेन निरस्तनिखिलान्तेवासिजनस्वान्तगताज्ञानध्वान्ताश्च सुप्रकाशन्ते । अपि च, "नह्यम्मयानि तीर्थानि, न देवा मृच्छिलामयाः । ते पुनन्त्युरुकालेन, दर्शनादेव साधवः ॥" इति वत्, स्वदर्शनमात्रादेव सर्वेषां अन्तः शान्तिसुखं आतन्वानाः निर्मोहा निर्मत्सरा निरहङ्कारा नित्यशुद्धान्तरङ्गाः निर्वातस्थितदीपवत् निश्चलचित्ताः प्रशान्तगम्भीरहृदयाः सम्यग्दर्शनज्ञानचारित्र्यादिरत्नाकराः स्वयं कृतकृत्याऽपि, अवाप्तावाप्तव्या अपि, "लोकसंग्रहमेवापि, संपश्यन् कर्तुमर्हसि । कुर्याद्विद्वांस्तथासक्तः, चिकीर्षुर्लोकसंग्रहम् ।" इत्यादि भगवदुक्तिमनुसरन्तः लोके धर्मप्रचारमेव महाकर्त्तव्यतया अङ्गीकुर्वन्तः लोकोपकारार्थं आत्तदेहा अपि निरस्तसमस्तस्वपरात्मदेहाभिमानाः परित्यक्तसर्वैषणाश्च सञ्चरन्तीत्यहो एतादृशानां दर्शन-




ક્ષિત આગેવાનો, ઉચ્ચ અધિકારીઓ, તેમજ ધર્મરસિક વિદ્વાનો પણ નજરે પડતા હતા અને 'જૈન ધર્મ સહુનો છે, સહુને માટે છે' એવું વાતાવરણ ખડું કરતા હતા. પ્રસંગે તેમના તરફથી પ્રશ્નો પણ પૂછાતા હતા, પરંતુ કોઈ તેમને રોકતું ન હતું કે 'પાછળથી પૂછજો' 'પછી આવજો' 'વચ્ચે ગડબડ નહિ' એમ કહીને ઉતારી પાડતું ન હતું. સૂરીશ્વરજીની સ્પષ્ટ આજ્ઞા હતી કે 'કોઈ પણ મુમુક્ષુને પ્રશ્ન પૂછવાની ઇચ્છા થાય તેને ખુશીથી પ્રશ્ન પૂછવા દેવા, અમે તેનું સંતોષકારક સમાધાન કરીશું.' આ પદ્ધતિનું પરિણામ એ આવ્યું કે થોડા જ દિવસમાં ઉપાશ્રયનું સ્થાન ટૂંકું પડયું અને વ્યાખ્યાનની વ્યવસ્થા બીજે કરવી પડી.

### જાહેર પ્રવચનોની પરંપરા

પછી જાહેર પ્રવચનોની પરંપરા શરૂ થઈ. તેમાં પહેલું પ્રવચન ચામરાજેન્દ્ર સંસ્કૃત કૉલેજના પ્રિન્સીપાલ વગેરેની વિનંતિથી અષાડ વદિ ૭ તા. ૧૩–૭–પર ને રવિવારના રોજ બપોરના ૩–૩૦ વાગતાં કૉલેજના લૅક્ચર હૉલમાં 'આત્મતત્ત્વવિચારણા' એ વિષય પર આપ્યું. તે વખતે વિદ્યારસિક સજ્જનો સારા પ્રમાણમાં ઉપસ્થિત થયા હતા અને પંડિતોએ પણ મોટી સંખ્યામાં હાજરી આપી હતી. સૂરીશ્વરજીએ અનેક પ્રકારની યુક્તિઓથી વિષયનું સચોટ પ્રતિપાદન કર્યું હતું અને આત્મસિદ્ધિ, આત્મ-વિકાસ વગેરે બાબતો પર સુંદર પ્રકાશ પાડ્યો હતો. પ્રવચનના અંતે સહુનો અભિપ્રાય એક જ હતો કે 'જૈનાચાર્યોમાં પણ આવા પ્રતિભાસંપન્ન ષડ્દર્શનવેત્તા સમર્થ વિદ્વાનો પડ્યા છે, તેનો ખ્યાલ અમને આ પહેલી જ વાર આવે છે.'

તે વખતે શ્રીમાન્ એસ. વી. નારાયણ શાસ્ત્રીએ નીચેનાં સંસ્કૃત પદ્યો બોલીને સૂરીશ્વરજીનું સ્વાગત કર્યું હતું:—

## स्वागत–पद्यमालिका

श्रीतीर्थंकरदिव्यमानससुधारत्नाकरादुद्गतम्, जन्मव्याधिजराविपत्तिहरणप्रागल्भ्यलीलाञ्चितम्।
संसारोल्बणघर्मतप्तजनतातृष्णापहारक्षमम्, हे लोकाः! पिबन्त प्रपूतममलं श्रीजैनतत्त्वामृतम् ॥१॥

श्रीकोंडकुन्दजिनसेनसुपूज्यपादः, भट्टाकलंकमुनिभिर्निजजन्मदानात् ।
संपावितो वितरतात्तव सुप्रमोदम्, देशोऽधुना विजयलक्ष्मणसूरिवर्यैः ॥ २ ॥

श्रीमच्चामनृपेन्द्रनामसहिते गीर्वाणविद्यालये, छात्रैस्साकममी विशन्ति विबुधास्सुस्वागतं संप्रति ॥
श्रीमज्जैनसुतत्त्वपङ्कजवनप्रोद्यत्सहस्रांशवे, भक्त्या लक्ष्मणसूरये सुकृतिने प्रोत्फुल्लरोमोत्कराः ॥३॥




સ્રીઓ પણ હિંદુઓના રિવાજ મુજબ ચરણસ્પર્શ કરવા નજીક આવી હતી પણ તેમને 'મુટ્ટ બેડી' એટલે દૂર રહીને દર્શન કરો એમ કહેવામાં આવ્યું હતું, એટલે તેઓ પાછી હટી ગઇ અને દૂરથી જ દર્શન કરીને કૃતાર્થ થઇ હતી. આ પરિસ્થિતિમાં શ્રોતા સમુદાયનું તો પૂછવું જ શું ? હૈયે હૈયું દળાય અને પડે તે કચરાઇ મરે એવી સ્થિતિ ઊભી થઈ હતી. હજારથી બારસો માણસોને બહાર ઊભા રહેવાનો વખત આવ્યો હતો, એટલે ઘણા માણસો પાછા પણ ગયા હતા. શ્રોતાસમુદાયમાં પ્રતિષ્ઠિત નાગરિકો ઉપરાંત પ્રસિદ્ધ પંડિતો પણ હાજર હતા અને ભાવનગરના મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજીએ પોતાના સ્ટાફ સાથે હાજરી આપી હતી. તેમને માત્ર ૨૦ મિનિટનો જ અવકાશ હતો, પણ પૂજ્યશ્રીનાં પ્રવચને એવું આકર્ષણ કર્યું કે તેઓ હર્ષભેર અઢી કલાક સુધી બેસી રહ્યા અને પૂરેપૂરું પ્રવચન સાંભળ્યા પછી જ અતિશય આનંદ વ્યક્ત કરીને સ્વસ્થાને સીધાવ્યા.

આ પ્રસંગે શ્રીયુત ગમકિ એમ. રાઘવેન્દ્રરાવે રચેલી નીચેની સ્વાગત પદ્યમાલિકા શ્રીયુત એમ. એલ. સત્યનારાયણ રાવે સુંદર ગાનપૂર્વક સમર્પિત કરી હતીઃ—

**श्री पूज्यपाद श्री १००८ जैनाचार्य श्री विजयलक्ष्मणसूरीश्वर महाराज प्रति रचायेली**

## स्वागतपद्यमालिका

श्रीदेवेन्द्रमुनीन्द्रवन्दितगुणव्रातं जगत् स्वामिसं-
हादि ब्रह्मनगाधबोधनिलयं दुर्वारसंसारवि-
च्छेदोपायनियुक्तसूक्तिवृषमार्गाग्रेसरं पापहृ-
त्पादाब्जं दयगैवनक्कमगे मुक्तिश्रीसुखवाप्तियम् ।

( महाकवि पंप

ब्रह्मचर्यंय हिंस विध विध । धर्मसारसमन्वयदस-
त्कर्मवात्मोद्धार सत्यव्रत तपश्चर्ये ।
निर्मलद नडे नुडिय बोधने ।
मर्म षड्दर्शनदभिज्ञते ।
कूर्मे निजदेशोन्नतिय रक्षणेय मार्गदळि ॥ १ ॥

विजयिसुवलिह पूज्यपादरु
मुननसन्नुतलक्ष्मिसूरी ।




योगेनैव धन्यधन्यता सर्वजनतायाः इति नेदमतिशयोक्तिपदमधिरोहति । अपि च समयेऽस्मिन् महाकवि माघविप्रणीतं पद्यमिदं स्मृतिपथं अवतरति "हरत्यघं संप्रति हेतुरेष्यतः शुभस्य, पूर्वाचरितैः कृतं शुभैः ॥ शरीरभाजां भवदीयदर्शनं व्यनक्ति, कालत्रितयेऽपि योग्यताम् ॥" नारदं प्रति श्रीकृष्णोक्तिरियं संप्रति श्रीस्वामिचरणेषु सम्यगन्वेति । यतः तत्रभवतां समागम एव अस्मत्पूर्वपुण्यमभिव्यनक्ति । वर्तमाने च दर्शनभाषणादिनां विषयविरक्तिपूर्वकं आत्माभिमुख्यमातनोति । भविष्यति च सर्वानस्मान् श्रेयसा योजयिष्यति ।

एवं महास्मान एते पूज्यपादाः तत्र तत्र उत्तरदेशेषु उष्णगुरिवोत्तरायणे धर्मवर्षमभिवृष्य अधुना सन्निहिते दक्षिणायने दक्षिणापथमनुवर्तमानाः, भास्वानिव रसवर्षणेन धर्मवर्षणेन अधर्मघर्ममपनीय शान्तिसुखसस्यसंपत्तिमापादयन्तो जेजीयन्ते ।

तेऽमी तीर्थंकरसदृशाः समनुपदमेव पीयूषधारासाधारण्या आत्मकल्याणविचारणसरण्या वाग्धोरण्या सर्वानस्मान् आत्मानन्दानुभवसंपन्नानातनिष्यन्ति इति सुमहदेवेदमस्माकं भागधेयम् ।

इत्थं अतर्कितमेव स्वयमागमनम् आत्मतत्त्वावबोधनादिना सर्वानस्माननुजिघृक्षतां श्रीमतां तत्रभवतां श्रीजैनाचार्य १००८ श्रीविजयलक्ष्मणसूरीश्वरमहास्वामिमहोदयेषु छात्रवर्गपण्डितप्रकाण्डपरिवृतोऽहं स्वागतसूक्तिमालिकामेनां सविनयं अर्पयामि ॥ इति,

| | |
|---|---|
| दिनाङ्कम् १३-७-५२<br>कल्याणपुरी | विद्वान्<br>**टि. जि. सिद्धप्पाराध्यः, एम्. ए.**<br>संस्कृत महापाठशालाध्यक्षः |

બીજું પ્રવચન અષાડ વદિ ૧૪ તા. ૨૦-૭-૫૨ ને રવિવારના રોજ સવારના ૮-૩૦ વાગતાં મહંત મઠમાં 'આર્ય સંસ્કૃતિ' ઉપર આપ્યું હતું. તે વખતે સભાસ્થાન શ્રોતાજનોથી ઉભરાઇ ગયું હતું અને આશરે એક હજાર સ્ત્રી-પુરુષોને પાછા જવું પડયું હતું. સૂરીશ્વરજીનાં પ્રવચનો મુખ્યત્વે હિંદીમાં જ થતાં અને તેનો કાનડી અનુવાદ શાસ્ત્રી જિનચંદ્રજી સભાજનોને સંભળાવતા. તેમની કાનડી ભાષા સરલ અને સુંદર હતી, એટલે શ્રોતાજનોને અતિ આનંદ આવતો હતો.

ત્રીજું પ્રવચન શ્રાવણ સુદિ ૬ તા. ૨૭-૭-૫૨ ને રવિવારના રોજ સવારનાં ૯-૩૦ વાગતાં હાર્ડિંજરોડ, ચામરાજ પેટ પર આવેલા કન્નડ સાહિત્ય પરિષદ્ના વિશાળ વ્યાખ્યાન ખંડમાં 'વિશ્વશાંતિ' એ વિષય ઉપર આપ્યું હતું. તે વખતે ઇતરવર્ગ દર્શન માટે ઉમટ્યો હતો અને તેણે ચરણસ્પર્શ કરવા માટે ભારે પડાપડી કરી હતી.

કોઈ નથી. કન્નડ સરસ્વતીના આદિ કવિ પમ્પની પરમ વાણી જે અતિ મનોહર છે, તે ભારતવાસીઓને નિરંતર નિરતિશય સુખ આપનારી હો અને સદ્ગુરુનો ઉપદેશ સાર્થક હો. ૪

ચોથું પ્રવચન શ્રાવણ સુદિ ૧૨ તા. ૩–૮–૫૨ ને રવિવારના રોજ સવારના ૯–૩૦ વાગતાં વાણીવિલાસરોડ, વિશ્વેશ્વરપુરં ખાતે વસાવી ધર્મશાળામાં 'નૈતિક જીવન' ઉપર થયું, તે વખતે પણ શ્રોતાસમુદાય વિશાળ સંખ્યામાં ઉપસ્થિત થયો હતો.

આ રીતે શંકરમઠ આદિ અન્ય સ્થળોએ પણ સૂરીશ્વરજીનાં જાહેર પ્રવચનો થતાં તેમનું નામ બેંગલોરના ખૂણે ખૂણામાં પ્રસરી ગયું હતું અને તેમની અગાધ વિદ્વત્તાનાં વખાણ મુક્ત કંઠે થવા લાગ્યાં હતાં. સંસ્કૃત કૉલેજના ભૂતપૂર્વ પ્રિન્સીપાલ શ્રાયુત ધરણેન્દ્રૈય્યા વગેરેએ તેમને જાહેરમાં અંજલિ આપી હતી અને દેશનાં મહાન્ ભૂષણ તરીકે ઓળખાવ્યા હતા.

મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ પણ 'પ્રતિક્રમણનું રહસ્ય' એ વિષય પર બે જાહેર પ્રવચનો આપી ઉજ્જ્વલ કીર્તિ સંપાદન કરી હતી.

### શ્રી ભગવતીજી સૂત્રનું વાંચન

વ્યાખ્યાનમાં શ્રી ભગવતીસૂત્ર વાંચવાનું નક્કી થતાં શેઠ દેવીચંદ જેઠમલે રૂપિયા ૨૦૧ ની ઉછામણીથી સૂત્રને વાજતે–ગાજતે ઘેર લઈ જઇ રાત્રિ જાગરણ કર્યું હતું. તેમાં સાતથી આઠ હજાર માણસોએ ભાગ લીધો હતો. બાદ હરજીવાળા શેઠ બાબુલાલ સાંકળચંદ તરફની રૂપિયા ૧૫૦૧ ની ઉછામણીથી સૂત્રનું વાંચન શરૂ કરવામાં આવ્યું હતું. ભાવનાધિકારે જૈન રામાયણ વાંચવાનું પસંદ કરાયું હતું.

### તપની આરાધના

બીજી બાજુ નમસ્કાર મંત્ર અને અક્ષયનિધિ તપની આરાધનાઓ ચાલુ કરવામાં આવી હતી, તેમાં ભાવિક સ્રીપુરુષો ભારે ઉલટથી ભાગ લઈ રહ્યાં હતાં. મુનિરાજશ્રી કીર્તિવિજયજી તે બધાને ઉચ્ચકોટિનું માર્ગદર્શન આપતા હતા અને અન્ય શિષ્ય સમુદાય પણ વિવિધ રીતે પ્રેરણા કરીને લોકોની ધાર્મિક ભાવના જાગૃત રાખી રહ્યો હતો. આ રીતે જ્ઞાન અને ક્રિયાનું ભવ્ય વાતાવરણ ખડું થતાં બેંગલોરના જૈન સંઘનો ઉત્સાહ અત્યંત વૃદ્ધિ પામ્યો હતો અને શાસનની શોભા વધે તેવાં અનેકવિધ કાર્યો કરવામાં પરિણત થયો હતો.

### ગાંધીનગરમાં જૈન મંદિર અને ઉપાશ્રયનો શિલારોપણ વિધિ

ગાંધીનગરમાં નૂતન જિનમંદિર અને ઉપાશ્રય બાંધવાની યોજના અમલમાં આવી





शजरु साविरदेंदु जैनाचार्ययोगिगलु ।
विजयलक्ष्मणसूरिवर्यरु । विजयगैदिरे,
स्वागत व सकलजन कल्याणाख्य नगरिय
जैनसांघीकरु ॥ २ ॥
कोरुवेवु कन्नडसरस्वति ।
तारभिप साहित्य भवनदि ।
सारकन्नड कविवरेण्य संगमस्थलदि ।
सारतत्त्व व तिळिदुजनतति
सेरिसुरिवसलि शान्तिपथदलि ।
तोरिमेरेयलि विश्वसौहार्दतेयु जनतेयलि ॥ ३ ॥
परमजिनवाणिये सरस्वती । पेरतु रूपोंदिल्लुवदेकें ।
दोरेदकन्नडदादि कविपम्पन मनोहरद ॥
परमवाणिये भारतीयर । निरतिशय सौख्यके निरन्तर ।
नेरवनीयलि सद्गुरुगलुपदेश सिद्धि सलि ॥ ४ ॥

જે ભગવાન્ દેવેન્દ્રો તથા મુનીન્દ્રોથી વન્દિત ગુણસમૂહવાળા છે, જગતના પ્રભુ છે, આ યુગના આદિ બ્રહ્મા છે, અગાધ જ્ઞાનસમુદ્ર છે, દુર્વાર સંસારનો નાશ કરવાના ઉપાયભૂત ધર્મનું પ્રતિપાદન કરવામાં અગ્રેસર છે, અર્થાત્ આદિ પુરુષ છે અને જેમનાં ચરણકમલો પાપનું હરણ કરનારાં છે, એવા શ્રી ઋષભ તીર્થંકર આપણા સહુને મુક્તિલક્ષ્મીનું સુખ પ્રદાન કરો.

પૂજ્યપાદ સજ્જન સન્માનનીય જૈનાચાર્ય શ્રી વિજયલબ્ધિ સૂરીશ્વરજીના શિષ્ય યોગિરાજ જૈનાચાર્ય શ્રી વિજયલક્ષ્મણસૂરિ મહારાજ બ્રહ્મચર્ય, અહિંસા, વિવિધ ધર્મોનો સમન્વય, સત્કર્મ, આત્મોદ્ધાર, સત્યવ્રત, તપશ્ચર્યા, નિર્મલ આચાર, વ્યવહારનો બોધ આપવામાં સમર્થ છે, ષડ્દર્શનના જ્ઞાતા છે તથા પોતાના દેશના અભ્યુદયમાર્ગની રક્ષા કરવામાં દક્ષ છે. આ કલ્યાણ નગરીનો સકળ જૈન સંઘ વિનય-ભક્તિ સાથે તેમનું સ્વાગત કરી રહેલો છે. ૧-૨

આ કન્નડ સરસ્વતીના અવતાર સમા સાહિત્યભવનમાં સર્વ લોકસમૂહ તત્ત્વસારને જાણી સુખ અને શાંતિમાં રહે અને જનતામાં વિશ્વપ્રેમ ખૂબ વધતો રહે. ૩

જે પરમ જિનવાણી છે, તેજ સરસ્વતી છે. તે સિવાય સરસ્વતીનું અન્ય રૂપ




મંદિરનો શિલારોપણ વિધિ શેઠશ્રી મંગલદાસ હીરાચંદ શાહ ડ્રીમલેન્ડ પીક્ચર્સ બેંગલોરવાળાના શુભ હસ્તે થશે, તેમજ ઉપાશ્રય અને ધર્મશાળાનો શિલારોપણ વિધિ પારેખ રતનશી કલ્યાણજી (કચ્છ–અંજારવાળા) એમ. આર. પારેખ એન્ડ બ્રધર્સ સાયકલવાળા( બેંગલોર )ના શુભ હસ્તે કરવામાં આવશે.

શિલારોપણસમયે મ્હૈસૂર સાયકલવાળા શાહ ગિરધરલાલ ઝવેરચંદ તરફથી પ્રભાવના કરવામાં આવશે, તેમજ બેંગલોરના સીનીયર સાયકલવાળા શાહ ગિરધરલાલ દામોદર તરફથી પૂજા–પ્રભાવના વગેરે થશે. બહારગામથી પધારેલા મહેમાનોની સાધર્મિક ભક્તિ પારેખ રતનશી કલ્યાણજી તરફથી કરવામાં આવશે.

નિયુક્ત સ્થાનમાં મંડપ હંસાપિક્ચરવાળા શાહ કાંતિલાલ હરીચંદ તરફથી બંધાવવામાં આવશે. આ શુભ પ્રસંગે આપશ્રી સંઘને અમારી આગ્રહભરી વિનંતિ છે કે સહકુટુંબ અત્રે પધારી શાસનશોભામાં વૃદ્ધિ કરશોજી.

લિ. **શ્રી જૈન શ્વેતામ્બર સંઘ.**

દા. **શાહ લવજીભાઈ ગોવરધન પારેખ,**

**શાહ રવિલાલ લવજીભાઇ,**

**શાહ મોહનલાલ લવજીભાઇના**

જયજિનેન્દ્ર વાંચશોજી.

આ મહોત્સવની ઉજવણીનો હેવાલ લખતાં જૈનના ખબરપત્રીએ જણાવ્યું હતું કે, તા. ૧–૮–૫૨ને રોજ ગાંધીનગરમાં પૂજ્યપાદ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજની પુનિત નિશ્રામાં જૈન મંદિર અને ઉપાશ્રયનો શિલારોપણ વિધિ ભારે ધામધૂમથી કરવામાં આવ્યો. પૂજ્ય આચાર્યદેવાદિ વાજતે–ગાજતે હજારો માણસોની સાથે ગાંધીનગર પધાર્યા. ત્યાં શુભ મુહૂર્તે શેઠ મંગળદાસ હીરાચંદ મહેતા મુંબઇવાળાએ જૈન મંદિરની શિલારોપણ વિધિ કર્યો, જ્યારે શેઠ રતનશી કલ્યાણજી પારેખે ઉપાશ્રયનો શિલારોપણ વિધિ કર્યો. ભાવિકોએ સેંકડો રૂપિયા ઉછાળ્યા હતા. ભારે ઉત્સાહ અને આનંદ વર્તાઇ રહ્યો હતો. હજારો જૈન–જૈનેતરની જંગી મેદની જામી હતી. આ પ્રસંગ નિમિત્તે મોટો મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. તેમાં પૂજ્ય આચાર્યદેવે પ્રભાવપૂર્ણ પ્રવચન આપ્યું હતું. તે પહેલાં બાળાઓએ ગીત ગાયાં હતાં, તેમજ મ્હૈસુર મહારાજા તરફથી આવેલો શુભ સંદેશો સહુના અત્યંત ઉત્સાહ વચ્ચે અહીંના સુપ્રસિદ્ધ કાઉન્સીલરે વાંચી સંભળાવ્યો હતો.




હતી, તેને સૂરીશ્વરજીની સાન્નિધ્યમાં આગળ ધપાવવાનો નિર્ણય કરી જૈન સંઘે નીચે મુજબ આમંત્રણપત્રિકાઓ બહાર પાડી હતી.

### શ્રી બેંગલોર નગરે-ગાંધીનગર મધ્યે જિનમંદિર-શિલારોપણ વિધિ પ્રસંગે શ્રી સંઘ-આમંત્રણપત્રિકા.

मङ्गलं भगवान् वीरो, मङ्गलं गौतमप्रभुः ।
मङ्गलं स्थूलभद्राद्या, जैनधर्मोऽस्तु मङ्गलम् ॥

સ્વસ્તિ શ્રી..........નગરે દેવગુરુભક્તિકારક પુણ્યપ્રભાવક શ્રેષ્ઠિવર્ય શ્રીયુત.......યોગ્ય બેંગલોર નગરથી લિ. શ્રી શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન સંઘ સમસ્તના સબહુમાનપૂર્વક જયજિનેન્દ્ર વાંચશોજી. અત્રે શ્રી દેવગુરુકૃપાથી આનંદમંગલ વર્તે છે. વિશેષમાં જણાવતાં અમોને હર્ષ થાય છે કે અત્રે શહેરમાં એક ભવ્ય આલીશાન શ્રી જિનમંદિર છે, પરંતુ અત્રે જૈનોની ઘણી મોટી વસ્તી છે. અત્રે શ્રી ગાંધીનગરમાં જિનમંદિરની ખાસ આવશ્યકતા જણાતાં શ્રી સંઘે ઘણા જ ઉત્સાહ સાથે શ્રી જિનમંદિર બંધાવવા નિર્ણય કર્યો છે અને તે માટે ઘણી મોટી ટીપ પણ કરવામાં આવી છે.

અમારા મહાન્ સદ્ભાગ્યે પૂજ્યપાદ વ્યાખ્યાનવાચસ્પતિ આચાર્યદેવ શ્રીશ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના પટ્ટપ્રભાવક અજોડ વ્યાખ્યાતા પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીશ્રી ૧૦૦૮ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ પોતાના શિષ્યપરિવાર સાથે અત્રે વિરાજમાન છે. તેઓશ્રીનાં પુનિત પગલે આનંદમંગલ વર્તે છે. તેઓશ્રીનાં મંગલ આગમનથી જૈન ધર્મનો ડંકો વાગી રહ્યો છે, જૈન શાસનની અવર્ણનીય પ્રભાવના થઈ રહી છે, તેમજ તેઓશ્રીની પુણ્યનિશ્રામાં અનેકવિધ ધર્મકાર્યો ઉજવાઇ રહ્યાં છે.

તેઓશ્રીનાં શુભ સાન્નિધ્યમાં શ્રી ગાંધીનગર જિનમંદિરનું ખાતમુહૂર્ત શ્રાવણ સુદિ ત્રીજના દિને, ભારે ધામધૂમની સાથે, શાહ મીશ્રીમલ વચ્છરાજ એન્ડ કંપનીવાળાએ કર્યું હતું, તેમજ નૂતન ઉપાશ્રય ને ધર્મશાળાનું ખાતમુહૂર્ત શાહ લવજીભાઈ ગોવરધન પારેખ કચ્છ-અંજારવાળાનાં શુભ હસ્તે થયું હતું, તથા પ્રભાવના શાહ પોપટલાલ માવજીભાઈ અંજારવાળા તરફથી થઇ હતી અને આ માંગલિક શુભ પ્રસંગે પૂજા-પ્રભાવના મોટા દહેરાસરે અશોક પિક્ચરવાલા શેઠ સી. સી. શાહ તરફથી કરવામાં આવી હતી.

#### શિલારોપણવિધિનું શુભ મુહૂર્ત અને કાર્યક્રમ

વિ. સં. ૨૦૦૮ શ્રાવણ સુદિ ૧૦ શુક્રવાર તા. ૧-૮-૫૨ ના દિને શ્રી જિન-

આ પૂજામાં અમદાવાદના જાણીતા કાર્યકર્તા શ્રીયુત ચીમનલાલ કેશવલાલ કડીયાએ સારો રંગ જમાવ્યો હતો અને મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ પૂજાનો ભાવાર્થ, તીર્થનો મહિમા, ભરતમહારાજાની પુણ્યપ્રભાવક પાટપરંપરા, ભગવાન શ્રી ઋષભદેવ સ્વામીના જીવનપ્રસંગો, ભરત મહારાજાએ અષ્ટાપદ પર્વત ઉપર કેવાં કેવાં મંદિરો બંધાવ્યાં, તેમાં કેવી કેવી મૂર્તિઓ પધરાવી, સગર ચક્રવર્તીના ૬૦ હજાર પુત્રોએ તીર્થરક્ષા માટે આપેલું બલિદાન વગેરે વિષયો ચર્ચીને જનતાને ભક્તિરસમાં તલ્લીન બનાવી હતી.

આ પ્રસંગે ડીસ્ટ્રીક્ટ જજ શ્રી કે. એમ. પદ્મનાભય્યા, ન્યાયાધિપતિ શ્રી વાસુદેવરાવ, હિંદુસ્તાન એર ક્રાફ્ટના જનરલ સેક્રેટરી શ્રી એમ. સી. લક્ષ્મીપતય્યા, મહાશય મુંજપ્પા હેગડે વગેરે જાણીતા માણસોએ હાજરી આપી શોભામાં અભિવૃદ્ધિ કરી હતી અને જૈન ધર્મનું ગૌરવ વધાર્યું હતું.

આ ભવ્ય પૂજાની પૂર્ણાહુતિ થતાં શેઠ રમણિકલાલ નાગરદાસ તરફથી સહુને શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી, તેમજ રાત્રે વીજળીના રંગબેરંગી પ્રકાશના પૂર બહારમાં ભાવના બેસાડવામાં આવી હતી. બહારગામથી પધારેલા મહેમાનોની ભક્તિ એન. ગુલાબચંદ એન્ડ કંપની તથા આર. નાગરદાસ એન્ડ કંપની તરફથી કરવામાં આવી હતી. એકંદર આજનો પ્રસંગ સરસ રીતે ઉજવાયો હતો અને ચિરસ્મરણીય બન્યો હતો.

## પર્યુષણ પર્વની સુંદર આરાધના

પર્યુષણ પર્વની આરાધના નિમિત્તે શ્રી સંઘે ખાસ આમંત્રણપત્રિકાઓ બહાર પાડી, કર્ણાટક, મહારાષ્ટ્ર તથા અન્ય સ્થાનોનાં શ્રી સંઘો ઉપર મોકલી આપી હતી, એટલે બહારગામના આશરે બે હજાર સ્ત્રી પુરુષોએ બેંગલોર પધારી આચાર્યદેવાદિ મુનિગણનાં દર્શન-સમાગમનો લાભ લીધો હતો અને પર્યુષણ પર્વની મહા માંગલિક આરાધના કરી હતી. તે બધાની ભક્તિ શા. મિશ્રીમલજી ભભૂતમલજી એન્ડ બ્રધર્સ, શા. દેવીચંદજી પન્નાજી એન્ડ કંપની, વગેરે અગિયાર પેઢીઓ તરફથી કરવામાં આવી હતી.

તપશ્ચર્યા સારા પ્રમાણમાં થઇ હતી. શેઠ મોહનલાલ માણેકચંદ વારૈયાએ ૨૧ ઉપવાસ કર્યા હતા, જ્યારે ત્રણ આરાધકોએ ૧૬ ઉપવાસ, સાત આરાધકોએ ૧૫ ઉપવાસ, નવ આરાધકોએ ૧૧ ઉપવાસ, ત્રણ આરાધકોએ ૧૦ ઉપવાસ અને પચાસથી સાઠ જેટલા આરાધકોએ અઠ્ઠાઈ એટલે ૮ ઉપવાસ કર્યા હતા. તેમને બેલગામવાળા શેઠ ચતુરભાઈ નગીનદાસે રૂપિયો, શ્રીફળ અને પુષ્પહાર સપ્રેમ અર્પણ કર્યા હતા તથા

શેઠ મંગળદાસ હીરાચંદ મહેતાએ રૂપિયા ૧૦૦૦૦ આ કાર્યમાં પ્રથમ અર્પણ કર્યા હતા, તેમજ આ પ્રસંગે રૂપિયા ૫૧૦૦ આપવાની જાહેરાત કરી હતી.

છેવટે શાહ ગિરધરલાલ ઝવેરચંદ તરફથી પ્રભાવના થઈ હતી. બપોરના શેઠ રતનશી કલ્યાણજી તરફથી પૂજા ભણાવવામાં આવી હતી, તેમજ શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી. રાતના ભાવના બેઠી હતી. આ રીતે પ્રસંગની ઉજવણી ઘણી જ સુંદર રીતે, ભારે ઉત્સાહથી, ધામધૂમપૂર્વક થઇ હતી.

**મ્હૈસૂર મહારાજાનો શુભ સંદેશો**

મ્હૈસૂર મહારાજા તરફથી આવેલો શુભ સંદેશો નીચે પ્રમાણે હતોઃ

'આવા શુભ પ્રસંગે હું હાજરી આપી શકયો નથી, તેનો મને ખેદ થાય છે. જૈનાચાર્ય શ્રીમદ્ વિજય લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજની પરમ કૃપાળુ હાજરી મેળવવા ખરેખર તમો ભાગ્યશાળી થયા છો. અમારા પૂર્વજો જૈનધર્મ માટે ભારે અનુરાગ ધરાવતા અને હું પણ તેવો જ અનુરાગ ધરાવું છું, તેથી અંતઃકરણપૂર્વકનો આ સંદેશો મોકલતાં મને અત્યંત આનંદ થાય છે. આજે બેંગલોર-નિવાસીઓએ જિનમંદિર વગેરેનું શુભ કાર્ય શરૂ કર્યું છે અને તેને પાર પાડવા કમ્મર કસી છે, એ જાણીને મને ખૂબ હર્ષ થાય છે. આ કાર્યમાં હું તમારી સંપૂર્ણ ફત્તેહ ઇચ્છું છું.

ખરેખર! આવા મંદિરો આર્ય સંસ્કૃતિનાં પ્રતીક છે, વિશ્રાંતિનાં ધામ છે અને જીવનને આદર્શ બનાવવા માટે ઉત્તમ બગીચાસમાન છે.'

**શ્રી અષ્ટાપદજીની મહાપૂજા**

શ્રાવણ વદિ પાંચમ ને રવિવારના રોજ બપોરના સમયે, નવીન-વિશાળ વ્યાખ્યાન હૉલમાં, હજારો માણસોની હાજરી વચ્ચે, શેઠ રમણિકલાલ નાગરદાસ રંઘોળાવાળા તરફથી શ્રી અષ્ટાપદજીની મહાપૂજા ભારે ધામધૂમપૂર્વક ભણાવવામાં આવી હતી. ૬૪ ઇંદ્ર-ઇંદ્રાણીઓ તથા શ્રી અષ્ટાપદજીની રચના વગેરેથી લોકોનું જબ્બર આકર્ષણ થયું હતું. આવી તકો જિંદગીમાં જવલ્લે જ મળે છે, એવા ખ્યાલથી તેમણે ભારે ભીડ મચાવી હતી. વળી તે માટે અગાઉથી આમંત્રણપત્રિકાઓ પ્રસિદ્ધ કરાઇ હતી, એટલે કર્ણાટક-મહારાષ્ટ્રનાં અનેક ગામોમાંથી ભાવિકોની મોટી ભરતી થઈ હતી અને આસપાસનાં ગામડે-ગોઠડેથી પણ સેંકડો સ્ત્રી પુરુષો લાભ લેવા માટે આવી પહોંચ્યા હતાં, પરંતુ સ્થલસંકોચનાં કારણે સેંકડો જૈન-જૈનેતરોને પાછા જવું પડયું હતું.



તેરાપંથી સમુદાયના શ્રી જશકરણજીસ્વામી ક્ષમાપના ઝીલના સંઘ, સાથે આવેલા છે.



તેરાપથી સમુદાયના શ્રી જશકરણજીસ્વામી વગેરે ક્ષમાપનાનિમિત્તે
વાર્તાલાપ કરી રહ્યા છે.



બેંગલોરમા હજારો જૈન જૈનેતરની મેદની સમક્ષ
શ્રી અષ્ટાપદજીની પૂજા ભણાવાઈ તેનુ દૃશ્ય.




ડૉક્ટર નાનજપ્પા, મ્હેસૂર પ્રદેશ મહાસભા સમિતિના માજી સામાન્ય મંત્રી શ્રી વી. એસ. નારાયણરાવ, શ્રી સિદ્ધાવન હલ્લી, ગાંધીસાહિત્ય સંઘના મંત્રી શ્રી કૃષ્ણ શર્મા, મર્ચન્ટસ એસોસીએશનના પ્રમુખ શ્રી રામનારાયણ ચેલારામ બી. એ. વગેરે જાણીતી વ્યક્તિઓએ હાજરી આપી હતી.

આ સમારંભની શરૂઆત થતાં પહેલાં નીચેનાં ખંડમાં વિરાજતા સૂરીશ્વરજીએ સહુને આશીર્વાદ આપતું મંગલ પ્રવચન કર્યું હતું. તેની સભાજનો પર અદ્ભુત અસર થઈ હતી. પછી તેમનો વાસક્ષેપ લઈને સહુ ઉપરના ખંડમાં ગયા હતા અને સમારોહનું કામ ચલાવ્યું હતું.

**મ્હેસૂર મહારાજાના ખાનગી મંત્રીઓ**

બાદ થોડા જ સમયમાં મ્હેસૂર મહારાજાના ત્રણ ખાનગી મંત્રીઓ સૂરીશ્વરજીનાં દર્શનાર્થે આવ્યા હતા અને તેમનું ભવ્ય લલાટ, ચમકતી આંખો, અપૂર્વ વિદ્વત્તા તથા અસાધારણ વક્તૃત્વશક્તિ નિહાળીને અત્યંત પ્રસન્ન થયા હતા.

**પદવીનો પ્રસ્તાવ**

આ જ અરસામાં બેંગલોરના જૈન સંઘે મુનિરાજ શ્રી કીર્તિવિજયજીની વિદ્વત્તા, કવિત્વશક્તિ, વક્તૃત્વશક્તિ તથા વિનમ્રતા આદિથી અત્યંત પ્રભાવિત થઈને તેમને પદવીથી વિભૂષિત કરવા માટે સૂરીશ્વરજીને જોરશોરથી વિનંતિ કરી હતી. તેમજ તે અંગે એક વિનંતી પત્ર પૂ. ગુરુદેવને ખંભાત મોકલ્યો હતો. ઉત્તરમાં સૂરીશ્વરજીએ જણાવ્યું હતું કે 'અવસરે યોગ્ય થઈ રહેશે.'

**અનેક સંઘોનું આગમન**

મધ હોય ત્યાં માખીઓ સ્વયં આવે છે, ગુણ હોય ત્યાં લોકોનું આકર્ષણ આપોઆપ થાય છે. સૂરીશ્વરજી અને તેમના શિષ્યસમૂહની વિમલ કીર્તિનો વિસ્તાર થતાં અનેક ગામોના સંઘો દર્શનાર્થે આવ્યા હતા. તેમાં આદોની અને રોબર્ટસન પેટના સંઘોએ પ્રતિષ્ઠા-મહોત્સવ માટે વિનંતિઓ કરી હતી અને મદ્રાસ જૈન સંઘના આગેવાનોએ મદ્રાસ પધારવા માટે અત્યંત આગ્રહ કર્યો હતો. તેમના તરફથી વ્યાખ્યાન બાદ શ્રીફળ અને રૂપિયાની પ્રભાવના થઈ હતી. બીજા સંઘોએ પણ શ્રીફળની પ્રભાવનાઓ કરી હતી.

**સંસ્થાઓની સ્થાપના**

અહીં મુનિરાજશ્રી કીર્તિવિજયજીની પ્રબળ પ્રેરણાથી 'શ્રી આત્મ-કમલ-લબ્ધિ-

અન્ય ભાવિકોએ પણ નાનાં-મોટાં વાસણો, ધાર્મિક પુસ્તકો, નવકારવાળીઓ વગેરે મળી ૫૫ થી ૬૦ જેટલી પ્રભાવનાઓ કરી હતી. આવા મોટા માનવસમુદાયમાં અઠ્ઠમ, છઠ્ઠ અને ઉપવાસની ગણના તો કોણ કરે? પણ ભાદરવા સુદિ પાંચમના રોજ શેઠ મોહનલાલ માણેકલાલ વારૈયા તથા શેઠ નરસિંહલાલ તરફથી તપસ્વીઓને પારણાં કરાવવામાં આવ્યા ત્યારે અંદાજ આશરે ૧૫૦૦ નો નીકળ્યો હતો.

પૂજા, પ્રભાવના, આંગી, રોશની અને ભાવના પ્રતિદિન ચાલુ હતા, તેમાં શ્રાવણ વદિ ૧૨ નો લાભ શા. સીરેમલજી પુનમચંદજી એન્ડ કંપની તરફથી, શ્રાવણ વદિ ૧૩ નો લાભ અ. સૌ. જસુમતી પોપટલાલ વીરચંદ ભાવનગરવાળા તરફથી અને શ્રાવણ વદિ ૧૪ નો લાભ શા. સરદારમલજી ભભૂતમલજી એન્ડ કંપની તરફથી લેવાયો હતો. તેમજ પ્રભુજીને રોજ નવી નવી અંગરચના કરવાનો લાભ કોલ્હાપુરવાળા શેઠ બાબુભાઈ પરમાર તથા મુંબઈવાળા શેઠ દામજી જેઠાભાઈનાં ધર્મપત્ની સુશીલા બહેનને મળ્યો હતો.

આઠે દિવસનાં વ્યાખ્યાનો ખૂબ જ સુંદર થયાં હતાં અને ધર્મની આરાધના કરવા માટે હજારો લોકોને માર્ગદર્શક નીવડ્યાં હતાં.

કલ્પસૂત્ર, સ્વપ્ન, તપશ્ચર્યા વગેરે નિમિત્તે ચૌદથી પંદર વરઘોડા નીકળ્યા હતા, તેમાં સંખ્યા અને સમૃદ્ધિની અપેક્ષાએ ભાદરવા સુદિ પાંચમનો વરઘોડો સર્વશ્રેષ્ઠ હતો. આ જ દિવસે તેરાપંથ સંપ્રદાયના મુનિ જશકરણજી આદિ સાધુઓ તેમના ભક્તસમુદાય સાથે ક્ષમાપના અર્થે સૂરીશ્વરજી સમક્ષ હાજર થયા હતા. સૂરીશ્વરજીએ તેમનું ઉચિત સાચવીને જૈન ધર્મનું ગૌરવ વધારવા અંગે ઉપયોગી સૂચનાઓ કરી હતી. લગભગ અર્ધા કલાકના મીઠા વાર્તાલાપ પછી તેઓ છૂટા પડ્યા હતા.

### એક વિશિષ્ટ સમારંભ

તા. ૧૬-૮-૫૨ શનિવારના રોજ બપોરના ૪-૩૦ વાગતાં અમેરિકા જઈ રહેલા પ્રાધ્યાપક એન. એ. નીકમને વિદાય આપવા તથા મ્હૈસૂર દુષ્કાળફંડમાં નાણાંની થેલી અર્પણ કરવા માટે એક વિશિષ્ટ સમારંભ ચીકપેટ જૈન ઉપાશ્રયના ઉપરના હૉલમાં ઉદ્યોગપ્રધાન શ્રી ટી. સિદ્ધલિંગપ્પા બી. એ., બી. એલ. નાં પ્રમુખપદે યોજાયો હતો. તેમાં ભારત સરકારના ખાદ્યમંત્રી શ્રી એમ. બી. કૃષ્ણપ્પા, મુંબઈ વિદ્યાપીઠના ભૌતિક વિજ્ઞાનના પ્રાધ્યાપક શ્રીયુત તાવડે, માજી ધારાસભ્ય એમ. એચ. શાહ, શ્રીમતી એ. એસ. આર. ચારી ( સેક્રેટરી ફૉર પ્રમોશન ઑફ એનિમલ ), હોમસ્કૂલના પ્રીન્સીપાલ મીસીસ ઇ. રોબિનસન, બેંગલોરના સેસન જજ શ્રી પદ્મનાભય્યા, આંખના નિષ્ણાત




પાંચ કક્ષા લખેલી ), ચાબખી (પાઠામાં નાંખવામાં આવે છે તે ), કાગળ, કાંબી, સ્લેટ, પેનસીલ, હોલ્ડર, પાઠાં ( ભરેલાં તથા સાદાં ), પાટલીઓ અને પુસ્તકો બાંધવાના રૂમાલો-બંધનો વગેરે જ્ઞાનોપકરણને પણ વ્યવસ્થિત રીતે મૂકવામાં આવ્યાં હતાં. આરાધકોએ તેની આગળ ચોખાનાં ૫૧ સ્વસ્તિક કર્યાં હતા અને પાંચ પ્રકારનાં ધાન્ય, પાંચ જાતનાં પકવાન તથા પાંચ જાતનાં ફળો મૂકીને 'नमो नाणस्स' પદની વીશ નવકારવાળી ગણી હતી. બપોરે તેની સમક્ષ જ્ઞાનની પૂજા ભણાવી હતી અને શેષ સર્વ વિધિ શાસ્ત્રની આજ્ઞા મુજબ કર્યો હતો. આ પ્રસંગે સૂરીશ્વરજીએ જ્ઞાનપંચમીનું મહત્ત્વ પ્રકાશતાં વરદત્ત અને ગુણમંજરીની કથા રોચક શૈલિથી રજૂ કરી હતી અને ભૂલેચૂકે પણ જ્ઞાનની વિરાધના ન થાય તે માટે નીચેના શ્લોકો સાર્થ પ્રકાશ્યા હતાઃ—

'विराधयन्ति ये ज्ञानं, मनसा ते भवान्तरे ।
स्युः शून्यमनसो मर्त्या, विवेकपरिवर्जिताः ॥'

'જેઓ મનવડે જ્ઞાનની વિરાધના કરે છે, તેઓ ભવાંતરમાં શૂન્ય મનવાળા અને વિવેક રહિત થાય છે.'

'विराधयन्ति ये ज्ञानं, वचसापि हि दुर्धियः ।
मूकत्वमुखरोगित्व-दोषास्तेषामसंशयम् ॥'

'જે દુષ્ટ બુદ્ધિવાળાઓ વચનવડે પણ જ્ઞાનની વિરાધના કરે છે, તેઓને નક્કી મૂંગાપણું તથા મુખનું રોગીપણું વગેરે દોષો થાય છે.'

'विराधयन्ति ये ज्ञानं कायेनायत्नवर्तिना ।
दुष्टकुष्टादिरोगाः स्युस्तेषां देहे विगर्हिते ॥'

'જેઓ યતના રહિત કાયાવડે જ્ઞાનની વિરાધના કરે છે, તેઓનાં નિંદનીય શરીરમાં કોઢ વગેરે દુષ્ટ રોગો થાય છે.'

'मनोवाक्काययोगैर्ये ज्ञानस्याशातनां सदा ।
कुर्वते मूढमतयः कारयन्ति परानपि ॥
तेषां परभवे पुत्र-कलत्र-सुहृदां क्षयः ।
धनधान्यविनाशश्च तथाधिव्याधिसम्भवः ॥'

'જે મૂઢ મતિવાળાઓ મન, વચન અને કાયાવડે હમેશાં જ્ઞાનની આશાતના કરે છે અને બીજાઓ પાસે તેની આશાતના કરાવે છે, તેઓને પરભવમાં ઘણું સહન




લક્ષ્મણસૂરીશ્વરજી જૈન પુસ્તકાલય ' અસ્તિત્વમાં આવ્યું હતું અને તેમાં જૈન ધર્મનાં નાનાં મોટાં ૧૫૦૦ પુસ્તકો વસાવવામાં આવ્યાં હતાં. તેણે ઉછરતી પ્રજાને સારાં વાંચન-નો શોખ લગાડ્યો હતો અને યુવાન વર્ગને યોગ્ય માર્ગદર્શન આપી આડા રસ્તે જતો બચાવી લીધો હતો. આ ઉપકાર જેવો તેવો ન ગણાય! આ જ કારણે અમેરિકાના સુપ્રસિદ્ધ દાનવીર એન્ડ્રુ કાર્નેગીએ પોતાની ૩૫ ક્રોડ ડોલરની જાહેર સખાવતમાંથી ૬ ક્રોડ ડોલર સાર્વજનિક પુસ્તકાલયોની સ્થાપના કરવા માટે રાખ્યા હતા અને તેનાથી ૨૮૧૧ પુસ્તકાલયો સ્થાપ્યાં હતાં.

અહીં સૂરીશ્વરજીના શિષ્યોની પ્રેરણાથી 'શ્રી લબ્ધિ–લક્ષ્મણ સૂરીશ્વરજી જૈન સંગીતમંડળી'ની સ્થાપના થઇ હતી, તેની પણ અત્રે સહર્ષ નોંધ લઇએ છીએ, કારણ કે તેણે ધાર્મિક પ્રસંગોમાં સુંદર સેવા આપી હતી અને ચોવીસે કલાક ધંધાનો જ વિચાર કરી રહેલા અનેક મહાનુભાવોને લલિત કલાની દીક્ષા આપી સા–રી–ગ–મ–પ–ધ–ની બોલતા કરી દીધા હતા. આ રીતે જૈન મુનિરાજો પ્રજાને આધ્યાત્મિક જ્ઞાન આપવાની સાથે તેમની રુચિ સુધારી ઉચ્ચ પ્રકારનો આનંદ લેવાની ટેવ પાડે એ કોને ન ગમે? આખરે તો સુસંસ્કાર એ જ માનવ જીવનની મોંઘી મૂડી છે, એટલે તેનો સંચય કરવાની દિશામાં જે કંઈ પ્રયત્નો થાય, તે સર્વથા અનુમોદનીય છે.

**નવપદજીની ઓળી**

આ રીતે અષાડ, શ્રાવણ અને ભાદરવો વ્યતીત થતાં આસો માસનું આગમન થયું હતું અને નવપદજીની ઓળીના દિવસો નજીક આવી પહોંચ્યા હતા. તેનું આરાધન કરાવવાનો લાભ શેઠ બસ્તીમલ ભાણાજીએ લીધો હતો. 'પાંચસનાં પારણાં અને મૂક્યાં ઉપાશ્રયનાં બારણાં' એવો ઘાટ અહીં થયો ન હતો. સૂરીશ્વરજીની સતત પ્રેરણાથી અને મુનિરાજશ્રી કીર્તિવિજયજી આદિ સાધુ સમુદાયના સુપ્રયત્નોથી લોકોની ધર્મભાવના એવી ને એવી જ્વલંત રહી હતી, બલ્કે તેમાં કંઇક પણ વધારો થયો હતો, એટલે સંખ્યા-બંધ સ્ત્રી–પુરુષોએ ઉક્ત આરાધનમાં ભાગ લઈ પોતાનાં જીવનને ધન્ય બનાવ્યાં હતાં અને 'આખરે તો તપશ્ચર્યાથી જ તરવાનું છે' એ ઉક્તિને ચરિતાર્થ કરી બતાવી હતી.

**જ્ઞાનપંચમીની આરાધના**

અનુક્રમે જ્ઞાનપંચમીનું પર્વ આવી પહોંચતાં, તેની આરાધના પણ સુંદર રીતે થઈ હતી. શેઠ શ્રી તારાચંદ ગાંડાલાલ જૈન શ્વેતામ્બર પાઠશાળામાં જ્ઞાનને આકર્ષક રીતે ગોઠવવામાં આવ્યું હતું અને ઠવણી, કવળી ( પુસ્તક ફરતું વીંટાળવાનું કપડું ), સાપડી, સાપડો, લેખણ, છરી, કાતર, પુસ્તક રાખવાના ડાબલા, ખડિયા, પાટી ( શાસ્રી

ઓળીની આરાધના કરી હતી તથા મુનિરાજ શ્રી પૂર્ણભદ્રવિજયજી અને મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ અનુક્રમે શ્રી ઉત્તરાધ્યયનસૂત્ર તથા શ્રી મહાનિશીથસૂત્રના યોગો નિર્વિઘ્ને વહન કર્યા હતા.

### મહામંગલકારી ઉપધાન તપ

સૂરીશ્વરજીના સદુપદેશથી પ્રેરણા પામીને શેઠ દેવીચંદ મીશ્રીમલ, શેઠ માનમલ રાજાજી, શેઠ દેવીચંદ પન્નાજી, શેઠ દેવીચંદ જેઠમલ, શેઠ ગુણેશમલ દીપચંદ અને શેઠ દલાજી હુકમચંદ એ છ ભાઈઓ તરફથી મહામંગલકારી ઉપધાન તપ કારતક વદિ ૬ થી શરૂ કરવામાં આવતાં ૨૩૫ સ્ત્રી પુરુષોએ પ્રવેશ કર્યો હતો. ઉપધાન તપ કરાવનારા ભાઈઓએ આવા કપરા કાળમાં ઘર કે પેઢી તરફ ન જોતાં ખડે પગે હાજર રહીને તે સર્વેની ઉદારતાપૂર્વક સુંદર ભક્તિ કરી હતી અને 'નાણું મળે છે, પણ ટાણું મળતું નથી' એ કહેવતને સાબિત કરી આપી હતી. વળી વિશેષ હર્ષની વાત એ હતી કે જે યુવાનો આજ સુધી ક્રિયાકાંડમાં કંઈ સમજતા નહિ કે તપશ્ચર્યામાં બિલકુલ રસ લેતા નહિ, તે પણ આ ઉપધાનતપમાં સહર્ષ જોડાયા હતા અને અતિ ઉલ્લાસથી તેનું આરાધન કરી રહ્યા હતા.

એવામાં એક ચિરસ્મરણીય પ્રસંગ ઉપસ્થિત થયો, તે આ પ્રમાણેઃ—

### દર્શનાર્થે આવેલા મ્હૈસૂર મહારાજા

આશરે ત્રણ માસ પહેલાં શા. દેવીચંદ મીશ્રીમલ, શા. સાંકળચંદ બાબુલાલ, શા. દેવીચંદ પન્નાજી વગેરે જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘના પ્રતિનિધિઓ રૂપે મ્હૈસૂરના મહારાજા શ્રી જયચામરાજ વડિયાર બહાદુરને મળવા ગયા હતા. ત્યાં તેમણે મહારાજા તથા મહારાણીને શાલ, ચાંદીના કાસ્કેટ તથા ફળ-ફૂલનું નજરાણું કર્યું હતું. મહારાજાએ આ પ્રતિનિધિઓને મુલાકાત આપતાં તેમણે મહારાજાને બેંગલોરસીટી ચીકપેટમાં આવેલા શ્રીઆદીશ્વર ભગવાનનાં મંદિરે પધારવાની વિનંતિ કરી હતી. આ મંદિરનું ઉદ્ઘાટન આજથી ૩૫ વર્ષ પહેલાં તેમના સ્વર્ગીય કાકા શ્રીકૃષ્ણરાજ વડિયાર બહાદુરે કર્યું હતું. સાથે તેમણે સૂરીશ્વરનો ટૂંક પરિચય આપી તેમનાં દર્શનનો લાભ લેવાની વિનંતિ પણ કરી હતી. મહારાજાએ તેમની આ બંને વિનંતિઓનો સ્વીકાર કર્યો હતો અને અનુકૂળ સમયે આવી જવાનું વચન આપ્યુ હતું. જૈન સંઘના પ્રતિનિધિઓ તેમનો આભાર માની પાછા ફર્યા હતા.

આ વચન મુજબ તેઓ માગસર વદિ ૭ તા. ૮-૧૨-૫૨ ને સોમવારના રોજ સવારના ૧૦-૦ વાગતાં પોતાના સ્ટાફ સાથે ચીકપેટ જૈનમંદિરે પધાર્યા હતા.




કરવું પડે છે. પુત્ર, સ્ત્રી અને મિત્રોનો ક્ષય થાય છે, ધન-ધાન્ય નાશ પામે છે અને દારુણ દુઃખનો અનુભવ કરાવનારા આધિ-વ્યાધિ અવશ્ય ઉત્પન્ન થાય છે.'

ચાતુર્માસ પરિવર્તન

ચોમાસાના બાકીના દિવસો પણ આ જ રીતે ધાર્મિક પ્રવૃત્તિમાં વ્યતીત થયા અને કાર્તિકી પૂર્ણિમાએ દેખાવ દીધો. તે દિવસે સૂરીશ્વરજીએ ગાંધીનગર શ્રી સંઘની વિનંતિનો સ્વીકાર કરીને વિશાળ જનસમુદાય સાથે વાજતે-ગાજતે ગાંધીનગરમાં ચાતુર્માસ-પરિવર્તન કર્યું તથા હંસા પિક્ચર્સનાં પટાંગણમાં બંધાયેલા શ્રી શત્રુંજય તીર્થપટનાં દર્શન કરી ગુબ્બી થિયેટરમાં જાહેર પ્રવચન આપ્યું. તે વેળા મનુષ્યોની જે મેદની જમા થઈ હતી, તેનું વર્ણન કરવાની આવશ્યકતા છે ખરી ? જો આવશ્યકતા હોય તો એટલું જણાવીએ છીએ કે એ મેદનીમાં સ્ત્રીપુરુષ ઉભયની સંખ્યા સમાન હતી અને તેમાં વય, વ્યવસાય કે વર્ગનો કોઇ ભેદ નજરે પડતો ન હતો. પ્રવચન પૂર્ણ થયા બાદ શ્રીફળની પ્રભાવના કરવામાં આવી.

બીજા દિવસે સૂરીશ્વરજી સપરિવાર વાજતે-ગાજતે ચીકપેટ જૈન ઉપાશ્રયમાં પધાર્યા હતા અને પોતાની પ્રશસ્ત પ્રવૃત્તિઓને આગળ ધપાવી હતી. ત્યાં કેટલાક તત્ત્વજ્ઞો ચર્ચા માટે ઉપસ્થિત થતાં જૈન તત્ત્વો પર સુંદર પ્રકાશ પાડ્યો હતો અને જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ તથા મોક્ષનું સ્વરૂપ સમજાવી સહુને આશ્ચર્યમુગ્ધ કર્યા હતા.

સાહિત્યપ્રચાર

આ ચાતુર્માસમાં સાહિત્યનો પ્રચાર પણ સારી રીતે કરવામાં આવ્યો હતો. તેમાં મુક્તિના પુનિત પંથેની ૨૦૦૦ નકલો, વૈરાગ્યરસઝરણાંની ૨૦૦૦ નકલો, અમીનાં વહેણની ૧૫૦૦ નકલો, સ્તવનો-સજ્ઝાયો વગેરેની ૩૦૦૦ થી ૪૦૦૦ નકલો, સૂરીશ્વરજીના અંગ્રેજી જીવનપરિચયની ૨૦૦૦ નકલો, કન્નડ જીવનપરિચયની ૧૦૦૦ નકલો, જાહેર વ્યાખ્યાનોની કન્નડ અનુવાદની ૫૦૦૦ થી ૬૦૦૦ નકલો, ચાતુર્માસ અંગ્રેજી હેવાલની ૧૦૦૦ નકલો જનતાને છૂટથી વહેંચવામાં આવી હતી. પરિણામે જૈનધર્મ વિષે તેમનું જ્ઞાન વૃદ્ધિ પામ્યું હતું અને જે ભયંકર ભ્રમો મનમાં પેસી ગયા હતા, તેનો સંપૂર્ણ છેદ થયો હતો.

મુનિઓની તપશ્ચર્યા અને યોગોદ્વહન

અહીં વયોવૃદ્ધ મુનિરાજ શ્રી નાગેન્દ્રવિજયજીએ વર્ધમાન આયંબિલ તપની ૩૭ મી



તા. ૮-૧૨-૫૨ સોમવારે રાજપ્રમુખ શ્રી મ્હૈસૂરનરેશ બેંગલોરખાતે
પૂ. આચાર્યદેવના દર્શનાર્થે પધાર્યા હતા, ત્યારનું એક દશ્ય.



તેઓ પ્રવચન સાભળતા નજરે પડે છે.



બેંગલોરમા પૂ. આચાર્યદેવના પ્રવેશોત્સવ પ્રસંગે ટાઉન હૉલમા ત્યાના ઉદ્યોગપ્રધાન શ્રી સિદ્ધ લિંગપ્પા અને મેયર સ્વાગત કરી રહ્યા છે.



ભારતના અન્નમંત્રી શ્રી કૃષ્ણપ્પા, મ્હૈસૂરના ઉદ્યોગમંત્રી શ્રી સિદ્ધલિંગપ્પા અને બીજા અધિકારીઓ ગુરુદેવનાં દર્શન કરી વિદાય થઈ રહ્યા છે.



તા. ૨૭–૭–૧૯૫૨ રવિવારના રોજ કન્નડ–સાહિત્ય–પરિષદમા પૂજ્ય આચાર્યશ્રીનું જાહેર પ્રવચન શ્રવણ કરી પ્રસન્નચિત્તે રવાના થતા મદ્રાસના ભૂતપૂર્વ ગવર્નર ભાવનગરનરેશ શ્રી કૃષ્ણકુમારસિંહજી.

વિનાશ કરે છે. મોટાઓ નાનાને ચૂસે છે, નાનાઓ તેથી નાનાને ચૂસે છે. આમ થવાથી વાસ્તવિક પોતે જ પોતાનો વિનાશ નોતરે છે. સાચી શાંતિ, સાચી આબાદી અને સાચા સુખની પ્રાપ્તિ ત્યારે જ દરેક આત્મા કરી શકે છે કે જ્યારે તે સહુનું ભલું કરતા શીખે છે. જેવો આપણો આત્મા છે, તેવો જ સહુનો છે. આપણને જેમ સુખ ઇષ્ટ છે અને દુઃખ અનિષ્ટ છે, તેમ કીડીથી લઈ કુંજર સુધીના, એકેન્દ્રિયથી લઈ પંચેન્દ્રિય સુધીના, તમામ આત્માઓને સુખ ઇષ્ટ છે અને દુઃખ અનિષ્ટ છે, માટે સહુનું ભલું કરતા શીખો. અનીતિ, જૂઠ, પ્રપંચ અને દુરાચાર આદિ અનિષ્ટ તત્ત્વોને-એ ખરાબ બદીઓને જ્યારે દૂર સુદૂર ઠેલી મૂકી સત્ય, ન્યાય, નીતિ ને સદાચારના શ્રેષ્ઠ સિદ્ધાંતોને અપનાવશો, જીવનને અહિંસક બનાવી દયા, દાન ને પરોપકારથી ઉજાળશો, ત્યારે જ રાજા પ્રજા તમામ અપૂર્વ આનંદ, અપૂર્વ શાંતિ અને અપૂર્વ ઉન્નતિનાં શિખરે પહોંચી શકશો.

કર્ણાટકની પ્રજા સાધુ-સંત પ્રત્યે, પરમાત્મા પ્રત્યે ખૂબ જ આદર ધરાવનારી છે, ખૂબ જ સંસ્કારી છે, કારણ કે 'यथा राजा तथा प्रजा જેવા રાજા હોય, તેવી જ પ્રજા હોય.'

ટૂંકમાં જણાવવાનું એટલું જ કે મળેલી લક્ષ્મીનો સદુપયોગ કરો, પોતાનાં જીવનથી દરેક આત્માનું ભલું કરો અને ન્યાય-નીતિમાં રહી આત્મકલ્યાણની આરાધના કરો.

આ પ્રવચનની મ્હૈસૂર મહારાજા ઉપર ઊંડી અસર થઈ હતી. તેમના તરફથી ખાનગી મંત્રી શ્રી શેશગીરીએ ઊભા થઈને જણાવ્યું હતું કે 'મહારાજા આપનું પ્રવચન સાંભળી ભારે ખુશ થયા છે અને આપનો ઉપદેશ પોતાનાં મસ્તક ઉપર ચઢાવે છે. તેઓ વારંવાર આપનો આભાર માને છે તથા પુનઃ પુનઃ ધન્યવાદ આપે છે.'

ત્યારબાદ ખુદ મહારાજા સૂરીશ્વરજીને હારતોરા પહેરાવવા માટે ઊભા થયા હતા, પરંતુ સૂરીશ્વરજીએ તેમને જણાવ્યું હતું કે 'અમે ફૂલ વગેરે સચિત્ત વસ્તુનો સ્પર્શ પણ કરતા નથી.' ત્યારે તેમણે હારતોરા સામે પડેલા મેજ પર મૂકી દીધા હતા. ત્યારબાદ તેમણે રૂપિયા ૧૦૮ મૂકી ગુરુપૂજન કર્યું હતું અને ઊભા થઈને નત મસ્તકે ખૂબ હર્ષપૂર્વક સૂરીશ્વરજીએ મંત્રાધિવાસિત કરેલો વાસક્ષેપ ગ્રહણ કર્યો હતો.

'જેવું આચરણ મોટા કરે, તેવું આચરણ નાના કરે' એ જગતનો સુપ્રસિદ્ધ ન્યાય છે, એટલે તેમની સાથેના અધિકારીઓએ પણ સૂરીશ્વરજીનો વાસક્ષેપ લીધો હતો અને 'આજે એક મહાપુરુષની પવિત્ર પ્રસાદી મળી' એમ માનીને અતિશય આનંદ વ્યક્ત કર્યો હતો.

પછી સંસ્કૃત કૉલેજના માજી પ્રિન્સીપાલ શ્રી ધરણેન્દ્રય્યાએ માંગલિક શ્લોકો

સીટી માર્કેટ સ્કવેરથી ચીકપેટ સુધીનો તમામ રસ્તો ધ્વજા, પતાકા, તોરણો, કમાનો તથા વીજળીની રંગબેરંગી લાઈટોથી શણગારવામાં આવ્યો હતો અને મંદિરમાં દાખલ થવાના માર્ગ ઉપર એક વિશાળ મંડપ ખડો કરાયો હતો. વ્યવસ્થા જાળવવા માટે સર્વત્ર પોલિસ ગોઠવાઇ ગઈ હતી.

મહારાજાનાં દર્શન કરવા માટે આ આખા રસ્તે પુરુષો, સ્ત્રીઓ તથા બાળકો હજારોની સંખ્યામાં હારબંધ ઊભા રહ્યા હતા. સસ્મિત વદને તેમની સલામ ઝીલતા મહારાજા મંડપ સમીપ આવ્યા કે શા. દેવીચંદ મીશ્રીમલ, શા. સાંકળચંદ બાબુલાલ, શા. દેવીચંદ પન્નાજી અને શા. લક્ષ્મીચંદજી હજારીમલજી જવાનમલવાળા તેમની સામે ગયા હતા અને જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘવતી ઉમળકાભેર આવકાર આપ્યો હતો.

ત્યાંથી મહારાજાને મંદિરમાં લાવતાં બેન્ડની સલામી અપાઇ હતી અને દરવાજા આગળ મંદિરના મુકાદમ શા. ભૂરમલ ચમનાજી અને શા. મીશ્રીમલ ભભૂતમલજીએ તેમનો હાર્દિક સત્કાર કર્યો હતો.

મહારાજાએ પ્રશમરસનિમગ્ન કામિનીસંગશૂન્ય વીતરાગદેવ શ્રી આદીશ્વર ભગવાનનાં સોલ્લાસ દર્શન કરી રૂપિયાનો થાળ ભેટ ધર્યો હતો. ત્યાર બાદ મુનિરાજ શ્રી કીર્તિ-વિજયજીએ બંને બાજુ હારબંધ ઊભા રહેલા ૨૩૫ ભાઈ-બહેનોની ઉપધાન તપની આરાધનાનો મહારાજાને ખ્યાલ આપ્યો હતો. શ્રીયુત ખીમચંદજીએ મુનિશ્રીનો પરિચય આપતાં જણાવ્યું હતું કે 'તેઓ સૂરીશ્વરજીના શિષ્યરત્ન છે અને એક પ્રસિદ્ધ કવિ છે.' આથી મહારાજા ખૂબ પ્રસન્ન થયા હતા. પછી મહારાજાએ વ્યાખ્યાન હૉલમાં પધારી, સૂરીશ્વરજીને ભાવભીનું નમન કરી, યથાસ્થાને બેઠક લીધી હતી.

સૂરીશ્વરજીએ મહારાજા તથા ઉપસ્થિત જંગી માનવમેદની સમક્ષ પ્રવચન કરતાં જણાવ્યુ હતું કે દરેક આત્માએ પોતાનાં આત્મકલ્યાણ માટે ધર્મની આરાધના કરવી જોઇએ. ધર્મથી જ દુનિયાની આબાદી છે.

રાજા-પ્રજા તમામ ધર્મના પ્રતાપે જ સુખ અને શાંતિ અનુભવે છે. હરેક વ્યક્તિ કપડાં સ્વચ્છ રાખે છે, સાબુથી ચોળી ચોળી ગરમ પાણીથી શરીરને સ્વચ્છ રાખવા પ્રયત્ન કરે છે, કોઇને મેલ ગમતો નથી, પણ આપણો આત્મા અનાદિ કાળથી મલિન બનેલો છે, તેને નિર્મળ ને સ્વચ્છ રાખવા આપણે કેટલો પ્રયત્ન કરીએ છીએ ? તેમાં જ આપણને આળસ આવે છે. આત્મા ન હોય તો ધન-માલ, મીલ્કત, કુટુંબ કે રાજ્યની કંઇ જ કિંમત નથી. આત્મા છે તો બધું છે. જગત પોતાના સ્વાર્થની ખાતર બીજાનો

આવી હતી, એટલે બહારગામનો મોટો સમુદાય ઉપસ્થિત થયો હતો અને સ્થાનિક વર્ગ પણ તેમાં ઉલટથી ભાગ લેવાની તીવ્ર તાલાવેલી દર્શાવી રહ્યો હતો.

આ પ્રસંગને શોભાવવા માટે ગુજરાતના પ્રસિદ્ધ સંગીતકાર માસ્તર વસંત અને નટવરલાલ વગેરેની મંડળી પોતાના સંપૂર્ણ સાજ સાથે આવી પહોંચી હતી, તેમજ ઇડરની શ્રી લબ્ધિસૂરીશ્વરજી જૈન સંગીત મંડળી પણ પોતાની સેવાઓ અર્પણ કરવા માટે બેંગલોર સીટીમાં સમયસર હાજર થઇ હતી. વળી મુનિરાજશ્રી કનકવિજયજીની પ્રેરણાથી સ્થપાયેલી અહીંની શ્રી લબ્ધિલક્ષ્મણસૂરીશ્વરજી જૈન સંગીત મંડળી નૃત્ય, ગાન, રાસ દ્વારા પોતાની કલામય ભાવના પ્રકટ કરવા માટે થનગની રહી હતી અને શ્રી લબ્ધિસૂરીશ્વરજી જૈન કન્યાશાળાની બાળાઓએ પણ ગરબા વગેરેના કાર્યક્રમ માટે પૂરતી તૈયારીઓ કરી લીધી હતી.

ક્રિયા કરાવવા માટે છાણીના સુપ્રસિદ્ધ ક્રિયાકારકો શ્રીયુત મોહનભાઇ મોતીલાલ, શ્રીયુત રમણલાલ વગેરે ઉપસ્થિત થયા હતા અને કુશલ કલાકારો દ્વારા શ્રી શત્રુંજય મહાતીર્થ, જલમંદિર પાવાપુરી વગેરેની આકર્ષક રચનાઓ તૈયાર કરવામાં આવી હતી, ઉપરાંત રોશની વગેરે માટે પણ પૂરતો પ્રબંધ કરવામાં આવ્યો હતો.

આ બધાં કારણોએ ઉત્સવમાં ભારે રંગ જામ્યો હતો, જૈન તથા જૈનેતર પ્રજાનું અભૂતપૂર્વ આકર્ષણ થયું હતું. રોજ દશથી પંદર હજાર જેટલાં જૈનેતર સ્ત્રીપુરુષો તેનો લાભ લેવા માટે આવી પહોંચતાં હતાં, એટલે સમગ્ર ઉત્સવ દરમિયાન આશરે દોઢ લાખ જૈનેતર જનતાએ લાભ લીધો હતો.

પોષ સુદિ ૩, તા. ૧૯–૧૨–૫૨ ને શુક્રવારના રોજ ઉત્સવનો પ્રારંભ થયો હતો. તે દિવસે પંચકલ્યાણકપૂજા ભારે ઠાઠથી ભણાવવામાં આવી હતી અને આંગી, રોશની, ભાવના ઉત્તમ પ્રકારે થયા હતા.

પોષ સુદિ ૪, તા. ૨૦–૧૨–૫૨ ને શનિવારના રોજ અંતરાયકર્મની પૂજાએ તથા પોષ સુદિ ૫, તા. ૨૧–૧૨–૫૨ ને રવિવારના રોજ નવાણું પ્રકારી પૂજાએ ભક્તવર્ગને ભારે આનંદ આપ્યો હતો અને વિશિષ્ટ અંગરચના તથા રોશનીના અપૂર્વ ઝળહળાટે સહુનાં દિલ પ્રફુલ્લિત કર્યાં હતાં. આ બંને દિવસોએ ભાવનામાં પણ ભારે રંગ જામ્યો હતો.

પોષ સુદિ ૬, તા. ૨૨–૧૨–૫૨ ને સોમવારના રોજ કુંભસ્થાપના કરવામાં આવી હતી, પીસ્તાલીશ આગમની પૂજાએ અનેરું આકર્ષણ જમાવ્યું હતું અને સાયંકાળનો સઘળો કાર્યક્રમ અત્યંત રસિક પુરવાર થયો હતો.

સંભળાવ્યા હતા અને શેઠ દેવીચંદ મીશ્રીમલે સકળ સંઘ તરફથી મહારાજાને હારતોરા પહેરાવ્યા હતા. તે સાથે ચાંદીના કાસ્કેટમાં શ્રી આદીશ્વર ભગવાનનો ફોટો, પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજય લબ્ધિસૂરીશ્વરજી મહારાજનો ફોટો તથા સૂરીશ્વરજીનો ફોટો અર્પણ કર્યો હતો. તેમજ અંગ્રેજી ભાષામાં લખાયેલું શ્રમણ ભગવાન મહાવીરનું જીવનચરિત્ર અને પૂ. પા. શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ વિરચિત સંકલિત શ્રી તત્ત્વન્યાયવિભાકર, સમ્મતિતત્ત્વસોપાન, શ્રી દ્વાદશારનયચક્ર ભાગ પહેલો-બીજો, મૂર્તિ-મંડન, કર્મ ફિલૉસૉફી વગેરે ગ્રંથો તથા ફળ-ફૂલના થાળ ભેટ ધર્યાં હતા. મહારાજાએ સર્વ વસ્તુઓ સપ્રેમ સ્વીકારી હતી અને પૂજ્યશ્રીને પુનઃ પુનઃ વંદન કરીને વિદાય લીધી હતી.

આ પ્રસંગે હજુર સેક્રેટરી, પ્રાઇવેટ સેક્રેટરી, કલેકટર, કમીશ્નર, સરદાર, એન સી. મેયર સાહેબ, સીટી મેજીસ્ટ્રેટ, ડેપ્યુટી આઇ. જી. પી., પોલીસ ઇન્સ્પેકટર, સુપરીન્ટેન્ડેન્ટ, મોટા મોટા પંડિતો, તેમજ શહેરના અનેક પ્રતિષ્ઠિત નાગરિકોએ હાજરી આપી હતી. સ્થાનિક પત્રોએ આ પ્રસંગની ખાસ તસ્વીરો સાથે વિગતવાર હેવાલો પ્રકટ કર્યા હતા અને તેના પર મનનીય નોંધો પણ લખી હતી. શ્રીયુત જી. આર. સ્વામી, અહીંના ટ્રસ્ટી સાહેબો તથા બીજી પણ કેટલીક નામાંકિત વ્યક્તિઓએ આ પ્રસંગને દીપાવવા માટે ભારે જહેમત ઉઠાવી હતી.

આ પ્રસંગનો લાભ લઇ આશરે પંદરથી વીસ હજાર જૈનેતર સ્ત્રીપુરુષોએ મંદિરમાં પ્રવેશ કર્યો હતો અને તેમાં વિરાજી રહેલા પરમ પ્રસન્ન મુખમુદ્રાવાળા શ્રી જિનેશ્વર દેવનાં દર્શન કર્યાં હતાં. વળી તેમણે શાંત, દાંત, અનેક ગુણાલંકૃત સૂરીશ્વરજીને તેમજ તેમના શિષ્યસમૂહને ભારે ભક્તિથી વંદના કરી હતી અને જૈન ધર્મમાં કેવા દેવ તથા કેવા ગુરુની ઉપાસના કરવામાં આવે છે, તેનો પ્રત્યક્ષ પરિચય મેળવ્યો હતો.

એકંદર આજનો પ્રસંગ જૈન શાસનનું ગૌરવ વધારનારો તેમજ ચિરસ્મરણીય બન્યો હતો.

## માલારોપણ-નિમિત્તે ભવ્ય મહોત્સવ

ઉપધાનતપની સફલ પૂર્ણાહુતિ નિમિત્તે માલારોપણનો પ્રસંગ ઉપસ્થિત થતાં અષ્ટાહ્નિકા મહોત્સવની યોજના કરવામાં આવી હતી અને તેમાં સમીપ તથા દૂરના સર્વ સાધર્મિક ભાઈ બહેનો સારી રીતે ભાગ લઈ શકે તે માટે ખાસ આમંત્રણપત્રિકાઓ બહાર પાડવામાં આવી હતી. ઉપરાંત વર્તમાનપત્રોમાં પણ પૂરતી પ્રસિદ્ધિ કરવામાં

मुक्ति–कन्नी–वरमाला, सुकृत–जलाकर्षणे घटीमाला ।
साक्षादिव गुणमाला, माला परिधीयते धन्यैः ॥ २ ॥ "

"પ્રકાશક એવું જ્ઞાન, આત્માને શુદ્ધ કરનારું તપ અને ગુપ્તિધારક સંયમ એ ત્રણેનો સંયોગ થવો તેને જિન–શાસનમાં મોક્ષ કહેલો છે.

મુક્તિરૂપી કન્યાની વરમાળા જેવી, પુણ્યરૂપી જળનું આકર્ષણ કરવામાં રેંટની ઘટીમાળ જેવી અને સાક્ષાત્ ગુણોની માળ હોય એવી આ માળ ધન્યાત્માઓ વડે જ ધારણ કરાય છે."

બાદ માલારોપણની ક્રિયા સમાપ્ત થઈ હતી. આ પ્રસંગે પણ મ્હેસૂરનરેશનો શુભ સંદેશ આવ્યો હતો, જેમાં ગુરુદેવને પ્રણામ કરી તપસ્વીઓની અનુમોદના કરી હતી.

બેંગલોર નગરમાં ઉપધાનની આવી તપશ્ચર્યા પહેલી જ વાર થઈ હતી, એટલે સંઘનો ઉત્સાહ અમાપ હતો. તેણે સર્વ તપસ્વીઓની ભક્તિ ઘણી રૂડી રીતે કરી હતી અને પ્રભાવનાઓ પણ પુષ્કળ આપી હતી. આ રીતે દરેક તપસ્વીને ૧૫૦ થી ૧૭૫ જેટલા રોકડા રૂપિયા, નાનાં–મોટાં વાસણો તથા સંખ્યાબંધ ધાર્મિક પુસ્તકો મળતાં કુલ પ્રભાવના રૂપિયા ૫૦૦૦૦ ની થઈ હતી.

માનવંતા બિરુદો

આજનો મંગલ પ્રસંગ બીજી રીતે પણ યાદગાર બન્યો હતો. પૂજ્ય આચાર્યદેવ દક્ષિણ દેશમાં ધર્મનો પ્રચાર કરતાં અહીં સુધી આવ્યા હતા અને જ્વલંત જ્યોતિથી જળહળી રહેલા દીપકની જેમ લાખો હૃદયમાં પવિત્રતાનો પ્રકાશ પાથરવામાં સમર્થ નીવડ્યા હતા, એટલે શ્રીસંઘે તેમને 'દક્ષિણદીપક' નાં માનવંતા બિરુદથી નવાજ્યા હતા અને મુનિરાજ શ્રી કીર્તિવિજયજી આ બધા કાર્યમાં ઉત્તમ સહાયક નીવડ્યા હતા, તેમજ ભાવભરી કવિતાઓની નવી નવી રચનાઓ વડે જનસમૂહનું ભારે આકર્ષણ કરી રહ્યા હતા, એટલે તેમને પણ 'કવિકુલતિલક' નું માનવંતું બિરુદ અર્પણ કર્યું હતું. આ બિરુદોનો પ્રસ્તાવ કરતાં શ્રી પુખરાજ ધુલચંદે મનનીય ભાષણ કર્યું હતું અને શ્રીમાન્ સી. સી. શાહે પોતાની લાક્ષણિક શૈલિમાં જોરદાર ટેકો આપ્યો હતો.

શાન્તિસ્નાત્ર તથા નવકારશીઓ

બપોરે જિનમંદિરમાં સોલ્લાસ શાન્તિ સ્નાત્ર ભણાવાયું હતું અને ઉપધાન તપ કરાવનારાઓ તરફથી નવકારશી થઈ હતી. સુદિ ૧૩ ના દિવસે શેઠ વત્સરાજ રામજી તરફથી બીજી નવકારશી થઈ હતી.

પોષ સુદિ ૭, તા. ૨૩-૧૨-૫૨ ને મંગળવારના રોજ દ્વાદશ વ્રતની પૂજાના સમયે ભાવિક વર્ગનો ભાવોલ્લાસ અત્યંત વૃદ્ધિ પામ્યો હતો અને પ્રભુજીને થયેલી અનુપમ અંગરચનાએ સર્વ પ્રેક્ષકોનાં દિલમાં પ્રમોદની પ્રબળ લાગણી પેદા કરી હતી. રાત્રે રોશનીના પૂર બહારમાં હજારોની મેદની વચ્ચે ભાવના બેઠી હતી, ત્યારે સંગીતકારોએ સહુનાં ચિત્તનું અત્યંત આકર્ષણ કરનારી સંગીતકલાનો રસથાળ પૂરા પ્રેમથી પીરસ્યો હતો અને આર્ટ્રીનના ઉદ્ગારો મેળવ્યા પછી જ તેની પૂર્ણાહુતિ કરી હતી.

પોષ સુદિ ૮, તા. ૨૪-૧૨-૫૨ ને બુધવારના રોજ માલાની ઉછામણી બોલાતાં દેવદ્રવ્ય ખાતાને રૂપિયા ૪૦૦૦૦ ની ઉપજ થઈ હતી ! બેંગલોર નગર માટે આ રકમ જેવી તેવી ન ગણાય ! પરંતુ સૂરીશ્વરજીની શીતળ છાયામાં સર્વ કાર્યો અદ્ભુત રીતે પાર પડતા હતા, એટલે આ ઉપજથી કોઈને આશ્ચર્ય થયું ન હતું.× તે દિવસે બપોરે નવપદજીની પૂજાએ સકળ સમુદાયમાં નવચેતન રેડ્યું હતું અને અંગરચના, રોશની તથા ભાવનાએ પણ સંજીવની બૂટીનું કામ કરીને સહુની નાડીના ધબકારા વધારી દીધા હતા.

પોષ સુદિ ૯, તા. ૨૫-૧૨-૫૨ ને ગુરુવારના રોજ માલારોપણનો વરઘોડો ચડ્યો, તે પણ એટલો જ ભવ્ય હતો. તેમાં આકર્ષક ઇંદ્રધ્વજની સાથે નિશાન ડંકો નજરે પડતો હતો, શણગારેલા સાંબેલાઓ સહ મોટરોની લાંબી કતાર દૃષ્ટિગોચર થતી હતી અને પૂજ્ય આચાર્યાદિમુનિગણસમેત વિશાળ તપસ્વી સમુદાય તથા બહોળા સાજન-મહાજનથી સહુનું ધ્યાન એક સરખું આકર્ષિત થઈ રહ્યું હતું. બેન્ડના મધુરધ્વનિ તેમજ મહિલા સમુદાયનાં મંગલ ગીતો એ દૃશ્યમાં પ્રાણ પૂરી રહ્યાં હતાં.

પોષ સુદિ ૧૦, તા. ૨૬-૧૨-૫૨ ને શુક્રવારના રોજ માલારોપણનો મહોત્સવ ઉજવાયો હતો. તે નિમિત્તે ડોડન હોલના વિશાળ પટાંગણમાં એક ભવ્ય મંડપ ઊભો કરવામાં આવ્યો હતો, જેમાં દેશદેશાવરના મળી આશરે દશ હજાર મનુષ્યોએ હાજરી આપી હતી. માલારોપણની માંગલિક ક્રિયા શરૂ થતાં ૧૯૦ તપસ્વીઓએ માળ પહેરીને પોતાનાં જીવન સાર્થક કર્યાં હતાં. તેમાં પહેલી માળ શેઠ દેવીચંદ પનાજીના ધર્મ-પત્નીએ પહેરી હતી.

માલારોપણ થઈ ગયા બાદ સર્વ તપસ્વીઓએ સૂરીશ્વરજીને વંદન કરી હિતશિક્ષા આપવાની વિનંતિ કરતાં તેમણે નીચેની બે ગાથાઓ સાર્થ પ્રકાશી હતી:—

" नाणं पयासगं सोहओ, तवो संजमो अ गुत्तिघरो ।
तिण्हं पि समाओगे, मुक्खो जिणसासणे भणिओ ॥ १ ॥

× આ ઉપજમાંથી ચાંદીનો રથ બનાવવાનું નક્કી થયું હતું અને તે મુજબ રથ તૈયાર થઈ ગયેલો છે.


जैनाचार्य श्रीमद्विजयलक्ष्मणसूरिश्वरजी म. तथा सौराष्ट्रना राजप्रमुख श्री जामसाहेब

તા. ૩૦-૧૨-૧૯૫૨ના રોજે બેંગલોર સીટીના જૈન ઉપાશ્રયમાં પૂ. આચાર્ય-દેવના દર્શનાર્થે પધારેલા સૌરાષ્ટ્રના રાજપ્રમુખ


जैनाचार्य श्रीमद्विजयलक्ष्मणसूरिश्वरजी म. तथा सौराष्ट्रना राजप्रमुख श्री जामसाहेब

રાજપ્રમુખ જામસાહેબ વાસક્ષેપ લેવા નતમસ્તકે ઊભા છે.


जैनाचार्य श्रीमद्विजयलक्ष्मणसूरिश्वरजी म. तथा सौराष्ट्रना राजप्रमुख श्री जामसाहेब

રાજપ્રમુખ જામસાહેબ વાસક્ષેપ લઇ રહ્યા છે.



તા. ૧–૮–૫૨ના દિવસે બેંગલોર ગાંધીનગરના નૂતન જિનાલયનાં ખાતમુહૂર્તના ભવ્ય પ્રસંગે પૂ. ગુરુદેવ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી આદિ મુનિવરો ચિત્રમા ઉભેલા નજરે પડે છે,

આચાર્યશ્રીની અધ્યક્ષતામાં ઉજવાયો. બાળકોએ સુંદર સંવાદ, નવીનતાભર્યાં નૃત્યો અને રસમય ગીતોનો આકર્ષક કાર્યક્રમ રજૂ કરી જનતાનાં હૃદયને જીતી લીધાં. તેમની યોગ્ય કદર કરવા શિક્ષાપ્રેમી શેઠ રમણીકચંદ નાનચંદે રૂપિયા ૭૫૧ નાં અને ઉપધાન કરાવનાર ભાગ્યશાળી ભાઈઓએ રૂપિયા ૧૦૧ નાં ઇનામો વહેંચ્યાં. પરિણામે બાળકોમાં વિશેષ અભ્યાસ કરવાનો ઉત્સાહ જાગૃત થયો અને સહુ આનંદથી કિલકિલાટ કરવા લાગ્યા. આવો સુંદર કાર્યક્રમ રજૂ કરવા માટે પાઠશાળાના કાર્યવાહકો શેઠ નાનચંદભાઈ, શેઠ હીરાભાઈ તથા શિક્ષકોને યોગ્ય અભિનંદન અપાયાં અને પાઠશાળા દિનપ્રતિદિન આવી રીતે જ પ્રગતિ કરતી રહે, એવી શુભેચ્છાઓ પણ સારા પ્રમાણમાં પ્રકટ થઈ.

સંસારનો નિયમ છે કે-'રંગમાં રંગ ભળે' એટલે આ પ્રસંગે ઉપધાન કરાવનાર સખી દિલના છ ભાઈઓને જૈન સંઘ તરફથી અભિનંદનપત્રો સમર્પણ કરવામાં આવ્યાં. છેવટે આચાર્યશ્રીએ ધાર્મિક શિક્ષણની જરૂરીઆત અંગે ટૂંકું પણ પ્રભાવશાળી પ્રવચન કર્યું અને સહુનાં અંતરમાં એ વાત ઉતારી દીધી કે—

" ज्ञानं स्यात्कुमतान्धकारतरणिर्ज्ञानं जगल्लोचनं,
ज्ञानं नीतितरङ्गिणी कुलगिरिर्ज्ञानं कषायापहम् ।
ज्ञानं निर्वृतिवश्यमन्त्रममलं ज्ञानं मनःपावनम्,
ज्ञानं स्वर्गगतिप्रयाणपटहं ज्ञानं निदानं श्रियः ॥ "

" જ્ઞાન એ મિથ્યાત્વરૂપી અંધકારનો નાશ કરવા માટે સૂર્ય છે અને જગતનું તૃતીય લોચન છે; જ્ઞાન એ નીતિરૂપી નદીને નીકળવાનો પર્વત છે અને ક્રોધાદિ ચારે કષાયોને દૂર કરનાર છે. જ્ઞાન એ મુક્તિને વશ કરવાનો પવિત્ર મંત્ર છે અને મનને પાવન કરનાર છે. જ્ઞાન એ સ્વર્ગગતિમાં પ્રયાણ કરવાનો પડહ છે અને સર્વ પ્રકારની શોભાનું મૂળ કારણ છે. "

માટે દરેક મનુષ્યે જ્ઞાનપ્રાપ્તિ માટે પૂરતો પ્રયત્ન કરવો જોઈએ. ઇતરોમાં પણ કહ્યું છે કે—

प्रथमे नार्जिता विद्या, द्वितीये नार्जितं धनम् ।
तृतीये नार्जितो धर्मश्चतुर्थे किं करिष्यति ? ॥

મનુષ્યનું સરેરાશ આયુષ્ય સો વર્ષનું ગણાય છે. તેના ચાર ભાગો કરતાં પ્રથમ ભાગ બ્રહ્મચર્યાશ્રમ કહેવાય છે, બીજો ભાગ ગૃહસ્થાશ્રમ કહેવાય છે, ત્રીજો ભાગ વાનપ્રસ્થાશ્રમ કહેવાય છે અને ચોથો ભાગ સંન્યસ્તાશ્રમ કહેવાય છે. આ ભાગોને

આ બધું જોઈ અનુભવીઓ ઉદ્ગાર કાઢતા હતા કે 'ભાઈ! આવું ચોમાસું તો અમારી સાંભરણમાં કોઈ વાર થયુ નથી. આ વખતનો રંગ જ જુદો છે. સાચું પૂછો તો આજે બેંગલોરમાં ચોથો આરો વર્તી રહ્યો છે.'

### વ્રતોચ્ચારણ

શાસ્ત્રશ્રવણનું ફળ જ્ઞાન છે, જ્ઞાનનું ફળ વિરતિ છે અને વિરતિનું ફળ ક્રમશઃ કર્મનો નાશ છે. તેથી સુવિહિત સાધુસમુદાય સહુથી પ્રથમ મુમુક્ષુઓને સર્વજ્ઞભાષિત શાસ્ત્રો શ્રવણ કરાવે છે અને તેઓ જ્યારે વિરતિની ભાવનાવાળા થાય ત્યારે તેમને શક્તિ પ્રમાણે વ્રત-નિયમો ગ્રહણ કરાવે છે. મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ વ્યાખ્યાનમાં શ્રાવકનાં બાર વ્રતોનું સ્વરૂપ સુંદર રીતે સમજાવ્યુ હતું, એટલે ૨૫૦ જેટલાં સ્ત્રીપુરુષો ચતુર્થવ્રત, બારવ્રત વગેરે ગ્રહણ કરવા માટે તત્પર થયા હતા. તે સર્વને સૂરીશ્વરજીએ નાણ સમક્ષ વ્રત ઉચ્ચરાવી સુંદર હિતશિક્ષા આપી હતી અને તેનું નિરતિચાર પાલન થાય તે માટે પૂરતી યતના રાખવાનો અનુરોધ કર્યો હતો.

### દર્શનાર્થે સૌરાષ્ટ્રના રાજપ્રમુખ

મંગળવાર તા. ૩૦-૧૨-૫૨ ના રોજ એક વિશેષ ચિરસ્મરણીય પ્રસંગ ઉત્પન્ન થયો. બપોરના સમયે સૌરાષ્ટ્રના રાજપ્રમુખ શ્રી જામસાહેબ સૂરીશ્વરજીનાં દર્શને પધાર્યા. પ્રારંભિક વિધિ થયા પછી સૂરીશ્વરજીએ તેમને એક કલાક સુધી ઉપદેશ આપ્યો અને મનુષ્ય જીવનનું કર્તવ્ય સમજાવ્યું. એ ઉપદેશ તેમણે પૂરી દિલચસ્પીથી ગ્રહણ કરતાં કેટલાક તાત્ત્વિક પ્રશ્નો પૂછ્યા. સૂરીશ્વરજીએ તેનું સુંદર સમાધાન કર્યું. તેનો રાજ-પ્રમુખ પર જબ્બર પ્રભાવ પડ્યો. તેમણે સૂરીશ્વરજીને જામનગર પધારવાનું ભાવભીનું આમંત્રણ આપ્યું. બાદ નતમસ્તકે પ્રસન્નવદને સૂરીશ્વરજીએ આપેલો વાસક્ષેપ ગ્રહણ કર્યો. બેંગલોરના જૈન સંઘે તેમને બહુમાનપૂર્વક હારતોરા પહેરાવ્યા અને સૂરીશ્વરજીનાં વ્યાખ્યાનોનાં પુસ્તકો ભેટ આપ્યા. છેવટે તેઓ હસતે મુખે પુનઃ પુનઃ નમસ્કાર કરતાં રવાના થયા હતા.

### પાઠશાળાનો ભવ્ય મેળાવડો

શેઠ તારાચંદ ગાંડાલાલ જૈન શ્વેતામ્બર પાઠશાળાનાં બાલક-બાલિકાઓની ધાર્મિક પરીક્ષા મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ ઘણા પરિશ્રમપૂર્વક લીધી હતી. બાળકો સંસ્કારી, સારા અભ્યાસી અને નિયમિત હાજરી આપનારા હોવાથી પરિણામ ઘણું સુંદર આવ્યું હતું. તેનો ઇનામી મેળાવડો તા. ૨૭-૧-૫૩ ની સવારે ગુબ્બી થિયેટરમાં પૂજ્યપાદ





બેંગલોરની શેઠ તારાચંદ ગાંડાલાલ જૈન શ્વે. પાઠશાળાના
બાળકોએ ઉજવેલ ભવ્ય મેળાવડાના બે દૃશ્યો.



શ્રી જૈન સેવામંડળ બેન્ડપાર્ટી–બેંગલોર



સને ૧૯૫૨માં સ્થપાયેલ શ્રી લબ્ધિલક્ષ્મણસૂરીશ્વરજી
જૈન સંગીત મંડળી, બેંગલોર.




જનતા, અગ્રગણ્ય નાગરિકો, તેમજ વિવિધ કક્ષાના અધિકારીઓને પૂજ્યશ્રીનો પરિચય કરાવી તેમનો બની શકે તેટલો લાભ લેવાનો અનુરોધ પણ કર્યો હતો. તેઓ સદા 'गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वरः । गुरुः साक्षात् परं ब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥' એ શ્લોકનું રટણ કર્યા કરે છે અને પ્રતિવર્ષ દર્શને પધારી પરલોકનું પુણ્યભાથું બાંધી જાય છે.

સૂરીશ્વરજીના સદુપદેશ તથા સમાગમથી અત્યંત પ્રભાવિત થયેલા એક બ્રાહ્મણ બંધુ રોજ દર્શનાર્થે આવતા અને પ્રદક્ષિણા દઈ, ગુરુસ્તુતિ કરતા. તેમણે પોતાનાં કુટુંબને પણ વારંવાર સૂરીશ્વરજીનાં દર્શન કરાવ્યાં હતાં અને તેમની પાસે વિવિધ પ્રતિજ્ઞાઓ અપાવી હતી.

વેલ્લુરના એક વૃદ્ધ વિપ્રે નિત્ય નમસ્કાર મંત્ર ગણવાની પ્રતિજ્ઞા લીધી હતી અને તેને અંતસમય સુધી બરાબર પાળી હતી. જીવનની છેલ્લી ક્ષણોમાં તેણે સૂરીશ્વરજીને ખૂબ જ યાદ કર્યા હતા અને પોતાના પર કરેલા મહદ્ ઉપકાર માટે ભૂરિ ભૂરિ ભાવાંજલિઓ આપી હતી.

નાગપ્પા નામના ઇતર વર્ગના એક ચિત્રકારે પોતાને ત્યાં પૂજ્યશ્રીનાં પગલાં કરાવ્યાં હતાં અને ખુશાલી નિમિત્તે ખોબા ભરીને રૂપિયા ઉછાળ્યા હતા. પછી તેણે પૂજ્યશ્રી પાસે ચતુર્થ વ્રત ગ્રહણ કરી માંસ-મદિરાનો આજીવન ત્યાગ કર્યો હતો અને નિત્ય નમસ્કાર મંત્ર ગણવાની પ્રતિજ્ઞા લીધી હતી. આ પ્રતિજ્ઞાઓનું દૃઢ શ્રદ્ધાથી પાલન કરતાં ઘણા જ ટૂંકે સમયમાં તેના અનેકવિધ મનોરથો પૂર્ણ થયા હતા અને જૈન શાસનની સુંદર પ્રભાવના થઈ હતી.

આવી જ રીતે એક મરાઠી બહેને જૈન ધર્મના આચારવિચાર પ્રત્યે રુચિવંત થઈને વિવિધ પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી હતી તથા દારુ-માંસનો સદંતર ત્યાગ કર્યો હતો.

ધંધાદારી વર્ગમાં પણ એવો જ ઉપકાર થયો હતો. દાખલા તરીકે બેંગલોર નગરમાં જેમના પાંચ સિનેમા ચાલે છે, એવા બ્રાહ્મણ બંધુ રતિલાલભાઈ, નંદલાલભાઈ તેમજ તેમનાં કુટુંબના ૩૦ જેટલા સભ્યો પૂજ્યશ્રીનાં પ્રવચનો સાંભળવા અવારનવાર હાજરી આપતા હતા. વળી તેમણે પોતાને ત્યાં સૂરીશ્વરજીનાં વાજતેગાજતે પગલાં કરાવી ખૂબ જ ભક્તિભાવ દર્શાવ્યો હતો. ત્યાં સૂરિજીએ ટૂંક પ્રવચન કર્યું હતું અને ઘરના પ્રત્યેક માણસે વિવિધ પ્રતિજ્ઞાઓ ધારણ કરી હતી.

બેંગલોરના મેયર, નગરપાલિકાના અન્ય સભ્યો તથા અધિકારીઓ પણ પૂજ્યશ્રીનાં પ્રવચનોથી ઘણા પ્રભાવિત થયા હતા, એટલે અનેક વાર દર્શનાર્થે આવતા હતા અને

અનુલક્ષીને એમ કહેવામાં આવ્યું છે કે જેણે પહેલા આશ્રમમાં વિદ્યા મેળવી નહિ, બીજા આશ્રમમાં ધન મેળવ્યું નહિ અને ત્રીજા આશ્રમમાં ધર્મ મેળવ્યો નહિ, તે ચોથા આશ્રમમાં શું કરશે ? તાત્પર્ય કે મનુષ્યે જીવનની પહેલી પચીશીમાં બને તેટલું વિદ્યાનું અર્જન કરી લેવું જોઇએ, તો જ તે જીવનનાં વિવિધ ક્ષેત્રોમાં સફલતા મેળવી શકે છે અને મળેલો માનવભવ સાર્થક કરી શકે છે. છેવટે આભારવિધિ થયા બાદ મેળાવડાનું વિસર્જન થયું હતું.

### તૈલી ચિત્રો ખુલ્લા મૂકાયાં

આ ઉપરાંત ચીકપેટ જૈન ઉપાશ્રયમાં શ્રી ગૌતમસ્વામી, શ્રી હેમચંદ્રાચાર્ય, શ્રી આત્મારામજી મહારાજ, શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજ, શ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ, શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ તથા મુનિરાજ શ્રી કીર્તિવિજયજીનાં તૈલી ચિત્રો ખુલ્લાં મૂકવાનો એક ખાસ સમારંભ યોજાયો હતો અને તે પણ ખૂબ જ પ્રેરક નીવડ્યો હતો.

### રૂપિયા એકવીસ હજાર ભરાયા

અહીં એ નોંધ કરવી ઉચિત ગણાશે કે નૂતન વ્યાખ્યાન હૉલ માટે જૈન સંઘે જે ટીપ શરૂ કરી હતી, તેમાં સૂરીશ્વરજીની પ્રેરણાથી રૂપિયા ૨૧૦૦૦ ભરાયા હતા. આમ સૂરીશ્વરજીનું સાન્નિધ્ય જૈન સંઘને દરેક રીતે આનંદ-મંગલકારી નીવડયું હતું અને તેનાં અસ્તિત્વમાં એક સીમાસ્થંભ સમું બની ગયું હતું.

### વ્યક્તિગત ઉપકાર ખૂબ જ થયો

સૂરીશ્વરજીની સ્થિરતા દરમિયાન વ્યક્તિગત ઉપકાર પણ ખૂબ જ થયો હતો. અનેકના સંશયો ભાંગ્યા હતા, અનેકને સાચું માર્ગદર્શન મળ્યું હતું અને અનેકનાં જીવનમાં સદાચારની સુવાસ પ્રસરી હતી. તેમાં ઇતર વર્ગ પર થયેલો ઉપકાર વિશેષ નોંધને પાત્ર હતો.

સૂરીશ્વરજીના સંપર્કથી વિશ્વબંધુના માનનીય તંત્રી શ્રીયુત જી. આર. સ્વામી જૈન ધર્મ પ્રત્યે ઉત્કટ અનુરાગવાળા બન્યા હતા. તેમણે સામૈયા વખતે પોતાનાં આંગણે ગહુંલી કરી હતી તથા વખતોવખત વિવિધ પ્રસંગના હેવાલો છાપીને પૂજ્યશ્રીનાં પવિત્ર પ્રશસ્ત પ્રચારકાર્યને સારો વેગ આપ્યો હતો. વળી મહારાજા, પ્રધાનો, ઉચ્ચ કોટિના અધિકારીઓ તથા અનેક નામાંકિત વ્યક્તિઓને પૂજ્યશ્રીનાં દર્શનનો લાભ અપાવવામાં પણ ઘણો મોટો ફાળો આપ્યો હતો અને આગળ જતાં પ્રવાસમાં હાજર રહી સામાન્ય

પ્રજા પર સૂરીશ્વરજીએ જે અનહદ ઉપકાર કર્યો હતો, તેનું પણ વર્ણન કર્યું તથા તેઓ શાસનપ્રભાવના કરવા માટે જ અહીંથી વિહાર કરી રહ્યા છે એમ જણાવી જલદી પાછા ફરવાની વિનંતિ કરી અને સમસ્ત કર્ણાટકમાં તેમના દ્વારા જૈન શાસનનો ઝંડો લહેરાતો રહે એવી શુભેચ્છાપૂર્વક પોતાનું વક્તવ્ય સમાપ્ત કર્યું.

વિશ્વબંધુના તંત્રી શ્રીયુત જી. આર. સ્વામીએ જૈનેતર જનતા તરફથી સૂરીશ્વરજીનો આભાર માની ભૂલચૂક માટે ક્ષમા માગી, પરંતુ હૃદય ભરાઈ જવાથી વિશેષ શબ્દો બોલી શક્યા નહિ. એવામાં એક જૈનેતર ભક્તે અત્યંત ભાવવાહી સ્વરે ગુરુસ્તુતિનાં પદો ગાતાં વિરહની વેદના તાજી થઈ, સહુની આંખોમાંથી અશ્રુ ટપકવા લાગ્યા. બાળકો પણ એમાંથી બાદ ન હતા. તેઓ કરુણ સ્વરે કહી રહ્યા હતા કે 'ગુરુજી! વહેલા વહેલા બેંગલોર પધારજો અને અમને બધાને આપનાં દર્શનનો લાભ દેજો. અમે આપની પવિત્ર મુખમુદ્રાને કદી પણ ભૂલી શકીશું નહિ.'

બાદ બેંગલોર જૈન સંઘની વતી શ્રીયુત જશરાજજીએ અવિનય-આશાતના માટે ક્ષમાની યાચના કરી હતી અને જલદી પાછા પધારવાની વિનંતિ કરી હતી. ઉત્તરમાં સૂરીશ્વરજીએ ટૂંકું પ્રવચન કરી સહુને આશ્વાસન આપ્યું હતું અને ધર્મારાધનમાં સદા ઉજમાળ રહેવાની શિક્ષા આપી હતી.

ક્રમશઃ કેન્ટોન્મેન્ટમાં

બીજા દિવસે ગાંધીનગરમાં ગુબ્બી થિયેટરમાં સામાયિક વિષે પ્રભાવશાળી પ્રવચન થતાં નીચેની પંક્તિઓ શ્રવણગોચર થઈ હતી :—

"दिवसे दिवसे लक्खं, देइ सुवन्नस्स खंडियं एगो।
एगो पुण सामाइयं, करेइ न पहुप्पए तस्स ॥"

'એક મનુષ્ય પ્રતિદિન લાખ ખાંડી સોનાનું દાન દે અને બીજો મનુષ્ય પ્રતિદિન સામાયિક કરે, તો દાન દેનારો તેની બરોબરી કરી શકે નહિ.'

"जस्स समाणिओ अप्पा, संजमे नियमे तवे।
तस्स सामाइयं होइ, इइ केवलिभासियं ॥"

'જેનો આત્મા સંયમ, નિયમ અને તપમાં આવેલો હોય તેને સામાયિક થાય છે, એમ કેવલિ ભગવંતોએ કહ્યું છે.'

"जो समो सव्वभूएसु, तसेसु थावरेसु य।
तस्स सामाइयं होइ, इइ केवलिभासियं ॥"

વિવિધ વિષયો પર પ્રશ્ન કરીને પોતાનાં મનનું સમાધાન મેળવતા હતા, ઉપરાંત પૂજ્યશ્રીએ દર્શાવેલા મંગલ માર્ગનું યથાશક્તિ અનુસરણ કરીને જીવનને ઉન્નત બનાવતા હતા.

### જૈન ઇતિહાસનું સોનેરી પૃષ્ઠ

આ રીતે સૂરીશ્વરજીની સ્થિરતા દરમિયાન શાસનસેવાનાં નાનાં મોટાં અનેક કાર્યો થયાં હતાં, પરંતુ તે બધાનું સવિસ્તર વર્ણન કરવું અમારા માટે શક્ય નથી, એટલે ટૂંકમાં એટલું જ જણાવીએ છીએ કે સૂરીશ્વરજીનું બેંગલોરનું ચાતુર્માસ એ જૈન ઇતિહાસનું એક સોનેરી પૃષ્ઠ હતું કે જે ભૂતકાળના સમર્થ શાસનપ્રભાવક આચાર્યોની અનેરી યાદ આપતું હતું, વર્તમાનકાળના વિશાળ આચાર્યસમુદાયને ધર્મપ્રચારની યોગ્ય દિશા દર્શાવતું હતું અને ભવિષ્યની આચાર્યપરંપરા માટે ગૌરવનો કિંમતી ખજાનો મૂકી જતું હતું.

### વસમી વિદાય

ઉદય પછી અસ્ત અને ભરતી પછી ઓટ અવશ્ય આવે છે, તેમ સુખ પછી દુઃખ અને આનંદ પછી શોકનો અનુભવ પણ અવશ્ય જ થાય છે. કુદરતના આ મહાન કાનૂનોને આજ સુધી કોઈ ટાળી શક્યું નથી, તો બેંગલોરવાસીઓ કેમ ટાળી શકે ?

રોબર્ટસન પેટના શ્રીસંઘે પ્રતિષ્ઠા-મહોત્સવ પર પધારવા માટે સૂરીશ્વરજીને સાગ્રહ વિનંતિ કરી. સૂરીશ્વરજીએ તેનો સ્વીકાર કર્યો અને પોષ વદિ ૭ ની વહેલી સવારે કેટ બાંધી. જૈન-જૈનેતર હજારોની સંખ્યામાં વિદાય આપવા એકત્ર થયા, પરંતુ તેમનાં હૃદયો રડી રહ્યાં હતાં અને મુખ છેક જ ઉદાસીન બની ગયાં હતાં. 'આવા સમર્થ સદ્‌ગુરુનો યોગ ફરીને ક્યારે મળશે ?' એ વિચાર તેમને જોરથી સતાવી રહ્યો હતો અને 'કોઈ પણ રીતે ગુરુદેવ રોકાઈ જાય તો ઠીક' એવી સૂચના કરી રહ્યો હતો. પરંતુ બુદ્ધિ ઉત્તર આપતી હતી કે 'હવે તેમ બનવું શક્ય નથી. સ્નેહનાં અતિ આકરાં બંધનો છોડીને તેમણે પ્રવ્રજ્યાનો સ્વીકાર કર્યો છે, તો તમારાં આ અલ્પકાલીન સ્નેહ-સંબંધો શા હિસાબમાં ? ખરું પૂછો તો તમારી અને તેમની વચ્ચે સ્નેહ-સંબંધ નહિ પણ ધર્મ-સંબંધ વિદ્યમાન છે, એટલે ગુરુએ ગુરુનો ધર્મ પાળવો જ જોઈએ અને ભક્તે ભક્તનો ધર્મ સંભાળવો જોઈએ.' આ સ્થિતિમાં બીજું શું બની શકે ?

ગાંધીનગર પધારતાં બેન્ડના સુંદર સરોદોથી ભવ્ય સ્વાગત કરવામાં આવ્યું. ત્યાં વિશાળ બાગમાં જંગી માનવમેદની સમક્ષ સૂરીશ્વરજીએ માંગલિક સંભળાવ્યું અને શ્રીયુત પુખરાજજી ધુલચંદે સહુની વતી વિરહવેદના વ્યક્ત કરી. સાથે સાથે બેંગલોરની

સિદ્ધાંતનો ભોગ આપ્યો નહિ. દાખલા તરીકે તેમણે આવા કોઈ પ્રસંગે અન્ય કોઇનું પ્રમુખપદ સ્વીકાર્યું ન હતું કે તેમને ખુશ કરવાના ઈરાદાથી ખુશામતનો એક પણ શબ્દ ઉચ્ચાર્યો ન હતો. તેઓ પોતાનાં સત્ત્વ ઉપર જ ઊભા રહ્યા હતા અને સત્ત્વથી જ જીત્યા હતા. વળી પુણ્ય-પ્રભા એટલી બળવાન કે જે પ્રદેશમાં છેલ્લા પાંચ વર્ષથી વરસાદ પડ્યો ન હતો, તેણે આ વખતે પૂરી મહેર કરી હતી, એટલે લોકોએ તેમને 'મલઈસ્વામી' અર્થાત્ વર્ષાદાતાનું બિરુદ આપ્યું હતું અને તેમનાં વ્યક્તિત્વમાં પૂરેપૂરી શ્રદ્ધા પ્રકટ કરી હતી.

છેવટે પાઠકોની જાણ માટે એ નોંધ કરવી ઉચિત ગણાશે કે પ્રચારનાં મહત્ત્વનાં સાધનો તરીકે અહીં કપડાનાં બે મોટાં બોર્ડો તૈયાર કરવામાં આવ્યા હતાં. તેમાં એક પર અંગ્રેજી ભાષામાં અને બીજા પર કાનડી ભાષામાં ૨૦ થી ૨૨ લીંટી જેટલાં લખાણમાં જૈન ધર્મના ઉદાર સિદ્ધાંતોનો પરિચય 'સૂરીશ્વરજીનો સદુપદેશ' એ મથાળા નીચે કરાવવામાં આવ્યો હતો. આ બોર્ડોએ ઘણું સુંદર કામ આપ્યું હતું. જ્યાં સૂરીશ્વરજી વિરાજતા હોય કે ઉત્સવાદિ ઉજવાતા હોય ત્યાં ત્યાં આ બોર્ડો મૂકવામાં આવતા હતા, એટલે રસ્તે જતા-આવતા સહુ કોઈ તેને વાંચવા માટે ઊભા રહેતા હતા. એ રીતે હજારો મનુષ્યોએ તેનો લાભ લીધો હતો.



'ત્રસ અને સ્થાવર એવા સર્વ જીવો પ્રત્યે જે સમદૃષ્ટિવાળો છે, તેને સામાયિક થાય છે, એમ કેવલિ ભગવંતોએ કહ્યું છે.'

આ પંક્તિઓનું પ્રત્યેક પદ શ્રોતાઓનાં દિલમાં સોંસરું ઉતરી ગયું હતું અને ગમે તેવા કઠિન કે પ્રતિકૂળ સંયોગોમાં પણ એક સામાયિક તો અવશ્ય કરી લેવું એવો અભિગ્રહ તેમાંના અનેકે ગ્રહણ કર્યો હતો. બાદ શ્રીફળની પ્રભાવના થઇ હતી.

પોષ વદિ ૯ ના દિવસે વિહાર કરી ફ્રેજર ટાઉન પધારતાં ત્રણ માઇલ દૂરથી સ્વાગતની શરૂઆત થઈ હતી. તેમાં ભાવિકોએ પૈસા-રૂપિયા ખૂબ જ ઉછાળ્યા હતા અને ભવ્ય મંડપમાં પ્રવચન કરાવ્યા બાદ સહુને શ્રીફળ વહેંચી કૃતાર્થતા અનુભવી હતી.

ત્યાંથી કેન્ટોન્મેન્ટ પધારતાં શાનદાર સ્વાગત થયું હતું, કહો કે જનતાનો ઉલ્લાસ આસમાને પહોંચ્યો હતો. અહીં પણ ત્રાંબા-રૂપાનાં સંખ્યાબંધ સિક્કાઓ હવામાં ઉછળ્યા હતા અને સૂરીશ્વરજીનાં નામ પર ન્યૌછાવર થયા હતા. વળી પ્રવચન, પૂજા, પ્રભાવનાદિ કાર્યો પણ ઉત્તમ પ્રકારે થયાં હતાં અને સીટીમાંથી દર્શનાર્થે આવેલા બે હજાર જેટલાં સ્ત્રી પુરુષોની સાધર્મિક ભક્તિ પણ રૂડી રીતે કરવામાં આવી હતી.

ત્યાંથી સૂરીશ્વરજી રોબર્ટસનપેટના શ્રી સંઘે યોજેલા પ્રતિષ્ઠા મહોત્સવમાં હાજર થયા હતા, કે જેનું વર્ણન હવે પછીનાં પ્રકરણમાં સવિસ્તર રજૂ થયેલુ છે.

આ પ્રકરણના ઉપસંહારમાં એટલું જણાવવા ઇચ્છીએ છીએ કે સૂરીશ્વરજીને બેંગલોરમાં આવી અસાધારણ સફળતા મળી તેનું મુખ્ય કારણ એ હતું કે તેઓ કોઇ મતમતાંતરનાં ખંડનમાં ન પડતાં માત્ર મંડનશૈલિથી જૈન ધર્મના સિદ્ધાંતો નાના-મોટા, ગરીબ-તવંગર, રાજા-મહારાજા સહુ કોઇને પ્રેમપૂર્વક સમજાવતા હતા અને તેમનાં મનમાં જે કોઈ પ્રશ્નો ઉઠે તેનું ભારે ખૂબીથી તાત્કાલિક સમાધાન કરતા હતા. 'આ તો મિથ્યાત્વી,' 'આ તો નાસ્તિક' 'આ તો જડવાદી' 'આ તો સુધરેલા' 'આ તો અમુક પક્ષવાળા' એવા શબ્દો ઉચ્ચારીને તેમણે કદી કોઇને તરછોડ્યા નહિ કે કોઈની નિંદા-ઈર્ષ્યા કરવામાં ભાગ લીધો નહિ. તિથિચર્ચાથી તેઓ સર્વથા દૂર જ રહ્યા અને સહુ સમભાવે ધર્મનું આરાધન કરે એવું જ ઇચ્છતા રહ્યા. તેમણે ધાર્મિક કાર્યોમાં ધન ખર્ચવાનો ઉપદેશ જોરશોરથી આપ્યો, પણ કોઈ પર વધારે પડતું દબાણ કર્યું નહિ કે તેને ખોટી રીતે શરમાવ્યો નહિ, એટલે જે કંઇ ખર્ચ થયું તે પ્રેમ-પૂર્વક જ થયુ. તેમણે ધર્મપ્રચારની ધગશને લીધે ચર્ચા, વિચાર-વિનિમય, સભાઓ, સમારંભો વગેરેમાં સારી રીતે ભાગ લીધો, પણ કદી કોઇથી દબાયા નહિ કે પોતાના




इतीदृक्षोऽगस्त्यो यदपिबदपारं जलनिधिं,
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥ ”

“ જન્મ ઘડામાં થયો હતો, પરિવારમાં પશુઓ હતાં, પહેરવામાં વલ્કલો હતાં, વસવાટ વનમાં હતો, ખાવા માટે વૃક્ષ–વેલીના કંદ હતા અને શરીર ઘણું વામણું હતું, આમ છતાં અગસ્ત્ય ઋષિ અપાર એવા સાગરને ગટગટાવી ગયા, તેથી એ વાત સિદ્ધ થાય છે કે મહાપુરુષોની ક્રિયાઓ સફળ થવાનો આધાર સાધન–સંયોગો પર નહિ પણ પોતાના સત્ત્વ–બલ–વીર્ય ઉપર જ છે. ”

તાત્પર્ય કે ઇચ્છા બલવાન હોય, સંકલ્પ દૃઢ હોય, તો સાધન–સંયોગો અવશ્ય મળી આવે છે.

મહારાષ્ટ્ર અને કર્ણાટકના વિહારમાં સૂરીશ્વરજીને આવો જ અનુભવ થયો હતો, એટલે દક્ષિણ પ્રદેશમાં વિશેષ વિહાર કરવાનો પ્રસંગ ઉપસ્થિત થતાં કોઈ પ્રકારની મૂંઝવણ કે મુશ્કેલી અનુભવી ન હતી. તેમણે બેંગલોર કેન્ટોન્મેન્ટ છોડ્યું ત્યારે કેટલાક ભાવિકો સાથે ચાલ્યા હતા અને ખાસ કરીને આ પ્રદેશના અનુભવી તથા કન્નડ–તામીલ ભાષાના જાણકાર શ્રીયુત સી. સી. શાહ તથા શ્રીયુત પોપટલાલ વીરચંદ શાહ તેમની અખંડ સેવામાં રહ્યા હતા.

રોબર્ટસન પેટ પહોંચવા માટે કુલ વિહાર બાવન માઈલનો કરવાનો હતો, તે સાતથી આઠ દિવસમાં સુખરૂપ થયો હતો. પહેલો મુકામ પાંચ માઈલના અંતરે કૃષ્ણરાજપુરની ધર્મશાળામાં, બીજો મુકામ ત્યાંથી આઠ માઈલ દૂર આવેલા હોસકોટની ધર્મશાળામાં અને ત્રીજો મુકામ ત્યાંથી આઠ માઈલ દૂર આવેલા નરસાપુરની ધર્મશાળામાં થયો હતો. આ ત્રણે ઠેકાણે શ્રાવકનું એક પણ ઘર ન હતું, પરંતુ ઇતર વર્ગ સૂરીશ્વરજીનાં શુભ નામથી પૂરેપૂરો પરિચિત થયેલો હતો, એટલે ખબર પડતાં જ ઢોલ–આદળ વગેરે લઈને સામો આવ્યો હતો અને ભાવભર્યું સ્વાગત કરીને સંતુષ્ટ થયો હતો. બપોરે ધર્મશાળાઓમાં ધાર્મિક પ્રવચન થયાં હતાં, તેનો લાભ તેણે બહુ સારી રીતે લીધો હતો. સામાન્ય સિરસ્તો એવો રખાયો હતો કે પ્રથમ સૂરીશ્વરજી હિંદીમાં પ્રવચન કરે અને તેનો સાર શ્રીયુત સી. સી. શાહ કે મુનિરાજશ્રી ગીર્વાણવિજયજી કન્નડમાં કહી જાય, આથી લોકો તેમના વિચાર બરાબર જાણી શકતા હતા અને જ્યાં પૂછવા જેવું લાગે ત્યાં પ્રશ્નો પણ કરતા હતા. મુખ્ય ચર્ચા આત્મા, પુણ્ય–પાપ, સુખ–દુઃખ, કર્મ વગેરે વિષયો પર થતી હતી.

આ વિહારમાં સર્વત્ર સૂરીશ્વરજીનાં વ્યાખ્યાનોની કન્નડ નકલો છૂટથી વહેંચવામાં



## પ્રકરણ નવમું

### દક્ષિણ પ્રદેશમાં વિશેષ વિહાર

ભારતવર્ષનો કોઈ પણ પ્રાંત કે કોઈ પણ જીલ્લો એવો નથી કે જ્યાં થોડા ઘણા જૈનો વસેલા ન હોય. કદાચ નાના ગામડાઓમાં તેવી સ્થિતિ પ્રવર્તતી હશે, પરંતુ કસ્બા કે શહેરોમાં તો તેવી સ્થિતિ હરગીઝ નથી. આ જૈન ભાઈઓ વ્યવહારકુશળ વ્યાપારીઓ હોવાથી તેમની લાગવગ પોતાનાં ગામમાં તથા આસપાસના કેટલાક પ્રદેશમાં અવશ્ય હોય છે, એટલે તેઓ મન પર લે તો વિહાર અંગે સર્વ સગવડો સહેલાઈથી કરી શકે છે. જ્યાં પ્રદેશ સાવ અજાણ્યો હોય, ભાષા ભિન્ન હોય અને શ્રાવકની વસ્તીવાળાં ગામો કવચિત્ જ આવતા હોય, ત્યાં ઘણા ભાગે તેઓ વિહારમાં સાથે ચાલે છે અને તેવી શક્યતા ન હોય તો જાણીતા વિશ્વાસુ માણસોની ગોઠવણ કરી આપે છે. બાકી રહી આત્મશ્રદ્ધાની વાત. તે માટે નીચેનાં સુભાષિતો વિચારવા ઘટે છેઃ—

" विजेतव्या लङ्का चरणतरणीयो जलनिधि-
र्विपक्षः पौलस्त्यो रणभुवि सहायाश्च कपयः ।
तथाप्याजौ रामः सकलमवधीद्राक्षसकुलं,
क्रियासिद्धिः सत्त्वे वसति महतां नोपकरणे ॥ "

" લંકા જેવો સુરક્ષિત દેશ જિતવાનો હતો, સાગરને હાથે-પગે તરવાનો હતો, સામા પક્ષે રાવણ જેવો મહાબળવાન્ શત્રુ હતો અને રણક્ષેત્રમાં સહાય કરનારા માત્ર વાનરો હતા; તોપણ શ્રી રામે સકલ રાક્ષસકુલને ઝપાટામાં જિતી લીધું; તેથી એ વાત સિદ્ધ થાય છે કે મહાપુરુષોની ક્રિયાઓ સફળ થવાનો આધાર સાધન-સંયોગો પર નહિ પણ પોતાના સત્ત્વ-બલ-વીર્ય ઉપર જ છે. "

" घटं जन्मस्थानं मृगजनपरिजनो भूर्जवसनं,
वने वासः कन्दैरशनमतिदुःस्थं वपुरिति ॥




" जिनपूजनं विवेकः, सत्यं शौचं सुपात्रदानं च।
महिमक्रीडागारः, शृंगारः श्रावकत्वस्य ॥ "

" જિનેશ્વર ભગવાનનું પૂજન, કર્ત્તવ્યાકર્ત્તવ્યનો વિવેક, સત્ય વચન અને સત્ય વર્તન, બાહ્ય-અભ્યંતર પવિત્રતા તથા સુપાત્રને દાન દેવું એ મહિમાને ક્રીડા કરવાનાં ગૃહ સમાન શ્રાવકપણાનો શૃંગાર છે. "

" वरपूजया जिनानां, धर्मश्रवणेन सुगुरुसेवनया।
शासन-भासन-योगैः, सृजन्ति सफलं निजं जन्म ॥ "

" જિનેશ્વર દેવોની શ્રેષ્ઠ પૂજાવડે, ધર્મશ્રવણવડે, સુગુરુની સેવા કરવાવડે અને શાસનની પ્રભાવના થાય તેવાં કાર્યો કરવાવડે મનુષ્યો પોતાનાં જન્મને સફલ કરે છે. "

" देवपूजा गुरूपास्तिः, स्वाध्यायः संयमस्तपः।
दानश्चेति गृहस्थानां, षट्कर्माणि दिने दिने ॥ "

" દેવપૂજા, ગુરુની ઉપાસના, સ્વાધ્યાય, સંયમ, તપ અને દાન એ છ ગૃહસ્થોનાં દૈનિક કાર્યો છે. "

માહ સુદિ ૪ થી પ્રતિષ્ઠા-મહોત્સવનો પ્રારંભ થયો હતો. તેનાં શુભ નિમિત્તે બેંગલોરના કુશળ કારીગર શ્રી નાગપ્પાની દેખરેખ નીચે શ્રી સિદ્ધગિરિ વગેરે તીર્થની રમણીય રચનાઓ થઇ હતી, વીજળીની રોશનીનો પૂરો પ્રબંધ કરવામાં આવ્યો હતો, નવસારીના સુપ્રસિદ્ધ સંગીતકાર શ્રી નટવરલાલને બોલાવવામાં આવ્યા હતા અને બેંગલોરની શ્રી લબ્ધિ લક્ષ્મણ સૂરીશ્વરજી જૈન સંગીતમંડલીએ પણ પોતાના પૂરા સાજ સાથે હાજરી આપી હતી. વિધિવિધાન માટે છાણીથી શાહ મોહનલાલ મોતીલાલ વગેરે આવ્યા હતા.

પૂજા અને ભાવના પ્રસંગે લોકોની ભારે ભીડ જામતી, ખાસ કરીને રાત્રિના સમયે રોશનીના પૂર બહારમાં સંગીતની રમઝટ મચતી, ત્યારે જનસમુદાય ઉમટી પડતો અને સઘળું દૃશ્ય નિહાળીને ધન્ય-ધન્યના ઉદ્‌ગારો કાઢતો.

માહ સુદિ ૧૧ ના દિવસે જલયાત્રાનો વરઘોડો ભારે ઠાઠથી નીકળ્યો હતો. મોખરે રૌપ્યમંડિત રમણીય ઇંદ્રધ્વજ હતો, પછી સુંદર રીતે શણગારેલી મોટરો તથા ગાડીઓની લાંબી કતાર હતી, પછી અનેકવિધ આભૂષણોથી અલંકૃત થયેલા અશ્વો હતા, પછી ગૌરવભેર ચાલતા ગજરાજની સવારી હતી, પછી વિશાળ સાજન-મહાજનથી અનુ-

આવી હતી. તેનો જનતાએ સુંદર સત્કાર કર્યો હતો, અને એ પુસ્તકો હોંશે હોંશે વાંચ્યા પછી 'આવું બીજું સાહિત્ય હોય તો અમને આપો' એવી માગણી પણ કરી હતી.

ચોથો મુકામ નરસાપુરથી આઠ માઇલ દૂર આવેલા કોલારખાતે થયો હતો કે જ્યાં શ્રાવકોનાં ૨૦ ઘર તથા ૧ જિનમંદિર હોવાથી સ્વાગત, પ્રવચન, પૂજા, પ્રભાવનાદિ સર્વ કાર્યો સોલ્લાસ થયાં હતાં.

પાંચમો મુકામ ત્યાંથી સાત માઇલ દૂર આવેલા હુદકુલની ધર્મશાળામાં થયો હતો કે જ્યાંની સર્વ પરિસ્થિતિ પ્રથમના ત્રણ મુકામો જેવી જ હતી, એટલે કાર્યક્રમ પણ તે મુજબ જ રખાયો હતો.

છઠ્ઠો મુકામ ત્યાંથી આઠ માઇલ દૂર આવેલા ભંગારપેટ ઉર્ફે બોરીંગપેટ ખાતે થયો હતો કે જે સધર્ન રેલ્વેની બ્રૉડગેજ લાઇનનું એક જાણીતું જંકશન છે અને બેંગલોરસીટીથી મદ્રાસ જવાના માર્ગ પર ૪૩ાા માઇલનાં અંતરે આવેલું છે. અહીં શ્રાવકોની ૩૦ ઘરની વસ્તી છે, ૧ નાનું ઘરદહેરાસર છે પણ ઉપાશ્રય બંધાયેલો નથી, એટલે સૂરીશ્વરજીનો મુકામ આદિનારાયણ વ્યાસનાં છત્રમમાં થયો હતો.

સંઘનો ઉલ્લાસ અતિ પ્રશંસનીય હતો, તેથી સ્વાગતાદિ સર્વ કાર્યો સમીચીન સંપન્ન થયાં હતાં. આગેવાન શ્રાવકો શા. ગોમાજી લુંબાજી, શા ખુશાલજી બેતાજી વગેરેની ભક્તિ નોંધપાત્ર હતી. અહીં લોકોની ભાવના એક સારું દહેરાસર તૈયાર કરવાની હતી અને તે માટે સૂરીશ્વરજીએ પ્રબળ પ્રેરણા કરી, એટલે તે અંગેની સર્વ તૈયારીઓ ઝડપથી આગળ વધી. આજે ત્યાં મોટું શિખરબંધ દહેરાસર તૈયાર થઇ રહ્યું છે.

ત્યાંથી આઠ માઇલનો વિહાર કરી સૂરીશ્વરજી રોબર્ટસનપેટ પધાર્યા કે જ્યાં શ્રાવકોનો વિશાળ સમુદાય તેમનાં આગમનની કાગડોળે રાહ જોઇ રહ્યો હતો અને પ્રતિષ્ઠા-મહોત્સવ અંગેની તમામ તૈયારીઓ પૂર્ણ કરી ચૂકયો હતો.

### રોબર્ટસનપેટમાં ભવ્ય પ્રતિષ્ઠા-મહોત્સવ

અહીં સ્વાગત બહુ શાનદાર થયું હતું, તેમાં સ્થાનકવાસી તથા તેરાપંથી ભાઇઓએ પણ ભાગ લીધો હતો અને ઇતરવર્ગે પણ સારી સંખ્યામાં હાજરી આપી હતી. પૂજ્ય આચાર્યશ્રી વિજયનીતિસૂરીશ્વરજી મહારાજના શિષ્યો મુનિરાજશ્રી સુંદરવિજયજી આદિ ઠાણા ત્રણ સન્મુખ આવ્યા હતા.

ઉપાશ્રયે પધારી માંગલિક પ્રવચન કરતાં સૂરીશ્વરજીએ જણાવ્યું હતું કે—





ચડાવ્યો હતો અને રૂ. ૨૬૦૧ ની બોલીથી શા. દેવચંદ મીશ્રીમલ બેંગલોરવાળાએ હાથીના હોદ્દે ચડીને તોરણ બાંધ્યું હતું.

આ સઘળો વિધિ માહ સુદિ ૧૨ના વિજયમુહૂર્તે બેન્ડના સુંદર સરોદો વચ્ચે હજારો સ્ત્રી-પુરુષ સમક્ષ થયો હતો. બપોરે શા. કનૈયાલાલ ફૂલચંદ તેજરાજજી ગઢવાણી તરફથી શાન્તિસ્નાત્ર ભણાવાયું હતું અને સકળ સંઘ તરફથી નવકારશી થઇ હતી.

શ્રી સુંદરવિજયજી આદિ ઠાણા ત્રણ આ પ્રસંગે હાજર હતા. જીર્ણોદ્ધાર આદિ કાર્ય તેમના ઉપદેશથી જ થયું હતું.

આ શહેરનો મુખ્ય વ્યવસાય ખાણમાંથી સોનું કાઢવાનો છે, એટલે તેની ગણના ગોલ્ડફીલ્ડ અર્થાત્ સુવર્ણક્ષેત્ર તરીકે થાય છે. અહીં છથી સાત હજાર ફુટની ઊંડાઇવાળા ખાણના બુગદાઓ નજરે નિહાળતાં મનુષ્યની અજાયબીનો પાર રહેતો નથી, પરંતુ માનવકથા સાહસોથી જ પરિપૂર્ણ છે. તેણે ગગનચુંબી ગિરિશૃંગો પર આરોહણ કર્યું છે, ભયંકર અરણ્યોમાં આવેલી ગેબી ગુફાઓનો પત્તો મેળવ્યો છે અને સાત સાગર પાર કરીને સમૃદ્ધિથી છલકાતાં શહેરોની મુલાકાત લીધી છે; તો પછી પૃથ્વીનું પેટ તોડીને તેની અંદર ઊંડે ઊંડે છૂપાયેલી માલમત્તા હાથ કરે એમાં નવાઈ શું ? આ ખાણોમાં સોનાનાં ઢીમ મળી આવતા હશે કે કનકની કણી-કરચોનો મોટો જથ્થો હાથ લાગતો હશે, એવી કલ્પનાને સ્થાન નથી. સોનું પ્રાથમિક સ્વરૂપમાં ભૂરી રાખોડી રૂપે મળી આવે છે અને અનેક પ્રકારની રાસાયણિક પ્રક્રિયા બાદ આપણે જોઇએ છીએ તેવું શુદ્ધ સ્વરૂપ ધારણ કરે છે. આ બધું કામ ઇંગ્લાંડમાં સ્થપાયેલી ચાર કંપનીઓ કરે છે અને પ્રતિવર્ષ ૧૦ લાખ તોલા સોનું તૈયાર કરી તેમાંથી લાખો રૂપિયાનો નફો ગાંઠે બાંધે છે. ખાણના બુગદાઓને તૈયાર કરવા માટે તથા ટકાવી રાખવા માટે અનેક પ્રકારની યુક્તિઓ કામે લગાડવામાં આવે છે, તેમ છતાં દરવર્ષે અકસ્માત દ્વારા અનેક મનુષ્યોનો જાન જાય છે! ખાણના ધંધામાં આ સ્થિતિ અપરિહાર્ય છે, એટલે તે સંબંધી વિશેષ વિવેચન કરવું નિરર્થક છે.

અહીં જૈનોની વસ્તી આશરે ૧૫૦ ઘરની છે, તેમાં સ્થાનકવાસી તથા તેરાપંથીઓનો ભાગ ઘણો મોટો છે, પરંતુ અરસપરસ સંબંધો ઘણા સારા છે, એટલે એક બીજાના કામમાં એક બીજા ઉપયોગી થાય છે અને સંઘની શોભા જળવાઇ રહે છે.

અહીં સૂરીશ્વરજીની સ્થિરતા સવા માસ જેટલી થઇ હતી અને તે જૈન-જૈનેતર સહુ કોઇને અત્યંત ઉપકારક થઇ પડી હતી. પ્રતિદિન થતાં પ્રવચનોમાં સ્થાનકવાસી તથા તેરાપંથી ભાઇઓ પણ નિયમિત હાજરી આપતા હતા અને વિવિધ વિષયો પર




સરાયેલા પૂજ્ય આચાર્યદેવાદિ મુનિરાજો હતા, પછી મદ્રાસથી ખાસ લાવવામાં આવેલો પ્રભુજીની પ્રતિમાથી પાવન થયેલો ચાંદીનો રથ હતો અને છેવટે શિર પર સુંદર થાળમાં સ્વપ્નાદિ માંગલિક વસ્તુઓ વહી રહેલી લલિત લલનાઓનો સારો એવો સમુદાય હતો.

વરઘોડામાં ગજરાજે પ્રભુજીની સમક્ષ આવી ચાંદીના ચામરો વીંઝવાપૂર્વક નૃત્ય કર્યું, ત્યારે સહુનાં હૃદયો આનંદથી ઉભરાઈ ગયાં હતાં અને ચારે દિશામાંથી જૈન શાસનનો જયધ્વનિ શ્રવણગોચર થયો હતો.

આવા વરઘોડા હજારો પ્રેક્ષકોનું આકર્ષણ કરે, તેમાં નવાઇ શું ? આસપાસનાં ગામોમાંથી પણ ઘણા લોકો અહીં આવી પહોંચ્યા હતા અને વરઘોડાની શોભા નિહાળીને મોંમાં આંગળી નાખતા હતા. ઋદ્ધિ-સમૃદ્ધિની વાતો તેમણે ઘણી સાંભળી હતી, પરંતુ સાક્ષાત્ દર્શન તો આજે જ થતું હતું, એટલે તેમનું આશ્ચર્ય અવધિ વટાવે તે સ્વાભાવિક હતું.

ભવ્ય વરઘોડા ચક્ષુ તથા મનને પવિત્ર બનાવે છે, તેમજ આત્માને સમ્યક્ત્વ સુધાનું પાન કરાવનારા થાય છે, તેથી જ તેની ઉપાદેયતા છે. આવા બીજા પણ ત્રણ વરઘોડા નીકળ્યા હતા અને તે દરેકનાં દર્શનનો લાભ જનતાએ વિપુલ પ્રમાણમાં લીધો હતો.

હવે પ્રતિષ્ઠા-મહોત્સવના ઇતિહાસ પર આવીએ. અહીં કેટલાક સમય પહેલાં શેઠ હીરાલાલજી બાફણાએ ગૃહમંદિર બનાવ્યું હતું અને તે વિ. સં. ૨૦૦૫-માં શ્રી સંઘે હજારો રૂપિયા ખર્ચી, તેનો જીર્ણોદ્ધાર કરી, શિખરબંધી નૂતન જિનાલય તૈયાર કર્યું હતું, તેમાં શ્રી સહસ્રફણા પાર્શ્વનાથ આદિ જિનબિંબોને ગાદીનશીન કરવાના હોઈ આ પ્રતિષ્ઠા-મહોત્સવ ઉપસ્થિત થયો હતો.

આ કાર્યમાં શ્રી સંઘનો ઉલ્લાસ ઘણો સારો હતો અને સૂરીશ્વરજી જેવા સમર્થ ગુરુની છત્રછાયા પ્રાપ્ત થઇ હતી, એટલે ઉછામણીમાં અધિક રંગ પૂરાયો હતો. બોલીની કુલ આવક રૂપિયા બાવીશ હજાર પર પહોંચી હતી. તેમાં રૂા ૨૬૦૧ની બોલીથી શા. ખુમાજી હિંમતલાલ બોરીંગપેટવાળાએ મૂળનાયક શ્રી પાર્શ્વનાથસ્વામીને પધરાવ્યા હતા, રૂ. ૫૩૦૧ ની બોલીથી શાહ મોહનલાલ પુનમચંદે શિખર ઉપર ધ્વજા ફરકતી મૂકી હતી, રૂ. ૧૭૦૧ ની બોલીથી શા. ગેમાજી હુંબાજી બોરીંગપેટવાળાએ શ્રી પદ્મપ્રભુજીને પધરાવ્યા હતા, રૂ. ૧૮૦૧ ની બોલીથી શા. ચંદનમલ ઉમેદચંદજી મહેતાએ શ્રી સુપાર્શ્વનાથસ્વામીને પધરાવ્યા હતા, રૂ. ૧૭૦૧ ની બોલીથી શા. દીપચંદ ભભૂતમલ બોરીંગપેટવાળાએ ઇંડું ચડાવ્યું હતું, રૂ. ૧૦૦૧ ની બોલીથી શા. પદમાજી હંસરાજે દંડ





ઇચ્છા એવી હતી કે સૂરીશ્વરજીને આ સાલનું ચાતુર્માસ અહીં જ કરાવવું, એટલે તેમણે જોરદાર વિનંતિ કરી. તેમાં કોંગ્રેસના મુખ્ય નેતા શ્રીમાન્ આદિનારાયણ વ્યાસે તામીલ ભાષામાં વિશદ વક્તવ્ય કરતાં જણાવ્યું કે 'અમને આપના જેવા મહાન્ ત્યાગી-વિરાગી સંતના દર્શન કરવાનો તથા આપની સુમધુર વાણી શ્રવણ કરવાનો જે સુયોગ સાંપડ્યો તે ખરેખર! અત્યંત આનંદ ઉપજાવનારો છે. આપનાં પ્રવચનો હૃદયની આરપાર સોંસરા ઉતરી જાય તેવાં છે, તેમજ વાણી જાદુઈ અસર કરનારી છે. આપે જનતાને જૈન સિદ્ધાંતનું અગાધ જ્ઞાન આપીને અમૂલ્ય તત્ત્વજ્ઞાનનો પ્રકાશ પાથર્યો છે. સાક્ષાત્ બ્રહ્મરૂપ આપની આકર્ષક મૂર્તિ અમારાં દિલમાંથી પળવાર પણ ખસી શકે તેમ નથી; માટે જ સહુની વતી આપને વિનંતિ કરું છું કે કૃપા કરીને આ સાલનાં ચાતુર્માસનો લાભ અમને આપો. અહીં મારાં અનેક છત્રમો (ધર્મશાળાઓ) છે, તે આ બાબતમાં ઉપયોગી થતાં હોય તો આપનાં ચરણે ધરું છું. તેમજ બીજી પણ જે જે સાધનસામગ્રી જરૂરી હોય તે પૂરી પાડવાનું વચન આપું છું.'

પરંતુ આ તબક્કે એ વિનંતિનો સ્વીકાર થઈ શકે તેમ ન હતો, એટલે સૂરીશ્વરજીએ સહુને આશ્વાસન આપતાં જણાવ્યું કે 'અમારે ચાતુર્માસનો નિર્ણય કરતાં પહેલાં અનેક સંયોગો ધ્યાનમાં લેવા પડે છે અને પૂજ્ય ગુરુદેવની સંમતિ મળ્યા પછી જ તેની છેવટની જાહેરાત થાય છે, માટે હાલ તો તમે બધા ધર્મધ્યાનમાં ઉજમાળ રહો અને સર્વ સાધુસંતો પ્રત્યે આવી જ ભક્તિ દર્શાવી તેમની સેવા કરો. પ્રસંગે તમારી વિનંતિ ધ્યાનમાં રહેશે.'

### કેસંપલ્લીમાં સુંદર કાર્યવાહી

બોરીંગપેટથી વિહાર કરી સૂરીશ્વરજી પુનઃ રોબર્ટ્સનપેટ પધાર્યા, ત્યારે સેંકડો ભાવિકો સાથે ચાલ્યા હતા. અને ત્યાંથી પાંચ માઇલ દૂર આવેલા કેસંપલ્લી સુધી સાથે જ રહ્યા હતાં. અહીં કે. વેંગટરામ રેડી કે જેઓ ભારત સરકારના ઉદ્યોગ પ્રધાન શ્રી ચાંગલરાયરેડીના સગા ભાઇ થતા હતા, તેમણે પૂજ્ય મહારાજશ્રીનું બેન્ડ વગેરેથી ભાવભીનું સ્વાગત કર્યું હતું અને સેંકડો ભાઇ બહેનોને જમણ આપી ઉચ્ચ પ્રકારની સેવાવૃત્તિ પ્રકટ કરી હતી. બપોરે હિંદીમાં પ્રવચન થતાં તેનો તામીલ અનુવાદ કરવામાં આવ્યો હતો.

વ્યાખ્યાનસભામાં શ્રોતાઓની હાજરી ઘણી મોટી હતી. તેમાં ઇતરવર્ગના કેટલાક પ્રતિષ્ઠિત આગેવાનો ઉપરાંત શ્રૌત-સ્માર્ત ધર્મના એક દિગ્ગજ વિદ્વાન્ પણ ઉપસ્થિત થયા હતા. તેમણે વ્યાખ્યાન દરમિયાન કેટલાક અટપટા પ્રશ્નો પૂછી પૂજ્યશ્રીનાં પાંડિત્યને




પ્રશ્નો પૂછીને મનનું સમાધાન મેળવતા હતા. ખાસ કરીને મૂર્તિપૂજાનો વિષય વિશેષ છણાતો હતો, તેમાં સૂરીશ્વરજી સૂત્ર–સિદ્ધાંતોના પાઠ આગળ કરતા હતા, એટલે સત્ય સ્થિતિ સમજવામાં આવતી હતી અને મૂર્તિપૂજા વિરોધની પકડ ઢીલી પડી જતી હતી. આ રીતે કાર્યવાહી ચાલુ રહેતાં ઘણાનાં માનસનો પલટો થયો હતો.

વચ્ચે વચ્ચે જાહેર પ્રવચનો પણ થયાં હતાં. તેમાં 'દેશની ઉન્નતિ શાથી ?' એ વિષય ઉપર જાહેર પ્રવચન થતાં જનતાએ ઘણી મોટી સંખ્યામાં હાજરી આપી હતી. તે વખતે હિંદી પ્રવચનનો તામીલ અનુવાદ શ્રીયુત જી. એમ. કોઠારી તથા મુનિરાજ શ્રી ગીર્વાણવિજયજીએ કર્યો હતો.

અહીંથી સૂરીશ્વરજી શ્રી સંઘની વિનંતિને માન આપી સસ્વાગત એંડરસનપેટ પધાર્યા હતા અને પ્રવચનાદિનો લાભ આપી પાછા ફર્યા હતા.

ચાતુર્માસ માટે સહુની ઇચ્છા અતિ તીવ્ર હતી. સ્થાનકવાસી સમાજ પણ તે માટે વિનંતિ કરી રહ્યો હતો, પરંતુ સૂરીશ્વરજીનો ઉત્તર એટલો જ હતો કે 'જેવી ક્ષેત્રસ્પર્શના.'

## ઓરીંગપેટમાં બહુ ઉપકાર

ઓરીંગપેટના શ્રી સંઘની વિનંતિનો સ્વીકાર કરી ફાગણ વદિ ૧૦ ના રોજ સૂરીશ્વરજી ભવ્ય સ્વાગતસહ ઓરીંગપેટ પધાર્યા અને પ્રવચનાદિવડે શાસનનો ઉદ્યોત કરવા લાગ્યા. તેમાં શ્રીસંઘ સારી રીતે સહાયભૂત થયો, એટલે પરિણામ ઘણું સુંદર આવ્યું. ઇતર વર્ગના અનેક મનુષ્યો પ્રતિબોધ પામ્યા અને માંસાહાર તથા મદિરાપાનના વર્જક બન્યા. બીજી પ્રતિજ્ઞાઓ પણ ઘણી લેવાઈ. એમ કરતાં ઓળીના દિવસો આવ્યા, એટલે નવપદજીનું આરાધન ઘણી ધામધૂમથી કરાવ્યું. તેની અસર પણ જનતા પર ઘણી ઊંડી થઈ. અનેક આત્માઓ નમસ્કાર મહામંત્રની નિયમિત ગણના કરતા થઇ ગયા અને જ્ઞાન, દર્શન, ચારિત્ર તથા તપથી પોતાના આત્માને ઉજ્જવલ કરવા લાગ્યા. અહીંની નગરપાલિકાના પ્રમુખે સૂરીશ્વરજીના પ્રવેશ વખતે ગહુંલી કરી હતી અને તેમનાં દર્શન સમાગમનો લાભ વારંવાર લીધો હતો.

અહીં બેંગલોર તથા આજુબાજુના ગામોમાંથી મોટી સંખ્યા દર્શનાર્થે આવી હતી અને આરકાટના આગેવાન ગૃહસ્થ શ્રીયુત પન્નાલાલ જુગરાજજીએ પોતાને ત્યાં શાન્તિસ્નાત્ર નિમિત્તે મહોત્સવ ઉજવવાનો હોઇ આરકાટ પધારવાની આગ્રહભરી વિનંતિ કરી હતી. સૂરીશ્વરજીએ સર્વસંયોગોનો વિચાર કરી તેનો સ્વીકાર કર્યો હતો, એટલે વિહાર આડા ગણતરીના દિવસો જ બાકી રહ્યા હતા. પરંતુ અહીંના શ્રી સંઘ તથા ઇતરવર્ગની




ત્યાંથી અતિમાગનપલ્લી થઈ આંબૂર પધારતાં સ્વાગત ભારે ઠાઠથી થયું હતું, દર્શન માટે ખૂબ પડાપડી થઇ હતી અને ત્રણ દિવસનાં ત્રણ પ્રવચનોનો લાભ હિંદુ-મુસલમાન સહુએ એક સરખો લીધો હતો. એક પ્રવચનમાં સૂરીશ્વરજીએ 'લબ્ય બન્દો ચશ્મ બન્દો'× એ ફારસી શયરનો અર્થ વિસ્તારથી સમજાવતાં મુસલમાનો ફીદા ફીદા થઈ ગયા હતા. તેમના એક બુઝર્ગ આગેવાને તે જ વખતે ઊભા થઈને જણાવ્યું હતું કે 'आपने जो उर्दू शयरका मतलब फरमाया इससे मैं दिवाना बन गया हूं। सचमुच आप कीं जबान मैं जादू भरा है।'

એક આગેવાન બુઝર્ગ મુસલમાન આવા શબ્દો ઉચ્ચારે, એ શું બતાવે છે? આ કંઇ શાસનની જેવી તેવી સેવા નથી.

અહીં આરકાટ, વેલ્લુર તથા આસપાસનાં નાનાં ગામોની જનતા દર્શનાર્થે મોટી સંખ્યામાં આવી પહોંચી હતી અને સાક્ષાત્ પ્રભુ કે પયગમ્બર પધાર્યા હોય એમ માનીને વંદનાદિ સર્વ વ્યવહાર કરતી હતી. આ ભોળા અને ભદ્રિક લોકોને તેલુગુ-તામીલ ભાષાદ્વારા નીતિ, સદાચાર, પ્રભુભક્તિ વગેરેનો ઉપદેશ અપાયો હતો અને કોઈ મોટા જીવની હિંસા કરવી નહિ, એ વસ્તુ પર ખાસ ભાર મૂકાયો હતો. પરિણામે તેમાંના ઘણાખરા બોલી ઉઠ્યા હતા કે 'સ્વામી! અત્યાર સુધી આવી વાત કોઈએ અમને કહી ન હતી. ખરેખર! અમે ઘણા પાપી છીએ, પણ હવે પછી આવું પાપ નહિ કરીએ. આપ તે માટે અમને પ્રતિજ્ઞાઓ આપો' ત્યારે તેમને યથાશક્તિ પ્રતિજ્ઞાઓ આપવામાં આવી હતી અને મસ્તક પર વાસક્ષેપ નાખી છેલ્લો સીલ મારવામાં આવ્યો હતો.

અહીંથી તામીલનાડનો પ્રદેશ શરૂ થાય છે, જે મ્હૈસૂર રાજ્યની અપેક્ષાએ કંઈક સૂકો લાગે છે. વળી અહીંની પ્રજામાં ગરીબાઈ તથા અજ્ઞાનનું પ્રમાણ પણ વધારે છે, એટલે સૂરીશ્વરજીની સાથે ચાલનારા જૈન બંધુઓ રોજ ૪૦-૫૦ ગરીબ મનુષ્યોને ભોજન આપતા. સૂરીશ્વરજી તેમને જીવહિંસાદિ કાર્યો નહિ કરવાનો ઉપદેશ આપતા. આ ક્રમ તામીલનાડના સમસ્ત પ્રવાસ દરમિયાન ચાલુ જ રહ્યો હતો.

આ રીતે આંબૂરમાં અદ્‌ભુત પ્રભાવ પાથર્યા બાદ સૂરીશ્વરજીએ વેલ્લુર તરફ વિહાર કર્યો હતો કે જ્યાંની જૈન-જૈનેતર પ્રજા તેમનાં આગમનની અતિ આતુરતાપૂર્વક પ્રતીક્ષા કરી રહી હતી.

---

× આત્માનું નૂર પ્રકટ કરવા માટે હે શિષ્ય! તું જીભ બંધ કર, આંખ બંધ કર અને કાન બંધ કર. પછી જો આત્મા ન દેખાય તો મને હસજે મતલબ કે મારી મશ્કરી કરજે.




ચકાસી જોયું હતું, પણ સોનું સર્વ કાળે સોનું જ નીવડે છે, અર્થાત્ તેની ચકાસણીમાંથી તેઓ સોએ સો ટકા પાર ઉતર્યા હતા અને તેમનું દિલ જીતવામાં સમર્થ નીવડ્યા હતા. વ્યાખ્યાનના અંતે આ વિદ્વાન્ મહાશયે શુદ્ધ સંસ્કૃત ભાષામાં પૂજ્યશ્રીને અંજલિ આપતાં જણાવ્યું હતું કે 'इमे आचार्या वेदपुरुषसमानप्रौढाः परमप्रभावसंपन्नाः' અર્થાત્ 'આ આચાર્ય મહારાજ એક વેદ પુરુષ સમાન આપ્ત પુરુષ છે અને પરમ પ્રભાવથી યુક્ત છે.' આ રીતે બીજા પણ કેટલાક પ્રશંસાસૂચક ઉદ્ગારો કાઢ્યા હતા અને પૂજ્યશ્રીનાં પુણ્ય દર્શન થયા બદલ પોતાની જાતને ભાગ્યશાળી માની હતી.

### રાજનપેટ રાજી થયું

ત્યાંથી આગળ વધતાં રાજનપેટ આવ્યું, તે પૂજ્યશ્રીનાં દર્શન તથા સમાગમનો લાભ માનીને ખૂબ જ રાજી થયું હતું અને તેમના ઉત્કટ ત્યાગ તથા તપને લળીલળીને પાયે પડ્યું હતું. ત્યાં શ્રાવકનું ઘર તો એક પણ ન હતું, પરંતુ લોકોનો ભક્તિભાવ જોઈ વ્યાખ્યાન સભા યોજવામાં આવી હતી અને તેમાં સંખ્યાબંધ મનુષ્યોએ પૂજ્યશ્રીનું હિંદી પ્રવચન તામીલ અનુવાદ દ્વારા પ્રસન્ન ચિત્તે સાંભળ્યું હતું.

આ પ્રદેશમાં કન્નડ અને તામીલ ઉપરાંત તેલુગુ ભાષાની જરૂર પણ વારંવાર પડતી, પરંતુ મુનિરાજશ્રી ગીર્વાણવિજયજી તેના જાણકાર હતા, એટલે ગાડું ખુશીથી ગબડતું. તાત્પર્ય કે તે અંગે ખાસ મુશ્કેલી નડતી નહિ.

### આંબૂરમાં અદ્ભુત પ્રભાવ

ત્યાંથી સૂરીશ્વરજીએ મદનપલ્લી થઈ પેદૂરના પહાડો વટાવ્યા કે જે જંગલોથી ભરપૂર હતા. આ જંગલમાંથી પસાર થવા માટે પાકી સડક બાંધેલી હતી, પણ ટૂંકો માર્ગ લેવા માટે મુનિરાજશ્રી કીર્તિવિજયજી, મુનિરાજશ્રી કનકવિજયજી, મુનિરાજશ્રી પૂર્ણભદ્રવિજયજી તથા મુનિરાજશ્રી નાગેન્દ્રવિજયજીએ પગદંડી પકડી. તેમને જે ગામ પહોંચવાનું હતું, તેનું નામ ઘણું અટપટું અને વિચિત્ર હતું, એટલે કોઈને યાદ રહ્યું નહિ. પરિણામે તેઓ ભળતા જ ગામે પહોંચી ગયા. ત્યાંના લોકોએ આ સાધુઓની સારી આગતાસ્વાગતા કરી પણ સૂરીશ્વરજી ભારે ચિંતામાં પડી ગયા. છેવટે આંબૂરના શ્રાવકો અને બીજા માણસો આ સાધુઓની ભાળ મેળવવા માટે ચારે બાજુ નીકળી પડ્યા, ત્યારે ત્રણ વાગે તેમનો પત્તો લાગ્યો. ત્યાંથી વિહાર કરી સાંજના છ વાગે બધા સાધુઓ મુકામે પહોંચ્યા અને સૂરીશ્વરજીનાં ચરણે પડ્યા. સૂરીશ્વરજીએ ત્યાં સુધી ગોચરી–પાણી કર્યાં ન હતા. આ પરથી પાઠકોને ખ્યાલ આવી શકશે કે સાધુજીવનની ચર્યા કેટલી કઠિન છે અને ધૈર્યની કેવી કસોટી કરનારી છે.

'શ્રદ્ધાવાન્, તત્પર અને જિતેન્દ્રિય પુરુષ જ્ઞાન મેળવે છે, જ્ઞાન પામીને તરત તે પરમ શાંતિ પામે છે.'

अज्ञश्चाश्रद्दधानश्च, संशयात्मा विनश्यति ।
नाऽयं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥

અધ્યાય ૪-થે, શ્લોક ૪૦

'અજ્ઞાની અને અશ્રદ્ધાળુ આત્મા પ્રાયઃ સર્વ ક્ષેત્રોમાં સંશયશીલ રહે છે, એટલે ચિત્તની ડામાડોળ સ્થિતિમાં સુખ માની શકતો નથી. આ સંશયાત્માઓને માટે આ લોક પણ નથી, પરલોક પણ નથી અને સુખ પણ નથી.'

અહીં મદ્રાસના ૩૫ થી ૪૦ જેટલા આગેવાન ગૃહસ્થો શ્રી સંઘનો પ્રતિનિધિરૂપે ચાતુર્માસની વિનંતિ કરવા આવી પહોંચ્યા હતા. તેમાંના શેઠ નવલમલજીએ ઊભા થઈને વિનમ્રભાવે ખૂબ જોરશોરથી પૂજ્યશ્રીને ચાતુર્માસ માટે વિનંતિ કરી હતી અને સમસ્ત સંઘ તરફથી લખાયેલો નીચેનો વિનંતિપત્ર અર્પણ કર્યો હતોઃ—

મદ્રાસ તા. ૧૩-૪-૧૯૫૩.

સ્વસ્તિ શ્રી પાર્શ્વજિનં પ્રણમ્ય 'વેલ્લુર' નગરે મહાશુભસ્થાને તત્ર બિરાજમાન પરમપૂજ્ય, પરમોપકારી, શાન્ત,દાન્ત, મહંત, ત્યાગી, વૈરાગી, પંચાચારપાલક, પંચ-મહાવ્રતધારી, પંચસમિતિ–ત્રિગુપ્તિધારક, સ્વપરસિદ્ધાંતકુશળ, સન્માર્ગપોષક, સદ્ધર્મ-પ્રભાવક, જિનશાસનશણગાર, આધ્યાત્મિકવિદ્યાપરાયણ, ષટ્કાયસંરક્ષક, અનંતજીવ-પ્રતિપાલક, અજ્ઞાનતિમિરનિવારક, અનેક જીવપ્રતિબોધક, વ્યાખ્યાનવાચસ્પતિ, દક્ષિણ-દીપક, મહારાષ્ટ્રદેશોદ્ધારક, અનેકગુણાલંકૃત, અનેક ઉપમા–વિભૂષિત, આદરણીય આચાર્ય-પ્રવર શ્રી ૧૦૦૮ શ્રી શ્રી શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ સાહેબ! પૂજ્ય તર્ક–કાવ્ય-કુશળ મુનિમહારાજ શ્રી કીર્તિવિજયજી મહારાજ સાહેબ સપરિવાર આદિ ઠાણાંની પરમ પવિત્ર સેવામાં.

જોગ લીખી મુદ્રાપુરી(મદ્રાસ)થી શ્રમણોપાસક, દર્શનાભિલાષી જૈન સંઘ સમસ્તની સવિનય વંદના અવધારશોજી. અપરંચ આપ સપરિવાર સુખશાતાપૂર્વક પોતાની સંયમયાત્રા સફળ બનાવતા હશો. આપ શ્રીમદનું શુભાગમન દક્ષિણ જેવા દૂર પ્રાન્ત દ્રાવિડ દેશમાં અમારા સદ્ભાગ્યે થયું તે અમારા માટે અપૂર્વ આનંદ અને ગૌરવનો વિષય છે. આવા વિકટ પ્રદેશમાં આપે કઠિન વિહાર કરી આ તરફ પધારવા અમારા ઉપર અનુગ્રહ કર્યો તે માટે આપને હાર્દિક ધન્યવાદ છે. ગુર્જર, સોરઠ, મરુધર આદિ




## વેલ્લુરમાં મદ્રાસ શ્રી સંઘની વિનંતિ

વેલ્લુરના ઉત્સાહનું શું વર્ણન કરીએ? હજી તો પિયૂષપતિની પ્રાણવલ્લભા પોતાનો અંધાર પછેડો સંકેલતી હતી અને ચોર-ચખારો સલામત સ્થળે ચાલ્યા જવાનો પ્રયાસ કરતા હતા, ત્યાં જ લોકો જાગી ઉઠ્યા અને ઝડપથી તૈયાર થઈને આંબૂરની દિશામાં દોટ મૂકવા લાગ્યા.

એકે કહ્યું: 'આજે તો સ્વામીજીનો ચરણસ્પર્શ પહેલો હું કરીશ.'

બીજાએ કહ્યું: 'તો અમે કંઈ પાછળ પડીએ તેમ નથી. તેં અત્યાર સુધી અમારો ઝપાટો જોયો નથી, એટલે જ આવી વાત કરે છે.'

ત્રીજાએ કહ્યું: 'હાથ કંકણને આરસીની જરૂર શી? માંડો ચાલવા એટલે બધી ખબર પડી જશે.'

ચોથાએ કહ્યું: 'આપણો નિર્ણય પાકો છે. ગમે તેમ થાય પણ પહોંચવું છે પહેલું. બે માઈલનું અંતર તો આમ વટાવ્યું સમજો.'

પાંચમાએ કહ્યું: 'પણ આપણી તૈયારી અઢી માઇલ સામા જવાની છે. પગમાં કૌવત પૂરતું છે, એટલે પહોંચી જઈશું પહેલાં. આવી તક ફરી ફરીને મળતી નથી.'

છઠ્ઠાએ કહ્યું: 'ભાઈઓ! આ બધી પંચાત છોડો. વહેલા કે મોડા સહુને સ્વામીજીનાં દર્શન અવશ્ય થશે. તેઓ કૃપાના સાગર છે અને સહુ પર એક સરખી કૃપા કરે છે. આપણે તો તેમનાં દર્શન પહેલવહેલાં આંબૂરમાં કર્યાં હતાં અને આંખો ઠરી ગઈ હતી.'

જ્યાં આ પ્રકારનો ઉત્સાહ વ્યાપ્યો હોય ત્યાં સ્વાગત કેવું થાય? તેની કલ્પના પાઠકોએ સ્વયં જ કરી લેવી. ભવ્ય સ્વાગત બાદ સૂરીશ્વરજીએ ઉપાશ્રયે પધારી માંગલિક પ્રવચન આપ્યું હતું અને શ્રદ્ધાની શક્તિ પ્રકાશતાં જણાવ્યું હતું કે—

"माणुसत्तंमि आयाओ, जो धम्मं सुच्च सद्दहे।
तवस्सी वीरियं लद्धुं, संवुडे निद्धुणे रयं ॥"

'મનુષ્યત્વને પામેલો જે જીવ ધર્મ સાંભળીને શ્રદ્ધાવાન બને છે, તે બળની પ્રાપ્તિ કરીને સંયમી તથા તપસ્વી બને છે અને તેમ કરીને સઘળાં કર્મો ખંખેરી નાંખે છે.'

વળી તેમણે ભગવદ્‌ગીતાના નીચેના શ્લોકો પર માર્મિક વિવેચન કર્યું હતું:—

"श्रद्धावाँल्लभते ज्ञानं, तत्परः संयतेन्द्रियः।
ज्ञानं लब्ध्वा परां शान्तिमचिरेणाधिगच्छति ॥"

અધ્યાય ૪, શ્લોક ૩૯.

હતી અને સેંકડો હૈયાં પ્રમોદપ્રચૂર પ્રશસ્ત ભાવથી પ્લાવિત થયાં હતાં. છેલ્લે શ્રીફળની પ્રભાવના થઇ હતી.

વેલ્લુર એક રળિયામણું શહેર છે અને ક્ષયની મોટી હોસ્પીટલ માટે પ્રસિદ્ધ છે. ખાસ કરીને મગજનાં દર્દોની ચિકિત્સા અને શસ્ત્રક્રિયા માટે અહીં ભારતભરના લોકો આવે છે. અહીં ત્રણ દિવસની સ્થિરતા થતાં સ્થાનકવાસી સમાજ તથા ઇતર વર્ગે ખૂબ જ લાભ લીધો હતો. જૈનોની કુલ વસ્તી ૩૦ ઘરની છે.

અહીં એ વસ્તુની નોંધ લેવી ઊચિત ગણાશે કે આંબૂર, પેદૂર, વેલ્લુર, આરકાટ વગેરે સ્થળોના વિહારમાં સાધુઓએ સખત ગરમીનો પરીષહ સહન કર્યો હતો, એટલે કેટલાકને મસ્તકમાં ભારે વેદના ઊભી થઇ હતી, પરંતુ તેને તેઓ સમભાવે સહન કરી લેતા હતા અને વિહાર નિયત કાર્યક્રમ મુજબ ચાલુ રહેતો હતો.

**આરકાટમાં અપૂર્વ આનંદ-મંગળ**

વેલ્લુરથી પુહતાક થઈ પ્રથમ વૈશાખ સુદિ પાંચમનાં મંગલ પ્રભાતે સૂરીશ્વરજી સસ્વાગત આરકાટ પધારતાં અપૂર્વ આનંદ વર્તાયો હતો. સુદિ ૬ થી શેઠ પનાલાલ જુગરાજજી તરફથી મહોત્સવનિમિત્તે મંગલતૂર વાગવા લાગ્યાં હતાં. આ મહોત્સવ પૂજા, પ્રવચન અને પ્રભાવનાથી સુશોભિત બન્યો હતો અને અંગરચના, રોશની તથા સંગીતમય ભાવનાથી અત્યંત આકર્ષક નીવડ્યો હતો. નવવધૂનું મુખ નિહાળવા માટે યુવાન પતિનાં હૃદયમાં જે આતુરતા હોય છે, તેથી પણ અધિક આતુરતા આ મહોત્સવ નજરે નિહાળવા માટે અહીંનો ઇતર વર્ગ દર્શાવી રહ્યો હતો અને કુબેરની અલકાપુરી ખડી થઇ હોય એવાં અલૌકિક દૃશ્યથી અપૂર્વ આનંદ માણવા લાગ્યો હતો.

સુદિ ૧૨ ના દિવસે જળયાત્રાનો વરઘોડો ચડ્યો, તેણે વાતાવરણમાં સરોજની સૌરભ ભરી દીધી હતી અને પ્રેક્ષકરૂપી ભ્રમરગણને પોતાના તરફ અતિ જોરથી આકર્ષ્યો હતો. તેમાં બાળક અને વૃદ્ધ, ગરીબ અને સમૃદ્ધ કોઈ બાકી રહ્યું ન હતું. ઇંદ્રધ્વજ, ગજરાજ, બેન્ડ, સાધુ સમુદાય, વિશાળ સાજન-મહાજન, મદ્રાસનો ચાંદીનો રથ એ તેનાં વિધાયક અંગો હતાં, જે ઉલ્લાસના અતિરેકથી અત્યંત રમણીય લાગતા હતાં. જ્યાં સર્વ વસ્તુ સરખી પ્રેક્ષણીય હોય ત્યાં મુખ્ય-ગૌણનો ભેદ કઇ રીતિએ કરવો ?

સુદિ ૧૩ ની બપોરે શાન્તિ-સ્નાત્ર ભારે ધામધૂમથી ભણાવવામાં આવ્યું હતું, તે મુક્તા-ભસ્મ તથા પ્રવાલ-પંચામૃતની જેમ શાંતિદાયક, તુષ્ટિદાયક તથા પુષ્ટિદાયક નીવડ્યું હતું. જ્યાં સૂરીશ્વરજી જેવા ધન્વંતરીની છાયા પડે ત્યાં રોગ કે શોક ઊભા રહે જ શાનાં ? મકરધ્વજની માત્રા જેમ નિર્વીર્ય કે નપુંસક બનેલાઓને પણ પુરુષાતનનો પાનો

દેવગુરુધર્મની સામગ્રીસમ્પન્ન પુણ્યભૂમિયોને છોડીને અમારા વ્યવસાય માટે દૂર પ્રદેશમાં આવી વસવું પડયું છે પણ પુષ્પવાટિકા જેમ જળસિંચન વિના શોષાય છે, તેવી રીતે સત્ય ઉપદેશ વિના અમારું ધાર્મિક જીવન શુષ્ક બનતું જાય છે. આવી વિકટ પરિસ્થિતિમાં આપ જેવા પ્રૌઢ, પ્રતાપી, પુણ્યપ્રભાવક, ધર્મધુરંધર વિદ્વદ્વર્યનું આ તરફ શુભાગમન સાંભળી મેઘગર્જના મયૂરને હર્ષ ઉપજાવે તેવો હર્ષોલ્લાસ અમને થયો છે. આ મદ્રાસ શહેર આ પ્રાન્તના પાટનગરમાં જૈનોની હજારોની સંખ્યા નિવાસ કરી રહી છે તથા શહેરની આબોહવા અનુકૂળ છે અને રાતદિવસ રત્નાગર સાગરની તરંગો શીતળ વાયુનો સંચાર કરતી રહે છે. દરેક રીતે ધર્મ સાધવાની અનુકૂળ ભૂમિ છે, વળી પાંચસાત જિનપ્રાસાદો તથા જ્ઞાનમંદિર, ઉપાશ્રય વગેરે સર્વ અનુકૂળ સાધનો છે. અમારી હાથ જોડીને આપની સેવામાં નમ્ર વિજ્ઞપ્તિ છે કે આ વર્ષનું ચાતુર્માસ આ નગરમાં કરવાથી ઘણા જીવોને માટે શ્રેયસ્કર છે, તથા જિનશાસનની પ્રભાવનાનો અમૂલ્ય પ્રસંગ છે; માટે આપ કૃપા કરી અમારી નમ્ર વિનંતિ સ્વીકારી આભારી કરશોજી.

એજ—લિ૦ દર્શનપિપાસુ,

શ્રી સંઘ મદ્રાસ.

આ વિનંતિના જવાબમાં સૂરીશ્વરજીએ જણાવ્યું કે "હું મદ્રાસ તરફ જ આવી રહ્યો છું, એટલે તે માટે વિનંતિની જરૂર નથી, છતાં તમે તમારી ફરજ બજાવી એ સારી વાત છે. અહીં અમને ઘણા લોકોએ કહ્યું કે આપ મદ્રાસ તો પધારો છો, પણ ગરમી ઘણી જ છે, તેમ છતાં કેવળ ઉપકારની દૃષ્ટિ લક્ષ્યમાં રાખી અમે મદ્રાસ તરફ આવવાના નિર્ણયમાં મક્કમ રહ્યા છીએ. ત્યાં આવ્યા પછી ચાતુર્માસનું નક્કી થશે. હજી સમય ઘણો છે."

ઉક્ત જવાબ સાંભળતાં જ સહુએ ચાતુર્માસ માટે ફરીને વિનંતિ કરી હતી અને 'કોઈ પણ રીતે સ્વીકાર કરાવ્યા વિના અહીંથી જવાના નથી" એવો આગ્રહ પ્રકટ કર્યો હતો. બપોરે પણ એવી જ ચર્ચા ચાલુ રહી હતી ત્યારે સૂરીશ્વરજીએ ફરમાવ્યું કે "જો પૂજ્ય ગુરુદેવની આજ્ઞા થશે તો ચાતુર્માસ તમારે ત્યાં થશે."

તપેલા લોહખંડ પર શીતળ જળની વર્ષા સમા આ શબ્દોએ મદ્રાસના સર્વ આગેવાનોનાં હૃદય હર્ષથી ભરી દીધાં હતાં અને તેમની જિહ્વાને જય પોકારવાનું જબ્બર જોર આપ્યું હતું. તેમના તરફથી ધામધૂમપૂર્વક પૂજા ભણાવવામાં આવી હતી, તેમાં પાટણના પ્રસિદ્ધ ગવૈયા ભોજક ચીમનલાલ સંઘવી હાજર હોવાથી રસની છોળો ઉછળી



વિ. સં. ૨૦૦૯ વૈશાખ વદ ૧૨ ના રોજ વેલ્લુરના કલેકટર, ડીપ્ટી કલેકટર, બેંક મેનેજર આદિ પૂ. મહારાજશ્રીના દર્શનાર્થે આવ્યા હતા, તે વખતનું એક દૃશ્ય.



વિ. સં. ૨૦૦૯ મા વૈશાખ સુદિ ૧૩ ના રોજ આરકાટમા પૂજ્ય ગુરુદેવની નિશ્રામા એક ભવ્ય ઉત્સવ ઉજવાયો હતો, તે વખતે ચઢેલા જળયાત્રાના વરઘોડાનુ એક રમણીય દૃશ્ય.



શાતિસ્નાત્ર–મહોત્સવમા શેઠ પનાલાલ જુગરાજ ઊભેલા જણાય છે. તેમણે આ મહોત્સવમા રૂપિયા દશ હજાર જેટલી મોટી રકમનો સદ્‌વ્યય કર્યો હતો.




મહોત્સવ શરૂ થતાં પહેલાં કલકત્તાનિવાસી શેઠ નથમલજી રામપુરિયા પોતાના પરિવાર સાથે દર્શનાર્થે આવી ગયા હતા.

અહીં એક વિશેષ બનાવ એ બન્યો હતો કે કેટલાક છોકરાઓ મધપુડા પર પત્થરા ફેંકી હજારો મધમાખીઓને નિર્દયતાથી સતાવી રહ્યા હતા. એવામાં એકાએક તેમની ઝૂંપડીઓમાં આગ લાગી અને તેમનાં માતા-પિતા કરુણ ચીસો પાડવા લાગ્યા, જે ભલભલાં કઠિન હૃદયોને પણ ભેદી નાખે તેવી હતી. તેમને સમજાવવામાં આવ્યું કે પાપકૃત્યોનું ફળ આ જન્મમાં પણ પ્રત્યક્ષ મળે છે, માટે ફરી કદી આવું કરશો નહિ. પછી આરકોટ અને રાણીપેટનાં તમામ આગેવાનો ત્યાં હાજર હતા, તેમને એ બધાનાં ઝૂંપડાં ફરી બંધાવી આપવા માટે ટીપ કરવાની પ્રેરણા કરવામાં આવી અને તરત જ એક મોટી ટીપ થઈ ગઇ, જે ગરીબ લોકોને ભારે આશ્વાસનરૂપ નીવડી. જૈનોની આ ઉદારતાએ ત્યાંનાં લોકો પર ઘણી સુંદર છાપ પાડી હતી.

**વેલ્લુરમાં પુનઃ પદાર્પણ**

આરકાટમાં અપૂર્વ આનંદ-મંગલ વર્તાવ્યા પછી ત્રીશ માઇલનાં ચક્કરમાં પૂજ્યશ્રીએ વેલ્લુરમાં પુનઃ પદાર્પણ કર્યું હતું. શ્રી સંઘનો ઉત્સાહ પ્રશંસનીય હતો. અહીં જિન-મંદિર તથા ઉપાશ્રયની ખાસ જરૂર જણાતાં પૂજ્યશ્રીએ ઉપદેશ આપ્યો હતો અને જ્યાં ટીપમાં ત્રણ ચાર હજારથી વધારે રૂપિયા ભરાવાની આશા ન હતી, ત્યાં વીશ ઘરમાં રૂપિયા દશથી અગિયાર હજાર ભરાયા હતા. તેને આપણે પૂજ્યશ્રીનો પુણ્યપ્રભાવ કહીશું કે કાર્ય કરવાની અજબ કુશળતા કહીશું ? અમારો જવાબ પ્રથમ પ્રશ્નની તરફેણમાં છે.

અહીં સ્થાનિક કલેકટર, ડેપ્યુટી કલેકટર, બેન્ક મેનેજર, મેજીસ્ટ્રેટ, તહેસીલદાર વગેરે પોતાના કાર્યકરો સાથે પૂજ્યશ્રીનાં દર્શને આવ્યા હતા અને પ્રથમ પરિચયે જ અત્યંત પ્રભાવિત થયા હતા. કોઇએ ઠીક જ કહ્યું છે કે 'એક વ્યક્તિનો પ્રભાવ પડે તો પ્રથમ દર્શને જ પડે અથવા કદી ન પડે.'

પ્રથમ વૈશાખ વદિ ૧૨ની સવારે ટાઉન હૉલમાં 'આદર્શ સંસ્કૃતિ' એ વિષય ઉપર જાહેર પ્રવચન થયું હતું. તેમાં પૂજ્યશ્રીએ વિષયનું પ્રતિપાદન અતિ પ્રૌઢતાથી કર્યું હતું. શ્રોતાસમુદાયમાં કલેક્ટર, અન્ય અધિકારીઓ તેમજ નાગરિકોએ ઠીક પ્રમાણમાં હાજરી આપી હતી. એક મુસલમાને મહિનામાં અમુક દિવસ માંસ ન ખાવાની પ્રતિજ્ઞા લીધી હતી.

પૂજ્યશ્રીનાં પ્રવચન બાદ શ્રીમાન્ કલેકટર મહાશયે તામીલ ભાષામાં બોલતા જણાવ્યું:




ચડાવી દે છે, તેમ આ મહોત્સવે નાસ્તિક, નિરાશાવાદી, અશ્રદ્ધાળુ, એદી સહુ કોઈમાં નૂતન પ્રાણનો સંચાર કર્યો હતો અને જીવન જીવી જાણવું હોય તો આમલકી રસાયણની જેમ ધર્મનું સેવન પણ નિરંતર કરવું જોઇએ, એવો સ્પષ્ટ સંદેશ આપ્યો હતો. વાણીને વેગવતી બનાવવા માટે તથા તેમાં કાવ્ય–સર્જનની શક્તિ પેદા કરવા માટે જેમ સારસ્વત ચૂર્ણની ઉપયોગિતા સિદ્ધ છે, તેમ મનુષ્યની શુભ ભાવનાઓને વેગ આપવા માટે તથા તેનો પ્રવાહ ઉત્તરોત્તર આગળ ફેલાવવા માટે આવા ઉત્સવ મહોત્સવોની ઉપયોગિતા સિદ્ધ છે. જેઓ આવા ભાવોત્પાદક ધાર્મિક પ્રસંગોને ધનવ્યયનાં બહાના નીચે નિરુપયોગી ઠરાવવા મથે છે, તે શરદીના દર્દીને શિયાળાની ઋતુમાં શિખંડ ખાવાની સલાહ આપી રહ્યા છે કે મરડાનો ભરડો લાગી ચૂકેલા અત્યંત આજારી મનુષ્યને મરચું ખવડાવી મલ્લ જેવો બનાવવાની મુરાદ સેવી રહ્યા છે. જેઓ અધ્યાત્મનાં નામે આવા ઉત્સવો પ્રત્યે ઉદાસીનતા સેવી રહ્યા છે, તેમને એટલું જ કહેવાનું કે મનુષ્ય માત્ર આનંદને ચાહે છે, આનંદ મેળવવા મથે છે અને આનંદનાં નિમિત્તો મળી જાય તો ઉલ્લાસપૂર્વક તેનો ઉપભોગ કરે છે, એટલે તેમને ઉત્તમ પ્રકારનો આનંદ આપવામાં નહિ આવે તો અધમ આનંદ માણશે અને તેથી વ્યક્તિ તથા સમાજ ઉભયનું અધઃપતન થશે. જેઓ સર્વ પ્રશ્નોનો વિચાર મુક્ત મને કરે છે અને તેમાંના સત્ય અંશોનો સાદર સ્વીકાર કરે છે, તેમને માટે અમારું આટલું વક્તવ્ય પર્યાપ્ત છે.

શેઠશ્રી તરફથી આઠે દિવસ રસોડું ખુલ્લું મૂકવામાં આવ્યું હતું. અહીં જૈનોની વસ્તી તો ૬ ઘરની જ છે. એક માઇલ દૂર આવેલા રાણીપેટનું તેમ જ છે. આમ બાર ઘરની નાની વસ્તીમાં પણ દોઢથી બે હજાર માણસો આ પ્રસંગે દેશ–દેશાવરમાંથી ઉતરી પડયા હતા, જેમાં ૫૦૦ જેટલા તો માત્ર સ્થાનકવાસી બંધુઓ જ હતા. તેમની સાથે તેરાપંથી અને ઇતરવર્ગ પણ સામેલ હતો. તેમાંનાં ઘણાખરાએ સૂરીશ્વરજીને પોતાને ત્યાં પધારવાની વિનંતિ કરી હતી અને સહૃદયતાની ખાણ સમા સૂરીશ્વરજીએ ગરમીની અસહ્ય ઋતુમાં વીસ વીસ કે ત્રીસ ત્રીસ માઇલનું ચક્કર વહોરીને પણ તેમાંની કેટલીક વિનંતિઓનો સ્વીકાર કર્યો હતો.

આ મહોત્સવમાં રથ તથા હાથી પર બેસવાની બોલીનું ઘી ૧૪૦૦ મણ થયું હતું, જીવદયાની ટીપમાં રૂા. ૧૦૦૦ આસરે ભરાયા હતા અને શેઠ જુગરાજજીએ ઉત્સવને દીપાવવા માટે પોતાનાં તન, મન અને ધન સમર્પિત કર્યાં હતા. ધનનો સદ્વ્યય આશરે રૂપિયા દશ હજાર જેટલો કર્યો હતો. ગામનો સાથ સારો હતો. વેલ્લુર જૈન મંડળની વ્યવસ્થા પણ પ્રશંસનીય હતી.

ઓએ પણ હાજરી આપી હતી અને આ વ્યાખ્યાનોનો સાર દેશના સુપ્રસિદ્ધ પત્રોમાં પ્રકટ કરીને સુંદર સેવા બજાવી હતી.

આ રીતે રાણીપેટમાં પણ ધર્મનો ઉદ્યોત ઘણો સારો થયો હતો અને સાધુસંતો પ્રત્યેની શ્રદ્ધા વધવા પામી હતી.

**વાલાજાપેટમાં દયા ધર્મનું રહસ્ય સમજાવ્યું**

રાણીપેટથી ૭ માઇલનો વિહાર કરીને સૂરીશ્વરજી વાલાજાપેટ પધાર્યા કે જ્યાં જૈનનું માત્ર એક જ ઘર હતું. પરંતુ ગામનો હવાલદાર ભલો હતો. તેણે સૂરીશ્વરજીનાં દર્શન તથા સમાગમથી અતિ પ્રસન્ન થઇ ઢાંડી પીટાવીને ગામલોકોને એકત્ર કર્યા. સૂરીશ્વરજીએ તેમને દયાધર્મનું રહસ્ય સમજાવતાં જણાવ્યું કે—

" अष्टादशपुराणेषु, व्यासस्य वचनद्वयं ।
परोपकारः पुण्याय, पापाय परपीडनम् ॥ "

" વ્યાસજીએ અઢાર પુરાણો લખ્યા પછી તેનો સાર માત્ર બે જ વાક્યમાં રજૂ કરી દીધો છે. પરોપકારથી પુણ્ય થાય છે અને બીજાઓને દુઃખ દેવાથી પાપ થાય છે. "

માટે હે મહાનુભાવો ! નિર્દોષ પ્રાણીઓનો વધ કરી પાપના ભાગીદાર થાઓ નહિ. જીવહિંસા કરનારને આ લોક તથા પરલોકમાં ભયંકર દુઃખો ભોગવવા પડે છે. તે માટે મહાભારતમાં કહ્યું છે કે—

" यावन्ति पशुरोमाणि, पशुगात्रेषु भारत ! ।
तावद् वर्षसहस्राणि, पच्यन्ते पशुघातकाः ॥ "

' (શ્રી કૃષ્ણ યુધિષ્ઠિરને કહે છે કે) હે યુધિષ્ઠિર ! જે મનુષ્ય પ્રાણીની હિંસા કરે છે, તેને પ્રાણીના શરીરમાં જેટલાં રૂંવાડાં હોય તેટલા હજાર વર્ષ સુધી નરકની ઘોર યાતના ભોગવવી પડે છે. '

હવે વિચાર કરો કે પ્રાણીનાં શરીરમાં કેટલાં રૂંવાડાં હોય છે ? તેની સંખ્યા બસો-પાંચસો કે-હજાર-બે હજારની નહિ પણ લાખો-ક્રોડોની હોય છે, એટલે હિંસા કરનાર મનુષ્યને અનંતકાળ સુધી તેનાં ભયંકર ફળો ભોગવવાં પડે છે.

આપણાં તમામ ધર્મશાસ્ત્રોએ દયાને ધર્મનું મૂળ કહ્યું છે. તેનું ફળ બતાવતાં શ્રીકૃષ્ણ મહારાજ યુધિષ્ઠિરને કહે છે કે—

" यो दद्यात् काञ्चनं मेरुं, कृत्स्नां चैव वसुंधराम् ।
एकस्य जीवितं दद्यात्, न च तुल्यं युधिष्ठिर ! ॥ "

હતું કે-' બે દિવસ પહેલાં હું ગુરુજીનાં પ્રથમ દર્શને ગયો હતો અને તેમની વાણી શ્રવણ કરીને મુગ્ધ બની ગયો હતો, જેથી આજે ૨૫-૩૦ માઇલ દૂરથી હું પ્રવચન સાંભળવા દોડી આવ્યો છું. પ્રવચન સાંભળીને મને જે હર્ષ થયો છે, તેનું વર્ણન શબ્દોદ્વારા કરી શકતો નથી. પૂજ્ય ગુરુજીએ આપણને સુંદર બોધ આપ્યો છે, આદર્શ સંસ્કૃતિનું ભાન કરાવ્યું છે. જો એ સંસ્કૃતિના ચીલે ચીલે ચાલીએ તો જરૂર આપણે જગતમાં આદર્શ બની શકીએ અને સુખ, શાંતિ આબાદીનો અનુભવ કરી શકીએ. આવું પ્રેરક પ્રવચન કરવા માટે હું તેઓશ્રીનો અંતઃકરણપૂર્વક ખૂબ ખૂબ આભાર માનું છું. મેં સાધુ, સંન્યાસી, બાવા, જોગી ઘણા જોયા છે, પરંતુ જૈન સાધુઓનો ત્યાગ કોઇ પણ ઠેકાણે નિહાળ્યો નથી. તેમનો ત્યાગ જોઈ હું દિઙમૂઢ બની ગયો છું. આવા મહાન્ સંતો આ અવનીતલમાં પગપાળા હજારો માઇલનો પ્રવાસ કરી જગતને આબાદીનો માર્ગ ચીંધી રહ્યા છે, તે માટે તેમને આપણું મસ્તક શતશઃ સહસ્રશઃ ઝૂકી પડે છે. તેઓશ્રીનાં દર્શનનો ફરી લાભ મદ્રાસમાં જરૂર લઇશ અને કૃતકૃત્ય થઇશ."

ત્યારબાદ જૈનેતરોએ વિવિધ નિયમો ગ્રહણ કર્યા હતા અને કેટલાકે નમસ્કાર મહામંત્ર નિયમિત ગણવાની પ્રતિજ્ઞાઓ ધારણ કરી હતી. જૈનોમાં પણ નવીન ચૈતન્ય પ્રગટ્યું હતું. બાદ સભા વિસર્જન થઈ હતી.

અહીં ઓરીંગપેટથી ઇતર આગેવાન તથા કોંગ્રેસના નેતા ખાસ દર્શનાર્થે આવ્યા હતા.

## રાણીપેટમાં રસસરિતા

ત્યાંથી વિહાર કરી તેઓશ્રી પુરતાક-આરકાટ થઈ ભવ્ય સ્વાગત સહ રાણીપેટ પધાર્યા હતા. અહીં જૈનોનાં ઘર તો માત્ર પાંચથી છ જ છે, પરંતુ લેબર યુનિયન હૉલ હિંદુ-મુસલમાન શ્રોતાઓથી ઠસોઠસ ભરાઈ જતો હતો. રસીદ નામના એક મુસલમાને પૂજ્યશ્રીનું પ્રવચન સાંભળીને મહિનામાં અમુક દિવસ માંસ ન ખાવાની તેમજ પરસ્રીનો ત્યાગ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી. તેને પૂજ્યશ્રીનું પ્રવચન સાંભળવામાં એટલો બધો રસ પડ્યો હતો કે તે તો પોતાના પ્યારા દોસ્તની સાદી હતી, તે પડતી મૂકીને પણ પ્રવચન-સભામાં હાજરી આપી હતી. બીજા પણ અનેક શ્રોતાઓની સ્થિતિ એવી જ થઈ પડી હતી, કારણ કે પૂજ્યશ્રીનું પ્રવચન એ માત્ર ધાર્મિક વ્યાખ્યાન જ નહિ પણ રસની સાક્ષાત્ સરિતા જ હતી.

અહીં 'સુખનો ઉપાય' અને 'દેશોન્નતિનો માર્ગ', એ બે વિષયો પર જાહેર પ્રવચનો થયાં હતાં. તે વખતે વિશાળ જનસમુદાય ઉપરાંત વર્તમાનપત્રના પ્રતિનિધિ-

જીવહિંસા નહિ કરવાનો તથા માંસાહાર છોડી દેવાનો ઉપદેશ અપાતો, કારણ કે આ તરફનાં ગામડાંઓમાં હિંસાની બદી ખૂબ જ ફેલાયેલી છે અને દેવ-દેવીઓનાં નામે દર વર્ષે હજારો નિર્દોષ પશુઓનો બલિ અપાય છે. આ હિંસા ઓછી થાય તે માટે જીવદયાપ્રેમીઓનું લક્ષ ઘણા વખતથી ખેંચાયેલું છે, અને તે દિશામાં કેટલાક પ્રયત્નો પણ થયેલા છે, પરંતુ આપણાં બધાં કામોમાં 'આરંભે શૂરા' જેવી સ્થિતિ હોય છે, એટલે તેનું કંઈ સંગીન પરિણામ આવ્યું નથી. આ ગામડાઓમાં આજે પણ તે જ સ્થિતિ પ્રવર્તે છે.

'આપણે શું કરીએ?' 'આપણાથી શું બની શકે?' 'એ લોકો બાપદાદાની વારીથી જે કંઈ કરતા આવ્યા છે, તે આપણી સમજાવટથી થોડા જ છોડી દેશે?' 'એ તો એમ જ ચાલ્યા કરવાનું' 'એનાં કર્મ એ ભોગવશે.' આ જાતના વિચારો નિષ્કર્મણ્યતા અને નિર્માલ્યતાના સૂચક છે, એટલું જ નહિ પણ દયાના વિષયમાં આંતરિક અશ્રદ્ધા દર્શાવનારા છે, એટલે તેની સુધારણા થાય તો જ આપણે આ વિષયમાં આગળ વધી શકીએ.

આજથી ચારસો-પાંચસો વર્ષ પહેલાં આ દેશમાં ખ્રિસ્તી ધર્મનું નામનિશાન પણ ન હતું, પરંતુ તેમણે પ્રચારનો પુરુષાર્થ આદર્યો, ઠેર ઠેર થાણાં નાંખ્યા, તે માટે જરૂરી પૈસા એકઠા કર્યા અને સાહિત્ય છૂટથી વહેંચ્યું, તો આજે તેની સંખ્યા એક ક્રોડ પર પહોંચી છે. નવા નીકળેલા આર્ય સમાજનો ઈતિહાસ પણ એવો જ છે. બીજા પણ અનેક ધર્મો, પંથો કે સંપ્રદાયોએ એ જ રીતે પોતાનું સ્થાન જમાવ્યું છે, તો પછી જૈન સમાજને તે માટે નિરાશ થવાનું કારણ શું છે? શું તેનામાં પ્રચારની આવડત નથી? શું તે માટે જોઈતા પૈસા એકઠા કરવાની તાકાત નથી? જો તેનો જવાબ હકારમાં હોય તો કામ ક્યાં અટકે છે? અને કેમ અટકે છે? તેનો વિચાર સમાજના પ્રત્યેક શુભચિંતકે ખૂબ જ ગંભીરતાથી કરવો જોઈએ.

સૂરીશ્વરજીના અનુભવે એ વાત સિદ્ધ કરી આપી છે કે જો આ પ્રદેશના લોકોને યોગ્ય ઉપદેશ અપાય તો તેઓ જીવહિંસાનો માર્ગ છોડી દયાના પવિત્ર પંથે પળી શકે તેમ છે પણ તે માટે વ્યવસ્થિત કાર્ય કરે કોણ?

**સ્વર્ગીય શ્રી વિજયગંભીર સૂરીશ્વરજીના સ્તુત્ય પ્રયાસો**

અહીં એક પ્રાસંગિક નોંધ કરવી આવશ્યક સમજીએ છીએ. પૂજ્યપાદ આચાર્ય મહારાજશ્રી વિજય લબ્ધિસૂરીશ્વરજીના પ્રથમ શિષ્ય મુનિરાજશ્રી ગંભીરવિજયજી-સંસારી અવસ્થામાં શ્રી ઉમેદચંદભાઈ-સં. ૧૯૫૦ માં ગુજરાતના સોભાસણ ગામે જન્મ્યા હતા અને ગુરુદેવનાં પ્રભાવશાળી પ્રવચનો સાંભળી સં. ૧૯૬૫ માં પંજાબપ્રસિદ્ધ નારોવાલ-

" હે યુધિષ્ઠિર ! એક માણસ કોઈને સોનાના પર્વતનું કે સમસ્ત પૃથ્વીનું દાન આપી દે અને બીજો મનુષ્ય એક પ્રાણીને જીવિતવ્યનું દાન કરે તો એ બંને સરખા નથી. તાત્પર્ય કે જીવિતવ્યનું દાન કરનારો વધી જાય છે."

આ વિષયમાં સંત તુલસીદાસજીના શબ્દો પણ યાદ રાખવા જેવા છે. તેઓ કહે છે કેઃ—

" दया धर्म को मूल है, पाप मूल अभिमान ।
तुलसी दया न छोडिये, जब लग घट मैं प्रान ॥ "

" ધર્મનું મૂલ દયા છે, પાપનું મૂળ અભિમાન છે, તેથી જ્યાં સુધી આપણાં ખોળિયામાં જીવ હોય ત્યાં સુધી દયા છોડવી નહિ."

ઘણા મનુષ્યો દેવ-દેવીને પ્રસન્ન કરવા માટે નિર્દોષ પશુઓનો બલિ આપે છે, પણ એ વિચાર કરતા નથી કે દેવ તો જેવો આપણો પિતા છે, તેવો પશુઓનો પિતા છે; અને દેવી જેવી આપણી માતા છે, તેવી પશુઓની પણ માતા છે, એટલે તે પોતાનાં સંતાનનો ભોગ કદી પણ માગે નહિ. તમે તમારા બાળકોને કેવી રીતે સાચવો છો તેનો વિચાર કરો. દેવ-દેવી પ્રસન્ન કરવા હોય તો સાત્ત્વિક અનુષ્ઠાન કરવા જોઈએ, આપણું શ્રદ્ધાબળ કેળવવું જોઈએ, પણ આ રીતે નિર્દોષ પશુઓનો બલિ આપવો તે કોઈ પણ રીતે યોગ્ય નથી.'

આ રીતે દયાના વિષયમાં સૂરીશ્વરજીની વાગ્ધારા આશરે એકાદ કલાક ચાલી હશે, તેણે ગામ લોકોનાં હૃદય ભેદી નાંખ્યાં. ઘણાંની આંખમાંથી તો આંસુ ટપકવા લાગ્યાં. 'અહાહા ! આપણે કેવા અધમ ? આજ સુધી કંઈ જ સમજ્યા નહિ. ઘોર અજ્ઞાનને વશ થઇ સેંકડો નિર્દોષ પશુઓની હત્યા કરી. હવે આપણે એ પાપમાંથી કેમ છૂટીશું ? તેના ભયંકર ફળો ભોગવવાનો વખત આવશે, ત્યારે આપણું શું થશે ?' વગેરે વિચારોએ તેમને હતાશ બનાવી દીધા, તે વખતે સૂરીશ્વરજીએ સહુને શાંત્વન આપતાં કહ્યું કે ' મહાનુભાવો ! આજ સુધી અજાણતાં જે કંઇ થવાનું હતું, તે થઇ ગયું. પણ હવે બરાબર સમજ્યા હો તો આ રીતની પશુહિંસા કરવાનું સદંતર છોડી દો અને માંસાહારનો પણ ત્યાગ કરો. આ જગતમાં પેટ ભરવા માટે બીજી વસ્તુઓ ક્યાં ઓછી છે ?" આ શબ્દોની ચમત્કારિક અસર થતાં ઘણાઓએ જીવહિંસા નહિ કરવાની તથા માંસાહાર છોડી દેવાની પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી.

### મદ્રાસનાં ગામડાં અને દયાપ્રચાર

રસ્તામાં આવતાં દરેક મુકામે આ પ્રમાણે જાહેર પ્રવચન થતું, તેમાં મુખ્યત્વે




મૂર્તિપૂજક જૈનનું માત્ર એક જ ઘર છે. આમ છતાં સ્વાગત બહુ સુંદર થયું હતું, કારણ કે અહીં સ્થાનકવાસી ભાઈઓ મોટી સંખ્યામાં વસે છે અને તેમણે આર્કટ, વેલ્લુર વગેરે સ્થળે જઈ સૂરીશ્વરજીને આરકોનં પધારવાનું આગ્રહભર્યું આમંત્રણ આપ્યું હતું. સૂરીશ્વરજીએ તેનો સહૃદયતાથી સ્વીકાર કર્યો હતો, એટલે સ્વાગતની સર્વ તૈયારીઓ ભારે ઉત્સાહથી થઈ હતી. જ્યાં જૈન સાધુઓનાં દર્શન થવા જ દુર્લભ હોય ત્યાં કોઈ પણ સંપ્રદાયના સાધુઓને નિહાળી હૃદયમાં આનંદની ઊર્મિઓ પ્રકટે તે સ્વાભાવિક છે. આ વસ્તુનું વિશેષ સમર્થન અમારા એક જાત-અનુભવના પ્રસંગથી જ કરીશું.

**લેખકનો બ્રહ્મદેશના પ્રવાસનો એક અનુભવ**

ડાંગના જંગલો, અરવલ્લીની પર્વતમાળા, સહ્યાદ્રિના ઘાટો, કાશ્મીરનો રમણીય પાર્વતીય પ્રદેશ અને હિમાલયનાં કેટલાંક સૌંદર્યસ્થાનો જોયા પછી સને ૧૯૩૨માં અમે બ્રહ્મદેશના પ્રવાસે ગયા હતા. ત્યાં પ્રથમ દક્ષિણ બ્રહ્મદેશ અને પછી ઉત્તર બ્રહ્મદેશનો પ્રવાસ કરી શાન સ્ટેટોમાં દાખલ થયા હતા કે જ્યાં માઈલો વટાવ્યા પછી કોઈક હિંદીનું મોઢું જોવા મળે છે. ત્યાં કોઈ ભૈયો, શીખ કે મલબારી કાકો જોવામાં આવતો કે 'આ આપણો હિંદી ભાઈ' એવી લાગણી અમારા મનમાં સહજ થઈ આવતી. અમે તેમને પૂછતા કે 'અહીં શું કરો છો? ક્યારથી આવેલા છો? કામ ધંધો કેવો ચાલે છે?' તેઓ અમને પૂછતા કે 'ક્યાંથી આવો છો? શું કામે નીકળ્યા છો? અહીંથી ક્યાં જશો?' વગેરે. આટલો વાર્તાલાપ પણ અમારાં મનને આનંદથી ભરી દેતો, કારણ કે તેમના સિવાય અમારી સાથે આટલી વાત કરનાર પણ આ પ્રદેશમાં બીજું કોઈ ન હતું. અમે શાન લોકોની ભાષા ન સમજીએ, શાન લોકો અમારી ભાષા ન સમજે, ત્યાં વાર્તાલાપ થાય શી રીતે? તેમનું સાડા ત્રણથી ચાર ફુટ જેટલું ઠીંગણું કદ, વિચિત્ર વેશભૂષા અને ગળા તથા પગમાં પિત્તળની સંખ્યાબંધ હાંસડીઓ જોઈ અમને ખૂબ કુતૂહલ થતું અને કેટલીક વાર હસવું પણ આવતું. આ જ સ્થિતિ તેમની હતી. અમે તેમના ભાવ તથા ઇંગિત પરથી જોઈ શકતા હતા કે તેમને અમારી સવા પાંચ ફુટ ઊંચાઈ ખૂબ વરવી લાગતી હતી અને આ માણસો આટલા બધા ઊંચા કેમ વધી ગયા હશે? એ પ્રશ્ન ભારે મુંઝવણ કરનારો થઈ પડ્યો હતો. વળી મનુષ્ય તો આભૂષણોથી જ શોભે એવી તેમની દૃઢ માન્યતા હતી, એટલે અમે તેમને સાવ શોભારહિત લાગતા હતા. કદાચ એમણે એમ પણ માન્યું હશે કે આ ગરીબ માણસોને પિત્તળની એક હાંસડી પહેરવા જેટલી યે મૂડી નહિ હોય, એટલે બિચારા શું કરે? વસ્ત્રો માટે પણ એમનો અભિપ્રાય એવો જ હતો. તેમણે હાથે કાંતેલા, હાથે વણેલાં અને હાથે રંગેલા





ખાતે દીક્ષિત થયા હતા. તેમણે ખાનદેશ, મધ્યપ્રાંત વગેરે ઠેકાણે વિચરી ઘણો લોકોપકાર કર્યો હતો. પછી તેમણે દક્ષિણ દેશમાં વિહાર કરી સં. ૧૯૮૧ ની સાલનું ચાતુર્માસ હૈદરાબાદમાં કર્યું હતું અને જીવદયા વિષે અત્યંત મનનીય પ્રવચનો કરીને ત્યાંની જીવદયા મંડળીને નવચેતન આપ્યું હતું. સં. ૧૯૮૨ નાં મદ્રાસ-ચાતુર્માસમાં પણ તેમણે આ વિષયમાં યોગ્ય પ્રેરણા કરી લાખો રૂપિયાનું ફંડ એકત્ર કરાવ્યું હતું અને જીવદયા મંડળી તથા પાંજરાપોળનું કામ વ્યવસ્થિત બનાવ્યું હતું, જે આજ પર્યંત ચાલી રહ્યું છે. આ જીવદયા મંડળીએ દક્ષિણ પ્રદેશમાં અને ખાસ કરીને આ ગામડાઓમાં જુદાં જુદાં સાધનો દ્વારા જીવદયાનો ઠીક ઠીક પ્રયાસ કર્યો છે, એમ તેના તરફથી દર વર્ષે પ્રસિદ્ધ થતા રિપોર્ટ પરથી જાણી શકાય છે; પરંતુ એટલેથી સંતોષ પામવા જેવો નથી. એ દિશામાં ઘણું ઘણું કામ ઘણા ઘણા પ્રકારે કરવાનું છે, એ તરફ અમે કાર્યવાહકોનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ.

શ્રી ગંભીરવિજયજીએ બેંગલોર, મ્હૈસૂર વગેરે સ્થળોએ પણ નોંધપાત્ર ઉપકાર કર્યો હતો. સં. ૧૯૮૫ માં મ્હૈસૂરના નૂતન જિનપ્રાસાદમાં શ્રી સુમતિનાથ ભગવાનની પ્રતિષ્ઠા ભારે ધામધૂમથી કરાવી હતી અને તે પ્રસંગે હાજર રહેલા મ્હૈસૂર મહારાજાએ જૈનધર્મનો સંદેશ સુણાવ્યો હતો. વળી બેંગલોરની દાદાવાડીની તથા મદ્રાસમાં દાદાવાડીમાં આવેલાં શિખરબંધ જિનમંદિરની પ્રતિષ્ઠા પણ તેઓશ્રીના હસ્તે થઈ હતી. તેમજ બેંગલોર-મદ્રાસમાં અદ્યાવધિ ચાલતી જૈન પાઠશાળાઓ પણ તેઓશ્રીની શુભ પ્રેરણાનું પરિણામ છે. ઉપરાંત જૈનધર્મનાં પુસ્તકોનું પ્રકાશન કરવા માટે પણ તેમણે એક મોટું ફંડ કરાવ્યું હતું અને તે દિશામાં સારી પ્રગતિ કરાવી હતી તથા અનેક સ્થળોના કુસંપ દૂર કરાવ્યા હતા.

ત્યારબાદ તેઓશ્રી પૂજ્ય ગુરુદેવનાં દર્શનાર્થે ગુજરાતમાં પધાર્યા હતા અને સં. ૧૯૮૯નું ચાતુર્માસ તેમની સાથે જ વ્યતીત કર્યું હતું. તેમને સં. ૧૯૯૨ માં બરલૂટ( મારવાડ )-માં ગણીપદ, તે જ સાલમાં જાવાલ( મારવાડ )માં ઉપાધ્યાપદ અને સં. ૧૯૯૩ માં શીહોર( સૌરાષ્ટ્ર )માં આચાર્યપદ સૂરીશ્વરજીની સાથે અર્પણ થયું હતું કે જેનો ઉલ્લેખ પ્રસ્તુત ગ્રંથનાં પ્રથમ પ્રકરણમાં કરેલો છે. સં. ૨૦૦૦ ની સાલમાં તેઓશ્રી રતલામ મુકામે કાળધર્મ પામ્યા હતા અને અનન્ય શ્રદ્ધા, અખંડ પુરુષાર્થ તથા ઝળકતી શાસનસેવાનું સુંદર દૃષ્ટાંત પોતાની પાછળ મૂકતા ગયા હતા.

**આરકોનમાં અવિરત શ્રમ**

વાલાજાપેટથી સીલીંગર થઇ સૂરીશ્વરજી આરકોન પધાર્યા હતા કે જ્યાં શ્વેતામ્બર

છે, તે વહાલાં કેમ ન લાગે ? અમારો કરાંચી વગેરે સ્થળોનો અનુભવ પણ એવો જ છે. અમે એક જ ઉપાશ્રયમાં મૂર્તિપૂજક અને સ્થાનકવાસી ભાઇઓને પોતપોતાની રીતે સામાયિક લઇને સાથે બેઠેલા જોયા છે અને નવકારશી વગેરેના જમણવારોમાં પણ તે જ સ્થિતિ નિહાળી છે. આ પ્રદેશમાં સૂરીશ્વરજીનું સ્વાગત સ્થાનકવાસી અને તેરાપંથી ભાઈઓએ અનેક સ્થળે કર્યું, તેમની વ્યાખ્યાન-વાણી પણ સારી રીતે સાંભળી અને તેમનો પડ્યો બોલ ઝીલવામાં ગૌરવ અનુભવ્યું, તે બધું શું બતાવે છે ?

અહીં ટાઉન હૉલ અને પ્રકાશ થિયેટરમાં 'સુખનો માર્ગ' અને 'વિશ્વશાંતિ' એ બે વિષયો ઉપર સૂરીશ્વરજીનાં જાહેર પ્રવચનો થયાં હતાં. તેનો લાભ સ્થાનકવાસી ભાઇઓ તથા અગ્રગણ્ય નાગરિકો ઉપરાંત મદ્રાસના ડેપ્યુટી સ્પીકર શ્રીભક્તવત્સલમ્, કૉંગ્રેસના અગ્રગણ્ય કાર્યકર્તાઓ તથા સીટી મેજીસ્ટ્રેટ વગેરેએ પણ લીધો હતો.

મુનિરાજશ્રી કીર્તિવિજયજીનાં પ્રવચનો પણ ચાલુ જ રહ્યા હતાં. તેનો લાભ જનતાનો નાનો મોટો તમામ વર્ગ સારી રીતે લેતો હતો. વ્યક્તિગત ચર્ચાઓ પણ ઘણી જ થતી હતી. એક જતો ને બીજો આવતો, બીજો જતો ને ત્રીજો આવતો, એમ જિજ્ઞાસુઓનું આવાગમન ચાલુ જ રહેતું. અને ત્યાં સુધી કોઇને નિરાશ કરવામાં આવતો નહિ. સહુને થોડો ઘણો સમય આપી સમાધાન કરવામાં આવતું. જ્યાં પરિસ્થિતિ આ પ્રકારની હોય, ત્યાં શારીરિક અને માનસિક પરિશ્રમનું પૂછવું જ શું ? તાત્પર્ય કે અવિરત શ્રમને લીધે જ આ બધું શક્ય બનતું, પરંતુ તેનું પરિણામ જોયા પછી એ શ્રમ ઓગળી જતો અને ધર્મ-પ્રચારનું કાર્ય સારી રીતે આગળ વધી રહ્યું છે, એવા ખ્યાલથી સહુને આનંદ આવતો.

અહીં મદ્રાસના ૨૦ થી ૨૫ ભાઇઓ, તેમજ આરકાટ, ત્રિવલ્લુર, કાંજીવરં અને તેની આસપાસના અનેક ગામનાં સ્ત્રી-પુરુષો દર્શનાર્થે આવ્યાં હતાં.

### કાંજીવરંમાં સુંદર કામગીરી

ત્યાંથી સૂરીશ્વરજી સુદર્શન નામના એક યુવકના અત્યંત આગ્રહથી ૨૦ માઇલનાં ચક્કરમાં કાંજીવરં પધાર્યા હતા કે જે પ્રાચીન કાળમાં કાંચીપુરં કહેવાતું અને જિન-કાંચી, શિવકાંચી તથા વિષ્ણુકાંચી એવા ત્રણ વિભાગોમાં વહેંચાયેલું હતું. આજે જિન-કાંચીનું દેવમંદિર એ વાતની સાક્ષી પૂરી રહ્યું છે. એક કાળે મદુરા જેમ પાંડ્યોની રાજધાની હતું, વિજયમંગલમ્ જેમ ચોલોની રાજધાની હતું અને પુડલકોટમ્ જેમ યદુવંશીઓની રાજધાની હતું, તેમ કાંજીવરં પલ્લવોની રાજધાની હતું, એટલે આ પ્રદેશ-માં જૈનધર્મનો પ્રભાવ સારી રીતે વિસ્તર્યો હોય એ સ્વાભાવિક છે. ઐતિહાસિક અન્વે-




લાલ-શ્યામ જાડા વસ્ત્રો એક જાતના ભરતકામ સાથે હાથે સીવીને પહેરેલાં હતાં. તેમને અમારાં માત્ર ખાખી રંગના સીધા સપાટ સંચે શીવેલાં વસ્ત્રો ક્યાંથી ગમે ? તે વિષે તેમણે ગમે તે કલ્પના કરી હોય પણ અમારો પોશાક તેમને સાવ નમાલો અને સૌંદર્યહીન લાગતો હતો, એ ચોક્કસ હતું. આ સ્થિતિમાં સારું અને ખોટું, સુંદર અને અસુંદર કોને કહેવું ? તેનો ઉત્તર પાઠકો પોતે જ આપે.

આગળ વધી ચીનની સરહદ પર પહોંચ્યા અને પગપાળા પ્રવાસ કરવા લાગ્યા, ત્યારે અમારી સ્થિતિ આથી પણ વિશેષ એકલવાયી બની ગઇ. ચારે બાજુ જંગલ જ જંગલ ! પણ તેમાં આપણા દેશનો વડ કે પીંપળો, આંબો કે જાંબૂ, સાગ કે સીસમ, ખાખરો કે ખદિર યા આવળ-બાવળ કંઈ પણ જોવામાં આવે નહિ. બધાં જ વૃક્ષો જુદી જાતનાં ! ત્યાં વેલીઓ પણ ઘણી ઊગેલી, પરંતુ જેનાથી અમે પરિચિત હતા, એવી એક પણ વેલી નજરે પડતી નહિ. રસ્તામાં ઝરણો આવે, ત્યાં પણ જુદી જ પરિસ્થિતિ ! તેનું પાણી એમ ને એમ એટલે માત્ર ગળીને જ પીવાય નહિ. પહેલાં તેમાં પોટાશ-પરમેંગેનેટની થોડી ભૂકી નાંખવી પડે, પછી તેને થોડીવાર એમ ને એમ રહેવા દેવું પડે અને ત્યારે જ તે પીઈ શકાય. નહિ તો ભયંકર મેલેરિયા લાગુ પડ્યો જ સમજો. અઘોર જંગલ એટલે જંતુઓનું જોર પણ એટલું જ, તેનો ગણગણાટ એટલો બધો થાય કે કાને કપડું વીટાળ્યા વિના યા મોઢે બુકાની બાંધ્યા વિના ચાલી શકાય જ નહિ. ખાવાનું આગલા દિવસે ખૂટી ગયું હતું અને ત્રણ દિવસ સુધી એટલે ભામો પહોંચીએ ત્યાં સુધી રસ્તામાં કોઈ ખાદ્ય સામગ્રી મળવાનો સંભવ હતો નહિ, એટલે બાકી રહેલા બશેર ગોળ પર જ નભવાનું હતું. દિવસમાં બે ત્રણ વાર તેનું પાણી બનાવીને પીતા અને સામે પડેલો દુર્ગમ માર્ગ વટાવ્યે જતા. અમારામાં પ્રવાસનો જુસ્સો અદમ્ય હતો એટલે ખાનપાન કે વિશ્રામની મુશ્કેલીઓને અમે હોંશે બરદાસ કરી લેતા, પણ એકલવાયાપણું મારી દેતું. જેને અમે આપણું કે પોતાનું કહીએ એવું અહીં કંઇ જ ન મળે. એવામાં સાથીએ બૂમ મારી : 'જુઓ, જુઓ, આપણા દેશનો પીપળો !' અને અમારાં મનની સ્થિતિ એકાએક પલટાઈ ગઈ. તેમાં અકથ્ય આનંદનો ભાવ ઉભરાવા લાગ્યો, હર્ષની અપૂર્વ લાગણી ઉત્પન્ન થઈ. અમે તેની પાસે ગયા, તેની શીળી છાયામાં બેઠા અને ઘણા વખતે કોઈ સ્વજનને ભેટતા હોઈએ તેવો અનુભવ કર્યો. હજી રસ્તો ઘણો કાપવાનો હતો, એટલે થોડીવારે ત્યાંથી ઉઠવું પડ્યું, પણ ઉઠવાનું મન થતું નહતું. તાત્પર્ય કે અજાણ્યા દૂરના પ્રદેશમાં આપણું એક વનવૃક્ષ પણ વહાલું લાગે છે, તો જે એક જ અંગના જુદા જુદા વિભાગો છે અને આચારવિચારમાં ઘણું સામ્ય




મદ્રાસની સાન્નિધ્યમાં

ત્યાંથી રામક્કા છત્રમ્, શ્રી પેરંભત્તૂર, પાપક્કા છત્રમ્, પુન્નમલ્લી અને કોસંબલે થઈ સૂરીશ્વરજી ડાંકછત્રમ્ યાને દાદાવાડી પધાર્યા હતા કે જે મદ્રાસથી માત્ર ૩ માઇલ દૂર આવેલી છે. આ વિહારનું વર્ણન કરતાં એક ખબરપત્રીએ લખ્યું છે કેઃ—પૂજ્ય આચાર્યદેવ વિહાર કરીને જ્યાં જ્યાં પધાર્યા, ત્યાં પ્રાયઃ વરસાદ વરસ્યો હતો. આ પ્રદેશમાં છેલ્લાં પાંચ-સાત વર્ષથી વરસાદની ખૂબ ખેંચ હતી, એટલે લોકો બોલી ઉઠતા કે-' આ બધો પ્રતાપ સ્વામીજીનો છે. તેમનાં અહીં પધારવાથી વરસાદ વરસ્યો અને અમારી ભૂખ ભાંગી. જ્યાં મહારાજશ્રીનો પડાવ હોય છે, ત્યાં જૈનેતરોનાં ટોળે ટોળાં ઉમટે છે. અહીંની પ્રજા ખૂબ જ ગરીબ છે, એટલે સાથે ચાલનારા તથા દર્શનાર્થે આવનારા જૈન ભાઇઓ ગામડે ગામડે ભિક્ષુકોને ભોજન આપે છે અને સાથે સાથે જીવહિંસાદિ નહિ કરવાનો ઉપદેશ પણ આપે છે. પૂજ્ય મહારાજશ્રી પ્રત્યે દરેક કોમનું આકર્ષણ વધતું જાય છે. તેઓ પોતાના સિદ્ધાંતમાં અડગ રહેવા છતાં સત્ય વસ્તુ એવી રીતે સમજાવે છે કે શ્રોતાઓનાં ગળે જલદી ઉતરી જાય છે અને વિશેષ આનંદની વાત તો એ છે કે તેમની પાસે કોઇની નિંદા, ઇર્ષ્યા કે કુથલીનું વાતાવરણ કદી પણ હોતું નથી. તેમનું મુખ્ય લક્ષ એ જ રહે છે કે જનતા ધર્મના સિદ્ધાંતો સમજી તેને જીવનમાં ઉતારે અને જૈન શાસનની સુંદર પ્રભાવના થાય. તેમના આવાગમને કર્ણાટક, તામિલ અને દ્રાવિડપ્રદેશમાં જબ્બર પ્રભાવ પાડ્યો છે. જૈન ધર્મનો ભારે ઉદ્યોત કર્યો છે. મદ્રાસની જનતા તેમના દર્શનનો વારંવાર લાભ લે છે. જેઠ સુદિ ૧૦ ના દિવસે તેઓશ્રી મદ્રાસમાં પ્રવેશ કરશે. તે અંગે ખાસ આમંત્રણપત્રિકાઓ બહાર પડી ચૂકી છે, એટલે સંભવ છે કે દેશ-દેશાવરથી ઘણા માણસો તે પ્રસંગે હાજરી આપશે.'

સુજ્ઞ પાઠકો ! તમે પણ એ ભવ્ય પ્રસંગનું વર્ણન વાંચવા તથા હવે પછી મદ્રાસમાં થનારી વિધવિધ ધાર્મિક પ્રવૃત્તિઓનો અથ ઇતિ હેવાલ જાણવા તત્પર રહો. હવે પછીના પ્રકરણમાં તે વ્યવસ્થિત રજૂ થયેલ છે.



પણ એમ બતાવે છે કે આજથી ૨૨૦૦ વર્ષ પહેલાં તુલગાપીઅમ્ નામનું તામીલ ભાષાનું જે વ્યાકરણ લખાયું, તેના લેખક તુલગાપીઅર નામના એક જૈન ગ્રંથકાર હતા. તે જ રીતે વિક્રમની પાંચમી સદીમાં લખાયેલા ચિન્તામણિ કાવ્યના રચનાર તિરતક દેવર પણ જૈન હતા અને સાતમી સદીમાં લખાયેલા ચૂલામણિ કાવ્ય તથા જીવસંબોધિની તત્ત્વગ્રંથના રચયિતા પણ જૈન હતા. વળી સિલપતિગારમ્, તિરુકુલમપગમ, યશોધર, નીલકેશી વગેરે કાવ્યોની રચનાનો યશ પણ જૈન સાહિત્યકારોના ફાળે જ જાય છે. ઉપરાંત તિરુકુરલ જેવો સર્વત્ર વંચાતો ધાર્મિક અને નૈતિક ઉપદેશ દેતો ગ્રંથ રચવાનું માન પણ પોયામુડીદેવર નામના એક જૈન ગ્રંથકાર જ ખાટી જાય છે. વળી તિરુમલૈ, તિરુનરુકુંડરમ્, સિદ્દલનિવાસ, શ્રમણમલૈ, સિદ્ધમલૈ, આણીમલૈ, વલ્લીમલૈ, કિલવહ્નવમલૈ, વઢાલમલૈ વગેરે પાર્વતીય ગુફાઓ અને પુડલતીર્થ, મૈલાપુર, કરેન્દે, ( અકલંકવસતિ ) તિરુપતિકુંડરમ્, પુંડી, ઐરંગુલમ્, તંઢુર, દીપગુંડી, પેરુમંઢુર, તંજાઉર, ચિતાપુર, પુન્નરમલૈ ( શ્રીકુન્દકુન્દાશ્રમ ) વગેરે તીર્થભૂમિઓ પણ એ જ વાતનું સૂચન કરે છે.

આ વિહારમાં આરકોનંની મોટી સંખ્યા સાથે હતી, સાહમ્મિવચ્છલ ખૂબ ભાવથી થયું હતું અને રોજ પચાશ જેટલાં દીન-દુઃખીને જમાડવાનું ચાલુ હતું.

અહીં પણ બેન્ડ વગેરેથી સ્વાગત બહુ સારું થયું હતું અને ધર્મપ્રચારનું કાર્ય પૂર્વવત્ ચાલુ રહ્યું હતું. ઉપરાંત એક જાહેર પ્રવચન થયું હતું, તેનો જનતાએ સારો લાભ લીધો હતો.

દર્શનાર્થીઓ અનેક સ્થળેથી આવ્યા હતા, તેમને સમજાવવાનું કામ શબેતા મુજબ ચાલુ રહ્યું હતું.

## રાજકુલમાં શિકારીને પ્રતિબોધ

ત્યાંથી સૂરીશ્વરજી રાજકુલં પધારતાં સર્વ કાર્યો પૂર્વવત્ ચાલુ રહ્યાં હતાં. વિશેષ ઘટનામાં એક માણુસ બંદુક દ્વારા જીવહિંસા કરી રહ્યો હતો, તેને સાધુઓ સમજાવીને સૂરીશ્વરજી પાસે લઈ આવ્યા હતા. સૂરીશ્વરજીએ તેને પ્રેમપૂર્વક ઉપદેશ આપ્યો હતો અને જીવહિંસાથી થતાં નુકશાનો સમજાવ્યા હતાં. ત્યારે તેણે કહ્યું હતું: 'સ્વામી ! હું જાતે ખ્રિસ્તી છું અને આઠ વર્ષથી આ પ્રમાણે શિકાર કરીને મારા આઠ માણુસનાં કુટુંબનું ભરણપોષણ કરું છું. આ પ્રદેશમાં છેલ્લા કેટલાક વખતથી, વરસાદ મુદ્દલ વરસતો નથી, એટલે ખેતી થઇ શકતી નથી, તેથી મારે આ રીતે હિંસા કરવી પડે છે.' આખરે ખૂબ સમજાવ્યા પછી તેણે મહિનામાં દસ દિવસ જીવહિંસા નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી હતી અને બાકીના દિવસોમાં પણ બને ત્યાં સુધી હિંસા નહિ કરવાની ભાવના દર્શાવી હતી.




દર્શનાર્થીઓ સૂરીશ્વરજી તથા તેમના શિષ્યસમૂહને લળી લળીને પાયે પડ્યા અને સુખશાતા પૂછી ભાત-પાણીનો લાભ દેવાની વિનંતિ કરવા લાગ્યા. આ વખતે શૂલે પટાલંના સંઘે પોતાને ત્યાં પગલાં કરવાનો અતિશય આગ્રહ કર્યો, એટલે સહૃદયતાના સાગરસમા સૂરીશ્વરજીએ તેનો સ્વીકાર કરી એક માઇલ દૂર આવેલા શૂલે પટાલંને પાવન કર્યું.

**શૂલે પટાલંમાં થોડી સ્થિરતા**

ત્યાં સ્વાગત બહુ સુંદર થયું, દર્શન માટે ભારે ભીડ મચી અને વ્યાખ્યાનનો લાભ પણ ઘણો લેવાયો. બાદ માનવસમૂહને મોદ ઉપજાવનારા મોદકની પ્રભાવના થઈ અને પરમારાધ્ય પૂર્ણપુરુષની પૂજા પણ ખૂબ ઠાઠથી ભણાવવામાં આવી. ઉપરાંત કેટલાક મહાનુભાવો સાથે જૈન ધર્મના આચારવિચાર અંગે પણ ચર્ચા થઈ અને તેમનાં જીવનમાં ત્યાગ તથા તપશ્ચર્યાનાં મૂળ નંખાયાં. આ રીતે અહીંની થોડા સમયની સ્થિરતા પણ મોટા ઉપકારનું કારણ બની. અમે પાઠકગણને પૂછીએ છીએ કે 'લોહને સુવર્ણમાં રૂપાંતરિત કરવા માટે શું પારસમણિનો સ્પર્શ જ પૂરતો નથી ?'

સાયંકાળે સૂરીશ્વરજી પુનઃ દાદાવાડી પધાર્યા.

**દાદાવાડીમાં ભવ્ય સત્કાર-સમારંભ**

બીજા દિવસે સપ્તાશ્વની સવારી નભોમંડળમાં આગળ વધવા લાગી કે દાદાવાડીનો વિશાળ હૉલ જનસમુદાયથી ઉભરાઇ ગયો. તેમાં વ્યાપારીઓ પણ હતા અને વિદ્યા-કલા-ઉપાસકો પણ હતા. સામાજિક કાર્યકર્તાઓ પણ હતા અને રાજ્યની રક્ષા-વ્યવસ્થા કરનારા પણ હતા. વિવિધ કોટિના, વિવિધ ભૂમિકાના અનેક મનુષ્યો તેમાં દૃષ્ટિગોચર થતા હતા. મહિલાસમુદાય પણ મોટી સંખ્યામાં ઉપસ્થિત થયો હતો.

અહીં અમને એક વાત સ્પષ્ટ કહેવા દો કે ધર્મની આરાધના-ઉપાસનામાં જે સ્થાન પુરુષોનું છે, તે જ સ્થાન સ્ત્રીઓનું પણ છે અને તેથી જ સંઘનું નિર્માણ માત્ર સાધુ અને શ્રાવકથી નહિ, પણ સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા એમ ચાર અંગોથી થયેલું છે. હજી વધારે સ્પષ્ટ કહીએ તો ધર્મની આરાધના-ઉપાસના પુરુષો કરતાં સ્ત્રીઓ વિશેષ પ્રમાણમાં કરે છે, અન્યથા સાધુઓ કરતાં સાધ્વીઓની અને શ્રાવકો કરતાં શ્રાવિકાઓની સંખ્યા અધિક કેમ હોય ? અને એથી પણ વધારે સ્પષ્ટ કહીએ તો આપણા આજના ઉત્સવો અને અનુષ્ઠાનોમાં ખરી શોભા જ સ્ત્રીઓની હોય છે. તાત્પર્ય કે તેમની હાજરી બાદ કરીએ તો પૂર્ણાંકનો પોણો ભાગ ઊડી જાય છે.

સમય થતાં સૂરીશ્વરજીએ મંગલાચરણ કર્યું અને દેવગુરુની અપાર અનંત શક્તિનો મહિમા પ્રકાશ્યો. ત્યારબાદ અહીંની અનેક સંસ્થાઓના પ્રમુખ શ્રીયુત લાલચંદજી ઢઢ્ઢાએ



# પ્રકરણ દશમું

## મદ્રાસનું યાદગાર ચાતુર્માસ

જ્યાં પુષ્પોનો પરિમલ હવામાં પ્રસરવા લાગ્યો કે ગુંજારવ કરતો ભ્રમરસમૂહ કોઇ પણ દિશામાંથી આવી પહોંચે છે અને મકરંદ ચૂસીને મત્ત બને છે. જ્યાં વૃક્ષો પર ફળો પાકવા માંડ્યા કે વિવિધ પ્રકારનાં પક્ષીઓ ગમે ત્યાંથી ઉતરી પડે છે અને મોટી મિજલસ જામી હોય તેવું દશ્ય ખડું કરે છે. તે જ રીતે જ્યાં ગોળ કે સાકરની કણીઓ વેરાવા લાગી કે કીડીઓનું કટક યેનકેન પ્રકારેણ ઉપસ્થિત થાય છે અને તેનો લાભ લીધે જ છૂટકો કરે છે. તો પછી ગુણભંડારસમા ગુરુરાજનું આગમન થતાં હજારો ભાવિક દર્શન માટે ઉમટી પડે એમાં આશ્ચર્ય શું ?

મહારાષ્ટ્રમાં જૈન ધર્મની જ્વલંત જ્યોતિ જગાવનારા, કર્ણાટકમાં પરમશ્રુતની પ્રકૃષ્ટ પ્રભાવના કરનારા અને તામીલનાડમાં શ્રમણભગવાન મહાવીરનો સંદેશો જોરશોરથી સંભળાવનારા સમર્થ શાસનપ્રભાવક શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ પોતાનાં ચાર શિષ્યરત્નો સાથે દાદાવાડી પધારી ગયા છે, એ સમાચારે સમસ્ત મદ્રાસના જૈનોમાં આનંદની અપૂર્વ ભરતી આણી. પુરુષો ત્વરાથી તૈયાર થયા, સ્ત્રીઓએ પણ ઝડપથી વસ્ત્રાભૂષણો ધારણ કરી લીધાં અને બાળકોએ પણ પોતાની સ્વભાવસુલભ મસ્તીમાં આવી સાથે ચાલવાની હઠ પકડી. આ રીતે થોડી જ વારમાં દર્શનાર્થીઓનો એક પ્રચંડ પ્રવાહ દાદાવાડી તરફ જોરથી વહેવા લાગ્યો.

સૂરીશ્વરજીએ મદ્રાસ પહોંચવા માટે ચૈત્ર-વૈશાખનો ભયંકર તડકો માથે લીધો હતો અને બીજી પણ અનેકવિધ કઠિનાઇઓ વેઠી હતી, એટલે પુદ્ગલનો રંગ અરુણની આભા જેવો લાગવાને બદલે વૃદ્ધ સંધ્યાની શ્યામલતા પ્રકટ કરતો હતો, પરંતુ હૃદયનો રંગ જરાયે બદલાયો ન હતો. તાત્પર્ય કે તે પૂર્વવત્ ચારુ ચંદ્રિકાસમી અતિશય ઉજ્જવલતાને ધારણ કરી રહ્યો હતો. આ સ્થિતિમાં સહુ સ્વસ્થ હોય, શાંત હોય, પ્રસન્નતાથી પરિપૂર્ણ હોય એ સ્વાભાવિક છે.

આજે મહાન્ સૌભાગ્યનો દિવસ છે કે એક પ્રખર વિદ્વાન્ જૈનાચાર્યનાં પુનિત પગલાં આ દ્રાવિડ પ્રદેશમાં થયાં છે. હું મદ્રાસમાં જન્મેલો છું, મેયર તરીકે પણ રહેલો છું અને હાલમાં પ્રધાન થયેલો છું, એટલે મદ્રાસની સમસ્ત પ્રજા તરફથી સ્વાગત કરવાનો હક ધરાવું છું. પૂજ્ય મહારાજશ્રી સેંકડો માઇલનો વિહાર કરીને આ પ્રદેશમાં પધાર્યા છે. તેમણે ગત ચાતુર્માસ બેંગલોરમાં કર્યું હતું અને ત્યાંની સમસ્ત પ્રજાએ તેમનો ખૂબ ખૂબ લાભ ઉઠાવ્યો હતો. તેઓશ્રીનાં લઘુ જીવનચરિત્ર પરથી મને જાણવા મળ્યું છે કે તેઓશ્રી ષડ્દર્શનમાં ભારે નિપુણ છે અને અદ્ભુત વક્તૃત્વશક્તિ ધરાવે છે. તેઓશ્રીનાં સાક્ષાત્ બ્રહ્મરૂપ પવિત્ર દર્શનથી મને જે આનંદ થયો છે, તેનું વર્ણન કરી શકતો નથી. હું મદ્રાસની તમામ પ્રજાને ભારપૂર્વક ભલામણ કરું છું કે આ સમર્થ જૈનાચાર્યની વિદ્વત્તાભરી વાણી અવશ્ય ધ્યાનપૂર્વક સાંભળે, હું પણ જ્યારે જ્યારે સમય મળશે, ત્યારે ત્યારે જરૂર તેમની વિશદ વાણીનો લાભ લઇશ. ફરી એક વાર આપ બધાની વતી તેઓશ્રીનો હાર્દિક સત્કાર કરું છું અને મારું વક્તવ્ય સમાપ્ત કરું છું.'

શ્રીમાન્ ઉદ્યોગમંત્રીનું આ સત્કાર-પ્રવચન જૈન ધર્મ તથા જૈન સંસ્કૃતિને ભવ્ય અંજલિ આપનારું હતું, તેથી સકળ સંઘને આનંદ થાય તે સ્વાભાવિક છે, પરંતુ વિશેષ આનંદ એટલા માટે થયો કે તે આપણા અનેક નવયુવકોની આંખ ઉઘાડનારું હતું કે જેઓ ધાર્મિક સિદ્ધાંતો વિષે શંકાશીલ બની જાતજાતના તર્કો કરે છે અને વાતાવરણ વિષમતાભર્યું બનાવે છે.

ત્યારબાદ સૂરીશ્વરજીએ ધીર ગંભીર વાણીથી વ્યાખ્યાન આપતાં જણાવ્યું કે—જે મહાપુરુષે માત્ર ભારતવર્ષની પ્રજા ઉપર જ નહિ પણ જગતના તમામ જીવો ઉપર મહાન્ ઉપકાર કર્યો છે, તે શ્રમણ ભગવાન મહાવીરનો સંદેશો સંભળાવવા માટે અમે અહીં આવ્યા છીએ, એટલે તમે જે સત્કાર કરો છો તે એ મહાપુરુષને ઘટે છે, એમ અમે માનીએ છીએ. તમે એ સંદેશો ધ્યાનપૂર્વક સાંભળવાની જે ઇચ્છા પ્રકટ કરી, તેથી અમને આનંદ થયો છે. એ મહાપુરુષ આપણને સ્પષ્ટ શબ્દોમાં જણાવે છે કે—જો જીવનને આદર્શ બનાવવું હોય તો મૈત્ર્યાદિ ચાર ભાવનાઓ અવશ્ય કેળવો.

**मैत्री सकलसत्त्वेषु, प्रमोदो गुणशालिषु ।**
**माध्यस्थ्यमविनेयेषु, करुणा सर्वदेहिषु ॥**

પ્રાણી માત્ર પ્રત્યે મૈત્રી એ પ્રથમ ભાવના છે. જે બીજા જીવોને મિત્ર માને, તેને કદી મારે ખરો ? અરે ! તેનું અંતરથી પણ બૂરું ઇચ્છે નહિ, તો મારવાની વાત જ ક્યાં રહી ? તે **वसुधैव कुटुम्बकम्** એટલે આખું જગત મારું કુટુંબ છે, એમ માનીને

ઊભા થઈને જણાવ્યું કે 'મદ્રાસ શહેરનાં મહાભાગ્યે આજે પચીશ પચીશ વર્ષનાં વ્હાણાં વાયા બાદ એક શાસ્ત્રવિશારદ સમર્થ જૈનાચાર્યની પધરામણી થઈ રહી છે, એથી અમને અત્યંત આનંદ થાય છે. તેઓશ્રીએ કઠિન વિહાર કરી, દૂર દૂરના પ્રદેશમાં વિચરી, જૈન–જૈનેતર જનતા ઉપર અથાગ ઉપકાર કરતાં અહીં સુધી પધારવાનો જે પરિશ્રમ ઉઠાવ્યો છે, તેને વારંવાર ધન્યવાદ આપું છું. હવે મારો આપ સહુને એક જ અનુરોધ છે કે તેમની અમૂલ્ય વાણીનો લેવાય તેટલો લાભ લ્યો અને જીવનને સાર્થક કરો. ખરેખર! આવી અણમોલ તકો જિંદગીમાં ફરી ફરીને મળતી નથી.'

ત્યારબાદ મદ્રાસના જાણીતા સમાજસેવક અને આંધ્ર કોંગ્રેસ કમિટીના પ્રમુખ શ્રીયુત રીખવદાસજી જૈને પ્રાસંગિક વિવેચન કરતાં જણાવ્યું કે 'એક બગીચાનાં વૃક્ષોની સુંદરતાને આપણે નજરે નિહાળી શકીએ છીએ, પણ તેનાં મૂળને નિહાળી શકતા નથી. અહીં વિચારવાનું એ છે કે વૃક્ષોને આ સુંદરતા મૂળ વિના પ્રાપ્ત થાય ખરી? જો મૂળ છે તો સ્કંધ છે, સ્કંધ છે તો શાખા છે, શાખા છે તો ઉપશાખાઓ છે અને ઉપશાખાઓ છે તો પત્ર, પુષ્પ તથા ફલની ઉત્પત્તિ છે, એટલે વૃક્ષની શોભા મૂળને આભારી છે, એમાં કોઈ શંકાને સ્થાન નથી. આ જ સ્થિતિ ધર્મ પરત્વે છે. સંસારમાં જે રિદ્ધિ–સિદ્ધિ તથા અમન–ચમન દેખાય છે, તેનું મૂળ ધર્મ છે. તેના પ્રતાપે જ સહુ લીલાલહેર કરે છે. અને તે જ કારણે અનાદિ કાળથી રાજા–મહારાજાઓ તેનું સન્માન કરતા આવ્યા છે અને આજે પણ કરી રહ્યા છે. આપણા સન્માનનીય ઉદ્યોગમંત્રી શ્રીમાન્ યુ. કૃષ્ણરાવ આજે એ જ કારણે અહીં ઉપસ્થિત થયા છે, એ જોઈને મને અત્યંત હર્ષ થાય છે. હવે તેઓશ્રીને આ વિષયમાં પોતાનું વક્તવ્ય શરૂ કરવાની વિનંતિ કરું છું.'

ત્યારબાદ ઉદ્યોગમંત્રી શ્રીમાન્ યુ. કૃષ્ણરાવે ઊભા થઈ પૂજ્યશ્રીને ભક્તિભાવથી પ્રણામ કર્યા બાદ હાર્દિક સ્વાગત કરતાં જણાવ્યું કે 'હું જૈન નથી, પણ જૈનધર્મને ખૂબ જ માનની દૃષ્ટિએ જોનારો છું. કારણ કે તેના સિદ્ધાંતો અતિ ઉચ્ચ કોટિના છે. અપરિગ્રહવાદ અને અહિંસા ઉપર જૈનધર્મે ઘણો જ ભાર મૂક્યો છે અને તેથી જ આજે આખા વિશ્વમાં તેની ભારે પ્રતિષ્ઠા છે. વળી જૈનધર્મ ઘણો પ્રાચીન હોવાનાં પ્રમાણો ઋગ્વેદ, ભાગવત આદિ ગ્રંથોમાં પણ મળી આવે છે. આ કાળના પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ થયા છે અને છેલ્લા તીર્થંકર શ્રી મહાવીર સ્વામી થયા છે. હું જે પ્રાંતમાંથી (દક્ષિણ કન્નડમાંથી) આ તરફ આવ્યો છું, તે પ્રાંતમાં મેં અનેક પ્રાચીન જૈન મંદિરો નિહાળ્યાં છે અને તિરુકુરલ આદિ તામીલ ગ્રંથોનું પણ અવલોકન કર્યું છે કે જેમાં જૈન ધર્મનું અપૂર્વ તત્ત્વજ્ઞાન ઠલવાયેલું છે.

એક મુસલમાને પોતાના છોકરાનાં લગ્ન કરવાં બીજા મુસલમાન સાથે સંબંધ બાંધ્યો. એને બે પુત્રો હતા. તેમાં મોટા છોકરાનું વેવિશાળ સામા મુસલમાનની મોટી છોકરી સાથે કર્યું. આ મુસલમાનને પણ બે છોકરીઓ હતી.

બે છોકરા લગભગ સરખા લાગતા હતા. ઉંમરમાં થોડોક જ ફરક હતો. રૂપ-રંગ-ઢંગ લગભગ મળતા હતા. તેના બાપે વિચાર કર્યો કે મોટો છોકરો સારો છે, એને તો સહુ છોકરી આપશે, પણ આ નાનો કાણો છે, એને નહિ આપે. વળી આપણામાં ઘોડે ચડે ત્યારે ફૂલેકું કરવાનો રિવાજ છે—આખું મુખ ફૂલોથી ઢાંકી દેવામાં આવે છે—એટલે કોને ખબર પડવાની કે આ ભાઇ કાણા છે? આમ વિચાર કરી કાણા છોકરાને ઘોડે ચઢાવવાનું નક્કી કર્યું. મુસલમાનની ભાવના બગડી. એ સમજે છે કે લગ્ન થયા પછી કંઇ થોડું જ ફરવાનું છે?

આ તરફ સામા મુસલમાનને પણ એવો જ વિચાર થયો. એની નાની છોકરી પગે લંગડી હતી. એણે વિચાર્યું કે સારીને તો સહુ કોઈ લેશે, પણ આ લૂલીનું શું? આપણામાં રિવાજ છે કે બાપ છોકરીને તેડીને ફેરા ફેરવે એટલે કોઇને ખબર પડશે નહિ. અને લગ્ન થયા પછી કોઈ થોડું જ ફરવાનું છે?

બંને મુસલમાનોએ પોતપોતાની યુક્તિ અજમાવી. લગ્ન થઇ ગયાં, એ વખતે છોકરાની મા મલકાણી. એના હરખનો પાર ન હતો. એણે બીજી બાઇઓ પાસે ગવડાવવા માંડ્યું કે 'મેરે કાણિયે બેટે જગ જીત લિયા!' આ બાજુ છોકરીની મા પણ ચૂપ બેસી રહે તેવી ન હતી. તેણે પણ પોતાના પક્ષની બાઇઓ પાસે ગવડાવવા માંડ્યું: 'જિતા જિતા અલ્લાજીકા નામ, બીબી પાઉંસે ચલે તબ જાનિયો.'

આ સાંભળી છોકરાના બાપે કહ્યું: 'તમારી દીકરીને જરા ચલાવોને?' જ્યાં દીકરીને ચલાવી કે એક પગ આકાશમાં ને બીજો પાતાળમાં. એ તો ખડ્ક ખડ્ક ચાલતી હતી. આ જોઇને છોકરાના બાપે કહ્યું: 'અરે મીયાં સાહેબ! આ તમે શું કર્યું! કરાર કોનો હતો અને પરણાવી કોને?' ત્યારે છોકરીના બાપે કહ્યું: 'એ તો ઠીક, પણ આપના દીકરાનું મોઢું દેખાડો તો?' જ્યાં મોઢું જોયું ત્યાં છોકરો કાણિયો. એટલે તેણે કહ્યું: 'અરે મીયાં સાહેબ! કરાર કયા છોકરાનો હતો? તમે તો કાણા છોકરાને ઘોડે ચઢાવી દીધો.' ત્યારે પેલો મુસલમાન શું બોલે? તેરી ભી ચૂપ અને મેરી ભી ચૂપ.

તાત્પર્ય કે બીજાનું બૂરું કરવાની ભાવના આપણાં હૃદયમાં ઘર કરે છે, ત્યાં




વર્તનારો હોય છે. આવો ભાવિતાત્મા કોઇની સાથે ટંટો-ફીસાદ કે લડાઈ-ઝઘડો તો કરે જ શાનો? આપણે બીજા જીવોને મિત્ર નથી માન્યા, તેના જ આ ઝઘડા છે. મિત્ર માને તો ઝઘડો શાનો? દુશ્મનાવટ કેવી? સામો બૂરું કરવા આવે, એનું પણ ભલું કરવાની ભાવના જાગે, કારણ એ સમજે છે કે-આ તો મારો મિત્ર છે. મૈત્રી ભાવના બરાબર આવી જાય તો આખી દિશા ફરી જાય, સ્વાર્થવૃત્તિ બિલકુલ ટળી જાય. બસ, મારું જ ભલું કરું, બીજાનું ગમે તે થાય, એવી તુચ્છ વૃત્તિ રહે નહિ.

પ્રશ્ન—તો વ્યવહાર ચાલે?

ઉત્તર—બરાબર ચાલે. આજે જે વ્યવહારો ચાલે છે, તે તમને સારા લાગે છે? જ્યાં ત્યાં ઝઘડા, ધમાલ, શસ્ત્રાસ્ત્રો તથા અણુબોંબ વગેરે વિનાશક સામગ્રી જોવામાં આવે છે, તે મૈત્રી ભાવના જીવનમાં વસી જાય તો જોવામાં આવે નહિ.

બીજી પ્રમોદભાવના દિલમાં વસે એટલે ગુણીજનોને જોઈ આનંદ થાય. હૈયું હર્ષથી નાચી ઉઠે. ઇર્ષ્યા કે અદેખાઇ ન થાય. 'જોયા હવે એ મોટા!' એવો બકવાદ જરૂર મટી જાય.

કોઇ આત્મા ક્રૂર, નિર્દય, દુરાચારી, દેવ-ગુરુનો નિંદક અને પોતાની જ બડાઇ માનનારો હોય એવા આત્માને સમજાવવા પ્રયત્ન કરવો. સમજાવવા છતાં પણ ન સમજતો હોય તો એની ઉપેક્ષા કરવી, એનું પણ ભલું થાય એ જ ભાવના સેવવી, પણ તિરસ્કાર ન કરવો, એ છે માધ્યસ્થ ભાવના.

જે આત્માઓ કર્મના ઉદયથી દુઃખી હોય, રોગ-શોકથી પીડાતા હોય, દરિદ્રી હોય, એવા આત્માઓ ઉપર કરુણા લાવવી, દયા રાખવી, એમનું દુઃખ દૂર થાય તેવા પ્રયત્નો કરવા, યથાશક્ય કરી છૂટવું. આ છે ચોથી કારુણ્ય ભાવના.

જો આ ચાર ભાવના હૃદયમાં રમતી હોય તો સમજી લ્યો કે તેનું કામ થઇ ગયું. ચાહે પછી ગૃહસ્થ હોય કે સાધુ હોય, પરમાત્માનાં કથન મુજબ ચાલે તો તેનું જીવન આદર્શ ગણાય. એમાં કસર, તેટલી જીવનમાં કસર.

આજના લડાઈ-ઝઘડાઓ અને મતભેદોનું કારણ એક જ છે કે શ્રી જિનેશ્વરદેવની વાણીને આપણે બરાબર અનુસરતા નથી. જો આદર્શ જીવન જીવવું હોય તો પરમાત્માની વાણી-આજ્ઞા મુજબ બરાબર વર્તવું પડશે.

કોઇનું બૂરું કરશો નહિ. બીજાનું બૂરું કરવા જતાં આપણું જ બૂરું થાય છે, એ વાતને હૃદયમાં ઠસાવી લ્યો. જે એકનાં મનમાં તે બીજાનાં મનમાં જરૂર આવી જાય છે.

અહીં શ્વેતામ્બર મૂર્તિપૂજકોનાં ૫ મંદિરો છે. તેમાંના ૨ મોટાં શિખરબંધ મંદિરો સાવકાર પેટમાં આવેલાં છે, ૧ મંદિર સૂલે વેપેરીમાં આવેલું છે, ૧ મંદિર ડાકછત્રમ દાદાવાડીમાં આવેલું છે અને ૧ મંદિર રેડહિલ્સ પાસે કેસરવાડીમાં આવેલું છે. તે સિવાય ૫ ઘરદહેરાસરો છે. (૧) ફુલચંદભાઇનું સાવકાર પેટમાં. (૨) ગોવિંદપ્પા સ્ટ્રીટમાં. (૩) શૂલે પટાલંમાં. (૪) સૌદા પેટમાં અને (૫) સેન્ટ થોમસ માઉન્ટમાં.

ઉપરનાં પાંચ મંદિરો સાથે ઉપાશ્રયો પણ છે. ઉપરાંત ગુજરાતીઓની શ્રી ગુજરાત જૈન વાડીનો ઉપયોગ પણ ઉપાશ્રય તરીકે થાય છે. સ્થાનકવાસીઓના ૨ ઉપાશ્રય છે, તે બંને સાવકારપેટમાં આવેલા છે.

દિગમ્બરોનું એક નાનું મંદિર ૬ સુબ્રહ્મણ્યમ્ મુદલી સ્ટ્રીટમાં આવેલું છે, તેની સાથે ધર્મશાળા પણ છે.

અહીં મૂર્તિપૂજકોની મારવાડી છોકરાઓની, મારવાડી છોકરીઓની તથા ગુજરાતીઓની એમ ત્રણ પાઠશાળા ચાલે છે અને સ્થાનકવાસીઓની એક પાઠશાળા ચાલે છે. ઉપરાંત વ્યાવહારિક કેળવણી માટે એક પ્રાથમિક શાળા મામ્બલમમાં, એક હાઇસ્કૂલ સાવકાર પેટમાં અને એક કોલેજ મામ્બલમમાં ચાલે છે. પ્રાથમિક શાળા સાથે મોટા વિદ્યાર્થીઓને રહેવાની સગવડ પણ કરેલી છે અર્થાત્ એક છાત્રાલય પણ ચાલે છે.

સને ૧૯૨૬માં પૂજ્યપાદ શ્રી વિજય ગંભીરસૂરીશ્વરજી મહારાજ અહીં આવેલા, ત્યારે તેમની પ્રેરણાથી શ્રી વિજયલબ્ધિસૂરિ લાયબ્રેરી સ્થપાયેલી, તે પછીથી જૈન મીશન સોસાયટી હસ્તક ગયેલી, તેમાં અંગ્રેજી, સંસ્કૃત, હિંદી, તામીલ અને ગુજરાતી ભાષાનાં મળી ૫૦૦૦ જેટલાં પુસ્તકો છે અને તેનો લાભ સારા પ્રમાણમાં લેવાય છે.

જૈન મીશન સોસાયટી સંગીત મંડળી, શ્રી ચંદ્રપ્રભુ સંગીત મંડળી તથા બેન્ડ પાર્ટી તથા બીજી બે સંગીત મંડળીઓ મળી કુલ ચાર સંગીત મંડળીઓ ચાલે છે.

સને ૧૯૫૦માં શ્રી જૈન મેડીકલ રીલીફ સોસાયટી સ્થપાયેલી તે ઉત્તરોત્તર પ્રગતિ કરી રહેલી છે. આજે તેના હસ્તક શહેરના જુદા જુદા ભાગમાં ૭ દવાખાનાં અને એક પ્રસૂતિગૃહ ( મેટરનીટી હોસ્પીટલ ) ચાલે છે.

દયાસદનમાં ૫૦૦ જેટલાં લૂલા, લંગડા, અપંગ વગેરેને ખાવા–પીવા તથા રહેવાની સગવડ અપાય છે.

પૂજ્યપાદ શ્રી વિજયગંભીરસૂરીશ્વરજી મહારાજે અહીંના ચાતુર્માસ દરમિયાન જીવદયાનો પ્રચાર કરવાના હેતુથી ' સાઉથ ઇન્ડિયન હ્યુમેનિટેરિયન લીગ ' સ્થાપેલી તે જીવદયાના વિવિધ ક્ષેત્રોમાં સુંદર કામ કરી રહી છે.





સામાનાં હૃદયમાં પણ એ જ ભાવના ઉત્પન્ન થાય છે, માટે કોઈનું પણ બૂરું કરવાની ભાવના રાખો નહિં.

બાદ સર્વ મંગલમાંગલ્યં બોલતાં સત્કાર-સમારંભ પૂર્ણ થયો હતો.

બપોરે ત્યાં નવકારસીનું જમણ થયું હતું અને પૂજા પણ ખૂબ ભાવથી ભણાવવામાં આવી હતી. દર્શનાર્થીઓનો પ્રવાહ આખો દિવસ એક સરખો ચાલુ રહ્યો હતો.

મદ્રાસ શહેર

મદ્રાસ રાજ્યધાનીનું મુખ્ય શહેર છે, ભારતમાં બીજા નંબરનું બંદર છે અને મુંબઈની માફક પચરંગી પ્રજાથી વસેલું છે. બૃહદ્ મદ્રાસ ઉત્તર-દક્ષિણ ૨૦ માઈલ અને પશ્ચિમમાં ૪૦ માઈલ એટલે ચંગલપેટ તથા અરકોણમ સુધી વિસ્તાર પામેલું છે. સને ૧૯૫૪-૫૫ની વસ્તી ગણના-અનુસાર તે ૧૪,૧૬,૦૫૬ મનુષ્યોની વસ્તી ધરાવે છે.

અહીં સરકારી કોર્ટ-કચેરીઓ, મદ્રાસ યુનિવર્સિટી, વિવિધ પ્રકારની કૉલેજો તથા હાઈસ્કૂલો, કલબો, મ્યુઝિયમ, પ્રાણીસંગ્રહસ્થાન, મંદિરો, ચર્ચો તથા નાનાં મોટાં અનેક કારખાનાંઓ દર્શનીય છે. ખાસ કરીને સુંદર દરિયા માટે તે જગપ્રસિદ્ધ છે. એથી અઢી માઈલનો તેનો કિનારો સુંદર રીતે બાંધેલો છે, ત્યાં સવારથી મોડી રાત સુધી હજારો મનુષ્ય ફરવા આવે છે. અડિયારમાં થિયોસોફિકલ સોસાયટીનું કેન્દ્ર છે, ત્યાં સર્વ ધર્મોના પ્રતીક રજૂ કરતું મંદિર, વિશાળ વડ તથા પુસ્તકાલય વગેરે ખાસ જોવા લાયક છે. બાજુમાં શ્રીમતી રુક્મિણી દેવીથી સંચાલિત થતું કલાક્ષેત્ર છે, તે ભારતીય નૃત્યની સુંદર તાલીમ આપે છે.

અહીં જૈનોની કુલ વસ્તી ૧૦૦૦૦ જેટલી છે. તેમાં શ્વે. મૂર્તિપૂજકો ૫૦૦૦, સ્થાનકવાસી ૪૦૦૦, તેરાપંથી ૫૦૦ અને દિગમ્બર ૫૦૦ હોવાનો અંદાજ છે. પ્રદેશની અપેક્ષાએ જોઇએ તો મોટી સંખ્યા મારવાડીઓની છે. તેમની અહીં લગભગ ૫૦૦ દુકાનો છે, જે મુખ્યત્વે ધીરધાર, કરિયાણું, સ્ટેશનરી અને બંગડીનો વેપાર કરે છે. ગુજરાતી જૈનોની વસ્તી આશરે ૩૨૦૦ મનુષ્યોની છે, જેમાં ૧૫૦૦ સૌરાષ્ટ્રના વતની છે, ૮૦૦ કચ્છના વતની છે, ૭૦૦ પાલણપુરના વતની છે અને બાકીના ૨૦૦ ગુજરાતના જુદા જુદા ભાગોમાંથી આવીને વસેલા છે. તેમનો મુખ્ય વ્યાપાર હીરામોતી, સાયકલ તથા કાપડનો છે. પાલણપુરી ભાઇઓ મુખ્યત્વે હીરામોતીનું જ કામ કરે છે.

આ બધા જૈનો મોટા ભાગે જ્યોર્જ ટાઉનમાં સાવકાર પેટ, નારાયણ મુદલી સ્ટ્રીટ, ગોવિન્દપ્પા નાયક સ્ટ્રીટ, પેરુમલ મુદલી સ્ટ્રીટ આદિ લતાઓમાં સાથે જ રહે છે.

જગદ્દગુરુનો જય હો.' બીજા બોર્ડમાં લખ્યું હતું કે 'વિશ્વને પવિત્રતાનું પાન કરાવનારા ત્યાગી સાધુ અમર રહો.' ત્રીજા બોર્ડમાં લખ્યું હતું કે 'જૈનશાસન જયવંતું છે.' ચોથા બોર્ડમાં લખ્યું હતું કે 'ક્ષમા એ જ વીરનો ધર્મ છે.' પાંચમા બોર્ડમાં લખ્યું હતું કે 'સમર્થ શાસનપ્રભાવક શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજનું અમે હાર્દિક સ્વાગત કરીએ છીએ.' છઠ્ઠા બોર્ડમાં લખ્યું હતું કે 'અહીં જૈનાચાર્ય શા માટે પધાર્યા છે? શાંતિનો સંદેશ આપવા, સંસ્કૃતિનું ભાન કરાવવા, જનતાનો ઉદ્ધાર કરવા!' આ રીતે દરેક બોર્ડ નવી નવી શબ્દરચનાઓથી સુશોભિત હતું અને મંત્રવાદીની જેમ રસ્તે જનારા–આવનારાઓને થંભાવી દેતું હતું.

જે લોકો વારંવાર એવું લખે–બોલે છે કે 'શબ્દોના સાથિયા પૂરવાથી કંઈ વળતું નથી.' તેમને અમારે એટલું જ કહેવાનું કે શબ્દોની ચમત્કારિક શક્તિ નજરે નિહાળવી હોય તો ભલા થઈને અહીં આવો અને ઉપસ્થિત માનવમેદનીનું નિરીક્ષણ કરો. જુઓ પેલો મનુષ્ય મુખ પર મુષ્ટિ રાખીને ક્યારનો ઊભેલો છે, એટલે લાગે છે કે તે વિચારોનાં વમળમાં પડેલો છે. જુઓ પેલા મનુષ્યે બંને હાથની મૂઠીઓ વાળી હડપચી નીચે રાખેલી છે, એટલે લાગે છે કે તે કંઈક ગંભીર ચિંતન કરી રહ્યો છે. વળી જુઓ, પેલા મનુષ્યે નાસિકાના અગ્રભાગ ઉપર તર્જની આંગળી રાખેલી છે અને મસ્તકને સ્કંધ ભણી નીચું નમાવેલું છે, એટલે લાગે છે કે તેનાં મનમાં ભૂતકાળનાં સ્મરણો તાજાં થઈ રહેલાં છે. અને પેલો ઠીંગુજી ક્યારનો મુખ મલકાવી રહ્યો છે તથા બંને હાથની કાખલીઓ કૂટાવી રહ્યો છે, એટલે લાગે છે કે તેને આમાં ભારે મજા પડી છે. પરંતુ પેલા દુંદાળા મહાશય હાથમાં છત્રી લઈને વારંવાર શું બતાવી રહ્યા છે? લાગે છે કે તેઓ કોઈ ચોક્કસ વસ્તુનો નિર્દેશ કરી રહ્યા છે. આ બાજુ તાડના ત્રીજા ભાગ જેટલા ઊંચા એક મહાનુભાવ કોઈની સાથે તીવ્ર ચર્ચા કરી રહ્યા છે, એટલે લાગે છે કે તેમનું મન તર્કના તોફાને ચઢયું છે અને વિશિષ્ટ સમાધાનની અપેક્ષા રાખે છે. તેની નજીકમાં **अङ्गं गलितं पलितं मुण्डं दशनविहिनं जातं तुण्डं** વાળા એક વૃદ્ધ પુરુષ લાકડીના ટેકે ઊભેલા છે અને તેમની આસપાસ જુવાનિયાઓનું જૂથ ખડખડાટ હાસ્ય વેરી રહેલું છે, એટલે લાગે છે કે તેઓ આ પ્રસંગને અનુરૂપ શિખામણના બે શબ્દો કહી રહેલા છે. વળી જુઓ પેલા કાબરચિતરા વેશવાળા પાંચ–સાત મનુષ્યો ઘણા વખતથી પ્રસન્નચિત્તે વાતો કરી રહ્યા છે, એટલે લાગે છે કે તેઓ આજના પ્રસંગ પર પ્રશંસાનાં પુષ્પો ચઢાવી રહેલાં છે. આ રીતે શબ્દના સાથિયા બીજા પણ અનેક અવનવા ભાવો ઉત્પન્ન કરી રહેલા છે, તો તેનાથી કંઈ વળતું નથી, એવા શબ્દો કેમ લખી–બોલી શકાય? અમે તો આગળ




જૈન મીશન સોસાયટી આજથી પચીસ વર્ષ પહેલાં શ્રી ઋષભદાસજી વગેરેના પ્રયત્નથી સ્થપાયેલી તે દુષ્કાલ, ભૂકંપ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ વગેરે આફતના પ્રસંગે સેવા બજાવતી રહી છે, વિદ્યાભ્યાસમાં ઉત્તેજન આપતી રહી છે, જૈન સંસ્કૃતિનો પ્રચાર કરવા માટે વ્યાખ્યાનમાલાઓ યોજતી રહી છે તથા સમય-સંયોગાનુસાર પુસ્તક કે પ્રકાશનનું કામ પણ કરી રહેલી છે. Jainism by Herbert Warren, Jainism and Buddhism by Brahmchari Shital Prasadji, Jain Philosophy by Mohanlal Mehta વગેરે તેનાં મુખ્ય પ્રકાશનો છે.

ઉપર જણાવેલ પ્રાથમિક શાળા, પુસ્તકાલય તથા સંગીતમંડળી વગેરે તેના હસ્તક ચાલી રહેલાં છે.

ગુજરાતી જનતાની સામાન્ય સંસ્થાઓમાં ગુજરાતીમંડળ, ગુજરાતી સ્ત્રીમંડળ, ગુજરાતી યુવકમંડળ, જૈન મહિલાસંઘ વગેરે ગણનાપાત્ર છે. ગુજરાતી સ્ત્રીમંડળ તથા જૈન મહિલાસંઘમાં સીવણ તથા ભરતગુંથણના વર્ગો ચાલે છે તથા નાનકડાં પુસ્તકાલયો પણ છે. તે સિવાય ગુજરાતી કન્યાશાળા ચાલે છે, તેમાં પ્રાથમિક શિક્ષણથી હાઈસ્કૂલ સુધીનું શિક્ષણ અપાય છે. એક ગુજરાતી સહાયકારી દવાખાનું તથા પ્રસૂતિગૃહ પણ ચાલે છે, તેનો લાભ સારા પ્રમાણમાં લેવાય છે.

મદ્રાસ શહેરનો આટલો પરિચય કરી લીધા પછી હવે આપણે પૂજ્યશ્રીના પુરપ્રવેશ તરફ નજર દોડાવીશું.

**અનુપમ પુરપ્રવેશ**

જેઠ સુદિ ૧૦ તા. ૨૨-૬-૫૩ નો દિવસ પુરપ્રવેશ માટે નક્કી થયેલો હોઇ વહેલી સવારથી જ સાવકાર પેટ તથા તેની આસપાસના લતાઓમાં ભારે ધમાલ મચી ગઇ હતી. વિવિધ વસ્ત્રાભૂષણમાં સજ્જ થયેલા સ્ત્રી-પુરુષોનાં ઉત્સાહી યૂથ અહીંતહીં નજરે પડતાં હતાં અને ગણવેશ ધારણ કરેલા સ્વયંસેવકોની ટૂકડીઓ પણ ઝડપથી અવરજવર કરી રહી હતી.

શૂલે પટાલંથી સાવકાર પેટ સુધીના સર્વ માર્ગો પર કલામય કમાનો ખડી થઇ ગઇ હતી અને ઠેરઠેર રંગબેરંગી ધજાપતાકાઓની પંક્તિઓ નજરે પડતી હતી. વળી કેટલાંક ઠેકાણે લાલ કપડાનાં મનોહર બોર્ડો લટકી રહ્યાં હતાં અને હિંદી, તામીલ તથા અંગ્રેજી ભાષાનાં સુવર્ણાક્ષરોવડે સૂરીશ્વરજીનાં શુભાગમનનો સંકેત કરી રહ્યાં હતાં. તેમાંનાં એક બોર્ડમાં લખ્યું હતું કે 'અહિંસા અને અનેકાન્તનો સંદેશો આપનાર




જે ઝડપથી આપણને પ્રવાસ કરાવે છે તથા આપણા નાના મોટા બોજા ઉચકી સહાયભૂત થાય છે, તેને જ અંજલિ આપો.

ત્યારપછી શસ્ત્રબદ્ધ શિખો શિસ્તનું સ્મરણ કરાવી રહ્યા હતા અને બેન્ડના સુંદર સરોદો પ્રસ્તુત પ્રસંગની મંગલમયતાને ફરી ફરી મનમાં ઠસાવી રહ્યા હતા. તે પછી જરીના જાજરમાન પોશાકમાં સજ્જ થયેલી કુમારોની એક મંડળી સુંદર શણગારેલી મોટરમાં નૃત્ય કરી રહી હતી. તેમાં ગીત તથા વાજિંત્રનો પણ સુભગ સંયોગ થયેલો હતો, એટલે સંગીતકલા પોતાનું સ્વરૂપ પૂર્ણપ્રભાથી પ્રકાશી રહી હતી. આપણા ઉત્સવોમાંથી સંગીતનું તત્ત્વ ખેંચી લઇએ તો બાકી શું રહે ? અમને લાગે છે કે એ સંયોગોમાં ઉત્સવની સ્થિતિ કાળજું કાઢી લીધેલા મનુષ્ય જેવી થાય કે જે ગમે તેવું ભોજન કરવા છતાં તેનો રસ બનાવી શકતો નથી અને શરીરની સાત ધાતુઓમાંની કોઇ પણ ધાતુને પુષ્ટ કરી શકતો નથી.

તેની પાછળ લાલ બનાતના ગણવેશમાં સજ્જ થયેલા છડીદારો ચાલતા હતા, તે રક્તરંગની જેમ જનતાનું વશીકરણ કરતા હતા. પછી સુપ્રસિદ્ધ બે બેન્ડો વિવિધ વાજિંત્રો વગાડીને ઉત્સવના આનંદમાં અભિવૃદ્ધિ કરી રહ્યા હતા અને દૂર રહેલા લોકોને ત્વરાથી સમીપ આણી રહ્યા હતા.

ત્યાર પછી જેમનાં આગમન નિમિત્તે આ ઉત્સવ ઉજવાઇ રહ્યો હતો, તે સૂરીશ્વરજી પોતાના શિષ્યસમૂહ સાથે ધીર-ગંભીર ચિત્તે ધીમાં પગલે ચાલી રહ્યાં હતાં અને હજારો હૈયાંને અમૃતનો આસ્વાદ આપી રહ્યા હતા. ઘણાં નેત્રો તેમને ફરીફરીને નિરખવામાં અધિક આનંદ માનતા હતા, ઘણા હસ્તો તેમને પુનઃ પુનઃ વંદન કરવામાં નિજ ગૌરવ અનુભવતા હતા.

તેમની પાછળ ભક્તિની ભવ્યતા દર્શાવતો, સેવાની સુગંધ પ્રકટાવતો, દાન-દયાદિ અનેક ગુણોથી અલંકૃત શ્રાદ્ધસમૂહ ચાલતો હતો અને બાજુમાં રહેલા સૌજન્યસુપેત વ્યવહારવિશારદ નામીચા નાગરિકોને આજના ભવ્ય પ્રસંગનું રહસ્ય સમજાવતો હતો. તેમની પાછળ મધ્યમ વર્ગના હજારો મનુષ્યો હોંશભેર ચાલતા હતા કે જેમણે આવો અદ્ભુત પુરપ્રવેશ જીવનમાં પહેલી વાર જ જોયો હતો અને તે કારણે પોતાની જાતને કૃતકૃત્ય માનતા હતા.

છેવટે સ્વયંસેવકો અને પોલિસદળની પૂરતી રક્ષા પામેલો મહિલાસમુદાય ચાલી રહ્યો હતો કે જેણે સુવર્ણ, મોતી અને હીરાના અલંકારો સજવામાં સાત અને આઠ

વધીને એ કહેવા તૈયાર છીએ કે શબ્દશક્તિ અચિંત્ય છે, અગાધ છે, કોઈ તેનો પૂરો પાર પામી શકે તેમ નથી. તે મનુષ્યનાં મનને પૂરેપૂરું મોહિત કરવાની તાકાત ધરાવે છે અને લાખો માઇલ દૂર રહેલી વસ્તુનો ભેદ નિમિષમાત્રમાં પ્રકટ કરી શકે છે. મંત્રશાસ્ત્રનાં તમામ ગૂઢ રહસ્યો તેને આધીન છે અને વ્યવહારની સર્વ વ્યવસ્થા પણ તેના પર જ નિર્ભર છે.

સ્વાગતની તૈયારીઓ ઘણા દિવસથી થઇ રહી હતી. સૂરીશ્વરજીનો ટૂંક જીવન-પરિચય આપતાં હિંદી, તામીલ અને અંગ્રેજી હસ્તપત્રો હજારોની સંખ્યામાં વહેંચાયાં હતાં. વળી આગલા દિવસે ખાસ પત્રિકા બહાર પાડી સર્વે જૈન ભાઈ-બહેનોને આ ઉત્સવમાં સામેલ થવાનું જાહેર આમંત્રણ આપવામાં આવ્યું હતું, એટલે સ્વાગતના સમયે માનવમહેરામણ ઉછળવા લાગ્યો હતો. જાણે કોઇ જાહેર તહેવાર કે રાષ્ટ્રીય ઉત્સવની ઉજવણી થઈ રહી હોય, એવું દૃશ્ય નજરે પડતું હતું. રસ્તા પરનો બંદોબસ્ત જાળવવા માટે સ્વયંસેવકો તથા પોલિસની ટુકડીઓ ભારે જહેમત ઉઠાવી રહી હતી પણ એ કામ તેનાં ગજા ઉપરાંતનું પુરવાર થયું હતું.

સેંકડો ભાવિકોથી પરિવરેલા સૂરીશ્વરજી શિષ્યસમૂહ સાથે શૂલેપટાલ આવી પહોં-ચતાં સામૈયાની શરૂઆત થઇ હતી. અહા! કેવું હતું એ અદ્ભુત દૃશ્ય! મોખરે અનેક-વિધ આભૂષણોથી અલંકૃત થયેલા બે ગજરાજ શોભતા હતા. પછી જરીથી ભરેલું લાલ મખમલનું મેઘાડંબર (છત્ર) પોતાનો પ્રભાવ દર્શાવી રહ્યું હતું. પછી સુવર્ણાલંકારોથી શોભતા પાસવાનોએ પકડેલા કોતલ ઘોડાઓ હર્ષભર્યો હેષારવ કરી રહ્યા હતા. તેની પાછળ ઘુઘરમાળથી ધમધમતા અને રેશમી રંગીન ઝુલોથી મનોહર લાગતાં ઊંટોની હાર ચાલતી હતી. કોઈ કવિએ કહ્યું છે કે 'ઊંટનાં અઢારે વાંકાં' પણ કેટલીક વખત વક્રતા પણ સૌંદર્યને ધારણ કરે છે. જો ભામિનીની ભ્રમરો વક્ર ન હોત તો મુખમંડળ આટલું સુંદર લાગત ખરું? જો ચંદ્રમા ચાર ખૂણાનો હોત તો? તેના પરીઘની સર્વ રેખાઓ વક્રાકાર છે, માટે જ તે આટલો મનોહર લાગે છે. જરા મેઘધનુષ્ય સામે પણ નજર કરો. ત્યાં પણ વક્રતાની જ બલિહારી છે; માટે વક્રતાનાં કારણે કોઇ ઊંટને નિંદશો નહિ. કેટલાક કહે છે કે 'ઊંટનાં અંગો વાંકાં ભલે રહ્યાં, પણ એ જ્યાં ઊભા હોય ત્યાં નાક–હોઠ હલાવ્યા જ કરે છે, તે જરાયે સારું લાગતું નથી.' જો વાત એમ જ હોય તો આપણા સારા ગણાતાં અનેક માણસો વાતવાતમાં નાકનું ટીચકું ચડાવે છે અને પાનપટ્ટીના પ્રયોગથી પોતાના હોઠો નિરંતર હાલતાં જ રાખે છે, તેનું કેમ? માટે ઊંટોની ખોડ શોધવાનું મૂકી દઈ તેના ભલા ભોળા સ્વભાવની પ્રશંસા કરો અને તે




વગર કારખાનાં ચલાવ્યે, વગર પેઢી ચલાવ્યે તેમની બેન્કબેલન્સમાં આટલા પૈસા બોલે ક્યાંથી? મહાજનોને તો ચળવળખોરોએ નકામા નિંદ્યા છે અને જાતજાતના ને ભાત-ભાતના કાયદાઓ કરી તેમને લૂંટી લેવામાં કોઈ મણા રાખી નથી. કુદરત આ બધું સાંખી કેમ લેશે?'

કેટલાક ડાહ્યા માણસો આ બધાને ટૂંકમાં જ ઉત્તર આપતા હતા કે 'ભાઈઓ! ધીરજ ધરો. બધું વાજતું ગાજતું માંડવે આવશે. પણ સત્તા આગળ શાણપણ ચાલતું નથી, માટે જોઈ-વિચારીને ચાલો. બધાની સાથે મેળ રાખવામાં જ માલ છે. સંત કવિ તુલસીદાસજીએ સાચું જ કહ્યું છે કે—

तुलसी यह संसारमें, भात भात के लोग।
सब से हिलमिल चालिये, नदी नाव संजोग॥

એક જ ઘટના મનુષ્યનાં મન પર જુદી જુદી કેવી અસર કરે છે, તેનો આ નમૂનો છે. એટલે જ અપેક્ષાવાદ અસ્તિત્વમાં આવ્યો છે અને કોઈ પણ વસ્તુનું સાચું મૂલ્યાંકન કરવું હોય તો અનેક દૃષ્ટિબિંદુઓને લક્ષમાં લેવા જોઈએ, એવો સિદ્ધાંત સ્થાપિત થયેલો છે.

અહીં એક વસ્તુની સ્પષ્ટતા કરવી ઉચિત ગણાશે કે આવી ચર્ચા અને આવા અભિપ્રાયો અહીં પ્રકટ થઈ રહ્યા હતા, પણ તેનું પ્રમાણ સાગરમાં ગાગર જેટલું હતું, કારણ કે લોકોનો મુખ્ય રસ તો સામૈયાની શોભા નિહાળવામાં જ કેન્દ્રિત થયેલો હતો અને તે પ્રતિપળે વિશેષ ને વિશેષ વૃદ્ધિ પામી રહ્યો હતો. કેમેરાની ચપળ આંખોએ આ પ્રસંગનાં જે દૃશ્યો ઝડપી લીધાં છે, તે એમ બતાવે છે કે આ પ્રસંગે હાટો, વાટો, ઑારા અને ચકલા ઉપરાંત પ્રત્યેક મકાનની અટારીઓ અને અગાસીઓ પણ મનુષ્યોથી ઉભરાઈ ગઈ હતી અને ઉત્સાહ તથા આનંદનાં અપૂર્વ દૃશ્યો ખડાં કરી રહી હતી.

ગોવિંદપ્પા નાયક સ્ટ્રીટ, ચાયના બજાર તથા સાવકારપેટમાં ૧૨૫ થી ૧૫૦ જેટલી ગહુંલીઓ થઈ હતી. બાદ સામૈયું નવા મંદિરે ઉતર્યા પછી સૂરીશ્વરજીએ તેના વિશાળ હૉલમાં પ્રવચન કર્યું હતું અને શ્રીફળની પ્રભાવના લઈ સહુ પોતપોતાનાં સ્થાને સીધાવ્યા હતા.

આજની ખુશાલીમાં પંદરસોથી બે હજાર ભિક્ષુકોને ભોજન આપવામાં આવ્યું હતું.

**વ્યાખ્યાનો શરૂ થયાં**

વાદળોનું આગમન થયા પછી ગાજવીજ શરૂ થાય છે અને પુષ્કળ વરસાદ વરસવા

અંકની સંખ્યાનો વચલો ભાગ પસંદ કર્યો હતો તથા વસ્ત્રભૂષાની વિવિધતા પ્રકટ કરવામાં જરાયે કચાશ રાખી ન હતી. ગાવું, ન્હાવું અને ખાવું એ એનો પ્રિય વ્યવસાય એટલે અત્યારે પ્રત્યેકના કંઠમાંથી સ્વાગતનાં સુમધુર ગીતો બહાર આવી રહ્યાં હતાં અને પ્રસંગની ભવ્યતામાં ભારે ઉમેરો કરી રહ્યાં હતાં. જો પોતપોતાની ભાષામાં સહુ ગીત ગાવાનો આગ્રહ રાખે તો આ સમુદાયમાં ઓછામાં ઓછી છ ભાષાઓ સાંભળવામાં આવે, કારણ કે તેમાં રાજસ્થાની, ગુજરાતી, કચ્છી, મહારાષ્ટ્રી, કર્ણાટકી તથા તામીલી મહિલાઓ સામેલ હતી, પણ તમામ ગીતો હિંદીમાં જ ગવાતાં હતાં, એટલે એક-વાક્યતા જળવાઈ રહી હતી.

સામૈયું આગળ વધ્યું કે જિનશાસનના જયકારની ગગનભેદી ગર્જનાઓ થવા લાગી, જુદીજુદી જાતનાં સૂત્રો હવામાં ગુંજવા લાગ્યાં, ગહુંલીઓ પર ગહુંલીઓ રચાવા લાગી અને ચાંદી તથા ત્રાંબાના સિક્કાઓ છૂટથી ફેંકાવા લાગ્યા. આ ઘટના સાધારણ ન હતી, એટલે તેના અત્યાઘાતો પણ સાધારણ ન હતા. સામાન્ય મનુષ્યનાં મન પર તેણે ભારે અસર કરી હતી. કેટલાક કહેતા હતા કે ‘ધન્ય છે આ મહાજનોને કે જેઓ કમાઈ પણ જાણે છે અને ખર્ચી પણ જાણે છે. આપણે તો નથી કમાઈ જાણતા કે નથી ખર્ચી જાણતા. ખરેખર! પૂર્વભવની પુણ્યાઈ હોય તો જ આ બધું બની શકે છે’ કેટલાક કહેતા હતા કે ‘મળ્યું હોય તે ખર્ચે એમાં શી નવાઈ? જો આપણને લક્ષ્મી મળે તો આપણે પણ આ રીતે તેનો છૂટા હાથે ઉપયોગ કરીએ અને જીવનનો લ્હાવો લઈએ. ધર્મ આગળ ધનની કિંમત શું છે ભલા?’ કેટલાક કહેતા હતા કે ‘બોલવું સહેલું છે, પણ કરવું ઘણું અઘરું છે. તમારી પાસે પૈસો ક્યાં નથી? પણ હાથથી દમડી છૂટતી જ નથી. જ્યારે આ ભાગ્યશાળીઓ તો ગુરુનાં નામ પર આટલા પૈસા ન્યોછાવર કરે છે અને દરેક ધાર્મિક કાર્યમાં ખડા પગે ઊભા રહે છે. કુદરતનો ન્યાય તો ચોકખો છે કે ‘જે વાવે તે લણે.’ તો કેટલાક કહેતા હતા કે ‘આ બધો પૈસો આવ્યો ક્યાંથી? આપણને લૂંટીને ભેગો કર્યો છે, તે આ રીતે ઉડાડે છે’ પણ હવે એ દિવસો લાંબો વખત ચાલવાના નથી. આપણી સરકાર બધાને ઠેકાણે પાડી દેશે. જુઓ છો ને તે કેવા કેવા કાયદા ઘડી રહી છે?’ તો કેટલાક એમ પણ કહેતા હતા કે ‘જરા મ્હોં સંભાળીને બોલો. મહાજન જેવી દયાળુ કોમ તો બીજી એક પણ નથી. એ પોતાનો રીતસરનો ધંધો-ધાપો કરે છે અને બુદ્ધિ તથા ભાગ્યનાં બળે નાણું કમાય છે, તેને તમે લૂંટવાનું કેમ કહી શકો? તમને ખરા લૂંટ્યા છે તો મુસલમાનોએ, મરાઠાઓએ અને અંગ્રેજોએ; અને બાકી રહ્યું છે તે લૂંટે છે આજના અધિકારીઓ. નહિ તો

हरिहर परिहर गर्वं, कविकुलगजानामंकुशो मदनः ।

હે હરિહર ! તું ગર્વને છોડ. કવિના સમુદાયરૂપી હાથીઓને માટે અંકુશરૂપ આ મદન આવી ચઢ્યો છે.

ત્યારે હરિહર જવાબ આપે છેઃ

मदनाच्छादय वदनं, हरिहरेण कृतं किं न स्मरसि ? ॥

હે મદન ! તું તારું મોઢું ઢાંક. હરિહરે શું કર્યું હતું, તે કેમ યાદ કરતો નથી ?

હરિહર એટલે શંકરે મદન એટલે કામદેવને બાળી નાખ્યો હતો, એ પૌરાણિક માન્યતા છે.

બંને બરાબર સમોવડિયા છે, એટલે રાજા તેમનો વાદ રસપૂર્વક સાંભળી રહ્યો છે.

હરિહર—त्वं कोऽसि ? તું કોણ છે ?

મદન—अहं ज्ञानघटोऽस्मि । હું જ્ઞાનનો ઘડો છું.

હરિહર—यदि त्वं ज्ञानघटोऽसि तर्हि अहं मुद्गरोऽस्मि । જો તું જ્ઞાનનો ઘડો છે, તો હું મુદ્દગર છું અર્થાત્ તને ફોડી નાખીશ.

મદન—यदि त्वं मुद्गरोऽसि तर्हि अहं वह्निरस्मि । જો તું મુદ્દગર છે, તો હું અગ્નિ છું. તાત્પર્ય કે તને બાળી નાખીશ.

હરિહર—यदि त्वं वह्निरस्मि तर्हि अहं मेघोऽस्मि । જો તું અગ્નિ છે, તો હું મેઘ છું. મતલબ કે તને જોતજોતામાં બુઝાવી નાંખીશ.

મદન—यदि त्वं मेघोऽसि तर्हि अहं पवनोऽस्मि । જો તું મેઘ છે, તો હું પવન છું, અર્થાત્ તને વિખેરી નાંખતા શી વાર ?

હરિહર—यदि त्वं पवनोऽसि तर्हि अहं सर्पोऽस्मि । જો તું પવન છે, તો હું સાપ છું. તાત્પર્ય કે તારું ભક્ષણ કરી જઇશ.

પંડિતોના વાદવિવાદમાં સમજુ માણસોને અવશ્ય આનંદ આવે. કહ્યું છે કે—

ચતુરાઈ કી બાતમેં, બાત બાતમેં બાત;
જ્યું કેલેકે પાતમેં, પાત પાત મેં પાત.

રાજાને આ વાદ સાંભળતાં ઘણો આનંદ થયો.

મદન—यदि त्वं सर्पोऽस्मि तर्हि अहं गरुडोऽस्मि । જો તું સર્પ છે, તો હું ગરુડ

માંડે છે, તેમ સૂરીશ્વરજીનું આગમન થયા પછી વ્યાખ્યાનો શરુ થયાં અને પુષ્કળ રસ વરસવા માંડ્યો. તેમાં મધના જેવી મીઠાશ હતી, શર્કરાના જેવો સ્વાદ હતો, એટલે શ્રોતાસમુદાય ચારે બાજુથી દોડીદોડીને આવવા લાગ્યો અને સમયસર પોતાનાં સ્થાને ગોઠવાઈ જઈને તેનું આકંઠ પાન કરવા લાગ્યો. તેમાં કેટલાક શ્રોતાઓ તો એવા હતા કે જેમણે મંદિરમાં કદી પગ મૂક્યો ન હતો કે સાધુ-સંતોની છાયા લીધી ન હતી. ખાવું, પીવું અને મોજ-મજાહ કરવી એ એમનો સિદ્ધાંત હતો અને વખતે વખતે સમાજ કે રાષ્ટ્રનાં કામમાં થોડો ભાગ લઈ પ્રતિષ્ઠાની પ્રાપ્તિ કરી કરવી, એ એમની નીતિ હતી. એ બધા અહીં શી રીતે આવી ચડ્યા ? તે પણ જાણવા જેવું છે. પ્રથમ તેમણે વર્તમાનપત્રોમાં વાંચ્યું હતું કે જૈન ધર્મના એક ધુરંધર આચાર્ય શહેરમાં પધારી રહ્યા છે, તેઓ સર્વ દર્શનોના સમર્થ વેત્તા છે અને વક્તૃત્વ પર અસાધારણ કાબૂ ધરાવે છે, એટલે તેમને જોવા-મળવાનું કુતૂહલ થયું હતું. બાદ તેમણે દાદાવાડીના સત્કાર સમારંભમાં હાજરી આપી હતી, એટલે તેમનું વ્યાખ્યાન તો જરૂર સાંભળવું, એવો નિર્ણય કર્યો હતો અને તેઓ સાહુકાર પેટના નવા મંદિરના વિશાળ હૉલમાં વ્યાખ્યાન સાંભળવા હાજર થયા હતા. ત્યાં પ્રથમ દિવસે જ વ્યાખ્યાન સાંભળતાં રસ પડ્યો હતો, એટલે બીજા દિવસથી નિયમિત હાજરી આપવા લાગ્યા હતા અને જગાના અભાવે પાછું ન જવું પડે તે માટે અર્ધો કલાક અગાઉથી ઉપસ્થિત થતા હતા.

વ્યાખ્યાનમાં શું કહેવું ? કેમ કહેવું ? કોને કેમ સમજાવવા ? એ બહુ મોટો વિષય છે, એટલે તેની ચર્ચામાં નહિ ઉતરીએ, પણ પ્રસંગવશાત્ એટલું જણાવીશું કે જે વક્તાઓ પોતાની સામે કોણ બેઠું છે ? તેનો બરાબર ખ્યાલ રાખીને, સરસ શૈલિમાં, રસભર્યાં દૃષ્ટાંતોપૂર્વક પોતાનું વક્તવ્ય રજૂ કરે છે, તે અવશ્ય યશસ્વી થાય છે. તેમાં પણ જેની પાસે દૃષ્ટાંતોનો ખજાનો તર હોય છે અને અવસર પ્રાપ્ત થયે ખૂબીપૂર્વક બોલી શકે છે, તે વિશેષ યશસ્વી બને છે. કહેવાની ભાગ્યે જ જરૂર છે કે સૂરીશ્વરજીમાં આ શક્તિ ઘણી ઊંચી હદે વિકાસ પામી હતી, એટલે જ તેઓ શ્રોતાઓનું આ પ્રમાણે આકર્ષણ કરી શકતા હતા અને તેમનાં મનમાં ધારી વાત બરાબર ઠસાવી શકતા હતા.

એક વખત વ્યાખ્યાનમાં સંતોષનો વિષય નીકળ્યો ત્યારે તેમણે નીચેનું દૃષ્ટાંત આપ્યું હતું :

### બે પંડિતોનો વાદ-વિવાદ

રાજસભામાં વાગ્-હરિફાઇ ચાલે છે. એક બીજાને મહાત કરવા માટે બે પંડિતો વાદવિવાદમાં ઉતર્યા છે. તેમાં એક છે નવો પંડિત. તે જૂના પંડિતને કહે છે :—

છું. મુગટ તો માથે જ ચડે ને? મોટાઇ મેળવવાની લાલસામાં પોતે ભગવાનના માથે ચડી બેઠો એનું ય ભાન રહ્યું નહિ. પછી ચાલ્યું આગળ.

હરિહર— त्वं यदि मुकुटोऽसि तर्हि अहं कमलमस्मि। જો તું મુગટ છે, તો હું કમલ છું અર્થાત્ તારા અગ્રભાગે વિરાજું તેમ છું. પણ મદન કંઈ ગાંજ્યો જાય તેમ ન હતો. તે તરત બોલ્યો.

મદન—त्वं यदि कमलमसि तर्हि अहं भ्रमरोऽस्मि। જો તું કમળ છે, તો હું ભમરો છું. તાત્પર્ય કે તારી અંદર પેસીને રસ ચૂસી લઉં તેમ છું.

હરિહર—त्वं यदि भ्रमरोऽसि तर्हि अहं सूर्योऽस्मि। જો તું ભ્રમર છે, તો હું સૂર્ય છું. ચંદ્રવિકાસી કમળ સૂર્ય ઊગતાં બીડાઇ જાય છે અને ભ્રમર તેમાં પૂરાઈ જાય છે. તાત્પર્ય કે તને હું બંધ કરી દઉં તેમ છું.

મદન—त्वं यदि सूर्योऽसि तर्हि अहं राहुरस्मि। જો તું સૂર્ય છે, તો હું રાહુ છું. સૂર્ય સજ્જન ગણાય અને રાહુ દુર્જન ગણાય, પણ મોટાઇની લિપ્સામાં બધું ભૂલાઇ જવાય છે. રાહુ તો રાહુ!

હરિહર—(મહાપીઠ હતો, પરમ વિચક્ષણ હતો. તે બોલ્યો) त्वं यदि राहुः तर्हि अहं दानमस्मि। જો તું રાહુ જ છે, તો હું દાન છું, કારણ કે દાનથી ગ્રહણ છૂટે છે, એવી લોકોક્તિ છે. ગ્રહણ વખતે યાચકો-ભિક્ષુકો એ જ બોલે છે કે 'દે દાન, છૂટે ગ્રહણ.'

મદન-त्वं यदि दानमसि तर्हि अहं संतोषोऽस्मि। તું જો દાન છે, તો હું સંતોષ છું. બોલ હવે શું કહેવા માગે છે?

આ સાંભળતાં જ હરિહર ચૂપ થઈ ગયો, કારણ કે સંતોષીને દાનનું પ્રલોભન ન હોય અને દાન વિના રાહુ છૂટે નહિ, એટલે મદન રાહુ બન્યો અને કાયમ રહ્યો. હરિહરની હાર થઇ.

કહેવાની મતલબ કે સંતોષી સર્વોપરી છે. સંતોષીને કોઈ હરાવી શકતું નથી.

જીવનમાં ધર્મની જરૂરીઆત શા માટે છે? તે સમજાવવા માટે તેમણે સિકંદરનું દૃષ્ટાંત કહ્યું હતું, તે પણ તેટલું જ રસિક છે.

### સિકંદરનું દૃષ્ટાંત

સિકંદર નામનો એક મોટો બાદશાહ થયો, તેનું નામ જગપ્રસિદ્ધ છે. તેણે ઘણી




છું, મતલબ કે તરત કાસળ કાઢી નાખીશ. હરિફાઈમાં ઉતરેલા પોતાને ક્યા ક્યા રૂપમાં મૂકે છે, એનો ખ્યાલ એમને રહેતો નથી. ખ્યાલ માત્ર સામાનો પરાજય કરવાનો હોય છે.

આમ બંને પંડિતો પોતપોતાને મોટા ગણાવવા મથે છે, પણ મોટા ક્યારે થવાય તે જાણો છો? મોટા થવા ઈચ્છનારે પ્રથમ નાના થવું પડે, સેવા કરવી પડે, મેણાટોણા સહન કરવા પડે. સાધુ પણ સીધેસીધા આચાર્ય ન થાય. સાધુપણામાં ખૂબ સેવાભક્તિ કરે, જ્ઞાન મેળવે, યોગ્યતા પ્રાપ્ત કરે, પછી ક્રમશઃ ગણિ, પંન્યાસ, ઉપાધ્યાય, આચાર્ય થાય. મોટા થવા માટે શું શું કરવું પડે? તે માટે એક કવિએ કહ્યું છે કે—

પહિલે થે હમ મર્દ, મર્દસે નાર કહાયે;
કર ગંગામેં સ્નાન, મેલ સબ દૂર કરાયે.
ફિર પત્થરસે યુદ્ધ, ઘાવ બરછી કે ખાયે;
નીકલ ભયે જબ પાર, તબ હમ બડે કહાયે.

વડા કહે છે—પહેલા અમે મર્દ હતા યાને પુલ્લિંગ હતા, પછી નાર કહાયા એટલે સ્ત્રીલિંગમાં આવ્યા. (હિંદીમાં બે જ લિંગો વપરાય છે; પુલ્લિંગ અને સ્ત્રીલિંગ. નપુંસકલિંગ હોતું નથી. મગ શબ્દ પુલ્લિંગવાચક છે. મતલબ કે અમે મગમાંથી દાળ બન્યા. દાળ શબ્દ સ્ત્રીલિંગવાચક છે.) ત્યારબાદ ગંગામાં સ્નાન કરાવવામાં આવ્યું અર્થાત્ પાણીમાં પલાળવામાં આવ્યા અને બધો મેલ દૂર કરવામાં આવ્યો, એટલે ઉપરના ફોતરાં કાઢી નાખવામાં આવ્યાં. પછી પત્થરની સાથે જંગ કરવામાં આવ્યો યાને પત્થર ઉપર દાળને વાટવામાં આવી. ત્યારબાદ ગરમ ગરમ તેલની કઢાઈમાં અમને નાંખ્યા યાને ગરમ તેલમાં તળ્યા. છેવટે પણ મોટા લોઢાના સોયા ઘોંચી ઘોંચી બહાર કાઢવામાં આવ્યા, ત્યારે અમે વડા કહેવાયા.

વડા એટલે મોટા ક્યારે થવાય, એ આ વડાનાં દૃષ્ટાંતથી કવિ આબાદ રીતે સમજાવે છે. જીવન શુદ્ધ હોય, પરોપકારપરાયણ હોય, સાદું હોય, બીજાની સેવામાં તત્પર હોય તો તે મનુષ્ય જગતમાં મોટો થઈ શકે છે, સાચો આબાદ થઈ શકે છે.

હવે મદનને પાછો યાદ કરીએ, કેમકે એ ગરુડ બન્યો છે. પંડિતને કંઈ ગરુડ તરીકે થોડો જ રખાય?

હરિહર—त्वं यदि गरुडोऽसि तर्हि अहं कृष्णोऽस्मि। જો તું ગરુડ છે, તો હું કૃષ્ણ છું અર્થાત્ તારા પર સવારી કરી શકું તેમ છું.

મદન—त्वं यदि कृष्णोऽसि तर्हि अहं मुकुटोऽस्मि। જો તું કૃષ્ણ છે, તો હું મુગટ





રીતે ખાઇ પોતાનું પેટ ભરી શકતો હતો. અકબરના જમાનામાં આ દેશમાં અઢી રૂપિયે મણ ઘી હતું, એટલે કે એક આનાનું એક શેર અને તે પણ પક્કા તોલે એટલે કે એંસી રૂપિયાભાર!

પેલો મુસલમાન એક પૈસામાં ઊંટ તથા વેશ્યાને ખરીદવા તલપાપડ થઈ ગયો. તેણે પોતાના તમામ ગજવા તપાસ્યા, પણ દેશ આખામાં પૈસો ન હોય તો એ ફક્કડના ગજવામાં ક્યાંથી આવે? એટલે તેણે પાસે ઊભેલા એક મીયાંભાઇ આગળ પૈસો માગ્યો. 'ગરજવાનને અક્કલ ન હોય તે આનું નામ!' પેલા મીયાંભાઈએ જવાબ આપ્યો: 'જો અમારી પાસે પૈસો હોત તો અમે જ આ બે વસ્તુઓ લઇ ન લેત?' વાત પણ ખરી, આવો સસ્તો સોદો કોણ જવા દે?

પેલા મુસલમાને ઘરે ઘરે, શેરીએ શેરીએ, ચૌટે ચકલે તપાસ કરી, પણ કોઈ ઠેકાણે પૈસાનાં દર્શન થયાં નહિ. આખરે બુઢ્ઢી મા આગળ આવીને તમામ હકીકત કહી તથા પૈસાની માગણી કરી. મા ઘણી અનુભવી હતી. તેણે પોતાના પ્યારા બેટાને કહ્યું: 'બેટા! અગર એક પૈસો દુનિયામાં હોત તો ઊંટ અને વેશ્યાનું આ રીતિએ લીલામ ન થાત. હજી દુનિયામાં કોઇ ઠેકાણે પૈસા પડ્યો છે કે નહિ તે જોવા માટે જ આ લીલામ થઇ રહ્યું છે; માટે એ વાત છોડી દે.' પરંતુ વિકારવશ છોકરો સમજે શેનો? એને તો પૈસો જ જોઇએ. એટલે છરી કાઢીને માના દેખતાં પોતાનાં ગળે ફેરવવા લાગ્યો.

છોકરાની આ દશા જોઈ ડોશી કહેવા લાગી: 'બેટા! એક વાત મને યાદ આવે છે. તારા બાપને કબરમાં દાટ્યો છે, તેનાં મ્હોંમાં મૂકેલો પૈસો હજી ત્યાં જ હશે.' મુસલમાનોમાં આ રિવાજ છે. કબરમાં દાટે ત્યારે મ્હોંમાં તાંબાનો પૈસો મૂકે છે. એ પૈસો હજી એ જ હાલતમાં મળવાની ડોસીને ખાતરી હતી. કહો એ નાણું કેવું કે વર્ષો પછી પણ કબરમાંથી આબાદ મળે? આજનું નોટનું નાણું જમીનમાં દાટ્યું હોય તો? છ-બાર મહિને કઈ હાલત હોય?

તે જુવાન મુસલમાન પોતાના બાપની કબરમાંથી પૈસો કાઢવા તૈયાર થયો. વિકારવશ થયેલો મોહાંધ શું ન કરે? એક કવિએ કહ્યું છે કે—

"दिवा पश्यति नो घूकः, काको नक्तं न पश्यति ।
अपूर्वः कोऽपि कामान्धः, दिवा नक्तं न पश्यति ॥

'ઘુવડ દિવસે જોઇ શકતો નથી, કાગડો રાત્રે જોઈ શકતો નથી. પરંતુ કામાંધ એટલો વિચિત્ર છે કે તે દિવસે કે રાત્રે કોઈ પણ વખત જોઇ શકતો નથી.'

સંપત્તિ એકઠી કરી હતી. શી રીતે ? બધાયને લૂંટી લઈને. કોઈની પાસે ધાતુનો એક પૈસો પણ રહેવા દીધો ન હતો. આ બધું કેમ થયું હશે ? કેવા જુલમી તંત્રથી થયું હશે ? તે વિચારી લ્યો. તેણે ચામડાનું નાણું ચાલુ કર્યું. તમે કહેશો કે 'ચામડાનું નાણું તે હોય ?' પરંતુ આજે કાગળનું નાણું છે, તો એ વખતે ચામડાનું નાણું કેમ ન હોય ?

હવે એ બાદશાહને 'કોઈ ઠેકાણે ત્રાંબાનો પૈસો રહ્યો છે કે નહિ ?' એ જાણવાની તમન્ના લાગી. પૈસો તો કોઈ પાસે નહોતો, પણ રડ્યોખડ્યો રહી ગયો હોય તો ? એ માટે એક લલચાવનારો પ્રયોગ કર્યો. બજાર વચ્ચે એક ઊંટ અને એક વેશ્યાને ઊભાં રાખ્યાં. ઊંટ મોટો, જબરો, લાંબી ડોકવાળો અને પુષ્ટ હતો. વેશ્યા પણ સુંદર, વસ્ત્રોથી શણગારાયેલી અને ઘરેણાં ગાંઠાથી શોભતી હતી. આ બંને વસ્તુને માત્ર એક પૈસામાં લીલામમાં મૂકે એવો તે ભોટ ન હતો, પણ એની ચોટ 'પૈસો છે કે નહિ ? છે તો ક્યાં છે ? શી રીતે રહી ગયો ? એ મળે શી રીતે ?' વગેરે જાણવા પર હતી.

બજાર વચ્ચે જુવાન વેશ્યા તથા ઊંટને ઊભાં રાખેલાં છે. તેનું જાહેર લીલામ માત્ર એક પૈસામાં બોલાઈ રહ્યું છે. તેને લેવાનું મન કોને ન થાય ? પણ પૈસો ક્યાં ? એ યાદ રહે કે વાત ત્રાંબાના પૈસાની હતી, નહિ કે ચામડાનાં પૈસાની. એ નાણું તો ચાલુ જ હતું.

ઘણા લોકો પૈસાની શોધ કરવા અહીં તહીં ફરી વળ્યા, પરંતુ ઘેર દુકાને પૈસો હતો જ ક્યાં ? ન ખીસામાં, ન ઘરમાં, ન પેઢીમાં, ન શરાફને ત્યાં, ન કોઈને ત્યાં. અને માનો કે કોઈને ત્યાં હોય તો એ પોતે જ આ બે વસ્તુઓ ન લઈ લે કે વળી બીજાને પૈસો આપે ? સહુ કોઈ ત્યાં આવે છે, બંને વસ્તુઓને ધારીધારીને જુએ છે અને નિરાશ થઈને પાછા વળે છે.

એવામાં એક જુવાન મુસલમાન ત્યાં આવી ચડ્યો અને વિચાર કરવા લાગ્યો: 'એક પૈસામાં બે ચીજ ? અને તે પણ કેવી ? ઊંટ રેતીનાં રણમાં વીસ કોસ ઝડપભેર દોડી શકે તેવો છે. વેશ્યા પણ ખૂબસુરત છે અને સોના-મોતીના દાગીને મઢેલી છે. આ બધું માત્ર એક જ પૈસામાં ? કેટલું સસ્તું ? કેટલું સોંઘું ? આથી વધારે સસ્તું બીજું શું હોઈ શકે ?'

આજે એક પૈસો તમારે મન ભલે કંઈ જ ન હોય, પણ આગળના જમાનામાં તેની કિંમત ઘણી હતી. એક આનામાં કોઈ પણ માણસ દૂધ, દહીં, ઘી વગેરે સારી

'બાદશાહને હુકમ આવો છે, જ્યારે રિવાજ જુદો છે, શું કરવું ?' શાહજાદો સમજદાર હતો, વિનીત હતો, પિતાના હુકમને ઉઠાવનારો હતો. તે પિતાનો આશય સમજી ગયો, એટલે હુકમનું અક્ષરશઃ પાલન કરવા ફરમાવ્યું.

નનામી ચાલી. આખું ગામ આ નવીન દૃશ્ય જોઈ રહ્યું. આ શું ? તેઓ એકબીજાને કારણ પૂછવા લાગ્યા. એમાં ય બુઝર્ગો તો હોય ને ? તેમણે કહ્યું: 'ભાઈઓ ! આ દેખાવ દ્વારા બાદશાહ એ સંદેશો પાઠવે છે કે વૈદ્ય-હકીમો પાસે બધા રોગોની દવા છે, પણ તૂટીની બૂટી નથી. શમશેરો મ્યાનમાં રાખવાને બદલે ખુલ્લી રખાવી છે, એ દ્વારા એવો સંદેશો પાઠવે છે કે જે શમશેરોથી મેં ધરણી ધ્રૂજાવી, તે સમશેરોમાંથી એક પણ મને આખર સમયે કામ આવી નથી. અને હાથ અંદર રાખવાને બદલે ખુલ્લા રખાવ્યા છે, એ દ્વારા એવો સંદેશો પાઠવે છે કે 'મેં અનેક જુલ્મો કરીને આટઆટલો ધન-માલ ભેગો કર્યો, પણ તેમાંનું કંઈ મારી સાથે આવતું નથી. હું તો ખાલી હાથે જ ચાલ્યો જાઉં છું.' માટે મહાનુભાવો ! ધર્મને જીવનમાં સ્થાન આપો. આખરે તેનાથી જ તરવાનું છે.'

સૂરીશ્વરજીનાં વ્યાખ્યાન બાદ મુનિરાજશ્રી કીર્તિવિજયજી મધુર કંઠે સજ્ઝાય-સ્તવનો સંભળાવતા હતા અને તેના પર માર્મિક વિવેચન કરતા હતા. આ ક્રમ લગભગ અર્ધો કલાક ચાલુ રહેતો હતો પણ તેમાં રસની છોળો ઉછળતી હતી. ખાસ કરીને વિદ્યાર્થીઓને તેમાં ખૂબ જ મજા પડતી હતી. તેથી પાંચસો જેટલા છોકરા-છોકરીઓ રોજ શાળાએ થોડા મોડા પડતા હતા અને શિક્ષકો તેમને ઠપકો આપતા હતા. પણ જ્યારે તેમણે જાણ્યુ કે આ છોકરા-છોકરીઓ આળસ, બેદરકારી કે રમત-ગમતનાં કારણે મોડા પડતાં નથી, પણ એક વિદ્વાન્ સાધુનું વ્યાખ્યાન સાંભળવા રોકાય છે અને તેના લીધે મોડા પડે છે, ત્યારે તેમણે એ વ્યાખ્યાન સાંભળવાની સાનંદ છૂટ આપી હતી.

વ્યાખ્યાનહૉલમાં આશરે બેથી અઢી હજાર માણસોનો સમાવેશ થઈ શકે તેમ હતો, પણ શ્રોતાઓની સંખ્યા તેથી વધી જતી હતી, એટલે સખત ગરમીમાં પણ સહુ ઠસોઠસ બેસતા હતા. પાંચસો જેટલા શ્રોતાઓ તો વ્યાખ્યાનનો સમય થવા અગાઉ જ ત્યાં આવી પહોંચતા હતા અને વ્યાખ્યાન સારી રીતે સાંભળી શકાય તે માટે મોખરાની જગા મેળવી લેતા હતા.

રવિવારે શ્રોતાઓની સંખ્યા સારા પ્રમાણમાં વધી જતી હતી, એટલે ઘણાઓને ઊભા ઊભા જ વ્યાખ્યાન શ્રવણ કરવાનો પ્રસંગ આવતો હતો અને કેટલાકને તો પાછા પણ જવું પડતું હતું. આવા એક પ્રસંગે એક શ્રોતાએ કહ્યું : 'સાહેબ ! આપ લાઉડ




પેલો જુવાન કોશ–કોદાળી લઈને ગયો બાપની કબરે. ઘોર ખોદવાનું ઘોર કામ પૂરું કર્યું. માટીમાં હાડકાં હતાં, તેમાંથી પૈસો નીકળ્યો. ઘણો ખુશ થયો. તે પૈસો લઈને ઘેર આવ્યો. ઘસીને, સાફ કરીને બજારમાં ગયો. લીલામ કરનારા રાજકર્મચારીઓના હાથમાં મૂક્યો. એટલે તેમણે ઊંટ અને વેશ્યા તરત જ તેને સોંપ્યા, કારણ કે એવી જાહેરાત હતી, પરંતુ તેને બાદશાહ સામે હાજર કરવામાં આવ્યો. બાદશાહે પૂછ્યું: 'બોલ ભાઈ! આ પૈસો તું ક્યાંથી લાવ્યો?' તેણે જેવી હતી તેવી વાત કહી દીધી. કોઈ ગુનો હતો નહિ એટલે તેને છોડી દીધો, પણ સીકંદરને જે જાણવું હતું, તે જાણી લીધું.

તેણે મંત્રીઓને ભેગા કરીને કહ્યું: 'આપણે કબરોમાં દટાયેલા પૈસાને તો ભૂલી જ ગયા ને!' અને કબરો ખોદી પૈસા કાઢી લેવાનો હુકમ કર્યો. જેણે સોના, ચાંદી, મોતી, હીરા, પન્નાના ઢેર પ્રજાને મારી–કૂટી–લૂંટીને ભેગા કર્યા હતા, તેને એટલેથી સંતોષ ન થયો, તે કબરનાં મડદાનાં મ્હોમાં મૂકાયેલા પૈસા કઢાવવા સુધી પહોંચ્યો. ખરેખર! લોભસાગરનું તળિયું જ જણાતું નથી.

બાદશાહ સિકંદર બિમાર પડ્યો. જવું જ પડશે એ નક્કી થયું. તે વખતે તમામ દ્રવ્યોના ઢગલા પોતાની નજર સામે ખડા કરે છે અને ખૂબ રડે છે. જાણો છો શા માટે રડે છે? ધન–વૈભવ પરનો મોહ ટળ્યો નથી, પણ આ બધું સાથે નહિ આવે તે માટે રડે છે. દેશભરને લૂંટી ભેળું કર્યું, ઉમરભર પાપ કર્યું, પણ આ તો અહીં જ રહે છે. તેમાંથી ફૂટી કોડી પણ સાથે નહિ આવે, એ જોઈને પોક મૂકીને રડે છે.

જીવનમાં ધર્મ શા માટે? એનું ભાન આ વખતે થાય. ધર્મ આત્માને અમર કરવા માટે છે, આત્માની શુદ્ધિ કરવા માટે છે, આ લોકમાં શાંતિ મળે તે માટે છે, પરલોકમાં સદ્દગતિ માટે છે, જન્મ–મરણ ટાળવા માટે છે.

સિકંદરે પોતાની પાછળની ક્રિયા માટે ત્રણ હુકમો છોડ્યા. પહેલો હુકમ તો એ કે 'મારી નનામી મારા છોકરા પાસે, ભત્રીજા પાસે કે કુટુંબીજનો પાસે ન ઉપડાવતાં વૈદ્ય–હકીમો પાસે ઉપડાવવી. બીજો હુકમ એ કે આખી સેનાને ઉઘાડી સમશેરે મારી પાછળ ચલાવવી. ત્રીજો હુકમ એ કે મારા હાથ નનામી બહાર ખુલ્લા રાખવા.'

છેલ્લા સમયે સિકંદરને પોતાનાં કુકૃત્યોનું ભાન થયું હતું, એટલે જગતને બોધ આપવા માટે તેણે આ જાતના ફરમાનો છોડ્યાં હતાં.

સિકંદર મરી ગયો. મર્યા વિના કોનો છૂટકો છે? વજીરોએ શાહજાદાને પૂછ્યું:




રૂપિયા પાંચ હજાર જેટલી ઉપજ થઈ હતી. છેલ્લે ઉમેદપુરવાળા શેઠ ખીમચંદજી ભગાજી ઝવેરીએ સર્વ શ્રોતાઓને શ્રીફળની પ્રભાવના કરી હતી.

સતત ધાર્મિક પ્રવૃત્તિ

અહીં એટલું સ્પષ્ટ કરવું ઉચિત ગણાશે કે જનતાને ધર્મનો રંગ ચઢાવવા માટે સૂરીશ્વરજી તથા તેમનો શિષ્યસમુદાય સદા પ્રવૃત્ત રહેતો હતો અને તે માટે ગમે તેટલો પરિશ્રમ કરવો પડે કે ગમે તેવી કઠિનાઈ ભોગવવી પડે, તેની દરકાર કરતો ન હતો. તેમની આ પ્રકારની ધગશનાં પરિણામે જ જનતામાં દિનપ્રતિદિન ધર્મની ભાવના વૃદ્ધિ પામી રહી હતી અને તે નવા નવા આકારો ધારણ કરી રહી હતી. તે બધાનું વિગતવાર વર્ણન કરવાનું અહીં શક્ય નથી અને સમુચિત પણ નથી, તેથી તેની સંક્ષિપ્ત નોંધ લઈને જ સંતોષ માનીશું.

અહીંના શ્રી મહાવીર જૈન મંડળ, શ્રી પાર્શ્વનાથ સેવા મંડળ અને જૈન સેવા-સમાજ વગેરેની વિનંતિને સ્વીકારી મુનિરાજશ્રી કીર્તિવિજયજી તથા અન્ય સાધુઓ વાજતેગાજતે ત્યાં પધાર્યા હતા અને વિદ્યાર્થીઓને અસરકારક ઉપદેશ આપ્યો હતો. પરિણામે અનેક વિદ્યાર્થીઓએ જૂઠું નહિ બોલવાની, કંદમૂળ નહિ વાપરવાની, નિયમિત દેવદર્શન કરવાની વગેરે પ્રતિજ્ઞાઓ લીધી હતી અને ભવિષ્યમાં જૈન શાસનના સાચા સેવકો તથા સુયોગ્ય નાગરિકો થઈશું, તેવી ખાતરી આપી હતી.

શ્રાવણ સુદિ ૭ ને રોજ મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ પ્રતિક્રમણનો હેતુ સમજાવવા એક જોરદાર પ્રવચન આપ્યું હતું, તેનો લાભ જનતાએ સારા પ્રમાણમાં લીધો હતો અને તે દિવસથી પ્રતિક્રમણ કરનારાઓની સંખ્યા વધવા પામી હતી.

રોજ રાત્રિએ ૪૦ થી ૫૦ જેટલા વિદ્યાર્થીઓ તથા યુવકો ધર્મચર્ચા માટે ઉપસ્થિત થતા હતા, તેમને સૂરીશ્વરજી તથા મુનિરાજ શ્રી કીર્તિવિજયજી યોગ્ય ઉત્તરો આપતા હતા. આ પ્રવૃત્તિનું પરિણામ પણ ઘણું સુંદર આવ્યું હતું. અનેક આત્માઓ ભૌતિકવાદની ભયંકર નાગચૂડમાંથી બહાર નીકળી અધ્યાત્મવાદના અલબેલા ઉદ્યાનમાં દાખલ થયા હતા અને શ્રદ્ધા, સંવેગ તથા સમતાથી રંગાઈ પોતાનું આત્મકલ્યાણ સાધવા લાગ્યા હતા.

જાહેર વ્યાખ્યાન

તા. ૨૩-૮-૫૩ રવિવારના રોજ પ્રાતઃકાળના નવ વાગતા ટ્રીપ્લીકેનની નેશનલ ગર્લ્સ હાઈસ્કુલમાં 'વિશ્વશાંતિ' ઉપર સૂરીશ્વરજીનું જાહેર વ્યાખ્યાન ગોઠવવામાં આવ્યું હતું.

સ્પીકરમાં બોલો તો શું વાંધો છે? બધાને બરાબર સંભળાય તો ખરું?' બીજા માણસોએ તેની વાતને ટેકો આપ્યો, એટલે ઉત્તરમાં પૂજ્યશ્રીએ જણાવ્યું કે 'મહાનુભાવો! લાઉડ સ્પીકર એક નવી વસ્તુ છે અને કોઇ પણ નવી વસ્તુની શરુઆત ગમે તે માણસ કરે તે યોગ્ય ન જ ગણાય. આપણો સાધુસમાજ ભેગો મળી વિચાર કરે કે આ કરવા યોગ્ય છે કે કેમ? અને તે વિચારના અંતે જો એવો ફેંસલો આપે કે કરવા યોગ્ય છે, તો તે કરવું ઉચિત ગણાય. જેમ પંચમાં એક વ્યક્તિ વિરુદ્ધ હોય તો તે કામ કરતા વિચાર કરવો પડે છે, અન્યથા ઝઘડો થાય છે અને સંગઠન તૂટી જાય છે, તેમ અહીં પણ સમજવું. આજે હું એક વસ્તુ નવી કરું, કાલે કોઇ બીજો નવી કરે અને એમ કરતાં આખું બંધારણ તૂટી જાય તો તેથી ફાયદો કે ગેરફાયદો? તે તમે જ સ્વયં વિચારી લો. કાલે કોઈ કહેશે કે પગે ચાલીને વિહાર કરતાં સમય ઘણો જાય છે, માટે મોટર-ગાડીનો ઉપયોગ કરવામાં શું વાંધો? પરમ દિવસે કોઇ એમ કહેશે કે વિમાનમાં બેસી દૂર દેશ જવામાં શું વાંધો? ત્યાં જઇને કામ તો લોકકલ્યાણનું જ કરવાનું છે ને? માટે એક વ્યવસ્થિત ચાલ્યા આવતાં બંધારણનો હેતુ સમજીને વર્તવામાં જ સાર છે.' પૂજ્યશ્રીનો આ ખુલાસો સાંભળી બધા શાંત થઇ ગયા હતા.

આ વ્યાખ્યાનોની એક વિશેષતા એ હતી કે તેમાં જૈન જનતા ઉપરાંત વૈષ્ણવો, મુલતાનીઓ વગેરે ઇતર વર્ગના પણ અનેક મહાનુભાવો ઉપસ્થિત થતા હતા અને સૂરીશ્વરજીની ધીર, ગંભીર, વાણી સાંભળી અત્યંત પ્રસન્ન થતા હતા. આ રીતે સૂરીશ્વરજીનાં વ્યાખ્યાનોએ થોડા જ સમયમાં મદ્રાસનાં ધાર્મિક વાતાવરણમાં અનેરો પલટો આણ્યો હતો અને જૈનધર્મની સુવાસ સારા પ્રમાણમાં ફેલાવો પામી હતી. તેનું જ એ પરિણામ હતું કે ચોમાસી ચૌદશના દિવસે ૧૦૦-૧૫૦ જેટલા પોષધો થવાને બદલે ૫૦૦ થી ૬૦૦ જેટલા પોષધો થયા હતા અને સમસ્ત વાતાવરણ વિરતિની ભાવનાથી ભભકી ઉઠ્યું હતું.

### શ્રી ભગવતીસૂત્રની વાચના

સૂરીશ્વરજીનાં શ્રીમુખેથી શ્રી ભગવતી સૂત્રનું શ્રવણ કરવું, એ જિંદગીનો એક અપૂર્વ લહાવો છે, એમ અહીંનો શ્રીસંઘ સારી રીતે જાણતો હતો, એટલે તેણે સૂરીશ્વરજીને શ્રી ભગવતી સૂત્ર સંભળાવવાની વિનંતિ કરી. સૂરીશ્વરજીએ તેનો સ્વીકાર કરી અષાડ વદિ ૬ થી શ્રી ભગવતી સૂત્ર અને ભાવનાધિકારે જૈન રામાયણ વાંચવાનો પ્રારંભ કર્યો. તે નિમિત્તે શેઠ મૂળચંદ મંછારામ રૂા. ૧૬૦૧ ની બોલી બોલ્યા હતા, તેમજ અન્ય ભાઇઓએ પણ સારો ઉત્સાહ બતાવ્યો હતો. પરિણામે જ્ઞાનખાતા વગેરેને



પૂ. આચાર્યદેવની અધ્યક્ષતામાં તા. ૫–૧–૧૯૫૪ ના રોજ મદ્રાસમા ન્યાસક્ન–ઉદ્દઘાટન–પ્રસંગે ભૂતપૂર્વ પ્રાઇમીનીસ્ટર શ્રી રાજગોપાલાચારી પૂ. ગુરુદેવને ભાવભર્યા પ્રણામ કરી રહેલા નજરે પડે છે.



મદ્રાસ–ટ્રીપલીકેન્ટમા પાચ હજાર માનવસમૂહ વચ્ચે પૂ. આચાર્યશ્રીએ “ વિશ્વશાંતિ ” એ વિષય ઉપર એક જાહેર વ્યાખ્યાન આપ્યુ હતુ, તે વેળાનુ દૃશ્ય. તસ્વીરમા ત્યાના ધાર્મિક ખાતાના પ્રધાન અને અન્ય અધિકારીઓ જણાય છે.

મહાત્માનું શુભાગમન સમસ્ત પ્રજાને માટે ખૂબ હિતકારી છે. આવા મહાત્માઓ દેશ-દેશમાં ઘૂમી સાચી આત્મશાંતિનો-વિશ્વશાંતિનો સંદેશ સંભળાવે છે, એ ખરેખર મહાન્ આનંદનો વિષય છે.

મદ્રાસના ધાર્મિક વિભાગના પ્રધાન તરીકે મને અમારા મહામંત્રીશ્વર શ્રી રાજગોપાલાચારીજીએ નિયુક્ત કર્યો છે. તેઓ પણ પ્રાચીન સંસ્કૃતિ માટે ખૂબ પ્રેમ ધરાવે છે, તેથી આપ આપના ધાર્મિક વિચારો અવસરે અવસરે અમને દર્શાવતા રહેશો. આપની પાસેથી અમને ઘણું ઘણું જાણવાનું મળશે. તેનો પ્રજાનાં હિત માટે અમે પ્રચાર કરી શકીશું. ફરી પણ અવસર મળતાં હું જરૂર આપના ઉપદેશામૃતનું પાન કરી પાવન થઇશ. આપનું ચાતુર્માસ અહીં થયું એ મદ્રાસ શહેર માટે મહાન્ સૌભાગ્યનો વિષય છે. હું આપનો અત્યંત આભારી છું.'

ત્યારબાદ શ્રીયુત ગુલાબચંદજી ઢઢ્ઢાએ સહુનો આભાર માનતાં વ્યાખ્યાનનો કાર્યક્રમ પૂર્ણ થયો હતો.

આ પ્રસંગનિમિત્તે ટ્રીપ્લીકેન જૈન સંઘ તરફથી સાહમ્મિવચ્છલ થયું હતું. તેમાં હજારો સ્ત્રી-પુરુષોની ભક્તિ કરવામાં આવી હતી. નૂતન સ્થપાયેલ શ્રી લબ્ધિ-લક્ષ્મણસૂરિજી જૈન સેવાસમાજે સારી સેવા બજાવી હતી.

આ જાહેર વ્યાખ્યાનનો પડઘો મદ્રાસ શહેરમાં સારો પડ્યો હતો. જૈનાચાર્યની અપૂર્વ પ્રતિભાનાં ગુણગાન ઠેર ઠેર થયાં હતાં.

### શ્રી નમસ્કાર મહામંત્રનો તપ

નિર્મલી જેમ પાણીમાં રહેલા સર્વ કચરાનો નાશ કરે છે, તેમ તપશ્ચરણ, તપશ્ચર્યા કે તપ આત્મામાં રહેલી તમામ મલિનતાનો નાશ કરે છે, તેથી જ સુજ્ઞ જૈનાચાર્યો મુમુક્ષુ આત્માઓને વિવિધ પ્રકારના તપો કરાવે છે. અહીં મુમુક્ષુઓના હિતાર્થે શ્રી નમસ્કાર મહામંત્રનો તપ કરાવવામાં આવ્યો, તેનો લાભ ચારસોથી પણ અધિક સ્ત્રી-પુરુષોએ લીધો હતો. વળી સંઘમાં થોડો ખટરાગ હતો, તે પણ આ પ્રસંગે નીકળી ગયો હતો, એટલે સોનામાં સુગંધ ભળી હતી. ધર્મારાધના માટે લોકોનો ઉત્સાહ અનેકગણો વૃદ્ધિ પામ્યો હતો.

### પર્યુષણ પર્વની ઉત્તમ આરાધના

એવામાં પર્વાધિરાજ પર્યુષણ આવ્યાં. તેની આરાધનાનિમિત્તે શ્રી સંઘ તરફથી દેશદેશાવરમાં આમંત્રણ-પત્રિકાઓ મોકલવામાં આવી હતી, એટલે તામીલનાડ, કર્ણાટક

ટ્રીપ્લીકેન ચાર માઇલ દૂર હોવા છતાં હજારો સ્ત્રી પુરુષ સાથે ચાલ્યા હતા. ચોમેર માનવ મહેરામણ દર્શનાર્થે ઉમટી પડ્યો હતો. મોટર, બસ વગેરે વાહનોથી પણ માણસો સારા પ્રમાણમાં ત્યાં આવી પહોંચ્યા હતા. સૂરીશ્વરજી આદિ સંઘસમૂહ ટ્રીપ્લીકેન પધારતાં ત્યાંના જૈન સંઘે બેન્ડ વગેરેથી ભવ્ય સ્વાગત કર્યું હતું.

હાઇસ્કૂલના વિશાળ ચોગાનમાં ભવ્ય મંડપ ઊભો કરવામાં આવ્યો હતો, તે સ્ત્રી-પુરુષોથી ખીચોખીચ ભરાઈ ગયો હતો. ત્યાંના મંત્રી વગેરે પદસ્થ અધિકારીઓએ પૂજ્ય મુનિવર્યોનું ઉચિત સ્વાગત કર્યું હતું.

પ્રારંભમાં આચાર્યશ્રીનાં મંગલાચરણ પછી શ્રીયુત રીખવદાસજીએ ઇંગ્લીશમાં આચાર્યશ્રીનો જીવનપરિચય આપ્યો હતો, શેઠ શ્રી લાલચંદજી ઢઢ્ઢાએ પ્રાસંગિક વિવેચન કર્યું હતું, તેમજ મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ પ્રસંગોચિત ભૂમિકા રચી હતી. ત્યારબાદ આચાર્યશ્રીએ 'વિશ્વશાંતિ' ઉપર અસરકારક શૈલીથી વ્યાખ્યાન× આપતાં સભાજનો ઉપર ઘણી સુંદર છાપ પડી હતી. પૂજ્ય આચાર્યશ્રી હિંદીમાં પ્રવચન આપતા હતા, તેનો શ્રી ધારીવાલ ઇંગ્લીશમાં અનુવાદ કરી સભાજનોને સમજાવતા હતા. પાંચ હજાર મનુષ્યોની જંગી મેદની હોવા છતાં સભામાં અપૂર્વ શાંતિ પથરાયેલી જોઇ શ્રોતાજનો ચકિત થઇ ગયા હતા.

આચાર્યશ્રીનાં પ્રવચન બાદ અત્રેના રીલીજીયન એન્ડ એન્ડોમેન્ટ ખાતાના પ્રધાન શ્રીયુત કે. વેંકટસ્વામી નાયડુએ ઊભા થઇ પ્રણામપૂર્વક પોતાનું ભાષણ શરૂ કરતાં જણાવ્યું હતું કે, હું સર્વ ધર્મો તરફથી અને આખી પ્રજા તરફથી ગુરુમહારાજનો ખૂબ ખૂબ આભાર માનું છું કે જેમણે વિશ્વશાંતિનો સંદેશ સંભળાવી આપણને સાચો રાહ દર્શાવ્યો છે. ધર્મને માન્યા વગર આત્મવિકાસ સાધી શકાય તેમ નથી અને આત્મવિકાસ સાધ્યા વગર સાચી શાંતિ પ્રાપ્ત થઇ શકતી નથી. આવો અમૂલ્ય ઉપદેશ શ્રવણ કરતાં મને ખૂબ આનંદ થયો છે.

જૈનોને પોતાની પ્રાચીન સંસ્કૃતિ તરફ આદર અને પ્રેમ છે, એ કારણે જ તેઓ પોતાના ધર્માચાર્યની અતિ ઉત્સાહપૂર્વક ભક્તિ કરે છે. તેમના જેવી ગુરુભક્તિ અમે જાણતા નથી. તેમની પાસેથી અમારે એ શીખવાની છે. ગુરુમહારાજ પણ તેમના ભક્તિ-ભાવથી પ્રેરાઇને પાદવિહાર કરી હજારો માઇલ દૂરથી અત્રે પધાર્યા છે. આવા ત્યાગી

---

× આ વ્યાખ્યાન મદ્રાસના જૈન સંઘ તરફથી સ્વતંત્ર પુસ્તિકાકારે બહાર પડયું છે.

પણ વિશિષ્ટ કારણ હોય તો જ તેમ બની શકે છે. શેઠ જીવનમલજી સુખલાલજી સમદડીયાએ શ્રી પ્રેમચંદજીની અઠ્ઠાઇની તપશ્ચર્યા નિમિત્તે સૂરીશ્વરજીને પોતાને ત્યાં પાવન પગલાં કરવાની વિનંતિ કરી હતી, તેનો સ્વીકાર કરી સૂરીશ્વરજી પોતાના શિષ્યો તથા શ્રીસંઘ સાથે વાજતેગાજતે તેમને ત્યાં પધાર્યા હતા અને ઉચિત હિતશિક્ષાવડે સહુની ધર્મભાવના સતેજ કરી હતી. છેવટે શેઠશ્રી તરફથી શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી. અનેકોએ અનેકવિધ પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી હતી.

શેઠ છગનલાલ જટાશંકરના ધર્મપત્નીએ ૧૧ ઉપવાસની તપશ્ચર્યા કરી હતી, તે નિમિત્તે પણ સૂરીશ્વરજીને પગલાં કરવાની વિનંતિ થઈ હતી, એટલે સૂરીશ્વરજી શ્રીસંઘ સમેત વાજતેગાજતે તેમને ત્યાં પધાર્યા હતા. તેઓશ્રીના ઉપદેશથી પ્રેરણા પામી શેઠશ્રીએ સજોડે ચતુર્થવ્રત ગ્રહણ કર્યું હતું અને શ્રીફળની પ્રભાવના કરી સારો લાભ લીધો હતો.

### ઓળીનું આરાધન

અનુક્રમે ઓળીના દિવસો આવતાં શ્રીસંઘ તરફથી સૂરીશ્વરજીની પુણ્ય નિશ્રામાં નવપદજીનું આરાધન ઘણી ધામધૂમથી કરવામાં આવ્યું હતું. તેમાં ૩૦૦ જેટલાં સ્ત્રી-પુરુષોએ ભાગ લીધો હતો.

### શેષ પ્રવૃત્તિ

જ્ઞાનપંચમીની આરાધના પણ ઉત્તમ પ્રકારે થઈ હતી. ચોમાસી ચૌદશના રોજ સેંકડો પોષધ થયા હતા. શેઠ હીરાલાલ વિકમસી તરફથી ભારે પૂજા ભણાવાઈ હતી.

### ચાતુર્માસ-પરિવર્તન

કાર્તિક પૂર્ણિમાએ પ્રાતઃકાળમાં આચાર્યશ્રી આદિ મુનિગણનું ચાતુર્માસ પરિવર્તન દાદાવાડીમાં થયું હતું. તે વખતે ઇંદ્રધ્વજા, પ્રભુજીનો રથ, પ્રભુજીની પાલખી, ચાંદીના ઘોડાવાળો રથ, ત્રણ બેંડમંડળી વગેરે ભારે ઠાઠમાઠથી જનમેદની સાથે ચાલી હતી. ત્યાં શ્રીસિદ્ધગિરિનાં પટદર્શન કરવામાં આવ્યાં હતાં. ભક્તિની ભારે ધૂમ મચી હતી.

બપોરે સકળ સંઘની નવકારસી થઇ હતી, તેનો લાભ પાંચથી સાત હજાર માણસોએ લીધો હતો.

નમતા પહોરે પાંજરાપોળમાં આચાર્યશ્રીની અધ્યક્ષતામાં 'જીવદયા' સંબંધી એક સભા રાખવામાં આવી હતી. તેમાં અહીંની હાઇકોર્ટના જજે પૂજ્ય આચાર્યશ્રીનો ખૂબ આભાર માન્યો હતો. પૂજ્ય આચાર્યશ્રીએ જોશીલી શૈલિમાં જીવદયાનું સ્વરૂપ દર્શાવી સર્વ સભાજનોને સુંદર રાહ દર્શાવ્યો હતો.




વગેરે પ્રદેશોમાંથી એક હજાર જેટલાં સ્ત્રી-પુરુષો આવી પહોંચ્યા હતાં. મદ્રાસના શ્રીસંઘે તેમનો ઉચિત સત્કાર કર્યો હતો.

પર્યુષણ પર્વની આરાધના ખૂબ જ રૂડી રીતે થઇ હતી. આવો ઉત્સાહ અને આવી ધામધૂમ મદ્રાસ શહેરમાં પૂર્વે કદી પણ જોવામાં આવી ન હતી, એમ કહીએ તો પણ કંઈ ખોટું નથી. મુનિરાજશ્રી ચંદનવિજયજીના શિષ્ય મુનિરાજશ્રી અનંતવિજયજીએ ૫૧ ઉપવાસ કર્યા હતા, કોલ્હાપુરવાળા એક તપસ્વીભાઇએ માસખમણની તપશ્ચર્યા કરી હતી, ત્રણ તપસ્વીઓએ ૧૬ ઉપવાસ કર્યા હતા, છ તપસ્વીઓએ ૧૫ ઉપવાસ કર્યા હતા અને સવાસોથી પણ અધિક તપસ્વીઓએ અઠ્ઠાઇની તપશ્ચર્યાથી પોતાના આત્માને ઉજ્જવલ બનાવ્યો હતો. નાની તપશ્ચર્યાઓ પુષ્કળ હતી, એટલે તેની ગણના થઈ શકે તેમ ન હતી. ચોસઠપહોરી તથા અન્ય પોષધો સારા પ્રમાણમાં થયા હતા, કહો કે તેમાં નહિ ધારેલી સંખ્યાએ ભાગ લીધો હતો. વળી દેવદ્રવ્યાદિ ખાતામાં રૂપિયા દશથી બાર હજારની ઉપજ થઈ હતી, તે પણ નોંધપાત્ર હતી.

અક્ષયનિધિતપમાં ૪૦૦ થી ૪૫૦ જેટલાં સ્ત્રી-પુરુષો જોડાયા હતાં. તેમની શ્રીસંઘ તરફથી હંમેશા ભક્તિ કરવામાં આવતી હતી, તેમજ તે નિમિત્તે એક ભવ્ય વરઘોડો ચડાવવામાં આવ્યો હતો, જેમાં ચાંદીનો રથ વગેરે સામગ્રી ખાસ દર્શનીય હતી. આ વરઘોડામાં હજારો સ્ત્રી-પુરુષોએ હાજરી આપી હતી, એટલે તે યાદગાર બની ગયો હતો. તપશ્ચર્યાનિમિત્તે બીજા પણ નાના મોટા અનેક વરઘોડા ચડ્યા હતા, તેનો પ્રભાવ જનતા પર ઘણો સારો પડ્યો હતો. સહુ તપશ્ચર્યા તથા જૈન શાસનની ભૂરિ ભૂરિ અનુમોદના કરતા હતા. આ તપનિમિત્તે તપસ્વીઓની ભક્તિ કરવાની વાત નીકળતાં રૂપિયા ૧૦૦૦૦ ની રકમ જોતજોતામાં ભરાઈ ગઇ હતી.

ભાદરવા સુદિ ૫ ના દિવસે શેઠ ધનાલાલ મંછાલાલ તરફથી પારણાં કરાવવામાં આવ્યાં હતાં, તેનો લાભ છથી સાત હજાર માણસોએ લીધો હતો.

મુનિરાજશ્રી કીર્તિવિજયજી, મુનિરાજશ્રી કનકવિજયજી તથા મુનિરાજશ્રી પૂર્ણભદ્રવિજયજીને પર્યુષણ પર્વની આરાધના કરાવવા માટે જૂના મંદિરે મોકલવામાં આવ્યા હતા. ત્યાં પણ દેવદ્રવ્યાદિ ખાતાઓમાં રૂપિયા સાતથી આઠ હજારની ઉપજ થઈ હતી અને વ્યાખ્યાન વગેરેનો લાભ હજારો સ્ત્રીપુરુષોએ લીધો હતો.

પગલાં કર્યાં

આવા સમર્થ સૂરીશ્વરજીનાં પાવન પગલાં પોતાને ત્યાં થાય, તેવું કોણ ન ઇચ્છે ?





મદ્રાસ–સાહુકાર પેટનાં વિશાળ વ્યાખ્યાન હોલમાં ૬૪ ઇંદ્ર–ઇંદ્રાણીઓ અને અષ્ટાપદ તીર્થની ભવ્ય રચનાપૂર્વક શ્રી અષ્ટાપદજીની ભવ્ય પૂજા ભણાવાઇ હતી તે પ્રસંગનાં દશ્યો.





મદ્રાસ–ગુજરાતી જૈન પાઠશાળાનો મેળાવડો હજારો જન સમક્ષ પૂ. પા. ગુરુદેવની પુણ્યનિશ્રામા ભવ્ય રીતે ઉજવાયો હતો

ભવ્ય મેળાવડો અહીં પહેલી વાર જ થયો હતો. તે માટે ધાર્મિક શિક્ષક શ્રીયુત કાંતિલાલ નગીનદાસે સારી જહેમત ઉઠાવી હતી.

### ઉપધાન તપની આરાધના

સૂરીશ્વરજીના સદુપદેશથી શેઠ કાનમલજી કૃપાચંદજી સમદડીયા નાગોરવાળા, શેઠ મોતીચંદ ગુણેશમલ માંડોલીવાળા, શેઠ ઉમેદચંદજી શેઠિયાના ધર્મપત્ની શ્રી બાદલબાઇ તથા શ્રીસંઘને મહામંગલકારી ઉપધાન તપનું આરાધન કરાવવાની ભાવના થતાં પ્રથમ પ્રવેશ મુહૂર્ત માગસર સુદિ ૫ ને શુક્રવારનું તથા બીજું પ્રવેશ મુહૂર્ત માગસર સુદિ ૧૦ ને મંગળવારનું આપવામાં આવ્યું હતું. તે માટે તડામાર તૈયારીઓ ચાલુ થઈ હતી અને આરાધકોનાં નામો લખાવા માંડયાં હતાં.

ઉપધાન તપની આરાધના કરતાં રાત્રિદિવસ પોષધમાં જ રહેવાનું હોય છે, એટલે સર્વ વ્યવહાર સાધુના જેવો રાખવો પડે છે. વળી રોજ ૧૦૦ ખમાસમણ દેવાનાં હોય છે, ત્રણ–ચાર વાર દેવવંદન કરવાનું હોય છે, બે હજાર ગાથાનો સ્વાધ્યાય કે તેટલો જ નમસ્કાર મંત્રનો જાપ કરવાનો હોય છે અને ઉપવાસ, આયંબિલ કે એકાસણાંની નિયત તપશ્ચર્યા કરવાની હોય છે, એટલે ધાર્મિક સંસ્કારોથી ટેવાયેલા અને મુખ્યતયા નિવૃત્તિપ્રધાન સ્ત્રીપુરુષો જ તેમાં વિશેષ ભાગ લે છે. પરંતુ સૂરીશ્વરજીના સદુપદેશે અહીં શ્રદ્ધા, સંયમ તથા તપનું એવું અદ્‌ભુત વાતાવરણ ઊભું કર્યું હતું કે મોટા મોટા કામ–ધંધાવાળા તથા નવલોહિયા યુવાનોને પણ તેમાં જોડાવાની ભાવના થઇ અને તેમણે સાનંદ સહર્ષ પોતાનાં નામો નોંધાવી દીધા. નિર્ધારિત મુહૂર્તે ૪૦૦ જેટલા આરાધકોએ તેમાં પ્રવેશ કર્યો.

આચાર્યશ્રી તથા મુનિરાજ શ્રી કીર્તિવિજયજીની પુણ્ય નિશ્રામાં એ આરાધના ઉત્તમ પ્રકારે થવા લાગી. તે માટે ખાસ રચાયેલી ઉપધાન–તપસમિતિએ પણ તપસ્વીઓની ભક્તિ કરવામાં કોઇ મણા રાખી નહિ. એમ કરતાં માલારોપણનો સમય નજીક આવ્યો, એટલે મહોત્સવની યોજના થઇ અને તે માટે દાદાવાડીનું સ્થાન પસંદ કરવામાં આવ્યું.

કન્યા કુલવતી હોય, રૂપ લાવણ્યથી યુક્ત હોય અને તેને મણિ મુક્તાનાં અનુપમ આભૂષણોથી શણગારવામાં આવે તો શી ખામી રહે ? અહીં પણ તેવું જ બન્યું. દાદાવાડી પોતાની નૈસર્ગિક શોભાથી યુક્ત હતી અને તેને વીજળીની રંગબેરંગી સેંકડો બત્તીઓ, કલામય સુંદર કમાનો તથા વિવિધ સુભાષિતોને રજૂ કરતાં આકર્ષક બોર્ડોથી સુંદર રીતે શણગારવામાં આવી, એટલે તેની શોભા સોળે કળાએ ખીલી ઉઠી. આ જોઇ ઘણાનાં

પરાઓમાં પરિભ્રમણ

ત્યાંથી પુરુષવાકં સંઘની વિનંતિ સ્વીકારી સૂરીશ્વરજી વગેરે પુરુષવાકં પધાર્યા હતા અને બે દિવસ સુધી વીતરાગ પ્રભુની વાણી સંભળાવી સહુને કૃતાર્થ કર્યા હતા. છેવટે લાડુની પ્રભાવના થઈ હતી. ત્યાંથી મામ્બલંના શેઠ કેશવલાલભાઇ તથા શેઠ મગનભાઇ વગેરેની વિનંતિથી મામ્બલં પધાર્યા હતા. ત્યાં પણ બે દિવસ સુધી વ્યાખ્યાન–વાણીનો જોરદાર પ્રવાહ વહેવડાવતાં જૈન–જૈનેતર સહુએ સારો લાભ લીધો હતો. છેવટે શ્રીફળની પ્રભાવના થઇ હતી. અહીં જિનમંદિરની જરૂર જણાતાં પૂજ્યશ્રીએ તે માટે ઉપદેશ આપ્યો હતો. પરિણામે ઘરદહેરાસર કરાવવાનું નક્કી થયું હતું. ત્યાંથી બાપાલાલ એન્ડ કંપનીવાળા શેઠ માણેકલાલભાઇની વિનંતિથી મઇલાપોર પધારતાં સોના–રૂપાનાં ફૂલડે વધાવવામાં આવ્યા હતા. અહીં શેઠ માણેકલાલભાઇએ સર્વે સાધર્મિક ભાઇઓની ભક્તિ બહુ સારી રીતે કરી હતી. ત્યાંથી આચાર્યશ્રી વગેરે પુનઃ સસ્વાગત મદ્રાસ પધાર્યા હતા.

શ્રી અષ્ટાપદજીની ભવ્ય પૂજા

કારતક વદિ ૪ ને રવિવારના દિવસે વાંકાનેરવાળા શેઠ શાંતિલાલ નવલચંદ તરફથી સાવકાર પેટના વિશાળ વ્યાખ્યાન હૉલમાં શ્રી અષ્ટાપદજીની પૂજા અનેરા ઠાઠથી ભણાવવામાં આવી હતી, તેમાં હજારો સ્ત્રી–પુરુષોએ ભાગ લીધો હતો અને શ્રી અષ્ટાપદજીની આકર્ષક રચના તથા ૬૪ ઇંદ્ર–ઇંદ્રાણીઓનું અપૂર્વ દૃશ્ય જોઈ અત્યંત આહ્લાદ અનુભવ્યો હતો. સ્થળસંકોચના કારણે હજારો સ્ત્રીપુરુષોને પાછા જવું પડ્યું હતું. મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ આ પૂજાનો ભાવાર્થ તથા મહિમા સમજાવ્યો હતો, તેની શ્રોતાઓ ઉપર ઊંડી અસર થઇ હતી. ટૂંકમાં આ પૂજાએ જનતાનાં હૃદયમાં ભક્તિરસની ભરતી આણી હતી કે જે સમ્યક્ત્વને શુદ્ધ કરવામાં અત્યંત ઉપયોગી છે તથા તીર્થંકરનામકર્મનું ઉપાર્જન કરાવી શકે છે. છેલ્લે સ્નાત્રિયાઓને પેંડાની પ્રભાવના થઇ હતી. એકંદર આ પ્રસંગ ચિરસ્મરણીય બન્યો હતો.

પાઠશાળાનો ઇનામી મેળાવડો

અહીંની ગુજરાતી જૈન પાઠશાળાની પરીક્ષા મુનિરાજ શ્રીકીર્તિવિજયજીએ લીધી હતી. પરિણામ સુંદર આવ્યું હતું. તેનો મેળાવડો પૂજ્ય આચાર્યશ્રીની પુણ્ય નિશ્રામાં કાર્તિક વદિ અમાવાસ્યાને રોજ સાવકારપેટના વિશાળ વ્યાખ્યાનહૉલમાં યોજાયો હતો. બાલ–બાલિકાઓએ અપૂર્વ બોધપાઠ આપતાં સંવાદ, મધુર ગીતો અને ગરબાઓ વગેરેનો આકર્ષક કાર્યક્રમ રજૂ કરી જનતાનાં હૃદયને જીતી લીધાં હતાં. તેમને શ્રીયુત લાલચંદજી ઢઢ્ઢાના હસ્તે સેંકડો રૂપિયાનાં ઇનામો અપાયાં હતાં. પાઠશાળાનો આવો




ઘણા જ દયાળુ છે.' આથી એક દેવે તેમની પરીક્ષા કરવા બાજનું રૂપ ધારણ કર્યું અને એક માયાવી કબૂતરનો પીછો પકડ્યો. તે કબૂતર રાજાની પાસે આવી પહોંચતાં રાજાએ તેને અભયદાન આપ્યું અને બાજે પોતાનાં ખાજની માગણી કરતાં પોતાની જાંઘનું માંસ કાપી આપ્યુ. પરંતુ વજનમાં તે ઓછું પડ્યું, એટલે પોતાનું સમસ્ત શરીર ત્રાજવામાં મૂકી દીધું અને બાજને સમર્પણ કર્યું. આ જોઇ દેવ નમી પડ્યો અને પ્રશંસા કરતો સ્વર્ગે સીધાવ્યો. ભયત્રસ્ત પ્રાણીનું જીવનના ભોગે પણ રક્ષણ કરવું, એ આ રચનાનો પ્રકટ બોધ હતો.

**રચના ચોથી :** કમઠ યોગી જટા વધારી પંચાગ્નિ તપ કરી રહ્યો હતો, ત્યાં શ્રી પાર્શ્વકુમાર પરિવાર સહિત આવી પહોંચ્યા અને યોગીને જણાવ્યું કે 'જ્ઞાન તથા દયાથી રહિત તપ કરવાથી કોઈ લાભ નથી.' આ સાંભળી કમઠ અત્યંત ક્રોધાયમાન થયો. ત્યારે શ્રી પાર્શ્વકુમારે સેવકો પાસે બળતું કાષ્ઠ કપાવ્યું, તો તેમાંથી એક બળી ગયેલો સર્પ બહાર નીકળ્યો. આ સાપ હવે થોડી ક્ષણોમાં જ મરવાનો હતો, એટલે શ્રી પાર્શ્વકુમારે તેને સેવકોનાં મુખે નવકાર મંત્ર સંભળાવ્યો. તેના પ્રભાવથી તે ભુવનપતિ ઇંદ્રનો સ્વામી ધરણેન્દ્ર થયો. આ ઘટનાથી સર્વત્ર શ્રી પાર્શ્વકુમારની પ્રશંસા થઇ અને સહુ કહેવા લાગ્યું કે 'કેવું અદ્‌ભૂત જ્ઞાન! કેવો નવકાર મંત્રનો પ્રભાવ!!'

**રચના પાંચમી :** ચંડકૌશિક સર્પના ત્રાસથી કૌશાંબીના રસ્તે આવેલું કનખલ નામનું તપોવન ઉજ્જડ બની ગયું હતું, રસ્તાઓ વેરાન થઇ ગયા હતા, કોઈ મનુષ્ય એ માર્ગે ફરકતો ન હતો. લોકોએ વારવા છતાં પ્રભુ મહાવીર એ માર્ગે વિચર્યા અને સર્પના રાફડાની નજીક ધ્યાન ધરીને ઊભા રહ્યા. સર્પે તેમના સામે પોતાની અત્યંત વિષભરી દૃષ્ટિ ફેંકી, પણ તેની કંઇ અસર થઈ નહિ. આથી ખૂબ ક્રોધમાં આવી પગે ડંસ દીધો કે પગમાંથી શ્વેત દૂધ સમાન લોહીની ધારા વહેવા લાગી.

પ્રભુ મહાવીર ક્ષમાની અદ્વિતીય મૂર્તિ હતા. તેમણે સર્પના પર કરુણા લાવી એટલું જ કહ્યું : 'હે ચંડકૌશિક બુજ્ઝ! બુજ્ઝ! (બોધ પામ, બોધ પામ.)' અને સર્પની સાન ઠેકાણે આવી ગઈ. તેને જાતિસ્મરણ જ્ઞાન થયું. તેના પ્રભાવે તેણે પોતાનો પૂર્વભવ જોયો અને ક્રોધનાં પરિણામે મારે સર્પ થવું પડ્યું છે, એમ જાણ્યું. એટલે તે બોધ પામ્યો અને અનશનવ્રત ગ્રહણ કરી નિષ્કંપ અવસ્થામાં પડી રહ્યો. કીડીઓ તેને કરડવા લાગી, પણ તે બિલકુલ હાલ્યો-ચાલ્યો નહિ. એ સંયમના પ્રભાવે મૃત્યુ પામી દેવલોકમાં ઉત્પન્ન થયો. '**क्षमा वीरस्य भूषणम्**' એ આ રચનાનો સ્પષ્ટ બોધ હતો.

**રચના છઠ્ઠી :** પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવસ્વામી રાજ્યવૈભવ છોડી, દીક્ષા ગ્રહણ




મનમાં પ્રશ્ન ઉઠતો હતો કે 'અલકાપુરીની શોભા શું આથી પણ અધિક હશે ?' 'નંદનવનની શોભા શું આથી પણ ચઢિયાતી હશે ?'

આ મહોત્સવમાં ભાગ લેવા માટે દેશ-પરદેશના શ્રીસંઘોને મુદ્રિત આમંત્રણો મોકલવામાં આવ્યા હતા, એટલે જુદા જુદા સ્થળોએથી પાંચેક હજાર જેટલા મહેમાનો મદ્રાસનાં આંગણે ઉતરી પડચા હતા.

પોષ વદિ ૧૨ થી મનોહર મંડપમાં મહોત્સવનાં મંડાણ થયાં. હમેશા પૂજાઓ ભણાવવાનું તથા દિલચસ્પ અંગરચનાઓ કરવાનું શરુ થયું. નવસારીવાળા સંગીતકાર નટવરલાલ તથા ગવૈયા ચીમનલાલ આદિએ પૂજા અને ભાવનામાં બરાબર રંગ જમાવવા માંડચો. જૈન મીશનની સંગીત મંડળીએ પણ ભક્તિભર્યાં વિવિધ નૃત્યોથી જનતાનું ધ્યાન સારી રીતે આકર્ષિત કર્યું.

કલામય રચનાઓ

કોલ્હાપુરવાળા શ્રી બાબુભાઈ પરમારની દેખરેખ નીચે તૈયાર થયેલી કલામય રચનાઓ આ મહોત્સવનું અપૂર્વ અંગ બની. તેનો અહીં ટૂંક પરિચય આપવામાં આવે છે.

**રચના પહેલી:** જંબૂદ્વીપની વચ્ચે એક લાખ યોજનની ઊંચાઈવાળો સ્વર્ણમંડિત મેરુપર્વત છે, તેના પર દેવ-દેવીઓ તીર્થંકર ભગવાનનો સ્નાનાભિષેક કરી રહ્યા છે.

**રચના બીજી, અ:** ખંધક મુનિ એક રાજકુમાર હતા. તેમણે રાજવૈભવનો ત્યાગ કરી દીક્ષા લીધી હતી અને ઘોર તપસ્યામાં મગ્ન થયા હતા. આ કારણે તેમની કાયા અત્યંત કૃશ થઇ ગઈ હતી અને ઓળખાય તેવી રહી ન હતી. તેઓ એક વાર પોતાના બનેવી રાજાના રાજ્યમાં પ્રવેશ કરે છે, તેની બહેન 'આ નક્કી મારો ભાઈ છે' એવી આશંકાથી તેમની સામે ટીકી ટીકીને જોઇ રહે છે. આ જોઇ રાજાના મનમાં સંદેહ ઉત્પન્ન થાય છે કે નક્કી આ મારી પત્નીનો કોઈ પૂર્વપ્રેમી છે.

**રચના બીજી, આ:** રાજાના હુકમથી સેવકો ખંધક મુનિની ચામડી ઉતારી રહ્યા છે, પરંતુ તેઓ ધ્યાનમાંથી ડગતા નથી. અપૂર્વ સમતા રસમાં ઝીલતા આખરે કેવળજ્ઞાન થાય છે અને મોક્ષમાં સીધાવે છે. ગમે તેવા વિકટ સંયોગોમાં પણ મનનું સમતોલપણું જાળવી રાખવું અને આત્મા સામે જ દૃષ્ટિ રાખવી એ આ રચનાનો મુખ્ય બોધ હતો.

**રચના ત્રીજી:** સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ સ્વામી પૂર્વજન્મમાં મેઘરથ નામે રાજા હતા. તે વખતે દેવલોકમાં ઇંદ્રિ તથા અન્ય દેવોની સમક્ષ પ્રશંસા થઇ કે 'તેઓ

ભરતચક્રવર્તીએ વિરાજિત કરેલી ચોવીશ તીર્થંકરોની દેહપ્રમાણ તથા વર્ણલક્ષણયુક્ત રત્નમય પ્રતિમાઓનાં દર્શન કરાવવાં એ આ રચનાનો મુખ્ય ઉદ્દેશ હતો.

**રચના નવમી :** શ્રી ગજસુકુમાલ રાજ્યવૈભવ છોડી, દીક્ષા ગ્રહણ કરી, સ્મશાન-ભૂમિમાં કાયોત્સર્ગ-ધ્યાને ઊભા રહ્યા છે. ત્યાં તેમનો સસરો સોમીલ બ્રાહ્મણ આવે છે અને પોતાની પુત્રીનો ભવ બગાડવા માટે તેમના પર અત્યંત કોપ કરે છે. પછી મસ્તક પર માટીની પાળ બાંધી, તેમાં સળગતા અંગારા નાખે છે અને વેર વાળ્યાનો સંતોષ પામી વિદાય થાય છે. પરંતુ ગજસુકુમાળ મુનિ પોતાનાં ધ્યાનમાંથી જરા પણ ચલિત થતા નથી. આવા ઉત્કૃષ્ટ ધ્યાનના પ્રતાપે તેમની કર્મશૃંખલાઓ તૂટી જાય છે, કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને અનંત-અક્ષય સુખનાં ધામ સમી મોક્ષનગરીએ સીધાવે છે. શ્રમણોનું સાચું ભૂષણ સમતા છે, એટલે તેનું પ્રાણાંતે પણ પાલન કરવું જોઈએ, એ આ રચનાનો મુખ્ય બોધ હતો.

**રચના દશમી :** રૂપાનો, સોનાનો અને રત્નનો એમ ત્રણ ગઢો રચાયેલા છે. વચ્ચે સુંદર સમવસરણ છે. તેની અંદર બેસી ત્રિકાળજ્ઞાની અરિહંત પરમાત્મા બાર પર્ષદાને ઉપદેશ આપી રહ્યા છે. તેમના સમવસરણમાં વાઘ અને બકરી, ઉંદર અને બિલાડી, સાપ અને નોળિયા જેવા તિર્યંચો નજરે પડે છે, પણ પરસ્પરનો વૈરભાવ ભૂલી ગયા છે. જાણે પરમ મિત્ર હોય તેવી મમતાથી સહુ સાથે બેઠેલા છે, તે અરિહંત ભગવાનનો અતિશય સૂચવે છે.

અરિહંત પરમાત્મા આ વિશ્વની એક અલૌકિક વિભૂતિ છે અને ચોત્રીશ અતિશયથી યુક્ત છે, એમ બતાવવું એ આ રચનાનો મુખ્ય ઉદ્દેશ હતો.

આ રચનાઓવાળા મંડપનું ઉદ્ઘાટન શાહ મૂળચંદ મંછાલાલના હાથે કરવામાં આવ્યું હતું. તે પ્રસંગે ધાર્મિક ખાતાના પ્રધાન શ્રીયુત કે. વેંકટસ્વામી નાયડુની હાજરી ખાસ ધ્યાન ખેંચનારી થઈ પડી હતી. આ રચનાઓ જોઈને તેમણે પોતાની ભારે ખુશાલી વ્યક્ત કરી હતી અને ત્યાગી સંસ્થા માટે અતિ ઊંચો અભિપ્રાય દર્શાવ્યો હતો.

મદ્રાસ ધારાસભાના સ્પીકર, કોંગ્રેસ સ્થાનિક સમિતિના પ્રમુખ, હાઈકોર્ટના જજ, અન્ય અધિકારીઓ, આગેવાન શહેરીઓ, કેટલાક અમેરિકન પ્રવાસીઓ તથા શ્રીરામકૃષ્ણ પરમહંસ વગેરે ધર્માચાર્યોએ આ રચનાઓ જોઈ પોતાનો આનંદ વ્યક્ત કર્યો હતો, તેમજ પોતાનાં વક્તવ્યોમાં જૈનોના ત્યાગ, સંયમ અને તપની ભારે પ્રશંસા કરી હતી.

મદ્રાસના રાજ્યપાલ શ્રીયુત શ્રીપ્રકાશ આ રચનાઓ નજરે નિહાળી શક્યા ન હતા, તે બદલ પોતાની દિલગીરી વ્યક્ત કરી હતી.




કરી, શુદ્ધ આહાર પ્રાપ્ત કરવા માટે ઘરે ઘરે ઘૂમી રહ્યા છે, પરંતુ તેમને શું અપાય અને શું ન અપાય ? તે લોકો જાણતા નથી. તેથી કોઈ ધનમાલ ધરે છે, કોઈ હાથી ઘોડા લાવે છે, તો કોઈ પોતાની કન્યાઓ સમર્પણ કરવા તૈયાર થાય છે. પરંતુ તેઓ તેમાંનું કંઈ પણ લેતા નથી. આ રીતે એક વર્ષ સુધી ફરવા છતાં શુદ્ધ આહાર મળતો નથી, એટલે તેમનો ઉપવાસ ચાલુ રહે છે. આખરે શ્રેયાંસકુમાર શેરડીનાં પ્રાસુક રસથી પારણું કરાવે છે અને સર્વત્ર જયજયકાર થાય છે. સાધુ શુદ્ધ આહારપાણીથી પોતાનો જીવનનિર્વાહ કરે છે અને તે ન પ્રાપ્ત થાય તો તપશ્ચર્યામાં આનંદ પામે છે, એ આ રચનાનો સ્પષ્ટ બોધ હતો.

**રચના સાતમી :** ઈલાચીકુમાર એક ધનાઢ્ય શેઠનો પુત્ર હતો, પણ નટીના મોહમાં ફસી નટ બન્યો હતો. જો તે કોઇ રાજાને પ્રસન્ન કરી મોં-માંગ્યું ઇનામ મેળવે તો નટી તેને પરણે તેમ હતી, એટલે તે બેનાતટ નગરે જઈ રાજાની આગળ જીવ-સટોસટના ખેલો કરી રહ્યો હતો. પરંતુ નટડીનું રૂપ જોઇ રાજાની દાનત બગડી હતી, એટલે ગમેતેવા સુંદર ખેલો કરવા છતાં તે રાજી થતો ન હતો અને ફરીફરીને ખેલો કરાવતો હતો. તેનાં મનમાં એમ કે જો આ નટ આ રીતે ખેલો કરતાં મરી જાય, તો નટડી મારી થાય.

ઈલાચીકુમાર અતિ ઊંચા વાંસ પર ચડીને એક અદ્ભુત ખેલ કરી રહ્યો હતો કે તેની નજર સામેનાં મકાનમાં પડી. ત્યાં એક સુંદર મહિલા મોદકનો થાળ ભરીને ઊભી હતી અને મુનિરાજને લેવાનો આગ્રહ કરી રહી હતી, પરન્તુ મુનિરાજ તે ગ્રહણ કરતા ન હતા, એટલું જ નહિ પણ તે ઊંચી આંખે પેલી મહિલા સામું જોતા પણ ન હતા. આ જોઈ તેને વિચાર આવ્યો કે 'ક્યાં આ મુનિ ? અને ક્યાં હું ? તેઓ કેટલા નિઃસ્પૃહ છે ? કેવા ત્યાગી છે ? અને હું તો વિષયનો કીડો બની એક મહિલાના મોહમાં ફસાઈ ગયો છું. ધિક્કાર છે મને ! ફીટકાર છે મને !' એમ પશ્ચાત્તાપ કરતાં કર્મબંધનો તૂટી ગયાં અને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તે જોઈ નટડી, રાજા તથા રાણી પણ પ્રતિબોધ પામ્યા અને ઉત્તમ ભાવના ભાવતાં કેવળજ્ઞાનથી યુક્ત થયા.

'કર્મવશાત્ મનુષ્ય નીચો પડે છે પણ શુભ આલંબન મળી જાય તો તેનો ઉદ્ધાર થતા વાર લાગતી નથી.' એ આ રચનાનો પ્રકટ ઉદ્દેશ હતો.

**રચના આઠમી :** ઉત્તરાખંડમાં અષ્ટાપદ નામનો પર્વત આવેલો છે. તેના પર

## મહોત્સવોમાં થયેલી વિવિધ અને આકર્ષક રચનાઓ.



શ્રી અષ્ટાપદજીની ભવ્ય રચના.



શ્રી પાર્શ્વનાથસ્વામી અને કમઠ તાપસ.



શ્રી શાંતિનાથસ્વામી પૂર્વ ભવે મેઘરથ રાજા હતા, તેઓ એક પારેવા ખાતર પોતાના જીવનનું બલિદાન આપી રહ્યા છે.



શ્રી ઇલાચીકુમાર દોરડા પર વાંસથી ખેલ કરી રહ્યા છે. નીચે નટડી નાચી રહી છે. એવામાં ભાવનું પરિવર્તન થતાં તેમને કેવળજ્ઞાન થાય છે.



રાજસેવકો ક્ષમામૂર્તિ શ્રી ખંધક મુનિની ચામડી ઉતારી રહ્યા છે, પણ મુનિવર આત્મધ્યાનમાં લીન છે.



ભગવાન શ્રી ઋષભદેવસ્વામીને શ્રી શ્રેયાંસકુમાર ઇક્ષુરસથી પારણું કરાવી રહ્યા છે.



ભગવાન મહાવીરદેવ પોતાના ચરણે ડંખ દેવા આવેલા ચંડકૌશિકને મધુર વાણીથી સંબોધી રહ્યા છે: હે કૌશિક! બુજ્ઝ બુજ્ઝ



ક્ષમાભંડાર શ્રી ગજસુકુમાલ મુનિના મસ્તક પર તેના સસરા સોમિલ બ્રાહ્મણ ખેરના અંગારા મૂકે છે મુનિશ્રી સમતારસના કુંડમાં ઝીલી રહ્યા છે




હતું અને આવા દયાસદનની ખૂબ ખૂબ આવશ્યકતા જણાવી સંસ્થાના મુખ્ય કાર્યકર્તા શ્રીમાન્ ગોપીકૃષ્ણ ગોકુળદાસને આ કાર્ય બદલ અંતરનાં અભિનંદન આપ્યાં હતાં. પછી આગળ બોલતાં જણાવ્યું હતું કે 'આજનો પ્રસંગ ખરેખર અજોડ છે, કારણ કે એક ત્યાગી જૈનાચાર્યની પુનિત છાયામાં આવા પવિત્ર સદનનું ઉદ્ઘાટન કરવામાં આવે છે.' બાદ તેમણે પૂજ્ય ગુરુદેવના આશીર્વાદ માગ્યા હતા અને આ કાર્ય ખૂબ જ આગળ ધપે તે માટે જનતાને સહાય કરવા વિનંતિ કરી હતી.

પ્રમુખસ્થાનેથી બોલતાં પૂજ્ય આચાર્યદેવે જણાવ્યું હતું કે, આપણો આ આર્યદેશ ધર્મની પ્રધાનતાવાળો છે. પ્રાચીનકાળમાં તે ઋદ્ધિ–સમૃદ્ધિથી ખૂબ ફાલ્યો-ફૂલ્યો હતો. તે કાળે અહિંસા, સત્ય, નીતિ અને સદાચાર મુખ્ય ગણાતા હતા. આજે આપણે આબાદીનાં સ્વપ્ન સેવીએ છીએ પણ ધર્મ, આત્મા–પરમાત્મા, દયા, સત્ય, નીતિ અને સદાચારના સનાતન સિદ્ધાંતોને નેવે મૂક્યા છે. તેથી જ આબાદીનું રટન કરવા છતાં આપણે આબાદી, સુખ, શાંતિ મેળવી શકતા નથી. આજે આ દયાસદનનું ઉદ્ઘાટન દીનદુ:ખી જનોના ઉદ્ધાર માટે થઇ રહ્યું છે, તે ખરેખર પ્રશંસાને પાત્ર છે. લક્ષ્મી ચંચળ છે, પણ તેના દ્વારા આવાં સત્કાર્યો કરી આત્માએ માનવ–જન્મની સફળતા કરવી જોઇએ.

ઉપરાંત બીજું પણ પ્રાસંગિક પ્રવચન કર્યું હતું, તે સાંભળીને સર્વ શ્રોતાજનો અત્યંત પ્રભાવિત થયા હતા.

શ્રીમાન્ રાજાજી પણ આ પ્રવચનથી અત્યંત ખુશ થયા હતા, એટલે બીજી વાર ઊભા થઇ ભાષણ કરતાં જણાવ્યું હતું કે 'પૂજ્ય મહારાજશ્રીનો ઉપદેશ આપણે સહુ જો વધાવી લઇએ તો ન સરકારની જરૂર છે, ન કોર્ટ–કચેરીની જરૂર છે, ન પોલિસની જરૂર છે.' પછી તેમણે પુનઃ આશીર્વાદ માગ્યા હતા અને જનતાને આવી રીતે ઉપદેશ મળતો રહે તે માટે આંતરિક અભિલાષા વ્યક્ત કરી હતી.

### માલારોપણ અને દીક્ષાવિધિ

માહ સુદિ ૪ ની સવારે ૧૫ થી ૨૦ હજાર માણસની પ્રચંડ મેદની વચ્ચે ૪૦૦ તપસ્વીઓ પૈકી ૨૮૦ ભાઈબહેનોને માલારોપણ ક્રિયાની શરૂઆત થઇ હતી. સાથે સાથે મુમુક્ષુ રતનચંદભાઇને દીક્ષા આપવાની ક્રિયા કરાવવામાં આવી હતી. રૂ. ૫૧૦૦ની ઉછામણીથી શેઠ જગરૂપજી મંછાલાલજીની ધર્મપત્નીએ પહેલી માળ પહેરવાનો લહાવો લીધો હતો. કુલ ઉપજ રૂપિયા ૨૫ થી ૩૦ હજારની થઇ હતી.

દિગ્બંધનાવસરે રતનચંદભાઈનું નામ શ્રી માણેકવિજયજી સ્થાપી પૂજ્ય મુનિરાજ શ્રી કીર્તિવિજયજીના શિષ્ય તરીકે જાહેર કરવામાં આવ્યા હતા.

ટૂંકમાં આ રચનાઓએ મદ્રાસની જૈન તથા જૈનેતર જનતામાં ભારે રસ પેદા કર્યો હતો, એટલે પ્રતિદિન હજારો પ્રેક્ષકો તેની મુલાકાતે આવતા હતા અને રવિવારના દિવસે વ્યાખ્યાન સાંભળવા તથા તપસ્વીઓને શાતા પૂછવા નિમિત્તે તેમાં બીજા પણ હજારો સ્ત્રી-પુરુષોનો ઉમેરો થતો હતો, એટલે સમસ્ત વાતાવરણ જૈનશાસનના જયકારથી ગાજી ઉઠતું હતું. આ મહોત્સવમાં રિક્ષાવાળાઓ રૂપિયા ૮૦૦૦૦ જેટલી મોટી રકમ કમાયા હતા, તે પરથી પાઠકોને ત્યાં આવનારા પ્રેક્ષકોની સંખ્યાનો અંદાજ આવી શકશે.

આ રચનાઓનું રહસ્ય જનતા બરાબર સમજી શકે તે માટે ઉપધાન-તપ-સમિતિ તરફથી 'जैनों का विश्वशान्ति-महामहोत्सव और आदर्श प्रदर्शन' નામની પુસ્તિકા તામિલ, હિંદી અને અંગ્રેજીમાં બહાર પાડવામાં આવી હતી અને તે પ્રેક્ષકોને છૂટા હાથે વહેંચાઇ હતી.

**શ્રી સુમતિનગર**

આ મહોત્સવ અંગે એક નાનકડાં નગરની રચના કરવામાં આવી હતી, તેનું નામ અહીંના મૂળનાયક શ્રી સુમતિનાથ ભગવાન પરથી સુમતિનગર રાખવામાં આવ્યું હતું. તેમાં પ્રતિદિન ૧૫૦૦૦ માણુસોની ભક્તિ થતી હતી.

**માળનો ભવ્ય વરઘોડો**

માહ સુદિ ૩ ની સવારે સાવકારપેટથી માળનો વરઘોડો ચઢ્યો, તે અત્યંત ભવ્ય હતો. વધારે સ્પષ્ટ કહીએ તો સર્વ વરઘોડામાં ચઢિયાતો હતો. તેમાં નગારા, નિશાન-ડંકો, ઇંદ્રધ્વજા, બે હાથી, કેટલાક કોતલ ઘોડા, કેટલાક શણગારેલા ઊંટ, સુંદર વેશમાં સુસજ્જિત નૃત્ય કરતી ભજનમંડળી, છ થી સાત બેન્ડો તથા સેંકડો રૂપિયાનું વરસીદાન દઈ રહેલા દીક્ષાર્થી રતનચંદભાઈ ફૂલથી શણગારેલી મોટરમાં નજરે પડતા હતા. પછી ચાંદીના ઘોડાવાળો નૂતન રથ, જૂનો રથ, પ્રભુજીની પાલખી, સ્વયંસેવક દળ તથા માળ પહેરનારાઓની સેંકડો મોટરો વગેરે સામગ્રી જોવામાં આવતી હતી તથા પંદરથી વીસ હજાર માણુસોવડે અનુસરાતો પૂજ્ય આચાર્યદેવાદિ મુનિગણ સહુની દૃષ્ટિએ પડતો હતો અને અટારી, છજા તથા વિશાળ રસ્તાઓમાં ખીચોખીચ ગોઠવાયેલા હજારો પ્રેક્ષકોની વારંવાર વંદના પામતો હતો. આ વરઘોડા પર વિમાનમાંથી પુષ્પવૃષ્ટિ કરવામાં આવી હતી, એટલે તેનું આકર્ષણ અનેકગણું વધી ગયું હતું.

**દયાસદનનું ઉદ્ઘાટન**

બપોરે પાંજરાપોળની વિશાળ જગામાં પૂજ્યપાદ આચાર્યદેવની પુનિત નિશ્રામાં અહીંના મહામંત્રી શ્રી રાજગોપાલાચારીએ દયાસદનનું ઉદ્ઘાટન કર્યું હતું. તેમણે આચાર્યશ્રીનું આગમન થતાં ઊભા થઇ, હાથ જોડી, નત મસ્તકે ભાવભર્યું સ્વાગત કર્યું

स्थितक्रमेण रङ्गभूमौ अभिनयद्वारा प्रादर्शि येन संतुष्टाः स्वामिपादाः विद्यार्थिभ्यः यथोचित-बहुमानपूर्वकं आशिषः वितेनिरे । जैनभक्तवृन्दानि श्रीस्वामिपादान् "दक्षिणदीपक" इति तुष्टुवुः । प्रतिदिनं श्वेताम्बरार्हतसमाजस्य ज्ञानविकासाय धर्मश्रद्धाकृते जीवनसंस्करणाय च धर्मोपदेशव्याजेन श्रीस्वामिपादैः स्वीयधर्मसिद्धिप्रभाप्रभावः प्रसारितः येषां पवित्रकीर्तीनां दर्शनाय परस्सहस्राः महाजनाः जातिमतभेदमविगणय्य प्रतिदिनं समागच्छन्, जामनगर-महाराजप्रभृतयः वरिष्ठाः लट्टे, मञ्जयहेग्गडे प्रभृतयः समाजप्रमुखाश्च दर्शनेन आत्मनः पवित्रीचक्रुः । श्रीमत्कर्णाटकसिंहासनाधीश्वर श्रीमज्जयचामराज वडेयर् महोदयश्च दर्शनलाभं स्वामिपादानां श्रीजैनमन्दिरे अवाप ।

दीनबन्धवः !

कल्याणपुरीनागरिका वयं भवदुपदेशं पुनः पुनः शुश्रूषवो तत्र भवन्तः पुनः कल्याण-नगरं आगन्तव्यमिति प्रार्थयामः ।

नियमनिष्ठागरिष्ठानां तत्र भवतां स्वामिपादानां धर्मोपदेशप्रवासोत्सवः निष्कण्टकं निर्विघ्नं प्रचलतु ।

लोकाः धर्मश्रद्धालवो भूयासुः सुखिनश्च भवन्तु ।

इति निटिलतटघटितकरपुटाः प्रार्थयामहे ।

॥ वर्धतां जिनशासनं भुवि ॥

कल्याणपुरी — भवदीयाः,

ता. ५-१०-१९५३ — कल्याणपुरीयनागरिकाः

रचयितारः,— श्री. डाक्टर. वीरराघवाचार्यः विशिष्टाध्यापका, श्रीचामराजेन्द्रसंस्कृत-महापाठशाला, कल्याणपुरी.

પૂજ્ય આચાર્યશ્રીએ તેમની વિનંતિનો સ્વીકાર કર્યો હતો.

### ઉદ્યાપન અને પ્રભાવના

આ પ્રસંગે ભાવિકો તરફથી સાત છોડનું ઉજમણું (ઉદ્યાપન) કરવામાં આવ્યું હતું, તેમજ તપસ્વીઓને રૂપિયા, ચાંદીનાં વાસણો, ઉપકરણો, પુસ્તકો વગેરેની એકસોથી વધારે પ્રભાવનાઓ કરવામાં આવી હતી, જેનો અંદાજ રૂપિયા ૫૦ હજાર જેટલો થતો હતો.

### સાધર્મિક-વાત્સલ્ય-ફંડ

સાધર્મિક ભાઈઓનાં વાત્સલ્ય માટે પણ એક ફંડ કરવામાં આવ્યું હતું, જેમાં તાત્કાલિક રૂપિયા બેથી ત્રણ હજાર ભરાયા હતા.





અહીંની જનતાને પૂજ્ય આચાર્યશ્રીએ બાર વ્રત વગેરેનું સ્વરૂપ દિવસો સુધી સુંદર રીતે સમજાવ્યું હતું, પરિણામે આજના માંગલિક અવસરે ૪૦૦ થી ૫૦૦ જેટલાં સ્ત્રી-પુરુષોએ નાણ સમક્ષ નાનાં-મોટાં અનેક વ્રતો ધારણ કર્યાં હતાં. તેમાં ચતુર્થ વ્રત-ધારીઓની સંખ્યા પણ આનંદ ઉપજાવે તેવી હતી.

બપોરે અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું.

બેંગલોર સંઘનું આમંત્રણ

આજે બેંગલોરના સકળ સંઘ તરફથી પૂજ્ય આચાર્યદેવને પ્રતિષ્ઠામહોત્સવ અંગે પધારવાની ભાવભરી વિનંતિ કરવામાં આવી હતી, તેમજ બેંગલોરના સમસ્ત નાગરિકો તરફથી સંસ્કૃત ભાષામાં નીચેની વિજ્ઞાપનાભિનન્દન-પત્રિકા અર્પણ કરવામાં આવી હતીઃ-

## —विज्ञापनाभिनन्दन-पत्रिका—

**श्री. श्री. महावीरसिद्धान्तनिर्धारणसार्वभौमानां अहिंसातत्त्वाचरणप्रचारणे बद्धश्रद्धानां श्वेताम्बरार्हतसमाजकीर्तिकेतुभूतानां यशश्चन्द्रिकाधवलितदिगन्तराणां सर्वाङ्गीण-जैनशासनाध्ययनाध्यापनादिसत्कालक्षेपनिरतानां महाव्रतानां तत्रभवतां जैनाचार्य १००८ श्री विजयलक्ष्मणसूरीश्वराणां धर्मोपदेशैक-प्रवणच्छात्रमण्डलमण्डितानां सन्निधौ सप्रश्रयं कल्याण-पुरीयनागरिकविद्वद्भिः समर्पितेयं विज्ञापनाभिनन्दनपत्रिका ।**

**अयि भोः महोदयाः !**

अतीते नन्दनहायने लोकानुजिघृक्षया देशपर्यटनं अङ्गीकुर्वद्भिः भवद्भिः मध्येमार्गं कल्याणपुर्यपि कटाक्षिता । प्रथमं पुरभवने अशेषैर्नागरिकैः अनितरसाधारणसम्भ्रमेण स्वागतं स्वामिपादेभ्यः उपहारीकृतं तदनु भवद्भिः श्रीचामराजेन्द्रपाठशालायां अध्यात्मविषयम-धिकृत्योपदेशभाषणमकारि । धर्मोद्दिधीर्षया प्रवृत्तानां श्रीस्वामिपादानां निरवग्रहेण अनुग्रहेण कर्णाटकसाहित्यपरिषन्मन्दिरे उपदेशभाषणमभूत्, तदवसरे श्रीमान् भावनगरमहाराजः उपस्थित आसीत् । श्रीशङ्करमठे महाप्रभावशालि उपदेशवाङ्मुखं आरचितम्, येन सामा-जिकाः निर्भरानन्दतुन्दिलाः बभूवुः ।

चतुर्मासंकल्पान्ते उपधानतपोनुष्ठानं च निर्वर्तितम् । विश्वशान्त्यै अष्टापदकैलास-पूजाऽपि निर्व्यूढा । भारतीयसंस्कृतौ विशेषेण गीर्वाणवाङ्मये च श्रद्धावतां तत्र भवतां सन्निधौ श्रीचामराजेन्द्रसंस्कृतमहापाठशालाविद्यार्थिभिः भासमहाकवेः प्रतिमानाटकं सुव्यव-



# પ્રકરણ અગિયારમું

## પુનઃ બેંગલોરમાં

મહોત્સવની અભૂતપૂર્વ ઉજવણી થયા પછી તરત જ વિહારની તૈયારીઓ થવા લાગી. આ જોઈ ભક્તવર્ગ ગળગળો થઈ ગયો. યુવકોને પણ ચેન પડ્યું નહિ. વળી શ્રીસંઘને પણ આ વાત રુચતી ન હતી, એટલે તેણે ફાગણ ચોમાસી સુધી સ્થિરતા કરવાની આગ્રહભરી વિનંતિ કરી, પરંતુ બેંગલોરના પ્રતિષ્ઠા-મહોત્સવ માટે જલ્દી પહોંચવાનું હતું, એટલે વિહારનો નિશ્ચય કાયમ રહ્યો.

### ભવ્ય વિદાયમાન

માહ વદિ ૭ ને ગુરુવારની સવારે સાવકારપેટ તથા ગોવિંદપ્પા નાયક સ્ટ્રીટ વિ. માં આવેલાં સર્વ જિનમંદિરોનાં દર્શન કરી સૂરીશ્વરજીએ વિહાર કર્યો, ત્યારે આખી સાવકારપેટ નાનાં-મોટાં જૈન સ્ત્રીપુરુષોથી ઉભરાઈ ગઈ હતી અને તેમાં જૈનેતર ભાઈઓ પણ સારી સંખ્યામાં નજરે પડતા હતા. રસ્તામાં સ્થળે સ્થળે ગહુંલીઓ રચાઈ હતી, અક્ષતનાં વધામણાં થયાં હતાં અને બે બેન્ડોએ વિવિધ તર્જો વગાડી ભવ્ય વિદાયમાન આપ્યું હતું. દર્શનાતુર લોકોનો ધસારો રોકવા માટે સ્વયંસેવકોએ સારી એવી જહેમત ઉઠાવી હતી અને તેમાં તેમને મહદ્ અંશે સફલતા મળી હતી.

આશરે એક માઈલ દૂર ગયા પછી સૂરીશ્વરજીએ માંગલિક સંભળાવ્યું અને અંતિમ હિતશિક્ષા આપી. તે સાંભળી ઘણા ભાઈ બહેનોએ વિવિધ પ્રકારનાં વ્રત-નિયમો ગ્રહણ કર્યાં અને સૂરીશ્વરજી તથા તેમના સુવિનયી શિષ્યોની સ્મૃતિ કાયમ માટે સાચવી રાખી. અહીંથી છૂટા પડતાં ઘણાની આંખમાં આંસુ આવ્યાં હતાં અને હૃદય દિલગીરીથી ભારે બની ગયાં હતાં.

અત્યારે લગભગ અગિયાર-સવાઅગિયારનો સુમાર થયો હતો અને મદ્રાસનાં હવામાન પ્રમાણે આકાશમાંથી ભયંકર ગરમી વરસી રહી હતી, છતાં સેંકડો સ્ત્રીપુરુષો ત્રણ માઈલ સુધી સાથે ચાલ્યાં, એ શું બતાવે છે? વેસરડીના શેઠ લાલચંદજીએ તે સર્વેની સુયોગ્ય ભક્તિ કરી કૃતાર્થતા અનુભવી હતી.

દક્ષિણદેશોદ્ધારક

માહ સુદી ૫ ના દિવસે એક વિરાટ સભામાં સેવાભાવી કાર્યકરોને અભિનંદન આપી ફૂલના હાર પહેરાવવામાં આવ્યા હતા, તેમજ પૂજ્ય આચાર્યદેવે આખા ય દક્ષિણ દેશમાં જૈન-જૈનેતર પ્રજા ઉપર જે ઉપકાર કર્યો હતો, તેને અંજલિ આપવામાં આવી હતી. બાદ શેઠ જીવનમલજી સમદડિયાએ પૂજ્ય આચાર્યદેવને 'દક્ષિણદેશોદ્ધારક' તરીકે જાહેર કરતાં આખી સભાએ ગગનભેદી જયઘોષ કર્યો હતો અને સર્વત્ર આનંદનું મોજું ફરી વળ્યું હતું.

ત્રણ નવકારસીઓ

માહ સુદિ ૩ ના શા. ભભૂતમલજી ઓટાજી તરફથી, માહ સુદિ ૪ ના શા. જોધાજી મનીરામજી તરફથી અને માહ સુદિ ૫ ના શા. સૂરજમલ લલેચંદ તથા શા. સરેમલ માણેકચંદ તરફથી નવકારશીઓ કરવામાં આવી હતી, તે વખતનું દૃશ્ય ભૂલ્યું ભૂલાય તેમ ન હતું. હજારો સાધર્મિક બંધુઓ સાથે બેસી પ્રેમપૂર્વક ભોજન કરી રહ્યા હતા અને 'બધા એક જ ધર્મપિતાના સંતાન છીએ' એ વાતને તાજી કરાવી રહ્યા હતા.

ગરીબોને જમણ

આ મહોત્સવમાં ગરીબોને પણ વારંવાર યાદ કરવામાં આવ્યા હતા અને તેમને લાડુ, ભાત વગેરેનાં જમણો આપવામાં આવ્યાં હતાં.

અનેકનો સહકાર

આ મહોત્સવને યશસ્વી રીતે પાર પાડવામાં અનેકનો સહકાર હતો. શેઠ જીવનમલજી સમદડીયા, શેઠ મગનીરામજી, શ્રીયુત રીખવદાસજી, શ્રીયુત ગુલાબચંદ રૂપચંદ આદિની ઉત્સાહભરી સેવાઓ કદી પણ ભૂલાય તેવી ન હતી.

ઉપસંહાર

આ પ્રકરણ પૂરું કરીએ તે પહેલાં એટલું જણાવવું ઉચિત ગણાશે કે સૂરીશ્વરજી તથા તેમના શિષ્યસમુદાયે મદ્રાસમાં પધારીને જૈન ધર્મની જે પ્રભાવના કરી, તે લાંબા સમય સુધી ભૂલાય તેવી ન હતી. જો તેમની સ્થિરતા આ વિભાગમાં વિશેષ થઈ હોત તો ધર્મપ્રચારનું કાર્ય હજી પણ વિશાળ પાયે થઇ શકત અને તેનાં પરિણામો વિશેષ સંગીન આવત, પણ ભાવિના ગર્ભમાં શું છુપાયું છે, તેની કોને ખબર પડે છે? સૂરીશ્વરજીએ બેંગલોર પાછા ફર્યા પછી જે અદ્ભૂત અને ચિરસ્મરણીય કાર્યો કર્યાં, તે કેમ બનત?



આવડીમાં અનન્ય ઉપકાર

માહ વદિ ૧૧ ના રોજ પૂજ્ય આચાર્યદેવાદિ આવડી સંઘની વિનંતિ સ્વીકારી આવડી પધારતાં ભારે સ્વાગત થયું હતું. આખો રસ્તો તામીલ, હિંદી તથા અંગ્રેજી સુભાષિતોવાળા બોર્ડોથી તેમજ ધ્વજા-પતાકા અને કમાનોથી સુંદર રીતે શણગારવામાં આવ્યો હતો. અહીં સેંકડો જૈનેતરો દર્શનાર્થે આવ્યા હતા. તેમાં એક શીખ અને એક બ્રાહ્મણે મહિનામાં પંદર દિવસ માંસાહાર અને શિકારનો ત્યાગ કર્યો હતો.

પુનમલ્લી પાવન થયું

ત્યાંથી સસ્વાગત પુનમલ્લીને પાવન કરતાં ત્રણ દિવસની સ્થિરતા થઈ હતી, જે વ્યાખ્યાનાદિ કાર્યક્રમથી ભરપૂર હોઈ જનતામાં સારી જાગૃતિ લાવનારી નીવડી હતી. અહીં મદ્રાસથી ઘણા લોકો દર્શનાર્થે આવ્યા હતા, તેમજ શેઠ જુગરાજજીએ સારો લાભ લીધો હતો.

કાંજીવરંમાં ભવ્ય સ્વાગત

પુનમલ્લીથી વિહાર કરી ક્રમશઃ કાંજીવરં પધારતાં ભવ્ય સ્વાગત થયું હતું. ઇતર લોકો પણ દર્શન માટે ઉમટ્યા હતા. મદ્રાસથી ૫૦ ભાઈબહેનો ખાસ દર્શનાર્થે આવ્યાં હતાં.

આરકાટ-રાણીપેટમાં પૂજામહોત્સવ

ત્યાંથી વાલાજાપેટ વગેરે સ્થળે થઈ આરકાટ-રાણીપેટ પધારતાં જનતાએ ઉમળકાભેર આવકાર આપ્યો હતો અને સ્થળે સ્થળે ગહુંલી વગેરેથી વધામણાં કર્યાં હતાં. અહીં ફાગણ સુદિ ૧૩ ના રોજ શ્રી સંઘ તરફથી શ્રી અષ્ટાપદજીની ભવ્ય પૂજા અનેરા ઠાઠથી ભણાવવામાં આવી હતી, એટલે જનતાનું પૂછવું જ શું ? સાંજના શ્રી સંઘ તરફથી સાહમ્મિવચ્છલ થયું હતું. બીજા દિવસે ચતુર્દશી હોઇ ચોમાસી દેવવંદન ત્યાં જ કર્યું હતું.

વેલ્લુરનો વિશિષ્ટ રંગ

ત્યાંથી શાનદાર સ્વાગતસહ વેલ્લુર પધાર્યા હતા અને સંઘની વિનંતિને માન આપી ત્રણ દિવસ સ્થિર થયા હતા. અહીં મદ્રાસવાળા શ્રી રીખવદાસજી તરફથી મોટી પૂજા ભણાવવામાં આવી હતી, તેનો ભાવાર્થ મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ શ્રોતાગણને સારી રીતે સમજાવ્યો હતો. છેલ્લે શેઠશ્રી તરફથી પ્રભાવના થઈ હતી. બીજે દિવસે મદ્રાસવાળા શ્રી સમરથમલજી તરફથી પૂજા-પ્રભાવના વગેરે કાર્યો થયાં હતાં, તેનો

ત્યાંથી સૂરીશ્વરજી રેડહિલ્સમાં આવેલાં શ્રી કેસરવાડી યાને પુડલ તીર્થમાં પધાર્યા કે જેને આજનાં શુભ પ્રસંગનિમિત્તે વિવિધવર્ણી ધ્વજા-પતાકાઓ તથા સૂત્ર-સૂભાષિતોથી શોભી રહેલા સુંદર બોર્ડોવડે શણગારવામાં આવ્યું હતું અને જ્યાં તીર્થનો વહીવટ કરનારા અગ્રગણ્ય કાર્યવાહકો સૂરીશ્વરજીનો ઉચિત સત્કાર કરવા માટે હાજર રહ્યા હતા. તેમની વિનંતિનો સ્વીકાર કરી સૂરીશ્વરજીએ અહીં ત્રણ દિવસની સ્થિરતા કરી હતી અને તીર્થનો નમૂનેદાર વહીવટ જોઈ અત્યંત પ્રસન્નતા અનુભવી હતી. અહીં રવિવારના દિવસે મદ્રાસથી આશરે બે હજાર સ્ત્રીપુરુષો દર્શનાર્થે આવી પહોંચતાં સમસ્ત વાતાવરણ ઉત્સવમય બની ગયું હતું.

બપોરે વ્યાખ્યાનમંડપ જનસમૂહથી ખીચોખીચ ભરાઇ ગયો હતો. તે વખતે આચાર્યશ્રીએ હૃદયદ્રાવક વ્યાખ્યાન આપી સહુનાં હૃદય ભીંજાવી નાખ્યાં હતાં. વ્યાખ્યાન બાદ શ્રીયુત વલ્લભજીભાઇએ જણાવ્યું હતું કે ' સાડા આઠ મહિના સુધી ગુરુદેવે આપણને જે લાભ આપ્યો છે, તે આપણે કદી પણ ભૂલી શકીએ તેમ નથી. આવા શાંત, દાંત અને પરોપકારી આચાર્ય આપણને ફરી મળવાં અત્યંત મુશ્કેલ છે. જેમની અદ્‌ભુત વાણી શ્રવણ કરીને નાસ્તિકો પણ આસ્તિક બન્યા, ભલભલા માણસોએ પોતાનાં જીવનમાં પરિવર્તન કર્યું અને શ્રીસંઘે આવો અભૂતપૂર્વ મહોત્સવ ઉજવ્યો, તેમનો ઉપકાર કયા શબ્દોમાં માનીએ ? મારી પાસે તો તે માટે પૂરતા શબ્દો નથી, મારું હૈયું ભરાઇ આવે છે. ( અહીં તેમનું હૈયું ખરેખર ભરાઈ આવ્યું હતું. ) ' છેવટે જલ્દી દર્શન મળે એવી વિનંતિ કરી તેઓ બેસી ગયા હતા. ત્યારબાદ જેમના અથાગ પરિશ્રમથી આ તીર્થનો ઉદ્ધાર થયો તે જૈન સંઘના એક અગ્રણી કાર્યકર્ત્તા શ્રી રીખવદાસજી જૈને પોતાની લાક્ષણિક ઢબે બોલતાં જણાવ્યું હતું કે ' એક માણસ બ્રહ્મચર્યનો નિયમ ધારણ કરે તેની આગળ લાખો મહોરોની કંઈ કિમ્મત નથી, ત્યારે અહીં તો સૂરીશ્વરજીના સદુપદેશથી સેંકડો માણસો વ્રત-નિયમમાં જોડાયા છે અને શુદ્ધ બ્રહ્મચારી બન્યા છે, તેનું મૂલ્યાંકન શું થઈ શકે ? સાચું કહીએ તો તેમણે આપણા ઉપર અનહદ ઉપકાર કર્યો છે કે જેનું ઋણ આપણે કોઇ રીતે ફેડી શકીએ તેમ નથી. તેઓશ્રી પુનઃ અહીં પધારી આપણને વિશેષ ઉપકૃત કરે અને આપણાથી કોઈપણ પ્રકારે અવિનય-આશાતના થયા હોય તો તેની ઉદાર હૃદયે ક્ષમા આપે એ જ મારી હાર્દિક ભાવના છે. ' આ શબ્દો તેમણે ખરા અંતઃકરણથી ઉચ્ચાર્યા હતા, એટલે વાતાવરણ ગમગીન બની ગયું હતું અને સહુ કોઈ પોતાના તરફથી થયેલા નાના-મોટા અપરાધનું મિથ્યા-દુષ્કૃત ચિંતવી રહ્યું હતું. બાદ ભોજક ચીમનલાલ સંઘવી તથા સંગીતકાર નટવરલાલે ઠાઠમાઠથી પૂજા ભણાવી હતી.





વગેરે પુસ્તકો આપવામાં આવતાં હતાં. પરિણામે આ પ્રદેશના કેટલા ય જૈનેતર ભાઇ બહેનો નવકાર મંત્ર ગણતા થઈ ગયા છે અને જૈન ધર્મના બીજા પણ નાના મોટા નિયમોનું યથાશક્તિ પાલન કરી રહ્યા છે.

સૂરીશ્વરજીના સદુપદેશથી વેલ્લુરમાં ઉપાશ્રય સહ જિનમંદિર તૈયાર થયું એ પણ જેવો તેવો ઉપકાર નથી. ઉપરાંત આંબૂર, રાણીપેટ વગેરે અનેક સ્થળોએ ગૃહમંદિર માટે પ્રેરણાઓ થઈ છે અને તેનાં પરિણામો પણ શુભ જ આવ્યાં છે.

આ વિહારમાં ખાસ નોંધપાત્ર હકીકત તો એ હતી કે છેલ્લા પાંચ વર્ષનો ભીષણ દુષ્કાળ દૂર થઈ ચૂક્યો હતો અને સર્વત્ર લીલી હરિયાળી નજરે પડતી હતી, તેનું સર્વ શ્રેય લોકો સૂરીશ્વરજીને આપતા હતા અને સર્વત્ર તેમનું હાર્દિક સ્વાગત કરતા હતા.

## ગાંધીનગરમાં અંજનશલાકા તથા પ્રતિષ્ઠામહોત્સવ

વિ. સં. ૨૦૦૯ની સાલમાં પૂજ્ય આચાર્યશ્રી અહીં બિરાજતા હતા, ત્યારે તેમના હાથે અનેકવિધ ઐતિહાસિક કાર્યો થયાં હતાં. તેમાંનું એક કાર્ય ગાંધીનગર જિનમંદિરનાં ખાતમુહૂર્ત અને શિલારોપણવિધિનું પણ હતું. એ પ્રસંગે ખુદ મ્હેસૂર મહારાજાએ અંગત સંદેશો મોકલી પ્રસંગને અતિ ભવ્ય બનાવ્યો હતો. આ જિનમંદિરનો પ્રતિષ્ઠા-મહોત્સવ પૂજ્ય આચાર્યશ્રીની પુણ્ય નિશ્રામાં ઉજવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય એ હેતુથી અહીંના સેવાભાવી કાર્યકરોએ તનતોડ સેવા આપી ટૂંક સમયમાં જ રૂપિયા એક લાખને ખર્ચે ઉપર્યુક્ત ભવ્ય આલિશાન મંદિર તૈયાર કર્યું હતું અને સંઘના આગેવાનોએ મદ્રાસ જઇ પૂજ્યશ્રીને વિનંતિ કરતાં તેમણે એ વિનંતિનો સ્વીકાર કર્યો હતો. ત્યારબાદ જે બન્યું તેનાથી પાઠકો પૂરેપૂરા પરિચિત છે.

## નૂતન જિનબિંબો ભરાવ્યાં

આ જિનમંદિરમાં બિરાજમાન કરવા માટે પ્રાચીન જિનબિંબોની સ્થળે સ્થળે તપાસ કરવામાં આવી હતી, પરંતુ તેવાં બિંબો નહિ મળી શકવાથી નીચે પ્રમાણે નૂતન જિનબિંબો ભરાવવામાં આવ્યાં હતાં : (૧) શાહ અમૃતલાલ ભાઇચંદ ભાવનગરવાળા તરફથી **મૂળનાયક શ્રી પાર્શ્વનાથ સ્વામી.** (૨) અનંત બ્રધર્સ હા. અમૃતલાલ મણિલાલ મહેતા પાલીતાણાવાળા તરફથી **શ્રી સુપાર્શ્વનાથ સ્વામી.** (૩) શેઠ શીંગજીભાઈ રાયસીની વિધવા બાઈ લક્ષ્મીબાઈ તથા તેમની પુત્રી માણેકબાઈ કચ્છ-માંડવીવાળા તરફથી **શ્રી શ્રેયાંસનાથ સ્વામી.** (૪) પારેખ રતનશી કલ્યાણજી કચ્છ-અંજારવાળા તરફથી **શ્રી વાસુપૂજ્ય સ્વામી.** (૫) પારેખ લવજી ગોરધન, રવિલાલ




લાભ પણ જનતા તરફથી સારી રીતે લેવાયો હતો. મદ્રાસ તથા આજુબાજુનાં ગામોની જનતા દર્શનાર્થે મોટા પ્રમાણમાં ઉપસ્થિત થઈ હતી. અહીં જિનમંદિર તથા ઉપાશ્રય જલ્દી તૈયાર થઈ જાય તે માટે શ્રી સંઘને જોરદાર પ્રેરણા કરવામાં આવી હતી અને અમને જણાવતાં આનંદ થાય છે કે આજે તે બંને વસ્તુઓ વેલ્લુરની વીથિકાઓમાં પોતાની પુણ્ય પ્રભા પાથરી રહી છે.

### પેરેમ્બૂરમાં પાઠશાળાની મુલાકાતે

ત્યાંથી પેરેમ્બૂર પધારતાં શ્રી વિદ્યાવિલાસિની પાઠશાળાના પંડિતોની વિનંતિને માન આપી સૂરીશ્વરજી પોતાના શિષ્યસમુદાય સાથે પાઠશાળામાં પધાર્યા હતા. ત્યાં પાઠશાળાના આચાર્યે સુંદર સ્વાગત કર્યું હતું. પ્રારંભમાં સૂરીશ્વરજીએ મંગલાચરણ કર્યા બાદ વિદ્યાર્થીઓએ સંસ્કૃત ભાષાની સ્તુતિઓ મધુર કંઠે ગાઈ હતી અને પંડિતોએ સંસ્કૃતભાષામાં પ્રવચન કરતાં જણાવ્યું હતું કે 'જૈન શ્રમણોએ આપણી આર્ય સંસ્કૃતિ સાચા અર્થમાં જીવતી રાખી છે, તે માટે અમને ભારે ખુશાલી ઉપજે છે.' પછી પાઠશાળાના આચાર્યે પ્રાસંગિક વક્તવ્ય કરી સહુનો ખૂબ ખૂબ આભાર માન્યો હતો. ત્યારબાદ સૂરીશ્વરજીએ સંસ્કૃત ભાષામાં ટૂંકું પણ મનનીય પ્રવચન કરી સંસ્કૃત ભાષાનું ગૌરવ જાળવી રાખવાનો અનુરોધ કર્યો હતો.

આ પ્રસંગની ખુશાલીમાં બાટલીબૉય કંપની–મદ્રાસ તરફથી દરેક વિદ્યાર્થી તથા પંડિતને એક એક રૂપિયો રોકડો આપવામાં આવ્યો હતો. આજે રવિવાર હોઈ મદ્રાસથી ઘણા લોકો દર્શનાર્થે આવ્યા હતા.

### પુનઃ બેંગલોરમાં

ત્યાંથી આંબૂર, પોનેપલ્લી, પેદૂર, મદનપલ્લી, કેસંબલા, રોબર્ટસનપેટ, બંગારપેટ, હુદુકલ, કોલાર અને હુસકોટા થઈ સૂરીશ્વરજી સસ્વાગત બેંગલોર પધાર્યા હતા અને કાગડોળે રાહ જોઈ રહેલા હજારો ભક્તનાં હૈયાં ઠર્યાં હતાં.

### વિહારનું વિહંગાવલોકન

આ વખતના વિહારમાં જૈન સાહિત્યનો પ્રચાર કરવાની સુંદર તક મળી હતી. મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ રચેલી 'આર્હત–ધર્મ–પ્રકાશ' નામની ઈંગ્લીશ, તામીલ અને હિંદી ભાષાની પુસ્તિકાઓ શહેરે શહેર તથા ગામડે ગામડે સ્થળે સ્થળે વહેંચવામાં આવી હતી. આ પુસ્તક વાંચી જૈનેતર જનતા ખૂબ જ ખુશી થતી હતી અને આવાં બીજાં સાહિત્યની માગણી કરતી હતી. તેમને પૂજ્ય–ગુરુદેવનાં કાનડીમાં વ્યાખ્યાનો



બેંગલોર–ગાંધીનગરનાં નૂતન જિનમંદિરના અંજનશલાકા–પ્રતિષ્ઠામહોત્સવપ્રસંગે મોટી બોલી બોલનારાઓને પાઘડી બંધાવવામાં આવી હતી. તેઓ પૂ. ગુરુદેવની પાછળ અને આગળના ભાગમાં બેઠેલા નજરે પડે છે.



બેગલોર–ગાધીનગર શિખરબધ નૂતન જિનાલય.



બેગલોર–ગાધીનગર નૂતન જિનાલયનો અગ્રભગ શિલાલેખથી શોભી રહ્યો છે.

### પૂજા-ભાવનામાં લોકોનું જબ્બર આકર્ષણ

ઉત્સવના દિવસો દરમિયાન નવસારીના પ્રસિદ્ધ સંગીતકાર શ્રીયુત નટવરલાલ હંમેશા વિવિધ પૂજાઓ રાગ-રાગણીપૂર્વક ભણાવી જનતાને ભક્તિરસમાં તરબોળ કરી દેતા હતા. પૂજ્ય મુનિરાજશ્રી કીર્તિવિજયજી પ્રસંગે પ્રસંગે પૂજાનો ભાવાર્થ સંભળાવતા હોઈ જનતા તે શ્રવણ કરવા આતુર રહેતી હતી, રાતના શ્રી લબ્ધિ-લક્ષ્મણસૂરીશ્વરજી જૈન સંગીતમંડળી નૃત્ય, ભજન, દાંડિયારાસ વગેરે કાર્યક્રમો યોજી જનતાનાં હૃદય જિતી લેતી હતી. એકંદરે પૂજા-ભાવનામાં લોકોનું જબ્બર આકર્ષણ થતું હતું.

### ચ્યવનકલ્યાણક

વૈશાખ વદિ ૫ ની સવારે ચ્યવનકલ્યાણકની ઉજવણી થઇ, તે વખતનું દશ્ય અત્યંત મનોરમ હતું. જાણે પ્રભુના માતાજી કાશીનરેશ મહારાજાધિરાજ અશ્વસેનના રાજભુવનમાં નિદ્રામગ્ન હતા, તે વખતે ગગનાંગણમાંથી હસ્તિ, વૃષભ વગેરે ચૌદ સ્વપ્નો ક્રમશઃ ઉતરી આવ્યા. સ્વપ્ન સમાપ્ત થતાં જ માતાજી જાગી ઉઠ્યા અને તેનું વર્ણન પોતાના સ્વામી સમક્ષ કરવા લાગ્યા. સ્વામીએ સ્વપ્નપાઠકોને તેડાવ્યા અને તેમનો સત્કાર કરી સ્વપ્નોનું ફળ પૂછ્યું. સ્વપ્નપાઠકોએ તેનું ફળ કહ્યું, તેથી તીર્થંકર ભગવાનનું ગર્ભાધાન જાણી બધા અત્યંત ખુશી થયા.

### જન્મકલ્યાણક

બીજે દિવસે સવારે પ્રભુનાં જન્મકલ્યાણકની ઉજવણી થઈ, તે પણ એટલી જ સુંદર હતી. છપ્પન દિક્કુમારિકાઓ આવી અને દર્પણ, દીપક, પંખો, ધૂપદાન વગેરે સામગ્રી લઇ પોતપોતાનું કાર્ય બજાવવા લાગી. પછી તેમણે કેળનાં ત્રણ ગૃહ બનાવ્યાં અને તેમાં પ્રભુશ્રીની માતાને લઇ જઇ સ્નાન કરાવ્યું તથા અલંકારો પહેરાવ્યાં.

આ વખતે આખો મંડપ લોકોથી ઉભરાઈ ગયો હતો અને પ્રભુનો જન્મ થતાં જ મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ સ્વરચિત જન્મગીત ગવડાવી જનતાને ભક્તિમાં તન્મય બનાવી દીધી હતી.

અહીં રવિવારે વીજળીનો પ્રવાહ બાર વાગ્યા પછી આવે છે, એટલે અત્યારે-દશ વાગે મંડપમાં થોડો અંધકાર જણાતો હતો, પણ આશ્ચર્યકારી બીના તો એ બની કે પ્રભુનો જન્મ થતાંની સાથે વીજળીનો પ્રવાહ આપોઆપ આવી ગયો અને સેંકડો બત્તીઓ પ્રકાશથી ઝળહળી ઉઠી. આ બનાવથી લોકો ભારે ઉત્સાહમાં આવી ગયા અને સમસ્ત વાતાવરણ આનંદના અતિરેકવાળું બની ગયું.




લવજી, મોહનલાલ લવજી કચ્છ-અંજારવાળા તરફથી **શ્રી મુનિસુવ્રત સ્વામી.** (૬) અનંત ધ્રુધર્સ હા. અમૃતલાલ મણિલાલ મહેતા તરફથી **ધરણેન્દ્ર યક્ષ.** (૭) શાહ ગાંગજી ખેતશી ભેદા કચ્છ-ભુજપુરવાળા બેંગલોરમાં સ્વસ્તિક ટ્રેડીંગ કંપનીવાળા તરફથી **અધિષ્ઠાયિકા શ્રી પદ્માવતીદેવી.** (૮) પારેખ શિવજી કલ્યાણજી કચ્છ-અંજારવાળા તરફથી **પાર્શ્વયક્ષિણી.**

**મહોત્સવની તૈયારીઓ**

આ જિનબિંબોની પ્રતિષ્ઠા માટે વૈશાખ વદિ ૧૧ તા. ૨૮-૫-૫૪ ને શુક્રવારનું મુહૂર્ત પ્રાપ્ત થતાં બેંગલોરના જૈન સંઘ તરફથી તે નિમિત્તે એક મહોત્સવ યોજવામાં આવ્યો હતો, જે વૈશાખ સુદિ ૧૪ તા. ૧૬-૫-૫૪ ના રોજ શરુ થતો હતો અને વૈશાખ વદિ ૧૨ તા. ૧૯-૫-૫૪ ને શનિવારના રોજ પૂર્ણ થતો હતો. આ ભવ્ય મહોત્સવમાં ભાગ લેવા માટે દેશ-દેશાવરના જૈન સંઘોને કલામય સુંદર આમંત્રણપત્રિકાઓ મોકલવામાં આવી હતી અને બીજી તૈયારીઓ પણ પૂરતા પ્રમાણમાં થઇ ચૂકી હતી.

ભગવાન શ્રી પાર્શ્વનાથસ્વામીનાં પાંચે કલ્યાણકો ઉજવવા માટે માતૃશય્યાગૃહ, સ્નાનગૃહ, લગ્નમંડપ, કદલીગૃહ અને મેરુપર્વતની અદ્‌ભુત રચના કરવામાં આવી હતી તથા અશ્વસેનનગર એટલે વારાણસીનગરીનું મનોહર દૃશ્ય ખડું કરવામાં આવ્યું હતું. તેમાં લબ્ધિદ્વાર, ગૌતમદ્વાર, વામાદેવીદ્વાર અને પ્રભાવતીદ્વાર એમ ચાર દ્વારો મૂકવામાં આવ્યાં હતાં, તે શ્રી પાર્શ્વપ્રભુએ પ્રવર્તાવેલા ચાતુર્યામ કે ચતુર્વિધ ધર્મ જેવા અત્યંત રમણીય લાગતાં હતાં. ઉપરાંત મદ્રાસના ઉપધાન-તપ-મહોત્સવ પ્રસંગે જે કલામય ૧૦ રચનાઓ કરવામાં આવી હતી, તે જ ૧૦ રચનાઓ અહીં પણ કરવામાં આવી હતી અને તે માટે જુદા જુદા ભાગ્યશાળીઓએ ધનનો સદુપયોગ કર્યો હતો. વધારામાં મહોત્સવ પ્રસંગે હજારો સ્ત્રી-પુરુષ સુખથી બેસી શકે તે માટે એક આલીશાન મંડપ ઊભો કરવામાં આવ્યો હતો.

**ઇંદ્રપુરી સમું ગાંધીનગર**

ઉત્સવ દરમિયાન ગાંધીનગર ઇંદ્રપુરી સમું રળિયામણું લાગતું હતું. તેનાં ગૃહે ગૃહે ધ્વજાપતાકા તથા મંગલ તોરણો ઝૂલી રહ્યાં હતાં, રસ્તામાં કમનીય કમાનો નજરે પડતી હતી અને સુંદર સુભાષિતોવાળાં બોર્ડો ચક્ષુ તથા મનને પિયૂષનું પાન કરાવી રહ્યાં હતાં. વળી સર્વત્ર રંગબેરંગી વિદ્યુતની રોશની જોવામાં આવતી હતી અને વારંવાર ચોઘડિયા તથા બેન્ડના મધુર સ્વરો કર્ણગોચર થતા હતા. સહુનાં મુખ પર આનંદ તરવરતો હતો અને ભાગ્યે જ ભૂલાય તેવી પ્રસન્નતા દૃગ્ગોચર થતી હતી.



ભવ્ય લગ્ન–સમારંભ ઉજવાઈ રહ્યો છે.



દીક્ષાકલ્યાણકનો સાનદાર વરઘોડો.



પ્રતિષ્ઠાની ઉછામણી બોલાઈ રહી છે. સેક્રેટરી પી. વી. શાહ ખાદીની ટોપીમાં નજરે પડે છે.



નિશાળ ગરણુ—ખાદીની ટોપીમાં ઉભેલા પારેખ રવિલાલ લવજીભાઇ મહેતાજી બન્યા છે
તસ્વીરમાં બેઠેલા શા નથમલ મગાજી ભગવાનના પિતા બન્યા છે.

હતો. ત્યારબાદ ગજરાજ ઉપર બેસીને વરસીદાન દેવામાં આવતું હતું, તેમાં રૂપિયા બેથી અઢી હજાર ઉછાળવામાં આવ્યા હતા. આ પ્રસંગથી જૈનેતર જનતા ઉપર ભારે પ્રભાવ પડ્યો હતો. તેઓ મુક્ત કંઠે બોલી રહ્યા હતા કે 'જૈનોની પ્રભુભક્તિ અને ઉદારતા શતમુખે પ્રશંસા માગી લે છે.'

અટારીઓ, છજાઓ, અગાસીઓ તેમજ વિશાળ રસ્તાઓ આજે કીડીયારાની જેમ ઉભરાઈ રહ્યા હતા. વરઘોડો ચીકપેટ, બલપેટ, એવન્યુ રોડ વગેરે સ્થળે ફર્યો હતો. લોકોએ સોના રૂપાનાં ફૂલોથી ગહુંલીઓ કરી હતી. છેવટે તે વિશાળ પાર્કમાં ઉતર્યો હતો અને ત્યાં દીક્ષા કલ્યાણકની ઉજવણી ઘણી સારી રીતે થઇ હતી. એક ઘટાદાર સુંદર વૃક્ષ નીચે દીક્ષાને લગતી સઘળી ક્રિયા કરવામાં આવી હતી.

### કેવળજ્ઞાન કલ્યાણક

વૈશાખ વદિ ૧૦ના કેવળજ્ઞાન મહોત્સવનો વરઘોડો ચઢ્યો હતો. તે પણ દીક્ષા કલ્યાણક જેટલો જ ભવ્ય હતો. ખાસ વિશેષતામાં ભગવંતના રથને ૨૩ વૃષભની જોડી જોડવાને બદલે ૨૩ ઘોડાઓની જોડી જોડવામાં આવી હતી. આજે હજારો માણસો આ દૃશ્ય જોવા માટે કલાકોથી જમા થઈ ગયા હતા. વાહનવ્યવહાર કલાકો સુધી બંધ રહ્યો હતો. નિર્વાણકલ્યાણક વિધિ પણ આજે જ થયો હતો.

### અંજનશલાકા (પ્રાણપ્રતિષ્ઠા)

વૈશાખ વદિ ૧૦ની મંગળ પ્રભાતે અંજનશલાકાનું કાર્ય શરુ થયું હતું. તેમાં નવા ભરાવેલાં જિનબિંબો ઉપરાંત દાદર, મદ્રાસ, હીરપુર તથા મહારાષ્ટ્રનાં કેટલાંક ગામોમાંથી આવેલી ૩૦-૪૦ જેટલી પ્રતિમાજીઓ તથા સિદ્ધચક્રજીના ગટ્ટા વગેરેને બેન્ડના મધુર સરોદોની વચ્ચે બરાબર ૯ ને ૯ મિનિટે પૂજ્ય આચાર્યદેવ તથા મુનિરાજશ્રી કીર્તિવિજયજીનાં કરકમળોથી અંજનશલાકાની ક્રિયા થઇ હતી.

### અભૂતપૂર્વ ઉછામણી

ત્યારબાદ તરત જ વિશાળ મંડપમાં પૂજ્યશ્રીનું પ્રવચન થયા પછી પ્રભુજીને ગાદીએ બિરાજમાન કરવાની બોલીની શરૂઆત થઈ હતી. તેમાં ખૂબ જ રંગ જામ્યો હતો અને ન ધારેલી તેવી સારી ઉછામણી થઇ હતી. તેનો સ્પષ્ટ ખ્યાલ નીચેની યાદી પરથી આવી શકશેઃ—

૯૦૦૧) મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનને બિરાજમાન કરવાના. શેઠ નરોત્તમદાસ છગનલાલ મોદી રાણપુરવાળા.




પ્રભુનો જન્મ થવાથી સૌધર્મેન્દ્રનું સિંહાસન કંપ્યું. તેણે અવધિજ્ઞાનથી પ્રભુનો જન્મ જાણ્યો અને હરિણગમેષી દેવને આજ્ઞા કરતાં તે સુઘોષા ઘંટાદ્વારા આખા સુરલોકમાં ઉદ્‌ઘોષણા કરવા લાગ્યો. આ દૃશ્ય આબેહૂબ હતું. એક મોટી ઘંટા વાગતાં નાના-મોટા અનેક ઘંટો સાથે વાગી રહ્યા હતા. એ સાંભળી લોકો વિચારમાં પડી ગયા. હતા કે 'આપણે ક્યાં બેઠા છીએ ? સુરલોકમાં કે મર્ત્યલોકમાં ?'

આ વખતે એક પછી એક ચોસઠ ઈંદ્રો અલંકાર-આભૂષણથી બરાબર બની-ઠની મુગટ વગેરે ધારણ કરી હાજર થયા હતા. પછી દેવતાઓ ક્ષીરસમુદ્ર, પદ્મદ્રહ, ગંગા, સિંધુ આદિ તીર્થોનું જલ સુવર્ણકલશોમાં ભરી લાવ્યા હતા અને સૌધર્મેન્દ્ર માતાજી પાસે જઈ, પ્રભુને ગ્રહણ કરી, મેરુપર્વત પર લઈ આવી, સ્નાત્રાભિષેક કરવામાં મગ્ન થયા હતા. તે વખતે તેમણે પાંચ રૂપ કરી વજ્ર ઉછાળ્યું હતું, તેમજ નૃત્ય કર્યું હતું. પછી પાંડુકવનમાં રત્નશૈલ શિખર ઉપર શાશ્વત સિંહાસન પર બેસી કરકમલમાં પ્રભુને ધારણ કર્યા હતા. તે જ વખતે દેવદુંદુભી વાગવા લાગી હતી. આ બધું દૃશ્ય અપૂર્વ હતું.

ઈંદ્રો ક્રમશઃ આવતા એ દૃશ્ય નિહાળી લોકો હર્ષઘેલા બની ગયા હતા. મેરુપર્વત સાક્ષાત્ મેરુપર્વત લાગતો હતો અને જાણે આપણે મેરુપર્વત ઉપર જ સાક્ષાત્ પ્રભુભક્તિનો લાભ લઈ રહ્યા છીએ, એવો આભાસ થતો હતો.

સ્નાત્રાભિષેકનું જળ ક્યાં ગયું ? તે લોકોને ખબર ન પડી. એ કલાકારની ખૂબી હતી.

ત્યાર બાદ લેખશાળા, લગ્નોત્સવ તથા રાજ્યાભિષેકનું દૃશ્ય પણ બરાબર બતાવવામાં આવ્યું હતું.

મુનિરાજ શ્રી કીર્તિવિજયજી આ દરેક પ્રસંગનું વર્ણન ઘણી જ આકર્ષક શૈલીથી કરતા હતા અને અમદાવાદથી શ્રીયુત કાંતિલાલ સવચંદભાઈ પોતાની મંડળી સાથે આ પવિત્ર ક્રિયા કરાવવા અહીં આવેલા તે પણ આ પ્રસંગોનો ભાવ વારંવાર સમજાવતા હતા.

ચ્યવનકલ્યાણક અને જન્મકલ્યાણકના બે વરઘોડા ખૂબ ઠાઠથી ચડ્યા હતા.

દીક્ષાકલ્યાણક

વૈશાખ વદિ ૯ ની સવારે દીક્ષાકલ્યાણકનો વરઘોડો પણ તેવા જ ઠાઠથી ચડ્યો હતો. શરૂઆતમાં ઇંદ્રધ્વજા, પછી મોટરો અને ઘોડાની લાંબી કતાર, ત્રણથી ચાર બેન્ડો, પૂજ્ય આચાર્યદેવાદિ હજારોની સંખ્યામાં સાજનમહાજન, તથા પ્રભુજીનો ચાંદીનો શણગારેલો રથ જોવામાં આવતા હતા. આ રથ શ્રી પાર્શ્વનાથપ્રભુની ૨૩ મી સંખ્યા સૂચવવા માટે ૨૩ વૃષભોની જોડી વડે હંકારાતો હતો અને સહુનું ધ્યાન ખૂબ જ આકર્ષિત કરતો



દીક્ષા કલ્યાણકના વરઘોડામાં ૨૩ બળદની જોડીથી શોભતો પ્રભુજીનો રથ અને વરઘોડામાં ઉમટેલ વિશાળ માનવી મેદની.



શ્રી પાર્શ્વનાથસ્વામી કેવળજ્ઞાન અને કેવળદર્શન થયા પછી સમવસરણમાં દેશના આપી રહ્યા છે. તસ્વીરમા શેઠ નરોતમદાસ ભગવંતને ખોળામાં લઈને બેઠા છે.



શેઠ નગીનદાસ છગનલાલ મોદી, લોકાંતિકદેવ બની 'ભગવંત! તીર્થ પ્રવર્તાવો'ની ઘોષણા કરી રહ્યા છે.



એક વિશાળ ઉદ્યાનમાં દીક્ષા કલ્યાણકની ભવ્ય ઉજવણી થઈ રહી છે પૂ. આચાર્યશ્રી
આદિ સમુદાય ચિત્રમાં નજરે પડે છે

૪૭૧) યક્ષની મૂર્તિ ભરાવવાના, સ્વસ્તિક ટ્રેડીંગ કંપની.
૪૫૧) યક્ષની મૂર્તિ ભરાવવાના, મહેતા અમૃતલાલ મણિલાલ.
૩૩૧) શૃંગારચોકી કળશ, શા. મોતીલાલ મદનલાલ.
૩૦૧) સારથી થવાના, પારેખ લવજી ગોરધન.
૩૦૧) સારથી થવાના, શા. નરોત્તમદાસ છગનલાલ.
૧૫૧) રમણ દીવડાના, શા. નરોત્તમદાસ છગનલાલ.
૧૩૧) ઉપાધ્યાય થવાના, પારેખ લવજી ગોરધન હ. રવિલાલભાઈ.

પૂજાના

૭૦૧) વી. અમીચંદજી.
૩૦૧) માણેકલાલ રતનશી.
૨૫૧) રામચંદ કાલિદાસ.
૫૦૧) દેવીચંદજી જેઠમલજી.
૬૦૧) ભૂરમલજી ફૂલચંદજી.
૪૧૧) પારેખ લવજી ગોરધન.
૪૦૧) અમરતલાલ ભાઈચંદ.
૪૦૧) એન. ગુલાબચંદ, આર. નાગરદાસ.

આખાયે મહોત્સવની ઉપજ રૂપિયા એક લાખ ને આઠ હજારની થઇ હતી કે જેની કોઇને પણ સ્વપ્નમાંયે ધારણા ન હતી. આવી અભૂતપૂર્વ ઉછામણીથી લોકોનો ઉત્સાહ અત્યંત વૃદ્ધિ પામ્યો હતો.

પ્રતિષ્ઠા

વૈશાખ વદિ ૧૧ ની વહેલી સવારે નૂતન જિનમંદિરની ચારે બાજુ હજારો માનવોની મેદની જમા થઇ ગઇ હતી. બેન્ડના મધુર સરોદો વાતાવરણને ગુંજવી રહ્યા હતા. 'ૐ પુણ્યાહં, ૐ પુણ્યાહં'ના પવિત્ર મંત્રોચ્ચાર અસ્ખલિત ગતિએ કર્ણપટલ પર અથડાઇ રહ્યા હતા. તે વખતે બરાબર ૯ અને ૫ મિનિટે સૂરીશ્વરજીએ સૂરિમંત્રથી મંત્રિત વાસક્ષેપ કર્યો અને ભગવંતને ગાદીએ બિરાજમાન કરવામાં આવ્યા. અહા! તે વખતનો ઉલ્લાસ! અહા! તે વખતનો આનંદ!! સર્વ સ્થળેથી પ્રચંડ જયનાદ ઉઠ્યો હતો અને ભાવિકોએ સેંકડો રૂપિયા હવામાં ઉછાળી ન્યૌછાવર કરી દીધા હતા. પછી પ્રતિષ્ઠા-મહોત્સવનાં નૂતન ગીતની ધૂન મચાવવામાં આવી હતી અને સર્વત્ર આનંદની રેલ છવાઈ ગઈ હતી.




૭૦૦૧) શિખર પર ધ્વજા ચઢાવવાના, એક ગૃહસ્થ.
૪૦૦૧) અંજનશલાકા, એસ. એ. ભંવરલાલજી શેઠિયા, મદ્રાસ.
૫૦૦૧) શિખર પર ઇંડું ચઢાવવાના, શા. પુનમચંદ ભુબાજી.
૨૭૦૧) ધ્વજાદંડ ચઢાવવાના, શા. મૂળચંદ મંછાલાલ, મદ્રાસ.
૨૬૦૧) તોરણ બાંધવાના, શા. ભૂરમલ ફૂલચંદ.
૨૨૫૧) શ્રી મુનિસુવ્રતસ્વામીને પધરાવવાના, શા. મણિલાલ ચેલચંદ
૨૧૫૧) શ્રી શ્રેયાંસનાથસ્વામીને પધરાવવાના, શા. દેવીચંદજી જેઠમલ.
૨૧૦૧) હાથીના હોદ્દે ચડી વરસીદાન દેવાના, મણિબાઇ સાકરચંદ.
૨૧૦૧) નવકારશી, મહેતા બ્રધર્સ, હા. પોપટલાલ લક્ષ્મીચંદ.
૨૦૦૧) મૂળનાયક શ્રી પાર્શ્વનાથ ભગવાનને ભરાવવાના, શા. અમૃતલાલ ભાઇચંદ.
૨૦૦૧) શ્રી સુપાર્શ્વનાથ સ્વામીને ગાદીનશીન કરવાના, શા. અમૃતલાલ ભાઇચંદ.
૧૩૫૧) બૃહત્ શાન્તિસ્નાત્ર, શા. હીરાચંદજી ફૂલચંદજી.
૧૨૫૧) શ્રી વાસુપૂજ્યસ્વામીને ગાદીનશીન કરવાના, શા. આર. નાગરદાસ.
૧૧૫૧) શ્રી મુનિસુવ્રતસ્વામી ભરાવવાના, પારેખ લવજી ગોરધન.
૧૧૫૧) ભગવાનના માતા-પિતા બનવાના, શા. માનમલ રાજાજી.
૧૧૦૧) ભગવાનની પહેલી પૂજા, શા. રમણીકલાલ કપુરચંદ.
૧૫૦૧) શ્રી સુપાર્શ્વનાથસ્વામી ભરાવવાના, મહેતા અમૃતલાલ મણિલાલ.
૧૧૦૧) દ્વારોદ્ઘાટન, શેઠ નરોત્તમદાસ છગનલાલ.
૧૧૦૧) શાન્તિકળશ, શા. છોટાલાલ મોરારજી.
૧૦૧૧) રથમાં ભગવાન લઈ બેસવાના, શા. છોટાલાલ મોરારજી.
૯૦૧) શ્રીવાસુપૂજ્ય ભગવાન ભરાવવાના, પારેખ રતનશી કલ્યાણજી.
૮૫૧) શ્રી શ્રેયાંસનાથ ભગવાન ભરાવવાના, મહેતા બ્રધર્સ, હા. પોપટલાલ લક્ષ્મીચંદ.
૬૭૫) દીક્ષાના વરઘોડામાં ભગવાન લઇને રથમાં બેસવાના શા. નરોત્તમદાસ છગનલાલ.
૬૫૧) ભગવાનના સાસુ-સસરા બનવાના, પારેખ રતનશી કલ્યાણજી.
૬૨૫) હાથી ઉપર બેસવાના, શા. અમૃતલાલ મણિલાલ.
૪૫૧) યક્ષિણી ભરાવવાના, પારેખ રતનશી કલ્યાણજી.
૪૨૧) મુનીમજી બનવાના, શા. દલાજી લુણચંદજી.
૪૦૧) યક્ષિણી બિરાજમાન કરવાના, શા. છોટાલાલ મોરારજી.
૪૦૧) રંગમંડપમાં કળશ. શા. ગણેશમલ દીપચંદ.




ત્યારબાદ સી. સી. શાહે પણ જુસ્સાદાર ભાષણ આપતાં જણાવ્યું હતું કે–આપણો મહોત્સવ ધારવા કરતાં ખૂબ જ નિર્વિઘ્ને પાર પડ્યો છે. આવક પણ ન ધારી તેવી સારી થઈ છે. ખરેખર! પૂજ્ય ગુરુદેવનો પ્રભાવ અજબ છે. આપણે એમના ખૂબ ઋણી છીએ, વગેરે.

### શાસનની અપૂર્વ પ્રભાવના

ઉત્સવમાં હાલતી–ચાલતી ૧૦ આકર્ષક રચનાઓ કરવામાં આવી હતી, તેણે પ્રતિદિન હજારો પ્રેક્ષકોને પોતાના તરફ ખેંચ્યા હતા અને આશ્ચર્યથી મુગ્ધ બનાવી દીધા હતા. તેમાંની દરેક રચના જૈન ધર્મનો કોઈ ને કોઈ સિદ્ધાંત કલામય રીતે રજૂ કરતી હોવાથી લોકોને જૈન ધર્મના સિદ્ધાંતો અંગે ઘણું ઘણું નવું જાણવાનું મળ્યું હતું.

જનતાને આ રચનાઓનો બરાબર ખ્યાલ આવે તેમજ મૂર્તિપૂજા, પ્રાણપ્રતિષ્ઠા વગેરેનો હેતુ સમજાય તે માટે કાનડી ભાષામાં લખાયેલી ૧૬ પાનાંની એક નાની પુસ્તિકા હજારોની સંખ્યામાં વિના મૂલ્યે વહેંચવામાં આવી હતી તથા ઉત્સવનું આમંત્રણ આપતાં કાનડી હસ્તપત્રોનો પ્રચાર પ્રતિદિન સમસ્ત શહેરમાં ચાલુ રહ્યો હતો. ઉપરાંત ઉત્સવના દિવસો દરમિયાન સેંકડો ભિક્ષુકોને મિષ્ટાન્ન તેમ જ સાદું ભોજન આપવામાં આવતું હતું.

આ બધાં કારણોથી બેંગલોર શહેરમાં જૈન શાસનની અપૂર્વ પ્રભાવના થઈ હતી અને જૈન સમાજનું મસ્તક સવિશેષ ઉન્નત થવા પામ્યું હતું.

### ચાતુર્માસ નિર્ણય

પૂજ્ય આચાર્યશ્રીને ચાતુર્માસ કરાવવા માટે અહીંની જનતાનો ઘણો જ આગ્રહ હતો, પણ તે માટે તેમણે સાફ ના સુણાવી હતી, તેથી સહુનાં હૃદયમાં ભારે ઉદાસીનતા છવાઇ ગઇ હતી. છેવટે બેંગલોર કેન્ટોન્મેન્ટના શ્રીસંઘની અત્યાગ્રહભરી વિનંતિ થવાથી ‘પૂજ્ય ગુરુદેવની આજ્ઞા થશે તો તમારી વિનંતિ સ્વીકારાશે’ એમ જણાવ્યું હતું. તેથી બેંગલોર તથા કેન્ટોન્મેન્ટના શ્રીસંઘો ભારે ખુશ થયા હતા.

### અષ્ટોત્તરી સ્નાત્ર તથા સંઘની નવકારસી

વૈશાખ વદિ ૧૧ ની બપોરે શેઠ હીરાચંદ ફૂલચંદ તરફથી અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું, તેમજ સકળ સંઘની નવકારસી થઈ હતી. ઉત્સવના ૧૨ દિવસોમાં સવાર–સાંજનાં મળી કુલ ૨૪ સાહમ્મિવચ્છલો થયાં હતાં.

### દ્વારોદ્ઘાટન

વૈશાખ વદિ ૧૨ ની વહેલી સવારે શેઠ નરોત્તમદાસ છગનલાલે હાથીના હોંશે

શેઠ ફૂલચંદ પ્રતાપચંદે હાથીના હોદ્દે બેસી નૂતન જિનમંદિરને રૂા. ૨૬૦૧ ની ઉછામણીથી તોરણ બાંધ્યું હતું.

અમીઝરણાં

મૂળનાયક શ્રી પાર્શ્વનાથસ્વામી આદિ જિનબિંબોને ગાદીએ બિરાજમાન કરતાંની સાથે મૂળનાયકજીનાં અંગમાંથી અમી ઝર્યું હતું, તેમજ મંદિરની દિવાલોમાંથી કેસરનાં છાંટણાં પડ્યાં હતાં. આ ચમત્કારિક દૃશ્ય એક–બે વ્યક્તિએ નહિ, પણ અનેક પ્રતિષ્ઠિત વ્યક્તિઓએ નજરે નિહાળ્યું હતું. તેને આપણે સૂરીશ્વરજીની ચમત્કારિક શક્તિ કે અધિષ્ઠાયક દેવોના પ્રભાવ સિવાય બીજું શું કહી શકીએ ?

હર્ષનાદ જયનાદ આદિથી પ્રતિષ્ઠાની પૂર્ણાહુતિ થઈ. શિખર ઉપર સુવર્ણમય કળશ તથા ગગનચુંબી ધ્વજાદંડ ચડાવવામાં આવ્યા. તે વખતનું દૃશ્ય પણ ભાવોલ્લાસને અત્યંત જગાડનારું હતું.

પ્રાસંગિક પ્રવચન તથા અન્ય ભાષણો

પછી આચાર્યશ્રીએ વિશાળ મંડપમાં વિરાજી મંગલાચરણ કરવાપૂર્વક આજના પવિત્ર પ્રસંગ પર પુષ્કળ પ્રકાશ પાડ્યો હતો અને સહુને શ્રી જિનેશ્વરદેવની ભવતારિણી ભવ્ય ભક્તિમાં સુદૃઢ રહેવાનો સબલ અનુરોધ કર્યો હતો.

ત્યારબાદ સ્થાનિક પ્રસિદ્ધ વક્તા શ્રીમાન્ પુષ્પરાજજી ફૂલચંદજીએ ઊભા થઈને જણાવ્યું હતું કે 'જિનમંદિરના પ્રતિષ્ઠા–મહોત્સવનું કાર્ય અતિ આનંદમંગલથી નિર્વિઘ્ને પૂર્ણ થયું છે. તે માટે આખો સંઘ પૂજ્ય ગુરુદેવનો પુનઃ પુનઃ આભાર માને છે. તેમના ઉપકારનું વર્ણન થઈ શકે તેમ નથી. આ દેશમાં જ્યારે અજ્ઞાનરૂપ અંધકાર છવાઈ રહ્યો હતો, ત્યારે આપશ્રીએ અહીં પધારી તે અંધકાર દૂર કર્યો અને બેંગલોરના સંઘે આપશ્રીને 'દક્ષિણદીપક'ની પદવી આપી, પરંતુ આપે તો હજારો દીપકથી પણ વધુ પ્રકાશ પાથરી ખરેખર 'દક્ષિણદિવાકર'નું કાર્ય કર્યું છે ! આપનો ઉપકાર અમે કદી પણ ભૂલી શકીએ તેમ નથી.'

ત્યારબાદ મદ્રાસથી પધારેલા શ્રી રીખવદાસજીએ પ્રાસાદનિર્માણ તથા પ્રતિષ્ઠા–મહોત્સવથી જૈન સંસ્કૃતિના ઇતિહાસમાં કેવું મહત્ત્વનું કાર્ય થયું છે, તેનું વિસ્તારથી વર્ણન કર્યું હતું અને પૂજ્ય ગુરુદેવે મહારાષ્ટ્ર, કર્ણાટક તથા તામીલનાડ પર કરેલા ઉપકારને ભવ્ય અંજલિ આપી હતી. પછી થોડીવાર અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું, કારણ કે આજની સભામાં રાજકર્મચારીઓ, અધિકારીઓ તથા વિદ્વાનોની હાજરી ઘણી સારી હતી.




ત્યારબાદ સ્નાનાદિ ક્રિયા કરી તે મેજીસ્ટ્રેટ રાતના દશ વાગે દર્શનાર્થે આવ્યા હતા. તેમની નમ્રતા અને વાણીની મીઠાશે સહુનાં હૃદય પર સુંદર છાપ પાડી હતી.

ચન્નપટ્ટન

ત્યાંથી સૂરીશ્વરજી ચન્નપટ્ટન પધાર્યા કે જે મોટાભાગે મુસલમાનોથી જ વસેલું છે. ત્યાં તેમનો મુકામ સરકારી ડાક બંગલામાં થયો હતો. બપોરના સમયે તેઓશ્રી પ્રવચન આપવા માટે ટાઉનહૉલમાં પધાર્યા, ત્યારે ત્યાંના મ્યુનિસિપલ ચેરમેને તથા અન્ય અધિકારીઓએ ભવ્ય સત્કાર કર્યો હતો અને તેમનું પ્રવચન ખૂબ જ રસથી સાંભળ્યું હતું. આ સભામાં ૯૫ ટકા હાજરી મુસલમાનોની જ હતી. છેવટે મ્યુનિસિપલ ચેરમેન કે જેઓ મુસલમાન હતા, તેમણે ટાઉનહૉલમાં પ્રવચન આપવા બદલ સૂરીશ્વરજીનો આભાર માન્યો હતો અને જે જોઇએ તે સગવડ આપવા માટે હાર્દિક ઉદ્ગારો કાઢ્યા હતા.

મંડીયા

ત્યાંથી ક્રમશઃ મંડીયા પધારતાં જૈનસંઘે સુંદર સ્વાગત કર્યું હતું. તેમાં ડેપ્યુટી કલેકટર તથા પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ પણ હાજર રહ્યા હતા. બપોરે ડેપ્યુટી કલેકટર, સબ કમીશ્નર વગેરે અધિકારીઓ સાથે ફરી દર્શનાર્થે આવ્યા હતા અને પ્રણામપૂર્વક પ્રેમભર્યો વાર્તાલાપ કર્યો હતો. દર્શન માટે ઇતરવર્ગ આખો દિવસ આવ્યા જ કર્યો હતો. અહીં મ્યુનિસિપલ હાઇસ્કૂલમાં એક જાહેર પ્રવચન પણ થયું હતું. તેનો લાભ ઠીકઠીક લેવાયો હતો.

અહીં મ્હૈસૂર જૈનસંઘના આગેવાનો દર્શનાર્થે આવ્યા હતા. બેંગલોરથી મ્હૈસૂર સુધીના ૮૩ માઇલના રસ્તામાં રામનગરમાં ૨ ઘર, ચન્નપટ્ટનમાં ૧ ઘર અને મંડીયામાં ૨૦ ઘર એ આ પ્રદેશની જૈન વસ્તી છે.

સંગીત અને સાહિત્ય

અહીંની પ્રજાને સંગીતનો શોખ ઘણો છે, એ વાત લક્ષમાં રાખીને નવસારીના પ્રસિદ્ધ સંગીતકાર શ્રીયુત નટવરલાલ ગુરુભક્તિથી સાથે ચાલ્યા હતા તથા બેંગલોરની શ્રી લબ્ધિલક્ષ્મણસૂરીશ્વરજી જૈન સંગીતમંડળી પણ સાથે જ રહી હતી. તેમણે અવારનવાર સંગીતની રસલહાણ કરતાં અહીંની જનતાનું ભારે આકર્ષણ થયું હતું. વળી બેંગલોર જૈનસંઘના સ્તુત્ય પ્રયાસથી આર્હત-ધર્મ-પ્રકાશ વગેરે પુસ્તકોનો પ્રચાર પણ ઘણો છૂટથી થયો હતો, એટલે પ્રજાનાં હૃદયમાં જૈનધર્મ માટે ઘણું માન ઉત્પન્ન થયું હતું.

સ્વાગત સમિતિ

અહીં એ જણાવવું ઉચિત થઇ પડશે કે સૂરીશ્વરજીનું યોગ્ય સ્વાગત કરવા માટે

આવી, બેન્ડવાજા સહ નૂતન જિનમંદિર એટલે શ્રી પાર્શ્વવલ્લભપ્રાસાદનું દ્વારોદ્‌ઘાટન કર્યું હતું અને હાથી, ઘોડા, રથ, બેન્ડ સહિત ધામધૂમથી વરઘોડો ચડી ચીક-પેટમાં ફર્યો હતો.

આભારદર્શન

બહેનો હમેશાં પ્રભાતિયાં ગાતી હતી. જૈન સેવામંડળનું બેંડ હમેશા ખડેપગે હાજર રહેતું હતું. જૈન સેવામંડળના સભ્યોએ પણ સારી સેવા બજાવી હતી. મારવાડી શેઠિયાઓનો સહકાર ઘણો સારો હતો. મહાવીર સેવામંડળ અને અન્ય આગેવાનોની સેવાઓ ભૂલાય તેવી ન હતી. રૉબર્ટસનપેટના શ્રી પાર્શ્વનાથ સેવામંડળે પણ છેલ્લે છેલ્લે ભારે સેવા બજાવી હતી. ઉપરાંત સંઘનાં આમંત્રણને માન આપી મુંબઇથી શેઠ દામજી જેઠાભાઇ, મદ્રાસથી શેઠ જીવનમલજી સમદડીયા, શેઠ માણેકચંદજી બેતાલા, શેઠ ચીમનલાલ કોઠારી, શ્રીયુત રીખવદાસજી જૈન, શેઠ ભંવરલાલજી શેઠિયા, હુબલીથી શેઠ જાદવજીભાઇ, કોલ્હાપુરથી શેઠ બાબુભાઇ પરમાર, મ્હૈસૂરથી શેઠ માણેકચંદજી પુખરાજ, કોઇમતુરથી શેઠ ઉત્તમચંદ અભયચંદ, ટુમકુરથી શેઠ ચુનીલાલ બેંકર વગેરે અનેક આગેવાન ગૃહસ્થો તેમજ બીજા પણ હજારો મહેમાનોએ આવી મહોત્સવની શોભામાં અભિવૃદ્ધિ કરી હતી, તે સહુનો કાર્યવાહકો તરફથી આભાર માનવામાં આવ્યો હતો.

મહોત્સવને સફળ બનાવવામાં જેમનો મહત્ત્વનો હિસ્સો હતો, તે પ્રતિષ્ઠા સમિતિ અને અન્ય પેટા સમિતિના સભાસદો શેઠ નાનચંદ ગુલાબચંદ, શેઠ હરીચંદ રાયચંદ, શેઠ લવજી ગોરધન પારેખ, શેઠ રતનશી કલ્યાણજી પારેખ, શાહ હીરાલાલ ગિરધરલાલ, મહેતા વીસનજી સાંકળચંદ, શાહ અમૃતલાલ ભાઇચંદ, શાહ ચુનીલાલ પોપટલાલ, શાહ ધીરજલાલ ગિરધરલાલ, શાહ કાંતિલાલ હરિચંદ, શાહ રમણીકલાલ નાગરદાસ, શાહ નાગરદાસ કુંવરજી, શાહ ચત્રભુજ બેચરદાસ, શાહ અમીચંદ ત્રિભોવનદાસ, શાહ પોપટલાલ વીરચંદ, શ્રી સી. સી. શાહ, શાહ વ્રજલાલ પ્રાગજી, શાહ નેમિદાસ ગાંગજી તેમજ અન્ય ભાઇઓની સેવા પણ ખરેખર નોંધપાત્ર હતી.

મ્હૈસૂર તરફ

મહોત્સવ દરમિયાન મ્હૈસૂરના શ્રીસંઘે પૂજ્ય આચાર્યશ્રીને મ્હૈસૂર પધારવા જોરદાર વિનંતિ કરતાં જેઠ સુદિ ૧ ના દિવસે મ્હૈસૂર તરફ પ્રયાણ કરવા નિર્ણય થયો હતો. પાઠકગણ એ અદ્‌ભુત યાત્રાનું વિસ્તૃત વર્ણન આગામી પ્રકરણમાં આલેખાયેલું જોઇ શકશે.





રાજપ્રમુખ મ્હૈસૂરનરેશ પ આચાર્યશ્રીનું સન્માન કરી રહ્યા છે. તસ્વીરમાં તેઓશ્રી સન્માનપત્ર વાંચતા જણાય છે.



મ્હૈસૂરનરેશ પૂ. આચાર્યદેવ પાસેથી વાસક્ષેપ લઈ રહ્યા છે.



તા ૧૫-૬-૫૪ ની સવારે મ્હૈસૂરમાં પૂજ્ય આચાર્યશ્રીનું બાદશાહી સ્વાગત.



તા ૧૮-૬-૫૪ ની બપોરે વડા પ્રધાન શ્રી હનુમંતૈયા મ્હૈસૂરની ક્રિશ્ચિયન કૉલેજમાં પૂજ્ય ગુરુદેવના દર્શને આવ્યા હતા ચિત્રમાં તેઓ વાસક્ષેપ લેતા નજરે પડે છે

સ્વાગત-સરઘસમાં સામેલ થયા હતા. બેંગલોરથી આવેલાં ૩૦૦ ભાઈબહેનોએ તેમાં ઉલટથી ભાગ લીધો હતો.

અશોકરોડ, તીર્થંકરરોડ વગેરે સ્થળે ફરી પૂજ્યશ્રી ટાઉનહૉલમાં પધાર્યા હતા. રસ્તામાં સ્થળે સ્થળે ગહુંલીઓ થતી હતી. જૈન-જૈનેતર વર્ગ દર્શનાર્થે ઉમટ્યો હતો. પોલીસ પાર્ટીનો બંદોબસ્ત બહુ સારો હતો.

### સ્વાગત-પ્રવચનાદિ

ટાઉનહૉલમાં પધાર્યા બાદ સ્વાગતપ્રમુખ સરદાર કે. બસવરાજ અર્સે સ્વાગત-પ્રવચન કરતાં જણાવ્યું હતું કે 'આપશ્રીએ આપના શિષ્ય સમુદાય સાથે મ્હેસૂર રાજધાનીમાં પધારી અમારા ઉપર મહાન્ અનુગ્રહ કર્યો છે. આપ ભારતના અનેક ભાગમાં પગપાળા ભ્રમણ કરી જનતાને સાચી શાંતિનો સંદેશ સંભળાવી રહ્યા છો તથા અહિંસા, સત્ય, સદાચાર અને નીતિના ઊંચા આદર્શો દ્વારા સન્માર્ગે દોરવાનો નિઃસ્વાર્થ પ્રયત્ન કરી રહ્યા છો, તે ખરેખર અભિનંદનીય છે. આપના આચાર-વિચાર ઘણા જ કઠિન છે. આપ અનેક કષ્ટોનો સામનો કરી જગતના કલ્યાણ માટે ઘુમતા ઘુમતા અત્રે પધારી અમને ઉપકૃત કર્યા તે બદલ અહીંના સમસ્ત નાગરિકો આપનો વારંવાર આભાર માને છે. મ્હેસૂરની સમસ્ત પ્રજાને આપની અમોઘ વાણી દ્વારા લાભ આપશો એ ઇચ્છા રાખી, નમસ્કારપૂર્વક રજા લઉં છું.'

ત્યારબાદ આચાર્યશ્રીએ ટૂંકું પણ મનનીય પ્રવચન આપ્યું હતું, જેનો કાનડીમાં અનુવાદ આસ્થાન વિદ્વાન્ શ્રી જિનચંદ્ર શાસ્ત્રીએ કર્યો હતો.

ત્યાંથી પૂજ્યશ્રી જનસમુદાય સાથે તીર્થંકરરોડ પર આવેલા જિનમંદિરે પધાર્યા હતા અને દર્શનાદિ કર્યા પછી કાવેરી પટ્ટણમ સુબ્બરાય શેટ્ટીના છત્રમાં પ્રવેશ્યા હતા કે જેનું બીજું નામ કૃષ્ણ ટૉકીઝ છે. ત્યાં હજારો માણસો સાથે બેસીને વ્યાખ્યાન સાંભળી શકે તેવી સગવડ હતી.

રાજ્ય તરફથી હાથી, છત્ર, મશાલ, વાજાં તથા સિપાઇઓ મોકલીને જૈનાચાર્યનું સ્વાગત કર્યાનો આ પ્રસંગ સેંકડો વર્ષના ઇતિહાસમાં પહેલો જ હતો.

### દર્શન તથા ધર્મચર્ચા

અહીં પ્રતિદિન ઘણી મોટી સંખ્યામાં વિદ્વાનો, અધિકારીઓ તથા નાગરિકો દર્શનાર્થે આવતા હતા અને વિવિધ પ્રશ્નો પૂછી ધર્મચર્ચા પણ કરતા હતા. તેનો ઉત્તર ખૂબ મીઠાશથી યુક્તિપૂર્વક આપવામાં આવતો હતો. સહુને આર્હત-ધર્મ-પ્રકાશ પુસ્તિકા




મ્હૈસૂરના ૪૧ અગ્રગણ્ય નાગરિકોએ ખાસ સ્વાગત સમિતિ રચી હતી અને તેણે સૂરીશ્વરજીનાં સ્વાગત અંગે જરૂરી બધી તૈયારીઓ કરી લીધી હતી.

દર્શનાર્થે શ્રી હનુમંતય્યાજી

જેઠ સુદિ ૧૩ ની સવારે સૂરીશ્વરજી મ્હૈસૂરનાં પરિસરમાં આવી પહોંચતાં મુકામ સેંટ ફિલામિના ક્રિશ્ચિયન કૉલેજમાં થયો હતો. ત્યાં દર્શનાતુર લોકોની અવરજવર સારા પ્રમાણમાં રહી હતી. બપોરના અઢી વાગતાં મ્હૈસૂર રાજ્યના મુખ્યમંત્રી (ચીફ મીનીસ્ટર) શ્રીયુત હનુમંતય્યાજી સૂરીશ્વરજીનાં દર્શનાર્થે આવ્યા હતા અને તેમનું પ્રભાવપૂર્ણ પ્રવચન સાંભળી ખૂબ ખુશી થયા હતા. છેવટે તેઓશ્રીનો વાસક્ષેપ લઇ પુનઃ મળવાની ઉત્કંઠા સાથે ત્યાંથી સીધાવી ગયા હતા.

નગરપ્રવેશ

જેઠ સુદિ ૧૪ તા. ૧૫–૬–૫૪ ની વહેલી સવારે જૈન-જૈનેતરોનાં ટોળે ટોળાં સન્મુખ આવી રહ્યા હતા. ટોલગેટના નાકેથી પૂજ્ય આચાર્યશ્રીના બાદશાહી સ્વાગતનો પ્રારંભ થયો હતો. બે હાથી, ઘોડાઓની કતાર, ઝંડાધારીઓ, છડીદારો, મશાલ, છત્ર વગેરે રાજચિહ્નો ઉપરાંત બેંગલોર જૈન સેવામંડળનું બેંડ, બેંગલોર શ્રી લબ્ધિલક્ષ્મણ સૂરીશ્વરજી જૈન સંગીતમંડળી, અન્ય દેશી વાદ્યો વગરે ભારે ઠાઠથી પ્રવેશોત્સવ ઉજવવામાં આવ્યો હતો.

પુરપ્રવેશ કરતાંની સાથે જ મ્હૈસૂર મહારાજા તરફથી તેમના પ્રાઇવેટ સેક્રેટરી ફૂલહાર, શ્રીફળ વગેરે લઈ આવ્યા હતા. નગરપાલિકા તરફથી ફૂલહાર, શ્રીફળ વગેરે સન્મુખ ધરી સત્કાર કરવામાં આવ્યો હતો. બાદ સ્વાગત સમિતિના અધ્યક્ષ સરદાર કે. બસવરાજે અર્સ, ઉપાધ્યક્ષ શ્રી નગીનલાલ જૈન તથા રાવબહાદુર એમ. રામસ્વામીજી આદિ સમિતિના આગેવાન સભ્યોએ પૂજ્ય આચાર્યશ્રીનું ભાવભીનું સ્વાગત કર્યું હતું. તથા શ્રી કે. પુટ્ટસ્વામી મ્યુનિસિપલ પ્રેસીડેન્ટ, શ્રી એસ. એસ. સ્વામિનાથ ડેપ્યુટી કમીશ્નર, શ્રી એસ. એલ. દેવરાજ અર્સ દરબારબક્ષી, શ્રી ગુરુમૂર્તિ શાસ્ત્રી દરબાર આસીસ્ટન્ટ સેક્રેટરી, શ્રી વી. ટી. શ્રીનિવાસ આયંગર ડીસ્ટ્રીક્ટ કોર્ટ કમીશ્નર, પોલીસ સુપરીન્ટેન્ડેન્ટ વગેરે સ્વાગતમાં અઢી કલાક સુધી સાથે જ રહ્યા હતા. વિશેષ આનંદની વાત તો એ હતી કે શ્વેતામ્બર મૂર્તિપૂજક સમાજ ઉપરાંત સ્થાનકવાસી, તેરાપંથી તથા દિગમ્બર ભાઇઓ પોતાની દુકાન તથા ઓફિસો બંધ રાખીને આ





વ્યાખ્યાનમાળા ચાલુ

રોજ સવારના ૮-૩૦ થી ૧૦-૩૦ સુધી મુકામ પર વ્યાખ્યાન આપવામાં આવતું હતું, તે સાંભળવા માટે જૈન-જૈનેતર મોટી સંખ્યામાં ઉપસ્થિત થતા હતા. બપોરે ૪-૦ વાગતાં ધાર્મિક પ્રશ્નોના ઉત્તરો આપવામાં આવતા હતા અથવા વ્યાખ્યાનનો કાર્યક્રમ યોજાતો હતો, તેનો લાભ પણ બહુ સારો લેવાતો હતો.

તા. ૨૧ મીએ બપોરના દલવાયા હાઈસ્કૂલમાં '**ઉન્નતિનો માર્ગ**' એ વિષય પર વ્યાખ્યાન અપાયું હતું.

તા. ૨૩ મીએ બપોરના અઢી વાગતાં રામકૃષ્ણ હાઇસ્કૂલમાં '**સન્માર્ગ**' ઉપર અને ચાર વાગતાં મહાજન હાઇસ્કૂલમાં '**સદાચાર**' ઉપર એમ બે વ્યાખ્યાનો અપાયાં હતાં.

તે જ રીતે તા. ૨૫ મીએ મહારાણી હાઇસ્કૂલમાં '**નારી જીવન**' ઉપર વ્યાખ્યાન થતાં સહુ આશ્ચર્યમુગ્ધ બન્યા હતા. આ બધાં વ્યાખ્યાનો મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ આપ્યાં હતાં.

દરેક સ્કૂલમાં પ્રિન્સીપાલ તથા હેડમાસ્તરે પૂજ્ય આચાર્યશ્રીનો તથા મુનિરાજશ્રી કીર્તિવિજયજી વગેરેનો ભવ્ય સત્કાર કર્યો હતો. સહુએ શાંતિપૂર્વક સપ્રેમ વ્યાખ્યાન શ્રવણ કર્યું હતું. વળી તે દરેક સ્થળે પૂજ્યશ્રીને પુષ્પહાર સમર્પણ કરવા માટે સહુ તૈયાર થયા હતા પણ જૈન મુનિઓ પુષ્પ વગેરેનો સ્પર્શ પણ નથી કરતા, તે જાણી તેને દૂર મૂકી, પોતાની માનસિક ભક્તિ પ્રદર્શિત કરતા હતા. દરેક સ્થળે પ્રવચન બાદ પ્રિન્સીપાલોએ કે હેડમાસ્તરોએ આભાર પ્રદર્શિત કરતાં ભાષણો કર્યાં હતાં. આ દરેક સ્થળે પૂજ્યશ્રીનાં હિંદી વ્યાખ્યાનનો કાનડી અનુવાદ આસ્થાન વિદ્વાન્ શ્રી જિનચંદ્ર શાસ્ત્રીએ સુંદર શૈલીમાં કર્યો હતો.

દર્શનાર્થે મ્હૈસૂરનરેશ

તા. ૨૪ મી ગુરુવારે સવારના દશ વાગતાં ટાઉન હૉલમાં મ્હૈસૂરના મહારાજા જયચામરાજેન્દ્ર વડીયર જી. સી. બી. જી. એસ. આઇ. પૂજ્ય આચાર્યશ્રીનાં વ્યાખ્યાનમાં આવ્યા હતા, તે વખતે સેંકડો પોલીસ ચોમેર ગોઠવાઈ ગઇ હતી, હજારો માનવોની ઠઠ જામી હતી. મીલીટરી બેન્ડે સલામી આપી હતી. આખો યે ટાઉન હૉલ પ્રતિષ્ઠિત નાગરિકો અને રાજ્યકર્મચારીઓથી ખીચોખીચ ભરાઇ ગયો હતો. શ્રી મહાદેવસ્વામીએ પ્રથમ શ્રી તીર્થંકરદેવની તથા પૂજ્ય આચાર્યશ્રીની સંસ્કૃતમાં સ્તુતિ ગાયા બાદ મહારાજાની સ્તુતિ કરી હતી. પછી સ્થાનિક જૈનસંઘે મહારાજાને એક અભિનંદનપત્ર અર્પણ કર્યું હતું તથા પૂજ્ય આચાર્યશ્રીએ અત્યંત પ્રભાવપૂર્ણ પ્રવચન કરી મહારાજાને તેમજ

છૂટથી આપવામાં આવતી હતી. તેને તેઓ પ્રેમપૂર્વક વાંચતા હતા અને ભારે ખુશી પ્રદર્શિત કરતા હતા.

વ્યાખ્યાનમાળા

મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ તા. ૧૮ મીની સાંજે શારદાવિલાસ હાઇસ્કૂલમાં સેંકડો વિદ્યાર્થી સમક્ષ 'વિદ્યાર્થી જીવન' ઉપર, તેમજ તા. ૧૯મીની સવારે મહારાજા હાઇસ્કૂલમાં એક હજાર ઉપરાંત વિદ્યાર્થીઓ તથા અગ્રગણ્ય શહેરીઓ સમક્ષ 'આપણી સંસ્કૃતિ' ઉપર પ્રભાવશાળી પ્રવચન આપી સહુને મુગ્ધ બનાવી દીધા હતા. અધ્યાપકોએ 'જૈન ધર્મ અનાદિ છે' 'જૈન ધર્મના સિદ્ધાતો ખૂબ વિશાળ અને અદ્ભુત છે' 'જૈનોની અહિંસા જગતભરમાં સહુથી મોખરે છે.' 'સ્વામીજીએ આપણને અપૂર્વ સદ્બોધ અને ઉચ્ચજ્ઞાન આપ્યું છે' 'આપણે તેમના પુનઃ પુનઃ આભારી છીએ' વગેરે વાક્યો ઉચ્ચારી મહારાજશ્રીનાં પ્રવચનનાં ગુણગાન કર્યાં હતાં.

તા. ૧૯ મીએ સાંજના ચાર વાગતાં ટાઉન હૉલમાં જનતાની જંગી મેદની સમક્ષ પૂજ્ય આચાર્યશ્રીએ 'વિશ્વશાંતિ' ઉપર જાહેર પ્રવચન આપ્યું હતું. તે સાંભળ્યા પછી આખાય શહેરમાં જૈન ધર્મના ઉદાર સિદ્ધાંતોની, જૈનાચાર્યની વિદ્વત્તાની, તેમની પ્રતિભાની તથા જૈન સાધુઓના કઠિન આચાર-વિચારની જ વાતો થતી હતી અને સહુ જૈન ધર્મની ભૂરિ ભૂરિ પ્રશંસા કરતા હતા.

પ્રેસ કૉન્ફરન્સ

તા. ૨૦ મીની બપોરે પૂજ્યશ્રી સન્મુખ પ્રેસ કૉન્ફરન્સ ભરવામાં આવી હતી, તેમાં સઘળા પ્રેસવાળા હાજર થયા હતા. તેમણે શરૂઆતમાં પોતાની ખાસિયત પ્રમાણે અનેકવિધ અટપટા પ્રશ્નો રજૂ કર્યા હતા, પણ પૂજ્યશ્રીએ તેના યુક્તિપૂર્વક સચોટ ઉત્તરો આપતાં તેમના પર ભારે છાપ પડી હતી. પછી પૂજ્યશ્રીએ તેમને વિશ્વશાંતિ, દેશની ઉન્નતિ અને સાચી આબાદી એ ત્રણ વિષય પર પોતાનું દૃષ્ટિબિંદુ સમજાવ્યું હતું અને જૈન ધર્મના સિદ્ધાંતો તથા જૈન સાધુની રહેણીકરણીનો સુસ્પષ્ટ ખ્યાલ આપ્યો હતો. આથી પત્રકારોને ખાતરી થઈ હતી કે પૂજ્યશ્રી પોતાની પાસે નક્કર વસ્તુ લઇને મ્હૈસૂરમાં પધાર્યા છે અને તેનો પ્રચાર કરવાથી જનતાને ઘણો લાભ છે. પરિણામે તેમણે પૂજ્યશ્રીની પ્રવૃત્તિના સમાચારો પોતાનાં પત્રમાં વખતોવખત સારી રીતે છાપ્યા હતા. દાખલા તરીકે આજની કૉન્ફરન્સનો હેવાલ આપતાં તેમણે મોટાં મથાળાં બાંધી 'દુનિયામાં જો કોઇ આશાજનક વસ્તુ હોય તો તે જૈનધર્મ છે' એમ જણાવ્યું હતું.



સં. ૨૦૧૦ અષાડ સુદિ ૧૦ ના રોજ બેંગલોર કેન્ટમાં ચાતુર્માસાર્થે પધારતાં પૂજ્ય મહારાજશ્રીનું ભવ્ય સ્વાગત થયું હતું. સ્વાગતપ્રમુખ શ્રી સીતારામ મેયર સ્વાગત-ભાષણ કરતા દેખાય છે.



પૂજ્ય આચાર્યશ્રીનાં દર્શનાર્થે આવેલા શ્રી કૃષ્ણમૂર્તિ વ્યાખ્યાન શ્રવણ કરી વિદાય લેતાં શ્રી જૈન સંઘે તેમને હારતોરા અર્પણ કર્યા હતા. બેંગલોર કેન્ટ જૈન સંઘના આગેવાન શ્રી ગણેશમલજી મુત્તા અને જશરાજજી બાજુમાં ઊભેલા જણાય છે.



તા ૧૮-૬-૫૪ ના રોજ ટાઉન હોલમા રાજપ્રમુખ શ્રી મ્હૈસૂરનરેશ શ્રી જયચામરાજેન્દ્ર વડીયાર
પ. ગુરુદેવના દર્શન-વ્યાખ્યાનાર્થે પધાર્યા ત્યારનું દૃશ્ય




પ્રચાર કરવાનો કીર્તિકળશ એમને મળવો જોઇએ. મહાન્ પ્રતાપી જૈન રાજાઓએ અનેક શતાબ્દીઓ સુધી કર્ણાટકનું રાજ્યશાસન ચલાવી દેશની સંસ્કૃતિની અભિવૃદ્ધિ કરી છે, આ વાત પણ એટલી જ સુપ્રસિદ્ધ છે.

તેઓશ્રીની પરંપરામાં સ્થૂલભદ્રાચાર્ય, ઉમાસ્વાતિ, હેમચન્દ્રાચાર્યજી, ભટ્ટાકલંક ઈત્યાદિ મહાન્ આચાર્યો સંસ્કૃત, પ્રાકૃત, કન્નડ આદિ ભાષાઓના પ્રકાંડ વિદ્વાન્ હતા. કન્નડ સાહિત્યના આદ્ય કવિ કહેવાતા નૃપ તુંગ, પંપ, રન્ન ઇત્યાદિ મહાન્ કવિઓએ ખુદ રાજા યા રાજપોષિત બની જગદ્માન્ય મહાન્ કૃતિઓની રચના કરી છે. કન્નડ દેશના વાસ્તુશિલ્પ વૈભવને પોતાનાં દિવ્ય સૌંદર્યથી પ્રકાશિત કરતી શ્રવણ–બેલગોલ–બાહુબળીજીની મહોન્નત ગોમટેશ્વરની મૂર્તિ જૈનધર્મની શ્રેષ્ઠતાની દ્યોતક છે.

અમારા પૂર્વજો પરમપૂજ્ય ચિક્કદેવરાજ વડયેરજી, દોડ્ડદોડ્ડ કૃષ્ણરાજ વડયેરજી, શ્રી ચામરાજ વડયેરજી વગેરેએ શ્રી ગોમટેશ્વરસ્વામી(બાહુબળીજી)ના પૂજા ઉત્સવ માટે ઉદારતાથી અનેક દાનધર્મનાં કાર્યો કરેલાં છે.

અમારા પૂજ્ય મોટા કાકાશ્રી મન્નાલ્યડિ કૃષ્ણરાજ વડયેરજીએ શ્રવણ બેલગોલ- (બાહુબળીજી)ના મહામસ્તકાભિષેક સમયે ઉપસ્થિત થઈ પૂજા–સેવા બજાવી છે. ૧૨ વર્ષે આવતાં મહામસ્તકાભિષેકના પ્રસંગે પૂજામાં ભાગ લઇ હું પણ પ્રભુની કૃપાથી પુણ્યભાગી બન્યો છું.

ભારતના અનેક પ્રાંતોથી લાખો જૈન બંધુ આ તીર્થમાં આવી જે ભક્તિનું પ્રદ- ર્શન કરે છે, તે ભવ્ય દૃશ્યને હું કદી પણ ભૂલી શકતો નથી.

જૈન બંધુઓ! ભારતના ધર્મોમાં વૈવિધ્ય હોવા છતાં બધાય ધર્મનો ઉદ્દેશ એક જ છે. આ ધર્મદીપકને જ્વલંત રાખવાનું કાર્ય, એની જવાબદારી બધાય ધર્મપ્રવર્તકોની છે. સાચી સ્વતંત્રતા ત્યારે મેળવી શક્યા કહેવાઇએ કે જ્યારે સ્વતંત્ર ભારતની જનતા પોતાની બાહ્ય ઉન્નતિની સાથે આધ્યાત્મિક ઉન્નતિની વૃદ્ધિ કરે.

ભારતની જૈન જનતા આ વિષયમાં ખૂબ કાર્ય કરી શકે તેમ છે.

પૂજ્ય આચાર્ય શ્રીમદ્ વિજય લક્ષ્મણસૂરીશ્વરજી મહાસ્વામીના દિવ્ય ઉપદેશામૃતનું પાન કરી સહુ સંસ્કૃતિરક્ષક બનવાના યશભાગી બનો.

જય હો ભારત સંસ્કૃતિનો.

આ શુભ પ્રસંગે આપ લોકોએ અમારા ઉપર જે કૃપા કરી છે, તે બદલ હું આપનો આભારી છું.





સર્વ શ્રોતાજનોને અભિનવ આનંદમાં ગરકાવ કરી દીધા હતા. બાદ મ્હૈસૂર મહારાજાએ પોતાનું ઐતિહાસિક ભાષણ કરતાં જણાવ્યું હતું કે—

મ્હૈસૂરનરેશનું ભાષણ

આ શુભ અવસર ઉપર શ્રી જૈનસંઘે જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજની પાટપરંપરાના સૂરિસાર્વભૌમ આચાર્યદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના પટ્ટપ્રભાવક જૈનાચાર્ય શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ(મહાસ્વામી)ની દિવ્ય સંનિધિ–દર્શનાર્થે આમંત્રણ આપ્યું, તે બદલ હું આપનો કૃતજ્ઞ છું. આ પ્રસંગે આપ શ્રીસંઘે રાજભક્તિપૂર્વક માનપત્ર આપ્યું, તે બદલ હું આપને હાર્દિક વંદના કરું છું. આવા મહાપુરુષોનાં દર્શન કરી મને ખૂબ જ સંતોષ થયો છે.

અમારી પ્રજાનાં મહાન્ પુણ્યે આ દેશમાં પૂજ્ય મહારાજશ્રી (મહાસ્વામી) પધાર્યા અને અહિંસાપ્રધાન ધર્મોપદેશ દ્વારા જનતાનો ઉદ્ધાર કરી રહ્યા છે, આથી અમને ખૂબ જ આનંદ થયો છે. જનતામાં ધર્મભાવનાને પ્રગટાવી તે દ્વારા વિશ્વશાંતિની સ્થાપના કરવાના ઉદ્દેશથી જ મહાસ્વામીજી પગપાળા હજારો માઇલની મુસાફરી કરી રહ્યા છે. તેઓશ્રી માધુકરી વૃત્તિથી (ગોચરીથી) દેહનો નિર્વાહ કરતાં બ્રહ્મચર્યાદિ મહાવ્રતોનું પાલન કરતાં જૈનધર્મના પ્રચારમાં જ સદા નિરત રહે છે, એ જ એમના સહજ વૈરાગ્યનો ભાસ કરાવે છે.

જ્યારે સ્વામીજી બેંગલોરમાં પોતાના શિષ્યપરિવાર સાથે બિરાજતા હતા, ત્યારે હું દર્શન અને આશીર્વાદ મેળવવા ભાગ્યશાળી થયો હતો. પુનઃ સ્વામીજીનાં દર્શનનું સૌભાગ્ય પ્રાપ્ત થયું, તે બદલ હું વારંવાર વંદના કરું છું.

જૈનધર્મ ભારતના પ્રાચીન ધર્મોમાંનો એક છે. શ્રી ઋષભદેવસ્વામીથી લઈ મહાવીર-સ્વામી તીર્થંકર સુધી પરમ પૂજ્ય જ્ઞાનીઓએ વિશ્વના સમસ્ત જીવોને દુઃખ–સાગરથી તરવા માટે મુક્તિમાર્ગપ્રદર્શક જૈનધર્મનો પ્રચાર કર્યો છે. આ વાત જગપ્રસિદ્ધ છે.

ક્ષમા, દયા, અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અચૌર્ય, અપરિગ્રહ, પરહિતભાવ ઇત્યાદિ જૈનધર્મનાં મૂળ સિદ્ધાંતો સમસ્ત માનવલોક–વિશ્વના માટે આવશ્યક દિવ્ય તત્ત્વો છે. આવાં મહત્ત્વપૂર્ણ તત્ત્વોને અનુષ્ઠાનમાં લાવી જનતાને સન્માર્ગે ચઢાવવા માટે પૂજ્ય આચાર્યશ્રી ભારત સંસ્કૃતિના ભંડારરૂપ છે.

મહામહિમ પંડિતપ્રકાંડ ભદ્રબાહુસ્વામીજી તે કાળના ભારતસમ્રાટ્ ચંદ્રગુપ્ત ચક્રવર્તીને કન્નડ દેશમાં લાવ્યા હતા, એ ઐતિહાસિક હકીકત છે. કર્ણાટકમાં જૈનધર્મનો પહેલવહેલો




રાજમાન્ય વ્યક્તિઓ તથા રાજકુટુંબની કેટલીક વ્યક્તિઓ ઉપરાંત નગરની મહિલાઓ સારી સંખ્યામાં ઉપસ્થિત હતી. શરૂઆતમાં મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ એક કલાક સુધી અનેક દાખલા દલીલોપૂર્વક સુંદર પ્રવચન કર્યું હતું. બાદ પૂજ્યશ્રીએ રોચક શૈલીમાં વ્યાખ્યાન આપી મહારાણીજી વગેરેને આનંદમગ્ન બનાવી દીધા હતા.

છેલ્લું પ્રવચન

આજે સાંજે છેલ્લું પ્રવચન ટાઉન હૉલમાં આપી પૂજ્યશ્રીએ હજારો મનુષ્યોને મુગ્ધ બનાવી દીધા હતા અને જૈનાચાર્યો તથા જૈન મુનિઓનું કાયમ સંભારણું રહી જાય તેવી પરિસ્થિતિ ઉત્પન્ન કરી હતી. આ પ્રસંગે મદ્રાસના પ્રખર કાર્યકર શ્રી રીખવદાસજી જૈને પૂજ્યશ્રીનો પરિચય અંગ્રેજીમાં આપ્યો હતો.

આજે સવારે, બપોરે તથા સાંજે એમ ત્રણ પ્રવચનો આપવા છતાં પૂજ્યશ્રીએ પરિશ્રમ કે ખેદનો અનુભવ કર્યો ન હતો, પણ ધર્મપ્રચારનો આનંદ લૂંટ્યો હતો, એ તેમનું કેવું અદ્ભૂત ચરિત્ર !

લોકવાણી

આ બધું જોઈ શહેરની તમામ જનતા એકી અવાજે બોલી રહી હતી કે 'આવો અદ્ભુત પ્રસંગ સેંકડો વર્ષના ઇતિહાસમાં જોવામાં આવ્યો નથી. ખરેખર ! જૈન ધર્મની અદ્ભુત પ્રભાવના થઈ રહી છે.'

યશના ભાગી

આ રીતે પૂજ્યશ્રીને મ્હેસૂરયાત્રામાં જે અપૂર્વ યશ મળ્યો તેમાં અહીંના જૈનસંઘના મુકાદમ શ્રી પુખરાજજીનો, સ્થાનકવાસી સમાજના આગેવાન શ્રી માણેકચંદજીનો, તેમના સુપુત્ર પુખરાજજીનો, તેમજ ઇતર વકીલો અને અન્ય ભાઈઓનો લાગણીભર્યો સાથ હતો તથા દિગંબરસમાજ પણ તેમાં સંમિલિત હતો, એ વાત ભૂલવી જોઈતી નથી. અહીંના જૈન સેવામંડળે, રાજતબલારત્ન સીન આપ્પાએ, સંગીતરત્ન શ્રી નટવરલાલે તેમજ ગુરુ રાજારાવ વકીલે જે નિઃસ્વાર્થ સેવા આપી હતી, તે પણ તેટલી જ નોંધપાત્ર હતી. અહીંના પત્રકારોને પણ કેમ ભૂલાય ? સાથે ઑલ ઇંડિયા રેડિયોનાં સૌજન્યને પણ યાદ કરવું ઘટે કે જેણે અહીંના કાર્યક્રમો જાહેર કરવામાં સારી એવી દિલચસ્પી દેખાડી હતી.

દર્શન માટે ભારે પડાપડી

મ્હેસૂર શહેરની ૧૦–૧૫ માઈલના આજુબાજુનાં ગામડાઓમાં પણ એ ખબર

છેલ્લે છેલ્લે પરમ પૂજ્ય શ્રી સ્વામીજીને ફરી એક વાર હાર્દિક વંદન કરી હું મારું ભાષણ સમાપ્ત કરું છું.

ત્યારબાદ મહારાજાએ ખૂબ પ્રેમથી મસ્તકે પૂજ્ય આચાર્યશ્રીનો વાસક્ષેપ લીધો હતો. અનુક્રમે સહુ જૈન-જૈનેતરોએ પણ વાસક્ષેપ લીધો હતો. આ દૃશ્ય મહારાજા કુમારપાળ અને શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજની યાદ આપતું હતું. સમસ્ત જનતા પર આજના પ્રસંગનો અજબ પ્રભાવ પડ્યો હતો. છેવટે બેન્ડની સલામી સાથે જૈન ધર્મનો જય જયકાર કરતાં સહુ વિખરાયા હતા.

### સ્વાગતાધ્યક્ષનો ટૂંક પરિચય

સ્વાગતાધ્યક્ષ સરદાર કે. બસવરાજ અર્સ મ્હૈસૂર પ્રદેશના ઘણા રાજવીઓ જૈન ધર્મના અનુયાયીઓ હતા, તે વંશમાંથી ઉતરી આવેલા છે. તેઓ આપણી જૈન પરંપરાના કુળવાન રાજવી છે અને સદ્ગત મહારાજાના ભાણેજ જમાઈ અને આ મહારાજાના બનેવી છે. એમનાં હૃદયમાં જૈન ધર્મ પ્રતિ ઘણું જ માન છે, જૈન તત્ત્વજ્ઞાન પ્રતિ અથાગ પ્રેમ છે. એમના પૂર્વજોએ જૈન ધર્મના ગ્રંથો રચી જૈન ધર્મની અપૂર્વ સેવા બજાવી છે. સમ્યક્ત્વપ્રદીપ અને નેમિનાથચરિત્ર આદિ એમના પૂર્વજોએ રચેલા ગ્રંથો પોતે સંશોધન કરી પ્રકાશિત કર્યાં છે. એમના મહેલમાં જિનેશ્વર ભગવંતની પૂજા-સેવા આજે પણ ચાલુ છે.

એક દિવસ સાંજે તેઓ દર્શનાર્થે આવ્યા ત્યારે પ્રતિક્રમણ ચાલતું હતું, એટલે તેઓ શાંતિથી બેસી ગયા અને જે પ્રમાણે સાધુઓ વાંદણા આદિ ક્રિયા કરતા હતા, તે પ્રમાણે પ્રેમપૂર્વક કરવા લાગ્યા. તે વખતે જે સ્તવન-સજ્ઝાય ગવાયા તે સાંભળી તેઓ ખૂબ પ્રસન્ન થયા હતા.

### રાજમાન્ય સંગીતકારો

અહીંના રાજમાન્ય ઉચ્ચ કલાકારો અને સંગીતકારો પૂજ્યશ્રી પાસે મધુર સંગીતદ્વારા ભક્તિનો લાભ લેવા આવ્યા હતા. તેમણે વૈરાગ્યનાં પદો, પ્રભુભક્તિનાં ગીતો મધુરકંઠથી રાગરાગિણીપૂર્વક ગાઇ સંભળાવી ભક્તિ પ્રદર્શિત કરી હતી.

### મહારાણીએ પણ વ્યાખ્યાન સાંભળ્યું

તા. ૨૭ મીની બપોરે વાણીવિલાસ અરસુ ગર્લ્સ હાઇસ્કૂલ નજરબાગમાં અહીંના મહારાણી શ્રી લક્ષ્મીવિલાસમુખની વિનંતિને માન આપી પૂજ્ય આચાર્યદેવાદિ મુનિવરો 'આદર્શ મહિલા' એ વિષય ઉપર જાહેર વ્યાખ્યાન આપવા પધાર્યા હતા. શ્રીમહારાણીએ તેમનો ખૂબ સત્કાર કર્યો હતો. તે વખતે સરદાર કે. બસવરાજ અર્સ, અન્ય

પૂજ્યશ્રી—મહાનુભાવ! આત્માનો અભ્યુદય કરવા માટે પ્રયત્નશીલ રહેવું એ મનુષ્યજીવનની સફળતા છે.

સભ્ય—અમે રાષ્ટ્રસેવા દ્વારા એ જ કાર્ય કરી રહ્યા છીએ.

પૂજ્યશ્રી—આત્માનો અભ્યુદય એક વાત છે, રાષ્ટ્રસેવા-જનસેવા એ બીજી વાત છે.

સભ્ય—જનસેવાદ્વારા આત્માનો અભ્યુદય ન થઈ શકે શું?

પૂજ્યશ્રી—જનસેવાદ્વારા આત્માનો અમુક અંશે અભ્યુદય થઇ શકે, પણ તે ઉત્તમ પ્રકારે થાય તો.

સભ્ય—જરૂરીઆતવાળાને અન્ન, વસ્ત્ર, ઔષધ, વ્યાવહારિક કેળવણી વગેરેની સગવડ કરી આપવી, એ જનસેવાનો ઉત્તમ પ્રકાર નથી?

પૂજ્યશ્રી—જરૂરીઆતવાળાને અન્ન, વસ્ત્ર, ઔષધ, વ્યાવહારિક કેળવણી વગેરેની સગવડ કરી આપવી એ જનસેવાનો સામાન્ય પ્રકાર છે, જ્યારે તેનું સમસ્ત જીવન સુધરે તેવી પરિસ્થિતિ ઉત્પન્ન કરી આપવી, એ ઉત્તમ પ્રકાર છે.

સભ્ય—તેનું સમસ્ત જીવન શી રીતે સુધરે?

પૂજ્યશ્રી—તેને સાચું માર્ગદર્શન આપવાથી, ધર્મના રસ્તે ચડાવવાથી. એક માણસને ધર્મના રસ્તે ચડાવીએ, એટલે તે અહિંસક બને, અસત્યનો ત્યાગ કરે, ચોરી-જારીથી દૂર રહે, સમતાભાવમાં રહી વેર-વિરોધનો તથા નિંદા-ઈર્ષ્યાનો ત્યાગ કરે અને આત્માને ઓળખી પોતાનો તથા પરનો ઉપકાર કરે. એથી તેના જન્મમરણના ફેરા ટળે અને મળેલો મનુષ્યજન્મ સફળ થાય. એટલે પ્રથમ પ્રકારની સેવા એક પ્રકારની અનુકંપા છે અને આ બીજા પ્રકારની સેવા એ સાચો ઉપકાર છે. એવો ઉપકાર કરનારાઓ પોતાના આત્માનો અમુક અંશે અભ્યુદય કરી શકે છે.

સભ્ય—અમુક અંશે શા માટે?

પૂજ્યશ્રી—આત્માનો પૂર્ણ અભ્યુદય કરવા માટે તો કામ-ક્રોધ આદિ અંતરંગ ષડ્રિપુને જીતવા પડે છે અને તે કામ ધારવા જેટલું સહેલું નથી. શ્રમણ ભગવાન મહાવીરે સ્પષ્ટ કહ્યું છે કે 'એક સંગ્રામમાં દશ લાખ સુભટોને જિતવા સહેલા છે, પણ એક આત્માને જિતવો મુશ્કેલ છે.' તાત્પર્ય કે પોતાના જીવનની શુદ્ધિ કરવાથી અને બીજાને પણ તે માર્ગે ચડાવવાથી આત્માનો અભ્યુદય થઈ શકે છે.

આ ઉત્તરથી તે સભ્ય ખૂબ પ્રસન્ન થયા હતા અને છેવટે વાસક્ષેપ લઇ વિદાય થયા હતા.




પડી ગઈ હતી કે મ્હૈસૂરમાં એક મહાસ્વામી જૈન ગુરુ પધાર્યા છે, એટલે ત્યાંની જનતા દોડી દોડીને દર્શનાર્થે આવતી હતી અને એ રીતે અહીં દર્શન માટે ભારે પડાપડી થતી હતી. છેલ્લા દિવસોમાં બેંગલોર કેન્ટોન્મેન્ટના આગેવાન ગૃહસ્થો દર્શનાર્થે આવ્યા હતા.

### ભવ્ય વિદાયમાન

જેઠ વદિ ૧૩ ની સવારે છ વાગતાં પૂજ્યશ્રીનો વિહાર થવાના સમાચારની જાણ થતાં જૈન તથા જૈનેતરો દર્શન માટે વહેલી સવારથી જ મોટી સંખ્યામાં જમા થઇ ગયા હતા. સમસ્ત જનતાની એ જ ભાવના હતી કે પૂજ્યશ્રી અહીં જ ચાતુર્માસ કરે પણ તેઓશ્રી બેંગલોર કેન્ટોન્મેન્ટના સંઘને વચન આપી ચૂક્યા હતા. તેમને વિદાયમાન આપવા માટે હાથી, નોબત, નિશાન, છત્રધર, છડીદારો, મશાલ, દેશી વાદ્યો, બે બેન્ડ, પોલીસ પલટણ વગેરે રાજશાહી રસાલો હાજર થઈ ગયો હતો. હાથી પુંઠ ફર્યા વગર આગળ આગળ ચાલતો હતો, તેમજ પુનઃ પુનઃ સલામી આપતો હતો. જનતા ઘણે દૂર સુધી સાથે ચાલી હતી. પોલીસ પાર્ટી અને પોલીસ અધિકારીઓ તો બે માઇલ સુધી સાથે જ રહ્યા હતા. પૂજ્યશ્રીનાં માંગલિક બાદ સહુ 'શાસનદેવની જય' સાથે વિખરાયા હતા, પણ તે વખતે તેમના મુખ પર ગુરુવિરહની વેદના સ્પષ્ટ તરી આવતી હતી. સ્થાનકવાસી તથા દિગંબરભાઇઓના ચહેરા પણ એટલા જ ઉદાસીન બની ગયા હતા. સાચું પૂછો તો ૧૪ દિવસની સ્થિરતા ૧૪ ઘડી જેવી જ લાગી હતી અને તે પણ કેવી રીતે પસાર થઈ ગઇ, તેની ખબર પડી ન હતી. સૂરીશ્વરજી પોતાની પાછળ જે સુવાસ મૂકતા ગયા તેને આજે પણ ત્યાંના પ્રજાજનો બહુમાનપૂર્વક યાદ કરે છે અને ભવિષ્યમાં તેમનાં દર્શન–સમાગમનો લાભ પુનઃ પુનઃ પ્રાપ્ત થાય એવી તીવ્ર ઝંખના કરે છે.

### વળતો વિહાર

મ્હૈસૂર સરકાર તરફથી આખા રસ્તે પોલીસનો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો, તેમજ તમામ ડાકબંગલાઓને તથા અધિકારીઓને ખબર આપવામાં આવી હતી, એટલે વિહારમાં ખાસ મુશ્કેલી નડી ન હતી. દરેક સ્થળે અધિકારીઓ દર્શન માટે ઉપસ્થિત થયા હતા.

અનુક્રમે પૂજ્યશ્રી મંડીયા પધારતાં મ્યુનિસિપલ ચેરમેને ભવ્ય સ્વાગત કર્યું હતું, તેમજ પોલીસ ઈન્સ્પેક્ટર વગેરે સાથે જ રહ્યા હતા. બપોરે લોકસભાના એક સભ્ય દર્શનાર્થે ઉપસ્થિત થતાં નીચે પ્રમાણે પ્રશ્નોત્તર થયા હતા:–




ચાલતાં વ્યાપારી-એસોસીએશન તરફથી ગહુંલી કરી સ્વાગત કરવામાં આવ્યું હતું. ઇતરલોકો પણ ગહુંલીઓ કરી અક્ષતથી વધાવતા હતા.

મ્યુનિસિપલ હૉલ પાસે એક ફૂલનો મંડપ બાંધવામાં આવ્યો હતો. ત્યાં ફૂલના હાર તથા ફળ-ફૂલના ભરેલા મોટા થાળ લઇ નગરના મેયર શ્રી સીતારામય્યા સ્વાગત માટે સહુની સાથે ઊભા હતા. તેમણે પૂજ્યશ્રીનું ભાવભીનું સ્વાગત કર્યું હતું. બાદ કમીશ્નર વગેરે અધિકારીઓએ તથા અનેક રાજમાન્ય વ્યક્તિઓએ પણ હાર્દિક સત્કાર કર્યો હતો.

ત્યાંથી આગળ ચાલતાં કેન્ટોન્મેન્ટનો શ્રીસંઘ બેન્ડવાજાં, ધ્વજાધારીઓ તથા અશ્વારોહીઓ વગેરે સામગ્રી સાથે સામો આવ્યો હતો. ત્યાં મેયર સાહેબ પુનઃ સન્મુખ આવ્યા હતા. ત્યાંથી પૂજયશ્રી પેલેસ ટોકીઝમાં પધારતાં હૉલ જનમેદનીથી ચીકાર થઇ ગયો હતો. સહુના આનંદનો પાર ન હતો, સહુની ખુશાલીની સીમા ન હતી. શ્રી રીખવદાસજી જૈન, શ્રી પુખરાજજી, શ્રીમાન્ સી. સી. શાહ વગેરેનાં પ્રાસંગિક વિવેચનો થયાં, તેમાં સહુએ આચાર્યશ્રીનાં આવાગમન માટે ભારે ખુશાલી પ્રદર્શિત કરી હતી. ત્યારબાદ અહીંના મેયર તથા સ્વાગત પ્રમુખ શ્રી એચ. એસ. સીતારામય્યાએ સૂરીશ્વરજીનું સ્વાગત કરતાં જણાવ્યું હતું કે—

'આજે આ મહાસ્વામીજીનું આપણે સ્વાગત કરી રહ્યા છીએ, એ મહાન્ ખુશીની વાત છે.

આ દેશમાં, આ ભાગમાં, અહીંથી જ જૈનત્વની શરૂઆત અને ઉન્નતિ થઇ છે. દક્ષિણ ભારતના જૈનોએ રાજનૈતિક, ધાર્મિક અને સાહિત્યિક સંસ્થાઓ ઉપર પરોક્ષ રીતે અનોખો પ્રભાવ પાડ્યો છે.

દક્ષિણ ભારતના ઇતિહાસનાં પાનાં ઉકેલતાં જાણવા મળે છે કે ઇસાના થોડા સમય પહેલાં જ જૈનમત કેવી રીતે આ ભાગના દેશને ઉન્નત બનાવવામાં સહાયભૂત બન્યો છે.

આપણા જાણીતા ગ્રંથોમાં કવિ સમન્તભદ્ર, કવિ પરમેષ્ઠી અને પૂજ્યપાદનો ઉલ્લેખ અતિ પ્રાચીન અને તેજસ્વી કવિત્રિપુટી તરીકે થયેલો છે. કેટલાક ગ્રંથોમાં પૂજ્યપાદને દેવનન્દિ તરીકે પણ સંબોધવામાં આવ્યા છે. તેઓ ઉચ્ચ શિક્ષાના કારણભૂત હોવાથી જિનેન્દ્ર બુદ્ધિ પણ કહેવાતા હતા. તેઓ વ્યાકરણમાં ઘણા પારંગત હતા. આ દેશમાં ભગવાન મહાવીરના સિદ્ધાંતને અનુસરનારા હજારો લાખો લોકો હતા. ખરેખર ! ભગવાન મહાવીરે જબરજસ્ત ધર્મપ્રચાર કર્યો હતો અને તેમાં અહિંસાને અગ્રસ્થાન આપ્યું હતું.

વિહાર દરમિયાન બેંગલોરના ભૂતપૂર્વ મેયર મ્હૈસૂર જઈ રહ્યા હતા, તેમણે પૂજ્ય મહારાજશ્રીને જોતાં જ મોટર ઊભી રાખી દર્શનનો લાભ લીધો હતો.

જૈન સાહિત્યનો લોકભાષામાં પ્રચાર કરવામાં આવે તો જનતાને તેમાં રસ પડે છે, તેવો અનુભવ મ્હૈસૂરથી બેંગલોરના વિહારમાં ઠીક ઠીક થયો હતો. આર્હત-ધર્મ-પ્રકાશ પુસ્તિકા છૂટથી આપવામાં આવતી હતી. આ રીતે પુસ્તિકા પ્રાપ્ત કરનાર નીલગિરિના એક ભાઈ તે વાંચીને મુનિશ્રી પાસે દોડી આવ્યા હતા અને દર્શન-વંદન કરીને આત્મસંતોષ અનુભવ્યો હતો. સાઇકલ પર ચાલ્યા જતાં બે કૉલેજિયનોએ પણ માર્ગમાં નમ્રભાવે ધર્મચર્ચા કરી જૈન ધર્મમાં સારો રસ દર્શાવ્યો હતો. વળી જીવનભર સિનેમાની દુનિયામાં જ રહેનાર એક સિનેમાના માલીકે આ પુસ્તિકા વાંચી જીવનને આદર્શમય બનાવવાની પ્રેરણા મેળવી હતી.

વિહારમાં નાનાં-મોટાં ગામના આગેવાનો સૂરિજીનાં દર્શને આવતા હતા અને ધર્મચર્ચા કરતા હતા, તે પરથી જણાઇ આવતું હતું કે મ્હૈસૂરનાં પ્રવચનો અને પ્રચારનો પડઘો સર્વત્ર અતિ સુંદર પડ્યો હતો.

અનુક્રમે રામનગર પધારતાં મેજીસ્ટ્રેટ વગેરે દર્શનાર્થે આવ્યા હતા. બાદ ડૉ. એ. જી. એન્ટપ્પા દર્શને આવ્યા હતા કે જેમને પોતાનાં આંગણે આવેલા કોઈ પણ સંતને નસાડી મૂકવાની ટેવ હતી. પરંતુ આર્હત-ધર્મ-પ્રકાશ વાંચીને તેમનાં દિલમાં જૈન ધર્મ અને જૈન સાધુઓ માટે માન પેદા થયું હતું, એટલે રૂબરૂમાં આવી ધર્મ-ચર્ચા કરી હતી.

ત્યાંથી ચન્નપટ્ટન પધારતાં કોંગ્રેસના આગેવાનો તથા પ્રતિષ્ઠિત નાગરિકો મોટી સંખ્યામાં દર્શનાર્થે આવ્યા હતા અને વાર્તાલાપ કરી ખૂબ જ પ્રસન્ન થયા હતા.

આમ દરેક સ્થળે જનતાના નાના-મોટા વર્ગો દર્શનાર્થે આવતા હતા અને યથા-શક્ય લાભ લેતા હતા.

## બેંગલોરમાં ભવ્ય સ્વાગત

અષાડ સુદિ ૧૦ની સવારે પૂજ્યશ્રી બેંગલોર પધારતાં ભવ્ય સ્વાગત થયું હતું. તેમાં પહેલી ગહુંલી વિશ્વબંધુ પત્રના તંત્રીશ્રી જી. આર. સ્વામીની પત્નીએ કરી હતી. રસ્તામાં સ્થળે સ્થળે સોના-રૂપાનાં ફૂલોથી વધામણાં થયાં હતાં. એમ કરતાં સ્વાગતનું સરઘસ ચીકપેટમાં આવ્યું, ત્યારે પ્રચંડ માનવમેદની જમા થઇ ગઇ હતી અને સમસ્ત ગગનમંડલ જયનાદથી ગાજી રહ્યું હતું. શ્રી જિનમંદિરનાં દર્શન કરી સરઘસ આગળ



# પ્રકરણ તેરમું

## કીર્તિકથા

સૂરીશ્વરજીની સતત સેવા કરનાર, તેમની દરેક પ્રવૃત્તિમાં પ્રાણ પૂરનાર, શાંત, દાંત, પરમ વિદ્યારસિક મુનિરાજશ્રી કીર્તિવિજયજી સંબંધી કેટલાક ઉલ્લેખો ગત પ્રકરણમાં આવેલા છે, પરંતુ તેમની સમગ્ર જીવનકથાનો સુસ્પષ્ટ ખ્યાલ આવે તે માટે કેટલોક વિશિષ્ટ ઉલ્લેખ જરૂરી હોઈ અહીં તે સંક્ષેપમાં રજૂ કરવામાં આવે છે.

### જન્મભૂમિ

પવિત્ર પહાડો, સુંદર સરિતાઓ, સોહામણા સાગરતટ અને સમૃદ્ધિથી છલકાતાં અનેક નગરોવડે સુશોભિત ગૂર્જરભૂમિમાં સ્થંભનપુર યાને ખંભાત પોતાનું વિશિષ્ટ સ્થાન ધરાવે છે. એનો ઇતિહાસ ખૂબ ઉજ્જવલ છે. નવાંગી ટીકાકાર શ્રી અભયદેવસૂરિએ અહીં અતિ ચમત્કારિક શ્રી સ્થંભન પાર્શ્વનાથની પ્રતિમા પ્રતિષ્ઠિત કરેલી છે, જે આજે પણ ભક્તજનોનાં વાંછિત પૂર્ણ કરે છે. કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યની દીક્ષા આ જ શહેરમાં વિ. સં. ૧૧૫૦ લગભગ થઈ હતી અને તેઓએ અહીં અનેક વખત પધારી જૈનધર્મનો જ્વલંત ઉદ્યોત કર્યો હતો. શ્રી સોમસુંદરસૂરિ, જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિ, શ્રી વિજયસેનસૂરિ અને શ્રી વિજયદેવસૂરિ વગેરેએ પણ આ શહેરમાં વિરાજી ઘણી પ્રતિષ્ઠાઓ તથા ઉત્સવો વગેરે કરેલાં છે. ગુજરાતના મુખ્ય મંત્રી ઉદાયન, સુંજાલ વગેરે અહીં વારંવાર આવતા હતા અને રાજકારણની અટપટી ગુંચોનો ઉકેલ કરતા હતા. મંત્રીશ્વર વસ્તુપાળ તેજપાળે અહીંના મુસલમાન વ્યાપારી સૈયદને પરાસ્ત કરી તથા તેના આમંત્રણથી આવેલા શંખરાજને સખ્ત હાર આપી તેના પર વિજય મેળવ્યો હતો તથા એક ભવ્ય જિનમંદિર બંધાવ્યું હતું. ઉપરાંત રાજિયાવાજિયા પારેખ, તેજપાળ સંઘવી, ઉદયકરણ સંઘવી જેવા ઉદાર આત્માઓ અને કવિ ઋષભદાસ જેવા અનન્ય સાહિત્યસેવક આ શહેરમાં જન્મીને તેની કીર્તિમાં ઉત્તરોત્તર વધારો કરતા ગયા છે.

ધર્મવીરો ! પ્રાચીન કાળના ઇતિહાસની વાતો સ્મૃતિમાં લાવીને આપણે તેમાંથી એ બોધપાઠ શીખવાનો છે કે તે સમયની જનતા કેવી સુંદર રીતે જીવનવ્યવહાર ચલાવતી હતી.

પૂજ્ય સ્વામીજી પ્રાચીન ઋષિ-મહર્ષિઓની જેમ સત્ય અને અહિંસાના શિક્ષાપાઠ પ્રદાન કરી રહ્યા છે. આજે સંસારમાં સર્વત્ર અશાંતિ પ્રસરેલી છે, લાલસાઓ વધી ગઇ છે, સ્વાર્થ અને બૂરાઇઓ ઘર કરી ગઈ છે. આજે માનવ નાસ્તિક બની ગયો છે. આ વાત માત્ર અમારા દેશ પૂરતી નથી, પરંતુ સારા ય વિશ્વની છે. આ સમય તો ત્યાગી ઋષિ-મહારાજાઓનો છે. શ્રી ઋષભદેવ, શ્રી મહાવીરસ્વામી, બુદ્ધ અને રામચંદ્રજી તેમજ હજારો ઋષિઓની જેમ આપ પણ સન્માર્ગ દર્શાવી રહ્યા છો, એ ખરેખર ગૌરવનો વિષય છે.

બેંગલોરની આબાદી નવ લાખથી પણ અધિક છે. તેમાં અનેક જાતિ અને ધર્માવલંબીઓ પણ છે. આવી રીતે આ શહેરના નાનાથી લઈ મોટા સુધીની, ઉચ્ચ વર્ગથી લઈ નિમ્ન વર્ગ સુધીની સમસ્ત જનતા ફરી એક વાર આપનું હાર્દિક સ્વાગત કરે છે.'

શ્રીયુત મેયરનાં ભાષણ પછી આચાર્યદેવે પ્રાચીન કાળની દેશની સ્થિતિ, અત્યારનું વાતાવરણ, દેશ અને પ્રજા ઉન્નત શી રીતે થઈ શકે ? વગેરે બાબતોનું સુંદર વર્ણન કર્યું હતું.

આ પ્રસંગે મ્હૈસૂર સરકાર તરફથી કમીશ્નર સાહેબ ફૂલહાર લઇને આવ્યા હતા, તેમણે શ્રી રીખવદાસજી મારફત જણાવ્યું હતું કે 'અહીંની સરકાર પણ આપનું સ્વાગત કરે છે.'

પેલેસ ટોકીઝમાં સ્વાગત સમારંભ સમાપ્ત થયા બાદ ત્યાંથી સામૈયું ચડી, કેન્ટોન્મેન્ટમાં ફરી, કેન્ટોન્મેન્ટની બહાર એક વિશાળ બંગલામાં ઉતર્યું હતું. આજે સ્વાગતનો કુલ કાર્યક્રમ છથી સાત માઇલ જેટલો લાંબો રહ્યો હતો, આમ છતાં જનતા ઘણી મોટી સંખ્યામાં હાજર રહી હતી. મદ્રાસ, મ્હૈસૂર, વેલ્લુર, રોબર્ટસનપેટ વગેરે સ્થળના ભાઇઓએ પણ તેમાં ઉલટથી ભાગ લીધો હતો.






પ્રકારના વ્રત-નિયમોથી યુક્ત હતા અને કુટુંબની દરેક વ્યક્તિને ધાર્મિક જીવન ગાળવાની પ્રેરણા કરતા હતા.

શ્રાદ્ધદિનકૃત્યમાં કહ્યું છે કે 'જો ગૃહસ્થ પોતાની સ્ત્રી, પુત્ર વગેરેને સર્વજ્ઞપ્રણીત ધર્મને વિષે ન લગાડે, તો તે ગૃહસ્થ આ લોકમાં તથા પરલોકમાં તેમનાં કરેલાં કુકર્મોથી લેપાય; કારણ કે, એવો લોકમાં રિવાજ છે, જેમ ચોરને અન્નપાન વગેરે સહાય આપનાર માણસ ચોરીના અપરાધમાં સપડાય છે, તેમ ધર્મની બાબતમાં પણ જાણવું, માટે તત્ત્વના જાણ શ્રાવકે દરરોજ સ્ત્રી, પુત્ર વગેરેને દ્રવ્યથી યથાયોગ્ય વસ્ત્ર વગેરે આપીને તથા ભાવથી ધર્મોપદેશ કરીને તેમની સારી અથવા માઠી સ્થિતિની ખબર લેવી. 'पोष्यपोषकः' એવું વચન છે, માટે શ્રાવકે સ્ત્રી-પુત્રાદિકને વસ્ત્રાદિ દાન અવશ્ય કરવું. અન્ય સ્થળે પણ કહ્યું છે કે 'દેશનું કરેલું પાપ રાજાને માથે, રાજાનું કરેલું પાપ પુરોહિતને માથે, સ્ત્રીનું કરેલું પાપ ધણીને માથે અને શિષ્યનું કરેલું પાપ ગુરુને માથે છે. સ્ત્રી, પુત્ર વગેરે કુટુંબના લોકો ઘરનાં કામમાં વળગી રહેલા હોવાથી તથા પ્રમાદી વગેરે હોવાને લીધે તેમનાથી ગુરુ પાસે જઇ ધર્મ સંભળાતો નથી, માટે ગૃહસ્થ ઉપર કહ્યા પ્રમાણે ધર્મોપદેશ કરવાથી તે ધર્મને વિષે પ્રવર્તે છે.'

તેમના ધર્મોપદેશની અસર બધા પર પડી હતી, ખાસ કરીને ચરિત્રનાયક પર વિશેષ પડી હતી. તેથી જ આઠ વર્ષની લઘુ વયમાં તેઓ રાત્રિભોજન તથા કંદમૂળનો ત્યાગ કરી ચૂક્યા હતા, નિયમિત દેવદર્શને જતા હતા અને રમતગમતમાં સાધુ બની વ્યાખ્યાન વાંચવાનું કે હાથમાં ઝોળી ભરાવી શ્રાવકોને ત્યાં વહોરવા જવાનું વિશેષ પસંદ કરતા હતા. આ બધું જોયા પછી, કોણ કહેશે કે કુમળું ઝાડ વાળીએ તેમ વળતું નથી કે સંગ તેવો રંગ લાગતો નથી ?

ચરિત્રનાયકને શકરચંદ નામે મોટાભાઈ, રસિકલાલ નામે નાનાભાઇ તથા સુભદ્રા નામે એક નાની બહેન હતી, તેમજ અનેક સમવયસ્ક મિત્રો હતા, એટલે તેમની સાથે ખેલવા-કૂદવામાં, પતંગો ચઢાવવામાં તથા ક્રિકેટ વગેરે અનેક જાતની રમતો રમવામાં તેમનો કાળ સુખપૂર્વક નિર્ગમન થતો હતો. ક્રિકેટમાં તેઓ એક વાર કેપ્ટન થઈ કપ-રકાબી જિત્યા હતા. અહીં એટલું સ્પષ્ટ કરવું ઉચિત ગણાશે કે ચરિત્રનાયક પોતાના પ્રેમાળ સ્વભાવને લીધે તથા વિનયાદિ ગુણોની ઉત્કટતાને લીધે માતા-પિતાને ખૂબ જ વહાલા થઈ પડ્યા હતા, મિત્રમંડળમાં માનભર્યું સ્થાન મેળવી ચૂક્યા હતા અને આડોશી-પાડોશી તથા નગરજનોની અત્યંત મીઠી નજર પ્રાપ્ત કરી ચૂક્યા હતા. કોઈકે ઠીક જ કહ્યું છે કે 'આ જગતમાં વિનય જેવું અન્ય કોઇ વશીકરણ નથી.'

આ શહેર નજીકમાં રહેલા દરિયા વાટે પ્રાચીનકાળમાં ખૂબ વેપાર ખેડતું હતું, એટલે બંદર તરીકે પ્રસિદ્ધ છે. શ્રી હેમચંદ્રાચાર્યજીના સમયમાં ત્યાં એકસો કરોડપતિઓ વસતા હતા, એટલે તેનો વેપાર-રોજગાર કેટલો બહોળો હશે, તેનો ખ્યાલ આવી શકે છે. અંગરેજોના સમયમાં આ બંદર પ્રત્યે ઉપેક્ષા થઇ, ત્યારથી તેનો વેપાર-રોજગાર ઘટી ગયો અને તે એક સામાન્ય શહેરની કક્ષામાં આવી ગયું, આમ છતાં આજે તે જૈનોનું એક મહત્ત્વનું કેન્દ્ર છે, કારણ કે ત્યાં એક હજાર જેટલાં જૈનોનાં ઘર છે, છોંતેર જિનમંદિરો છે, દશ આલિશાન ઉપાશ્રય તથા પોષધશાળાઓ છે, પાંચ મહત્ત્વનાં જ્ઞાનભંડારો છે અને જનતાને ધાર્મિક શિક્ષણ-સંસ્કાર આપી શકે તેવી નાની મોટી અનેક જૈન સંસ્થાઓ છે. વળી ત્યાં સુવિહિત સાધુ-સાધ્વીઓનું આગમન નિરંતર થતું રહે છે, એટલે ત્યાંનો શ્રાવકસમુદાય ધાર્મિક સંસ્કારોથી ખૂબ રંગાયેલો છે અને 'વિરતિમાર્ગે વિચરવામાં જ જીવનનું કલ્યાણ છે' એવી દૃઢ શ્રદ્ધાવાળો છે. પરિણામે ત્યાંના સવાસોથી દોઢસો જેટલા આત્માઓ આજે ચારિત્રધારી બની સાધુજીવનની સાધના કરી રહેલા છે અને જિનશાસનનો જયડંકો વગાડી રહેલા છે.

માતાપિતા

આ શહેર અનેક પોળ-વાડાથી સુશોભિત છે, તેમાં સંઘવીની પોળ જૈનોની વસ્તીથી ભરપૂર છે. ત્યાં વીશાશ્રીમાળીજ્ઞાતીય મૂળચંદભાઇ વજેચંદ નામના એક ધર્માત્મા શેઠને ત્યાં પુણ્યાત્મા ખીમકોરબાઇની કૂક્ષીથી વિ. સં. ૧૯૭૨ ના ચૈત્ર વદિ અમાસના રોજ ચરિત્રનાયકનો જન્મ થયો હતો. તેમની મુખમુદ્રા સોહામણી હતી, શરીર કમનીય કાંતિથી યુક્ત હતું, એટલે તેમનું નામ કાંતિલાલ પાડવામાં આવ્યું.

બાલ્યાવસ્થા

માતા-પિતાએ તેમનું સારી રીતે લાલન-પાલન કર્યું અને પાંચ વર્ષની ઉંમરે ગુજરાતી નિશાળે બેસાડ્યા. ત્યાં તેઓ ક-ખ-ગ ઘૂંટવા લાગ્યા અને અનુક્રમે લખતાં-વાંચતા શીખી ગયા. સાથે લેખાં-પલાખાં તથા ઇતિહાસ-ભૂગોળનું પણ પ્રાથમિક જ્ઞાન મેળવી લીધું અને પાઠશાળામાં જઇ સામાયિક-ચૈત્યવંદનનાં સૂત્રો તથા અનેક સ્તુતિ-સ્તવનો કંઠસ્થ કરી લીધાં. પરંતુ બાળકને ખરા સંસ્કારો તો કુટુંબમાંથી જ મળે છે, એ વાત ભૂલવી જોઇતી નથી. ચરિત્રનાયકના દાદા વજેચંદભાઈ ખૂબ ધર્મિષ્ઠ હતા. તેઓ ઘણાં વર્ષોથી ઉપાશ્રયમાં જ સૂઇ રહેતા હતા અને સાયંકાળ તથા પ્રાતઃકાળની આવશ્યક ક્રિયા (પ્રતિક્રમણ) ત્યાં જ કરતા હતા. પછી અનેક જિનમંદિરોમાં દર્શન કરી ઘેર આવતા હતા અને પોરિસી કે સાઢપોરિસીનું પચ્ચક્ખાણ પારતા હતા. તેઓ અનેક




(૧) વ્યાકરણ

પૂર્વાર્ધ સારસ્વત–કંઠસ્થ.

ઉત્તરાર્ધ સિદ્ધાન્તચંદ્રિકા–કંઠસ્થ.

પ્રાકૃત વ્યાકરણ–કંઠસ્થ.

(૨) કોષ

અમરકોષ–કંઠસ્થ.

(૩) કાવ્ય

રઘુવંશ, કિરાતાર્જુનીય, માઘ, નૈષધ, ભટ્ટી આદિ.

સાહિત્યદર્પણ, કુવલયાનંદ, શ્રુતબોધ તેમજ અન્ય અનેક પ્રકીર્ણ ગ્રંથોનું વાંચન–મનન.

(૪) નવ્ય ન્યાય

તર્કસંગ્રહ–કંઠસ્થ. મુક્તાવલી–કંઠસ્થ.

માથુરી પંચલક્ષણી–કંઠસ્થ. સિદ્ધાન્તલક્ષણનો થોડો ભાગ.

(૫) પ્રાચીન ન્યાય

સ્યાદ્વાદમંજરી. રત્નાકરાવતારિકા

સ્યાદ્વાદરત્નાકર ભાગ ૧–૨–૩ સંમતિતર્ક ભાગ ૧–૨–૩

તત્ત્વન્યાયવિભાકર સટીક મૂળ–કંઠસ્થ.

(૬) જ્યોતિષ

આરંભસિદ્ધિ–મૂળ કંઠસ્થ. ભુવનદીપક–કંઠસ્થ.

નીલકંઠી ગણિત. નારચંદ્ર. ષટ્પંચાશિકા.

બીકાનેરના અનુભવી પંડિતો પાસેથી ગ્રહ, નક્ષત્ર, તારાનો પ્રત્યક્ષ પરિચય તથા પંચાંગ બનાવવાની રીતિ.

(૭) સૂત્ર સિદ્ધાંત.

શ્રી અનુયોગદ્વાર સૂત્ર. શ્રી દશવૈકાલિક સૂત્ર.

શ્રી આવશ્યક સૂત્ર. શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર.

શ્રી આચારાંગ સૂત્ર. શ્રી સૂયગડાંગ સૂત્ર.

શ્રી ઠાણાંગ સૂત્ર. શ્રી જીવાભિગમ સૂત્ર

તેર-ચૌદ વર્ષની ઉમરે તેમને પિતાની સાથે દિલ્હી જવાનું થયું કે જ્યાં તેમનો તમાકુ-બીડીનો ધંધો ઘણા વર્ષથી ચાલતો હતો. અહીં તેઓ સાતમી હિંદી અને ત્રીજી અંગરેજીમાં દાખલ થઈ વિદ્યાભ્યાસ કરવા લાગ્યા અને બાકીના વખતમાં દુકાનનું કામ પણ સંભાળવા લાગ્યા. પરંતુ આઠમી હિંદીમાં પહોંચ્યા પછી થોડા જ વખતે ખંભાત પાછું ફરવાનું થતાં અભ્યાસ આગળ ચલાવવાના સંયોગો રહ્યા નહિ, એટલે ધંધામાં પડી કાપડનું કામકાજ શીખવા લાગ્યા.

### વૈરાગ્ય અને દીક્ષા

વિ. સં. ૧૯૮૮ ની સાલમાં પૂજ્યપાદ વ્યાખ્યાન-વાચસ્પતિ કવિકુલકિરીટ શ્રીમદ્‌-વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજે પોતાના વિશાળ શિષ્ય સમુદાય સાથે ખંભાતમાં ચાતુ-ર્માસ કરતાં તેમને વૈરાગ્યનો રંગ લાગ્યો અને ચાણસ્મા જઈ દીક્ષા ગ્રહણ કરી, તે હકીકત અમે પ્રથમ પ્રકરણમાં જણાવી ગયા છીએ. તેમાં વિશેષતા એટલી કે આ બાબત-માં પૂજ્ય ઉપાધ્યાય શ્રી જયંતવિજયજી મહારાજનો ઉપકાર તેમના પર ઘણો મોટો હતો.

### વડી દીક્ષા

દીક્ષા અંગેનાં તમામ તોફાનો શમી ગયા પછી પૂજ્ય ગુરુદેવ ચાણસ્મા પધારતાં તેઓશ્રીના વરદ હસ્તે વિ. સં. ૧૯૮૯ ના વૈશાખ સુદિ ૬ રોજ ચરિત્રનાયકને વડી દીક્ષા આપવામાં આવી હતી.

### શાસ્ત્રાભ્યાસ

ધર્મનાં સૂક્ષ્મ રહસ્યો જાણવા માટે ગુરુનું માર્ગ-દર્શન અને શાસ્ત્રનો અભ્યાસ અત્યંત આવશ્યક છે, તેથી સુજ્ઞ ગુરુઓ નવદીક્ષિતને જરૂરી માર્ગદર્શન આપતા રહે છે અને ક્રમ પ્રમાણે શાસ્ત્રનો અભ્યાસ કરાવે છે. એ રીતે સૂરીશ્વરજીએ મુનિરાજશ્રી કીર્તિ-વિજયજીને શાસ્ત્રનો અભ્યાસ કરાવવા માંડ્યો. તેમની ગ્રહણ-શક્તિ ઘણી સારી હતી, એટલે તેઓ પહેલા મહિને પ્રતિક્રમણ અને સાધુ ક્રિયા, બીજે મહિને ચાર પ્રકરણ, ત્રીજા મહિને ત્રણ ભાષ્ય, ચોથા મહિને ચાર કર્મગ્રંથ, પાંચમા મહિને શ્રી દશવૈકાલિક સૂત્રનાં ચાર અધ્યયન અને છઠ્ઠા મહિને બૃહત્સંગ્રહણી ૨૦૦ થી ૨૫૦ જેટલી ગાથાઓ શીખી ગયા. આ બધો અભ્યાસ તેમણે અર્થસહિત કર્યો હતો.

શિષ્યની આ પ્રકારની યોગ્યતા જોઇ ગુરુદેવ-સૂરીશ્વરજી ખૂબ પ્રસન્ન થયા અને તેમને વિશેષ અભ્યાસ કરાવવા માંડ્યો. પરિણામે મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ થોડા વર્ષોમાં નીચે પ્રમાણે શાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો:—




માં કૃતજ્ઞતા ગુણ ઘણો મોટો છે અને તેને લીધે જ તેઓ, જીવનમાં આટલી સુંદર પ્રગતિ કરી શક્યા છે.

કવિકુલતિલક

મુનિરાજશ્રી કીર્તિવિજયજીને કવિતા બનાવવાનો શોખ નાની ઉમરમાંથી જ હતો, પણ તેની ખરી શરૂઆત વિ. સં. ૧૯૯૨ ના મ્હેસાણા–ચાતુર્માસમાં જ થઈ. ત્યાં તેમણે બનાવેલી પ્રથમ ગહુંલી સ્ત્રી–સમુદાયે ખૂબ જ ભાવપૂર્વક ગાઈ અને તેમનો કવિતારસ દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો ગયો. આજ સુધીમાં તેમણે ગહુંલીઓ, સ્તવનો, સજ્ઝાયો વગેરેની જે રચના કરી છે, તેની સંખ્યા ઘણી મોટી છે અને તેમાંની ઘણીખરી કૃતિઓ લોક-જિહ્વાએ ચડી ખૂબ આદરપૂર્વક ગવાય છે.

તેમણે રચેલી ‘ નૂતન સ્તવનાવલી ’ની અત્યાર સુધીમાં ૧૫૦૦૦ નકલો પ્રકટ થઈ છે, ‘ વૈરાગ્ય રસઝરણું ’ કે જેમાં વૈરાગ્યપ્રદ સજ્ઝાયોનો સુંદર સંગ્રહ છે, તેની ૭૫૦૦ જેટલી નકલો પ્રકટ થઇ છે અને સુધારાવધારા સાથેની તેની બીજી આવૃત્તિ કે જે ‘ અંતરનાં અજવાળાં ’ રૂપે રજૂ થઇ છે, તેની ૨૦૦૦ નકલો પ્રકટ થયેલી છે.

હમણાં હમણાં તેઓશ્રી મહાપુરુષો અને મહાસતીઓનાં જીવનચરિત્રો કાવ્યમાં ગુંથી નવી ભાત પાડી રહેલા છે અને એ રીતે સારો લોકાદર પ્રાપ્ત કરી ચૂક્યા છે.

ઘણી વખત એવું જોવામાં આવે છે કે જેઓ સુંદર કવિતાઓ રચી શકે છે, તેમનો કંઠ મધુર હોતો નથી એટલે સ્વરચિત કવિતાઓ સુંદર રીતે ગાઈ શકતા નથી. કદાચ કંઠ મધુર હોય અને સ્વરચિત કવિતાઓ સુંદર રીતે ગાઈ શકતા હોય તો તેના પર યથાર્થ વિવેચન કરી સભાનું મનોરંજન કરી શકતા નથી, પરંતુ મુનિરાજ શ્રી કીર્તિ-વિજયજીમાં એ ત્રણે શક્તિઓનો સમન્વય થયેલો છે, એટલે કે તેઓ સુંદર કવિતાઓ રચી શકે છે, કંઠ મધુર હોવાથી તેને સુંદર રીતે ગાઈ પણ શકે છે અને ઉચ્ચ કોટિના વિદ્વાન્ હોવાથી તેના પર યથાર્થ વિવેચન કરી સભાનું મનોરંજન પણ કરી શકે છે. આ રીતે તેમણે આજ સુધીમાં હજારો હૈયાંને ડોલાવ્યાં છે અને તેમને જીવનનો સાચો મર્મ સમજાવી સન્માર્ગે વાળ્યાં છે. તેથી જ વિ. સં. ૨૦૦૯ ની સાલમાં બેંગલોરખાતે ઉપધાનની ભવ્ય તપશ્ચર્યા થઈ, ત્યારે માલારોપણના પુનિત પ્રસંગે ત્યાંના શ્રી સંઘે તેમને ‘ કવિકુલતિલક ’ નું માનવંતું બિરુદ અર્પણ કરેલું છે.

સાહિત્યસેવક

મુનિરાજશ્રી કીર્તિવિજયજીની કલમમાંથી સુંદર કવિતાઓ ઉપરાંત નાના–મોટા




શ્રી વિશેષાવશ્યક ભાષ્યનો થોડો ભાગ.

લોકપ્રકાશ.

(૮) યોગોદ્‌વહનપૂર્વક શાસ્ત્રાભ્યાસ.

શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર.
શ્રી આચારાંગ સૂત્ર.
શ્રી કલ્પસૂત્ર.
શ્રી મહાનિશીથ સૂત્ર.
શ્રી નંદીસૂત્ર.

મુનિરાજ શ્રી કીર્તિવિજયજી કાકચેષ્ટા, બકધ્યાન, શ્વાનનિદ્રા, અલ્પાહાર અને સ્રીત્યાગ એ પાંચ વિદ્યાર્થીનાં લક્ષણથી× યુક્ત હતા, તેમજ ગ્રહણ અને ઉદ્‌બોધન શક્તિનો સારી રીતે વિકાસ કરી ચૂકયા હતા, એટલે જ તેઓ આટલું વિપુલ વિદ્યાર્જન કરી શકયા અને એક બહુશ્રુત વિદ્વાનની કોટિમાં વિરાજી શકયા.

વિ. સં. ૨૦૦૬ ના દાદરના ચાતુર્માસમાં તેમણે પ્રવચનસારોદ્ધાર જેવા મહાન્ ગ્રંથ ઉપર વાચના આપી પોતાની પ્રકાંડ વિદ્વત્તાનો પરિચય આપ્યો હતો.

ન્યાયાચાર્ય નારાયણ શાસ્ત્રીએ તેમની વિદ્વત્તા માટે ઉચ્ચારેલો અભિપ્રાય આ રહ્યો.

तर्कादिशास्त्रमंथनोदितसर्कधामा, रत्नत्रयोल्लसितसर्वसमानदृष्टिः ॥
भाषामनोज्ञकविताकृतिवित्तनामा, विद्वान् स कीर्तिविजयो जयतु प्रकामम् ॥

અખંડ ગુરુસેવા

અહીં એ વાત પણ સ્પષ્ટ કરવી જોઈએ કે પોતાને આટલું વિપુલ વિદ્યાર્જન કરાવનાર ગુરુનો ઉપકાર તેઓ કદી પણ ભૂલ્યા નથી અને તેમની અહર્નિશ સેવા કરવામાં તેમણે જરાએ કચાશ રાખી નથી. આજે ચોવીશ વર્ષથી તેઓ અખંડ ગુરુસેવા કરી રહ્યા છે અને તેમનો પડયો બોલ ઝીલતા રહ્યા છે.

કૃતજ્ઞતા

નવદીક્ષિત અવસ્થામાં તેમની ભાવના સ્થિર કરવામાં મુનિશ્રી ભુવનવિજયજી (હાલ આચાર્ય શ્રી વિજયભુવનતિલક સૂરીશ્વરજી)એ સારો ભાગ ભજવ્યો હતો, તેમનો ઉપકાર પણ તેઓ કદી ભૂલ્યા નથી. સાચી હકીકત એ છે કે મુનિરાજ શ્રી કીર્તિવિજયજી-

---

×काकचेष्टा वकध्यानं, श्वाननिद्रां तथैव च ।
अल्पाहारश्च स्त्रीत्यागो, विद्यार्थिपञ्चलक्षणम् ॥

કાગડા જેવી ચપળતા અર્થાત્ આળસ કે પ્રમાદનો ત્યાગ, બગલા જેવી એકાગ્રતા, શ્વાન જેવી અલ્પ નિદ્રા, માફકસર થોડું ભોજન અને બ્રહ્મચર્યનું સંપૂર્ણ પાલન એ પાંચ વિદ્યાર્થીનાં લક્ષણો છે.




પાઠશાળાઓ વગેરેને મેળાવડા પ્રસંગે ઘણું ઉપયોગી નીવડે છે. તેની ગુજરાતી ભાષામાં ૧૦૦૦ નકલો પ્રકટ થયેલી છે.

**'અહિંસા અને માર્ગદર્શન'** એ ધાર્મિક સિદ્ધાંતોની વિવેચના કરતો એક નાનો નિબંધ છે. તેની ગુજરાતી ભાષામાં ૧૦૦૦ નકલો, હિંદી ભાષામાં ૧૦૦૦ નકલો અને કાનડી ભાષામાં ૩૦૦૦ નકલો પ્રકટ થયેલી છે. આ પુસ્તક વાંચીને અનેક મનુષ્યોએ માંસાહારનો તથા જીવહિંસાનો ત્યાગ કરેલો છે.

**'દક્ષિણમાં દિવ્ય પ્રકાશ'** એ વિહારવર્ણનને લગતી એક નાની પણ પ્રાણવાન કૃતિ છે. તેની ગુજરાતી ભાષામાં ૧૫૦૦ નકલો પ્રકટ થયેલી છે.×

**'આર્હત ધર્મ-પ્રકાશ'** એ જૈન ધર્મનું સંક્ષિપ્ત સ્વરૂપ સમજાવતું પાઠ્ય પુસ્તકની ઢબનું એક અતિ ઉપયોગી પુસ્તક છે. તેની ગુજરાતી ભાષામાં ૫૦૦૦ નકલો, મરાઠી ભાષામાં ૫૦૦૦ નકલો, હિંદી ભાષામાં ૫૦૦૦ નકલો, તામીલ ભાષામાં ૫૦૦૦ નકલો, કાનડી ભાષામાં ૧૭૦૦૦ નકલો અને અંગ્રેજી ભાષામાં ૫૦૦૦ નકલો પ્રકટ થયેલી છે. ઉપરાંત અંગ્રેજી ભાષાની બીજી આવૃત્તિ તેમજ તેલુગુ ભાષાની પ્રથમ આવૃત્તિ પ્રકટ થવાની તૈયારીમાં છે. આ પુસ્તકે હજારો મનુષ્યોને જૈન ધર્મ તરફ આકર્ષ્યા છે, તેમનાં મનમાં અત્યંત સદ્ભાવ પેદા કર્યો છે. નીલગીરીના એક શ્રાવક દ્વારા આ પુસ્તકની અંગરેજી આવૃત્તિ ત્યાંના એક ક્રિશ્ચિયન શિક્ષક( ગૃહપતિ )ના હાથમાં ગઇ, તેણે એ સાદ્યંત વાંચી અને તેની એટલી બધી અસર થઇ કે તે લેખકનાં દર્શન કરવા માટે નીલગીરીથી પગે ચાલતો મ્હેસૂર આવ્યો, પરંતુ તે વખતે મુનિશ્રીનો વિહાર મ્હેસૂરથી બેંગલોર તરફ થઈ રહ્યો હતો, એટલે તેણે પણ બેંગલોરની વાટ પકડી અને રસ્તામાં જ મુનિશ્રીનાં દર્શન કર્યાં. તે વખતે મુનિશ્રી એક તૂટ્યા-ફૂટ્યા નાનકડાં મકાનમાં ઉતર્યા હતા. તેણે દોઢ દિવસ વિહારમાં સાથે રહી ખૂબ ધર્મચર્ચા કરી અને દરેક બાબતનું સમાધાન મેળવ્યું. છેવટે વિદાય થતાં જણાવ્યું કે 'હવે હું મરું તો પરવા નહિ. મારી જિંદગી સફળ થઈ છે. જો આપ દિલ્હી હોત તો દિલ્હી આવત. આપનાં દર્શન કરવા એ મારો અટલ નિશ્ચય હતો અને તે આજે પૂરો થયો છે.'

બેંગલોર કોર્પોરેશનના પ્રમુખ શ્રી એચ. એસ. સીતારામે આ પુસ્તિકાનું સાદ્યંત અવલોકન કરીને જણાવ્યું હતું કે 'આવાં પુસ્તકોનો અધિકાધિક પ્રચાર થવાથી બહુ જલ્દીથી અમારા કર્ણાટકમાં અહિંસાવૃત્તિની અભિવૃદ્ધિ થશે.'

---

× આ પુસ્તિકા પરથી પ્રસ્તુત પુસ્તક લખવાનો વિચાર અમલમાં આવ્યો છે.




લેખો, જીવનચરિત્રો, પ્રવાસવર્ણન તથા નિબંધ વગેરે ટપકતાં જ રહે છે અને તે સુંદર રૂપરંગમાં પુસ્તકાકારે પ્રસિદ્ધિ પામે છે, એટલે તેમને સાહિત્યસેવક તરીકે સંબોધવામાં જરા પણ અત્યુક્તિ નથી.

તેમણે રચેલાં સર્વ પુસ્તકોની વિસ્તૃત સમાલોચના કરવા માટે તો એક સ્વતંત્ર નિબંધ જ લખવો પડે, એટલે અહીં તો માત્ર તેની પરિચયાત્મક નોંધ જ આપીએ છીએ.

'**અમીનાં વહેણ**' એ તેમનો પ્રથમ લેખસંગ્રહ છે. તેની ગુજરાતી ભાષામાં ૧૫૦૦ નકલ પ્રકટ થયેલી છે.

'**સંસ્કારની સીડી**' એ તેમનો બીજો લેખસંગ્રહ છે. તેની ગુજરાતી ભાષામાં બે આવૃત્તિઓ રૂપે ૪૫૦૦ નકલો પ્રકટ થયેલી છે. વિદ્વદ્વર્ય પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રી કનકવિજયજીએ તેની વિસ્તૃત પ્રસ્તાવના લખીને અને પૂજ્યપાદ શાંતમૂર્તિ આચાર્યદેવ શ્રી વિજયભુવનતિલકસૂરીશ્વરજીએ તેના વિષે પોતાનો મનનીય અભિપ્રાય પ્રકટ કરીને તેની ઉપયોગિતામાં અનેકગણો વધારો કરેલો છે. આ પુસ્તકનું અવલોકન કરતાં સુપ્રસિદ્ધ દૈનિક મુંબઈ સમાચારે જણાવ્યું હતું કે 'સમગ્ર લેખો પ્રાણવાન, બોધક, પ્રેરક અને ચિંતનપ્રધાન હોવા ઉપરાંત વાચકોને સન્માર્ગે વાળી સુસંસ્કારોનું સિંચન કરે તેવા છે. તેમાં પ્રપંચ, અનીતિ. દુર્વ્યસનો. સ્વાર્થસાધુતા, ઇંદ્રિયોની ગુલામી, અશ્રદ્ધા વિગેરે દુર્ગુણો સર્વથા ત્યાજ્ય છે, એવું રસિક અને બંધબેસતાં દૃષ્ટાંતો દ્વારા સમજાવી લોકોને સન્માર્ગે વાળી સુસંસ્કારોનું સિંચન કરવાનો ધન્ય પ્રયાસ કરવામાં આવ્યો છે. મહારાજશ્રીનો ઉપદેશ સર્વદેશીય અને બળવાન છે. આ પુસ્તક એઓશ્રીનાં ઊંડા જ્ઞાનની પ્રતીતિ આપે છે.'

'**મહાવીરસ્વામીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર**' એ તેમની જીવનચરિત્ર લખવાની શૈલિનો એક સુંદર નમૂનો છે. તેની ગુજરાતી ભાષામાં ૧૦૦૦૦ નકલો પ્રકટ થયેલી છે.

'**મહાબળકુમાર**' એ પણ એક જીવનચરિત્ર છે. તેની ગુજરાતી ભાષામાં ૨૦૦૦ નકલો પ્રકટ થયેલી.

'**ધૈર્યશાળી ધનદકુમાર**' એ બોધદાયક સુંદર કથા છે. તેની ગુજરાતી ભાષામાં ૧૫૦૦ નકલો પ્રકટ થયેલી છે.

'**દીવાદાંડી યાને મહાન્ વિભૂતિઓ**' માં તેમણે નાનાં જીવનચરિત્રો આલેખેલાં છે. તેની ગુજરાતી ભાષામાં ૧૫૦૦ નકલો પ્રકટ થયેલી છે.

'**વિદ્યાવિલાસ**' એ કેળવણીને લગતા સંવાદનું એક નાનકડું પુસ્તક છે, પણ

રાજસ્થાન, મહારાષ્ટ્ર, કર્ણાટક અને તામીલનાડની પગપાળા ૧૦ હજાર માઇલ યાત્રા કરી છે, ત્યાંના લોકોને વિવિધ પ્રકારે ધર્મનો ઉપદેશ આપ્યો છે અને પોતાની સર્વ શક્તિથી બાળકો, વિદ્યાર્થીઓ તથા યુવકોનું આકર્ષણ કરી તેમને સન્માર્ગમાં સ્થિર કરવા માટે ભારે પુરુષાર્થ સેવ્યો છે. ખાસ કરીને દક્ષિણ યાત્રામાં તેમણે અહિંસા ધર્મનો અત્યંત યશસ્વી પ્રચાર કરીને સમર્થ ધર્મપ્રચારકની કોટિમાં પોતાનું નામ નોંધાવ્યું છે અને જૈન શાસનની અદ્‌ભુત પ્રભાવના કરી છે.

આળસ તેમનાં અંગમાં નથી. પ્રમાદને તેઓ જાણતા નથી. સદા કાર્યરત હોય છે, નાનું–મોટું કોઇ ને કોઈ કાર્ય રસભેર કરતા જ હોય છે. અને વિશેષ આનંદની વાત તો એ છે કે તેઓ ગમે તેટલા કાર્યમગ્ન હોય કે ઉગ્ર વિહારથી પરિશ્રમિત થયેલા હોય, પણ કોઇ મુમુક્ષુ–જ્ઞાનાર્થી આવી ચઢ્યો, તો તેની સાથે પ્રેમભર્યો વાર્તાલાપ કરવાનું ચૂકતા નથી.

તેમની સમજાવવાની શૈલિ ઘણી જ મધુર છે. કોઇ ગમે તેવો ચિત્ર–વિચિત્ર પ્રશ્ન કરે તો પણ તેનો ઉત્તર હસતાં હસતાં જ આપે છે ને ધીમે ધીમે યુક્તિઓનો પ્રવાહ એવી ખૂબીથી વહેવડાવે છે કે પ્રશ્નકાર સુંદર સમાધાન પામીને જ વિદાય થાય અને જૈન ધર્મ તથા જૈન સાધુની સુંદર છાપ લેતો જાય. આ રીતે તેમણે અનેક વિદ્વાનોને, નાગરિકોને તથા કૉલેજના વિદ્યાર્થીઓને ધર્મનો બોધ પમાડયો છે અને તેમાંનાં ઘણાખરા તેમની સાથે પત્રવ્યવહાર વગેરે દ્વારા સંપર્ક જાળવી રહ્યા છે.

સમુદાયનાં નાનાં–મોટાં અનેક કાર્યોનો બોજો તેમનાં શિરે હોય છે, ખાસ કરીને પૂજા–અનુષ્ઠાનમાં તો તેમની હાજરી અનિવાર્ય હોય છે; આમ છતાં તેઓ નવી નવી કવિતાઓ રચે છે, નાનાં મોટાં પુસ્તકો લખે છે, તેનાં પ્રૂફો જુએ છે, તેના પ્રચારની વ્યવસ્થા કરે છે તથા વિશાળ પત્રવ્યવહારનો નિયમિત જવાબ આપે છે. આ જોઈ ઘણા મનુષ્યો પ્રેમભાવે પ્રશ્ન કરે છે કે તમે આટલું કામ શી રીતે કરી શકો છો ? મુનિરાજશ્રી કીર્તિવિજયજી તેનો એક જ ઉત્તર આપે છે કે ગુરુકૃપાથી ચીવટ અને વ્યવસ્થાપૂર્વક કામ કરવાની આદતને લીધે હું આટલું કાર્ય કરવાને શક્તિમાન થાઉં છું.'

આ બધા ગુણોને લક્ષમાં લેતાં તેમને સાધુતાની સુંદર મૂર્તિ સિવાય બીજું શું કહી શકાય ?

માતાપિતાને અપૂર્વ આનંદ

વિ. સં. ૨૦૦૦ની સાલમાં પૂ. મોટા ગુરુદેવ સાથે તેમનું ચાતુર્માસ ખંભાતમાં

આ રીતે તેમની કૃતિઓની એક લાખ જેટલી નકલો જનતામાં પ્રચાર પામી છે. આ કંઈ જેવી તેવી સાહિત્યસેવા નથી. સાધુધર્મનાં અનેકવિધ કર્ત્તવ્યોનું પાલન કરવાની સાથે આટલાં વિપુલ સાહિત્યનું સર્જન કરવું અને તેના યથાવિધ પ્રચાર માટે નિરંતર કટિબદ્ધ રહેવું, એ સાહિત્યસેવાની અનન્ય લગની હોય, અપૂર્વ ધગશ હોય તો જ બની શકે, તેથી જ અમે મુનિરાજ શ્રીકીર્તિવિજયજીને એક ઉત્તમ કોટિના સાહિત્યસેવક લેખીએ છીએ.

તેમના સાહિત્યપ્રેમનો બીજો પુરાવો એ છે કે તેમણે લોકોને ખાસ ઉપદેશ આપી કોલ્હાપુર, કરાડ, બેંગલોર સીટી, બેંગલોર કેન્ટોન્મેન્ટ, વિરુર, નિપાણી, બીજાપુર વગેરે સ્થળોએ પુસ્તકાલયોની સ્થાપના કરાવેલી છે અને તેમાં પ્રાચીન તથા અર્વાચીન સાહિત્યનાં સહસ્રાવધિ ગ્રંથો સંગ્રહિત કરાવેલા છે.

## સાધુતાની સુંદર મૂર્તિ

મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ કવિ, લેખક અને સાહિત્યસેવક તરીકે ઉજ્જ્વલ કીર્તિ સંપાદન કરી છે, પરંતુ તેમનું ખરું વ્યક્તિત્વ તો તેમની સાધુતામાં જ ઝળકે છે.

ગૌરવર્ણ, ચમકદાર આંખો, નમણું નાક, સુંદર દાઢી, પ્રસન્ન મુખમુદ્રા અને સાદાં શ્વેત વસ્ત્રો તેમની સાધુતાનો પ્રથમ ક્ષણે જ પરિચય કરાવે છે.

તેઓ પરમ વિનયી છે, ગુરુની તથા વડીલોની અનન્ય મને સેવા કરનાર છે અને ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં પણ પોતાનાં મનનું સમતોલપણું બરાબર જાળવી રાખે છે. આથી સંઘાડાના નાના મોટા તમામ સાધુઓને અતિપ્રિય થઈ પડ્યા છે. એક વાર સદ્ગત શ્રી વિજય ગંભીરસૂરિજીએ સૂરીશ્વરજીને કહેલું કે 'ખરેખર! તેં ઘણા પુણ્ય કર્યાં છે કે તને કીર્તિ જેવો શિષ્ય મળ્યો!' આ શબ્દો શું સૂચવે છે?

તેઓ સરળ પણ એટલા જ છે. તેથી બાળક, યુવાન, વૃદ્ધ સહુ કોઈ તેમની સાથે નિખાલસતાથી વાતો કરી શકે છે. વળી સૌજન્યથી ભારોભાર ભરેલા છે, એટલે જે કોઈ તેમના પરિચયમાં આવે છે તેના પર તેમની બહુ ઊંડી છાપ પડે છે. વધારે સ્પષ્ટ કહીએ તો તેમને કદી પણ ભૂલી શકતાં નથી.

તેઓ પોતાનાં મહાવ્રતોમાં અડગ છે, તેના પાલનમાં જ આનંદ પામે છે અને કદી અજાણતાં તેમાં નાની મોટી સ્ખલના થઈ તો તરત તેનું મિથ્યાદુષ્કૃત લઈ ચારિત્રને પુનઃ નિર્મળ બનાવે છે.

ચોવીશ વર્ષના દીક્ષાપર્યાયમાં તેમણે ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, માળવા, મેવાડ,



# પ્રકરણ ચૌદમું

## બેંગલોર કેન્ટોન્મેન્ટમાં ભવ્ય કામગીરી

બેંગલોર કેન્ટોન્મેન્ટમાં મૂર્તિપૂજકોની વસ્તી માત્ર ૨૫ જ ઘરની હતી, એટલે ત્યાં હજી સુધી મોટું મંદિર બંધાયું ન હતું કે ઉપાશ્રય માટે કોઇ સ્થાન નિયત થયું ન હતું. એક નાના ઘર-દહેરાસરમાં સહુ સેવા-પૂજા કરી લેતા હતા. બીજી બાજુ ત્યાં સ્થાનકવાસીઓની વસ્તી આશરે ૩૦૦ ઘરની હતી અને તેમનું ખાસ અધ્યયનસ્થાન બંધાયેલું હતું કે જેને આપણે ઉપાશ્રય કહીએ છીએ, એટલે તેમના સાધુઓ અવાર-નવાર આવતા જતા હતા અને ચાતુર્માસ પણ કરતા હતા. ઉપરાંત ત્યાં કેટલાંક ઘરો તેરાપંથીઓનાં હોવાથી તેમના સાધુઓનો અવરજવર પણ રહ્યા કરતો, તેથી અહીં મૂર્તિપૂજક સુવિહિત સાધુઓનું એક ચાતુર્માસ થાય તે નિતાંત જરૂરી હતું અને તે જ કારણે સૂરીશ્વરજીએ આ વર્ષે વિશાળ વસ્તીવાળાં સ્થાનમાં ચાતુર્માસ કરવાનું માંડી વાળીને આ સ્થાન પસંદ કર્યું હતું.

### સ્પેન્સર રોડ પર સ્થિરતા થઈ

'સૂરીશ્વરજીને ક્યાં ઉતારવા ?' એ પ્રશ્ન સંઘના આગેવાનો સમક્ષ ખડો થતાં ઘણી ઘણી વિચારણાઓ થઇ હતી. જો સ્થિરતા ટૂંક સમય માટે હોય તો ગમે તે મકાન ચાલી શકે, પણ આ તો ચાતુર્માસનો પ્રશ્ન હતો અને સકળ સંઘે ત્યાં જઇ ધર્મધ્યાન કરવાનું હતું તથા વ્યાખ્યાનવાણીનો લાભ લેવાનો હતો, એટલે મકાન વિશાળ અને સગવડભરેલું જોઇએ, એ નિશ્ચિત થયું હતું. તે અનુસાર મકાનની તપાસ ચાલતાં એક અજબ ઘટના ખડી થઈ હતી. એક કસાઇએ સ્પેન્સરરોડ પર બાગબગીચા તથા ફુવારા સાથેનો એક નવો જ બંગલો નં. ૧૦ તાજેતરમાં ખરીદ્યો હતો અને તેનું માસિક

થતાં તેમના સંસારી માતાપિતાએ ચાતુર્માસ પરિવર્તનનો લાભ લીધો હતો. તે વખતે ખાસ મંડપમાં પોતાના ગૃહાંગણે પૂજ્ય ગુરુદેવોનું વ્યાખ્યાન થયા પછી તેમનું વ્યાખ્યાન થયું હતું, તે સાંભળીને સંસારી માતાપિતાને અપૂર્વ આનંદ થયો હતો અને દીક્ષા-સમયે જે કંઇ તોફાન કર્યું તથા આશાતના થઇ તે બદલ ક્ષમા માગી હતી.

**નવીન વિદ્યા ગ્રહણ કરવાની તત્પરતા**

મુનિરાજશ્રી કીર્તિવિજયજી આટલા બહોળા વ્યવસાયમાં પણ નવીન વિદ્યા ગ્રહણ કરવા તત્પર રહે છે. એ રીતે તેઓ આગળ જતાં શતાવધાની બનીને દક્ષિણ ભારતનાં અનેક શહેરોમાં તેના સફળ પ્રયોગોવડે જૈન શાસનની જબ્બર પ્રભાવના કરે છે, વગેરે હકીકતો પાઠક ગણ હવે પછીનાં પ્રકરણોમાં યથાસ્થાને આલેખાયેલી જોઈ શકશે.



થાય ?' ત્યારે સૂરીશ્વરજીએ કહ્યું કે 'માત્ર માનવ જ શા માટે ? દરેક પ્રાણી શાંતિથી રહે તેવું ઇચ્છવું જોઇએ અને તે માટે શક્ય પ્રયાસો કરવા જોઇએ.' આ સિદ્ધાંતના સમર્થનમાં તેમણે કેટલીક માર્મિક દલીલો રજૂ કરી હતી તથા દૃષ્ટાંતો પણ આપ્યાં હતાં. તે સાંભળી તેઓ ઊંડા વિચારમાં પડી ગયા હતા અને છેવટે બોલ્યા હતા કે 'આપશ્રી કહો છો તે તદ્દન સત્ય છે.' બાદ તેમણે સૂરીશ્વરજીનો વાસક્ષેપ લીધો હતો અને હર્ષભેર વિદાય થયા હતા. આ પ્રસંગે શ્રી સંઘે તેમનો હારતોરાથી ઉચિત સત્કાર કર્યો હતો.

## દર્શનાર્થે શ્રી કે. સી. રેડ્ડી

થોડા દિવસ બાદ ભારતના ઉત્પાદન પ્રધાન શ્રીમાન્ કે. સી. રેડ્ડી સૂરીશ્વરજીનાં દર્શનાર્થે આવ્યા હતા. તે પૂર્વે એક ભાઇએ તેમને પૂછ્યું હતું કે 'પૂજ્યશ્રી અત્રે અમુક સ્થળે બિરાજે છે, તો આપ દર્શનાર્થે પધારશો કે ?' તેમણે કહ્યું હતું કે: 'જરૂર દર્શને આવીશ.' ત્યારે તે ભાઇએ ફરી પૂછ્યું હતું કે 'આપ ક્યારે આવશો ? જો આગમનનો ચોક્કસ સમય જાણું તો બરાબર વ્યવસ્થા કરી શકું.' ત્યારે તેમણે ઉત્તર આપ્યો હતો કે 'મારે તો દર્શને આવવું છે, તો ગમે ત્યારે આવી જઇશ. કદાચ બહાર ઊભા રહેવું પડશે તો પણ ઊભો રહીશ. તે માટે અગાઉથી કોઇ વ્યવસ્થા કરવાની જરૂર નથી.' પછી પોતે પરિવાર સહિત દર્શનાર્થે આવ્યા હતા. સૂરીશ્વરજીએ તેમને અર્ધો–પોણો કલાક ધાર્મિક ઉપદેશ આપતાં એક તુંબડીનું દૃષ્ટાંત કહ્યું, તે પ્રત્યેક પાઠકે જાણવા જેવું છે.

પાંડવો અડસઠ તીર્થની યાત્રા માટે તૈયાર થયા અને શ્રીકૃષ્ણ પાસે વિદાય માગવા ગયા, ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે 'તમે આ તુંબડી પણ સાથે લેતા જાઓ. તેને પણ દરેક તીર્થમાં સ્નાન કરાવજો અને પાછી લેતા આવજો.' એ તુંબડી પાંડવો સાથે લેતા ગયા અને તેને દરેક તીર્થમાં સ્નાન કરાવ્યું. પછી તેઓ પાછા ફર્યા ત્યારે શ્રી કૃષ્ણે પૂછ્યું: 'પેલી તુંબડી ક્યાં ? તેને સર્વત્ર સ્નાન કરાવ્યું કે નહિં ?' પાંડવોએ કહ્યું: 'આ રહી તે તુંબડી. અમે તેને સર્વત્ર સ્નાન કરાવ્યું છે.' એમ કહી તે તુંબડી શ્રીકૃષ્ણને પાછી સોંપી. શ્રીકૃષ્ણે તેનો સ્વીકાર કરતાં જણાવ્યું કે 'હવે તો આ તુંબડી જરૂર પવિત્ર થઇ ગઇ હશે ! તેની તમામ કડવાશ દૂર થઇ ગઇ હશે !' અને તેનો એક ટૂકડો કાપીને ચાખ્યો–ચખાડ્યો તો તે એવી ને એવી કડવી જ નીકળી ! આ ઉપરથી શ્રીકૃષ્ણે સહુને ઉપદેશ આપ્યો કે 'બાહ્ય શુદ્ધિ કરતાં આત્મશુદ્ધિનું મહત્ત્વ જ વિશેષ છે.'

ત્યારબાદ સૂરીશ્વરજીએ શ્રીમાન્ રેડ્ડીને आत्मानदी संयमतोयपूर्णा એ શ્લોકનું રહસ્ય સમજાવતાં તેઓ ઘણા જ ખુશ થયા હતા અને જતી વખતે વાસક્ષેપ લીધો હતો. અહીંથી

ભાડું રૂપિયા ૧૦૦૦ થી ૧૨૦૦ જેટલું આવે તેમ હતું. તે માટે કેટલાક ગૃહસ્થો તરફથી એ પ્રકારની માગણીઓ પણ આવી હતી, પરંતુ તેણે સ્વામીજીનું નામ સાંભળી એ બંગલો ભાડે આપવાનું માંડી વાળ્યું અને જ્યાં સુધી સ્વામીજીને રહેવું હોય ત્યાં સુધી ખુશીથી રહે એવી ભાવના પ્રકટ કરી, તેને નવેસરથી ધોળાવી શ્રીસંઘને સુપ્રત કર્યો ! જ્યાં શ્રદ્ધા હોય છે, દૃઢ ભાવના હોય છે, ત્યાં જોઇતી વસ્તુઓ કેવી રીતે આવી મળે છે, તેનું આ સુંદર દૃષ્ટાંત છે.

આ બંગલો જૈનોની વસ્તીથી થોડો દૂર હતો, પણ બીજી બધી રીતે અનુકૂળ હતો, એટલે તેમાં સૂરીશ્વરજીની સ્થિરતા થઈ.

વ્યાખ્યાન માટે ખાસ મંડપ બાંધવામાં આવ્યો

રોજના વ્યાખ્યાન માટે આ બંગલાનાં વિશાળ પટાંગણમાં એક ખાસ મંડપ બાંધવામાં આવ્યો અને તેને વિવિધ પ્રકારનાં સુશોભનો તથા સુભાષિતોથી શણગારવામાં આવ્યો. સુંદર જગામાં બેસતાં ભાવના પણ સુંદર બને છે, એવો અનુભવ કોને નથી ?

પ્રતિદિન પ્રાતઃકાળમાં ૨૫૦ થી ૩૦૦ જેટલાં સ્ત્રી પુરુષો આ મંડપમાં આવી પહોંચતાં હતાં અને સૂરીશ્વરજીનાં વ્યાખ્યાનનો લાભ લેતાં હતાં. તેમાં સ્થાનકવાસી તથા તેરાપંથીઓની હાજરી વિશેષ ધ્યાન ખેંચનારી હતી, કારણ કે તેઓ પોતાના નિયમ મુજબ સામાયિકાદિ ગ્રહણ કરીને તથા મુખ પર મુહપત્તી બાંધીને બેસતા હતા અને જ્યાં પણ પ્રશ્ન પૂછવા જેવું લાગે ત્યાં અવશ્ય પ્રશ્ન પૂછતા હતા.

રવિવારે અહીં મેળા જેવો દેખાવ થઈ રહેતો હતો. બેંગલોર સીટીમાંથી સેંકડો જૈન જૈનેતરો દર્શન કરવા માટે તથા વ્યાખ્યાનનો લાભ લેવા માટે આવી પહોંચતા હતા. અહીંનો સંઘ તે બધાની ખૂબ સેવા-ભક્તિ કરતો હતો.

આ રીતે વ્યાખ્યાનોની હારમાળા ચાલુ રહેતાં કેન્ટોન્મેન્ટના તમામ જૈનોમાં સારી જાગૃતિ આવી હતી અને પરસ્પરનો ભાઇચારો ઘણા અંશે વધવા પામ્યો હતો. આને અમે શાસનની મહાન્ સેવા કહીએ તો તેમાં કંઈ જ ખોટું નથી.

દર્શનાર્થે શ્રી એસ. વી. કૃષ્ણમૂર્તિ

તા. ૧૨-૭-૫૪ ને રોજ લોકસભાના ઉપપ્રમુખ શ્રીમાન્ એસ. વી. કૃષ્ણમૂર્તિ સૂરીશ્વરજીના દર્શનાર્થે આવ્યા હતા, ત્યારે સૂરીશ્વરજીએ તેમની સાથે અહિંસા સંબંધી કેટલોક મહત્ત્વનો વાર્તાલાપ કર્યો હતો. શ્રીમાન્ કૃષ્ણમૂર્તિએ કહ્યું કે-' હવે અમે એ જ વિચારવા લાગ્યા છીએ કે મનુષ્ય માત્ર શાંતિથી કેમ રહે ? અર્થાત્ વિશ્વશાંતિ કેમ



શ્રીમાન્ કે. સી. રેડ્ડી.
જેમણે પૂજ્યશ્રીનો સમાગમ કરી ભારે
આનંદ અનુભવ્યો હતો.



વિશ્વબંધુ પત્રના તંત્રી
શ્રી જી. આર. સ્વામી
જ્ઞાતિના બ્રાહ્મણ હોવા છતાં તેમણે જૈન ધર્મના
પ્રચારમાં યશસ્વી ભાગ ભજવ્યો હતો.



મ્હૈસૂર સ્ટેટના કોંગ્રેસપ્રમુખ શ્રી ચન્નૈયા પૂ. ગુરુદેવનો વાસક્ષેપ લઈ રહ્યા છે.



ઇડરના મહારાજા વિનયપૂર્વક હાથ જોડી પૂ. મહારાજશ્રીનું પ્રવચન સાંભળી રહ્યા છે.



ઇડર મહારાજા પૂ. ગુરુદેવનો વાસક્ષેપ લઈ રહ્યા છે

પ્રશ્ન—પર્યાય શબ્દથી આપ શું કહેવા માગો છો ?

ઉત્તર—પર્યાય એટલે પરિણામ, રૂપાંતર.

પ્રશ્ન—પુદ્ગલના પર્યાયો અનેક હોઈ શકે, તેમાં કયા પર્યાયને કર્મ કહો છો ?

ઉત્તર—પુદ્ગલની વર્ગણાઓ× અનેક પ્રકારની છે, તેમાં નીચેની સોળ વર્ગણાઓ વિશેષ પ્રકારે સમજવા યોગ્ય છેઃ—

( ૧ ) ઔદારિક શરીર માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા અર્થાત્ જેનું ઔદારિક શરીર બની શકે નહિ.

( ૨ ) ઔદારિક શરીર માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા અર્થાત્ જેનાવડે ઔદારિક શરીર બની શકે.

( ૩ ) ઔદારિક–વૈક્રિય શરીર માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૪ ) વૈક્રિય શરીર માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૫ ) વૈક્રિય–આહારક શરીર માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૬ ) આહારક શરીર માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૭ ) આહારક, તૈજસ શરીર માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૮ ) તૈજસ શરીર માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૯ ) તૈજસ શરીર ને ભાષા માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૧૦ ) ભાષા માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૧૧ ) ભાષા અને શ્વાસોચ્છ્વાસ માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૧૨ ) શ્વાસોચ્છ્વાસ માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૧૩ ) શ્વાસોચ્છ્વાસ અને મન માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૧૪ ) મન માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૧૫ ) મન અને કર્મ માટે અગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

( ૧૬ ) કર્મ માટે ગ્રહણ યોગ્ય મહાવર્ગણા.

આ કાર્મણ મહાવર્ગણાનો જે સમૂહ આત્મા એટલે જીવ મિથ્યાત્વ આદિ કારણોને લીધે ગ્રહણ કરે તેને કર્મ કહેવાય છે. અહીં આદિ શબ્દથી અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગ ( સ્પંદન ) એ બીજાં ચાર કારણો સમજવાં.

પ્રશ્ન—આ કાર્મણ વર્ગણાનાં પુદ્ગલો ક્યાં રહેલાં છે ?

---

× Series of molecules.

રવાના થયા પછી પણ પોણા કલાક સુધી તેમણે એ જ વિષય પર ગહન ચિંતન કર્યું હતું. પુનઃ તેમના પત્ની પરિવાર સાથે દર્શનાર્થે આવ્યા હતા.

દર્શનાર્થે ઈડર મહારાજાઃ

તા. ૨-૮-૫૪ની બપોરે ઈડર(ગુજરાત)ના મહારાજા પોતાના સ્ટાફ સાથે દર્શનાર્થે આવ્યા હતા. તેમની સાથે કર્મ સંબંધી નીચે પ્રમાણે પ્રશ્નોત્તર થયા હતાઃ-

પ્રશ્ન—કર્મ શું છે ?

ઉત્તર—કર્મ એ પુદ્ગલનો એક જાતનો પર્યાય છે.

પ્રશ્ન—પુદ્ગલથી શું સમજવું ?

ઉત્તર—આ વિશ્વનું તંત્ર છ દ્રવ્યોના આધારે અનાદિ કાળથી ચાલી રહ્યું છે અને અનંત કાળ પર્યંત ચાલુ જ રહેશે. તેમાંનું જે દ્રવ્ય પૂરણ અને ગલન સ્વભાવવાળું છે અર્થાત્ એકત્ર થાય છે અને છૂટું પડે છે, તેને અમે પુદ્ગલ કહીએ છીએ. હાલના વિજ્ઞાનમાં એને મળતો શબ્દ મેટર ( matter ) છે.

પ્રશ્ન—છ દ્રવ્યો વિષે આપનાં શાસ્ત્રનું શું મંતવ્ય છે, તે કૃપા કરીને જણાવશો ?

ઉત્તર—અમારા શ્રી ઉત્તરાધ્યયન નામનાં પવિત્ર જિનાગમમાં કહ્યું છે કે—

धम्मो अधम्मो आगास काल पुग्गल जंतवो । एस लोगोत्ति पण्णत्तो, जिणेहिं वरदंसिहिं ॥

ધર્મ, અધર્મ, આકાશ, કાલ, પુદ્ગલ અને જીવ એ છ દ્રવ્યોના સમૂહને સર્વદર્શી એવા જિનેશ્વરોએ લોક કહેલો છે.

અહીં ધર્મ અને અધર્મ શબ્દ વિશિષ્ટ અર્થમાં વપરાયેલા છે, તે તરફ આપનું ખાસ ધ્યાન દોરું છું. માછલીને તરવામાં જલ સહાય કરે છે, તેમ જે દ્રવ્ય પદાર્થોને ગતિ કરવામાં સહાય કરે છે, તેને અમે ધર્મ કહીએ છીએ. આઇન્સ્ટાઇનની ઇથરની કલ્પના લગભગ આવી જ છે. પ્રવાસીને સ્થિર થવામાં વૃક્ષ સહાય કરે છે, તેમ જે દ્રવ્ય પદાર્થોને સ્થિર થવામાં સહાય કરે છે, તેને અમે અધર્મ કહીએ છીએ. જે દ્રવ્ય વસ્તુઓને પોતાની અંદર રહેવાનો અવકાશ આપે, તેને અમે આકાશ કહીએ છીએ. જે દ્રવ્યને લીધે વસ્તુઓની વર્તનાનો ખ્યાલ આવી શકે, તેને અમે કાલ કહીએ છીએ. જેમકે આ વસ્તુ હતી, આ વસ્તુ છે, આ વસ્તુ હશે. જે દ્રવ્ય પૂરણ અને ગલન સ્વભાવવાળું છે અને અણુ-સ્કંધરૂપ છે, તેને અમે પુદ્ગલ કહીએ છીએ. અને જેનામાં ચૈતન્ય હોય, જ્ઞાન-દર્શનનો ઉપયોગ એટલે સ્ફુરણા હોય, તેને જીવ કહીએ છીએ.




કર્મ રહિત બનેલા છે, એટલે તેમને કર્મ લાગવાનો પ્રશ્ન રહેતો નથી. સિદ્ધાત્માને શરીર નથી, મન-વચન-કાયાનો વ્યાપાર નથી, તદ્દન શુદ્ધ છે, માટે કર્મને ગ્રહણ કરવાપણું નથી, એટલે કર્મ શી રીતે લાગે? અહીં એ વાત બરાબર સ્પષ્ટ સમજી લેવી જોઈએ કે આત્મા મિથ્યાત્વ આદિ કારણોને લીધે કર્મને ગ્રહણ કરે છે, કર્મ કંઈ પોતાની મેળે ઊડીને લાગતા નથી, ચોંટતા નથી.

પછી કર્મબંધ, તેની ચાર અવસ્થા, તેનાં શુભાશુભ ફળો વગેરે વિષે પણ ઘણી જ રસદાયક પ્રશ્નોત્તરી થઈ હતી. તે સાંભળીને સહુને અત્યંત આનંદ થયો હતો. ત્યારબાદ વાસક્ષેપ લઈ સહુ સસ્મિત વિદાય થયા હતા.

**મહદ્ ઉપકાર:**

આ રીતે બીજી પણ નાની-મોટી અનેક વ્યક્તિઓ સૂરીશ્વરજીનાં દર્શનાર્થે આવ્યા જ કરતી હતી અને વિધવિધ વિષયો પર પ્રશ્નો પૂછીને તથા વાર્તાલાપ કરીને પોતાની શંકાઓનું સમાધાન મેળવવાનો પ્રયત્ન કરતી હતી. સહૃદયતાના સાગર સમા સૂરીશ્વરજી તે દરેકનું બનતા પ્રયત્ને સમાધાન કરતા હતા, તેથી આગંતુકોને અત્યંત આનંદ થતો હતો અને ફરી ફરીને આવવાનું દિલ થયા કરતું હતું. વિદ્યાર્થીઓ તથા યુવકોને સમજાવવાનું કામ મોટા ભાગે મુનિરાજ શ્રી કીર્તિવિજયજી કરતા હતા અને તે માટે ગમે તેટલો પરિશ્રમ વેઠવો પડે કે સમયનો ભોગ આપવો પડે તેની દરકાર કરતા ન હતા. ટૂંકમાં અહીંની સ્થિરતા દરમિયાન જનતા પર મહદ્ ઉપકાર થઈ રહ્યો હતો અને એ રીતે જિનશાસનનો પ્રભાવ પણ અદ્ભુત છટાથી વિસ્તાર પામી રહ્યા હતો.

**ભવ્ય વરઘોડો**

તાજેતરમાં અંજનશલાકા થયેલી શ્રી મુનિસુવ્રતસ્વામી આદિ ભગવંતોની મૂર્તિઓ ગાંધીનગરમાંથી લાવવાનું નક્કી થતાં અષાડ વદિ ૭ ની સવારે શ્રીસંઘ તરફથી એક ભવ્ય વરઘોડો કાઢવામાં આવ્યો હતો. તેમાં મોટરો, ઇદ્રધ્વજ તથા બેન્ડો વગેરેની ધામધૂમ ઘણી સારી હતી અને મુનિરાજ શ્રી કીર્તિવિજયજી આદિ મુનિગણ તેમજ સંખ્યાબંધ નાગરિકોની ઉપસ્થિતિ સહુનાં ચિત્તનું અનેરું આકર્ષણ કરતી હતી. પ્રભુજીને લઈને મોટરમાં બેસવાની બોલીનો આદેશ રૂપિયા ૧૫૦૦ માં અપાયો હતો.

વ્યાખ્યાનમાં શ્રી ઠાણાંગસૂત્ર અને શ્રી કૃષ્ણચરિત્ર વાંચવાનો નિર્ણય થતાં તેનો વરઘોડો પણ સાથે જ ચડાવવામાં આવ્યો હતો. તેની બોલીના રૂપિયા ૧૫૦૦ ઉપજ્યા હતા.

તે દિવસે સેંકડો ભાઈ બહેનોની ભક્તિ ભારે ઉમંગથી કરવામાં આવી હતી અને પૂજા-પ્રભાવનાદિ કાર્યો પણ સોલ્લાસ સંપન્ન થયાં હતાં.





ઉત્તર—સમસ્ત વિશ્વમાં. અમારી પરિભાષામાં કહીએ તો કાર્મણ વર્ગણાના પુદ્ગલો ચૌદ રાજલોકમાં–લોકાકાશમાં ભરપૂર છે. આ પુદ્ગલો એટલા બારીક છે કે હું કે તમે જોઇ શકીએ નહિ. જેને અવધિજ્ઞાન અને અવધિદર્શનાદિ હોય તે જાણી શકે અને જોઇ શકે.

પ્રશ્ન—આજના વૈજ્ઞાનિક શોધનાં યંત્રોથી શું એ ન દેખાય ?

ઉત્તર—ના. એવા યંત્રો હજી સુધી શોધાયા નથી અને શોધાવાનાં પણ નથી. યંત્રથી જે કાંઇ થોડું ઘણું દેખાય છે, તે દૃશ્ય વસ્તુના સંખ્યાતમા ભાગ સુધી, એનાથી બારીક નહિ, એટલે કે અનંત પરમાણુઓ ભેગા થયેલા હોય ત્યારે જ આંખોથી કે યંત્રોથી દેખી શકાય. આજના વિજ્ઞાન તથા વૈજ્ઞાનિકોની શક્તિ તો મર્યાદિત છે, એમાં અધૂરાપણું ને ભૂલો પણ હોય. જૈન દર્શનનું વિજ્ઞાન સર્વોત્કૃષ્ટ છે, કેમ કે શ્રી સર્વજ્ઞ-કથિત છે, માટે આ કથન પૂર્ણ છે ને સંપૂર્ણતયા સત્ય છે.

પ્રશ્ન—કર્મ શરીરને નહિ, ભીંતને નહિ, કપડાંને નહિ અને આત્માને જ કેમ વળગે છે ?

ઉત્તર—કર્મ પુદ્ગલોનો એવો સ્વભાવ છે. જેમ લોહચુંબકનો સ્વભાવ લોહને ખેંચવાનો છે, તે કપડાંને ન ખેંચે, ભીંતને ન ખેંચે, શરીરને ન ખેંચે પણ લોહને જ ખેંચે. શરીરના કોઇ પણ ભાગમાં સોય પેસી ગઇ હોય તો ચામડી ઉપર લોહચુંબક ફેરવો એટલે તે અંદરની સોય ખેંચાઇને ફર્યા કરશે અને છેવટે બહાર કાઢી શકાશે. અહીં એટલી વસ્તુ ધ્યાનમાં રાખવાની કે હાથ હોય યા પગ હોય પણ તેમાંથી સોય જ બહાર આવશે, નહિ કે તેની અંદરના લોહી–માંસ કારણ કે એવો સ્વભાવ છે. વસ્તુના સ્વભાવના વિષયમાં તર્ક ન હોય.

પ્રશ્ન—સજાતીયને સજાતીય જ ખેંચેને ?

ઉત્તર—ના, લોહચુંબક ને લોહ સજાતીય નથી. બંને જુદી જુદી વિજાતીય વસ્તુઓ છે. લોહચુંબકના તો પહાડો હોય છે અને તે પત્થરની જાત છે, જ્યારે લોહ તો ધાતુ છે અને ખાણમાંથી નીકળે છે. સજાતીય સજાતીયને ખેંચે એવો નિયમ નથી. લોહ લોહને ક્યાં ખેંચે છે ? પરમાણુમાં પણ એ જ મુજબ સમજવું. લૂખો અને ચીકણો પરમાણુ ચોંટી શકે છે, બે લૂખા પરમાણું કે બે ચીકણા પરમાણું ચોંટી શકતા નથી. તેવી જ રીતે આત્માને કર્મની વર્ગણા વળગે છે, પણ બીજા પદાર્થોને વળગતી નથી,

પ્રશ્ન—જો આત્માને કર્મ લાગે એવો સ્વભાવ હોય તો સિદ્ધના આત્માને કર્મ કેમ લાગતાં નથી ?

ઉત્તર—કર્મ અશુદ્ધ આત્માને લાગે છે, પણ શુદ્ધ આત્માને લાગતા નથી. સિદ્ધો




છે અને જિનમંદિર, જિનમૂર્તિ, જિનાગમ, જીવદયા, સાધર્મિકભક્તિ આદિ અનેક ખાતાઓમાં શક્તિ પ્રમાણે ધન વાપરી દાનધર્મની સાર્થકતા કરે છે.

સૂરીશ્વરજીએ આ પર્વનું મહામંગલકારી માહાત્મ્ય પ્રકાશતાં શ્રીસંઘને તેની યોગ્ય ઉજવણી કરવાનો અત્યંત ઉત્સાહ પ્રકટ્યો અને તેણે દેશ-દેશાવરમાં રહેલા સાધર્મિક બંધુઓને અહીં પધારી પર્યુષણ પર્વની આરાધના કરવાનું આમંત્રણ આપ્યું. તે સાથે શ્રાવણ વદિ ૧૧ થી ભાદરવા સુદિ ૭ સુધી દરરોજ સાહમ્મિવચ્છલ ચાલુ રાખવાનું ઠરાવ્યું. તેનો લાભ ભાગ્યશાળીઓએ નીચે પ્રમાણે લીધો:—

શ્રાવણ વદિ ૧૧ શા. હિંમતમલજી જાવંતરાજજી છાજેડ અલસૂર બજારવાળા તરફથી.
શ્રાવણ વદિ ૧૨ શા. કાનમલજી ગણેશમલજી મુથા મોરચરી બજારવાળા તરફથી.
શ્રાવણ વદિ ૧૩ શા. ગંભીરમલજી ફુલચંદજી મુથા મોરચરી બજારવાળા તરફથી.
શ્રાવણ વદિ ૧૪ શા. કેસરીમલજી મૂલચંદજી બોરા સપિન્ગસરોડવાળા તરફથી.
શ્રાવણ વદિ ૦)) શા. બખ્તાવરમલજી સુખરાજજી બોરા મોરચરી બજારવાળા તરફથી.
ભાદરવા સુદિ ૧ શા. જશવંતરાજજી જુગરાજજી પોરવાડ તિમ્માયારોડવાળા તરફથી.
ભાદરવા સુદિ ૨ શા. મિશ્રીમલજી મંગલચંદજી ચુતર મોરચરી બજારવાળા તરફથી.
ભાદરવા સુદિ ૩ શાહ અનરાજજી સુમેરમલજી ગુલેચ્છા મોરચરી બજારવાળા તરફથી.
ભાદરવા સુદિ ૪ શાહ ચંદનમલજી લાલચંદજી સોની સુલતાન ગુંટા રોડવાળા તરફથી.
ભાદરવા સુદિ ૫ શા. સેસમલજી વાલચંદજી સુરાણા ફ્રેઝર ટાઉનવાળા તરફથી.
ભાદરવા સુદિ ૬ શા. બસ્તીમલ શુકનરાજજી લૂણીયા મોરચરી બજારવાળા તરફથી.
ભાદરવા સુદિ ૭ શા. મિશ્રીમલજી જુગરાજજી ગાદિયા સપિન્ગસરોડવાળા તરફથી.

અનુક્રમે પર્યુષણ પર્વ પ્રાપ્ત થતાં કર્ણાટક વગેરે પ્રદેશમાંથી સંખ્યાબંધ સ્ત્રી-પુરુષો આરાધનાર્થે આવી પહોંચ્યા હતા અને શ્રીસંઘે તેમનો ઉચિત સત્કાર કર્યો હતો.

અહીંની જનસંખ્યાના પ્રમાણમાં તપશ્ચર્યા ઘણી સારી થઈ હતી. શા. નથમલ મગાજીએ ૧૬ ઉપવાસ કર્યા હતા, મુનિશ્રી પૂર્ણભદ્રવિજયજીએ અઠ્ઠાઈ કરી હતી, તેમજ અન્ય શ્રાવક-શ્રાવિકાઓએ અઠ્ઠાઇ, અઠ્ઠમ, છઠ્ઠ તથા છૂટક ઉપવાસો મોટા પ્રમાણમાં કરી સમસ્ત વાતાવરણને તપોમય બનાવી દીધું હતું.

શા. કેસરીમલ મૂળચંદજીએ રૂા. ૩૩૧ ની બોલીથી પારણાંની ભક્તિ કરી હતી, શાહ રસિકલાલ કોલારવાળાએ રૂા. ૧૬૧ ની બોલીથી કલ્પસૂત્ર વહોરાવ્યું હતું, શાહ બંકુભાઈ લક્ષ્મીચંદ નિપાણીવાળાએ રૂા. ૧૪૨ ની બોલીથી ગુરુ અને જ્ઞાનપૂજન કર્યું




જિનમંદિરનો ખાત-શિલારોપણ વિધિ

અત્રે શ્રી જિનમંદિરની અતીવ આવશ્યકતા હોઈ ઘણા વખતથી વિચારો ચાલતા હતા. છેવટે પૂજ્યશ્રીની પવિત્ર પ્રેરણાથી એ દિવસ પણ નજીક આવી ગયો અને શ્રીસંઘે એક નાનકડું પણ શિખરબંધ મંદિર બાંધવાનો નિર્ણય કરી લીધો. નિર્ણય અનુસાર શ્રાવણ સુદિ ૧૨ નાં મંગલ પ્રભાતે રૂા. ૨૭૫૧ ની બોલીથી શેઠ રામાજી વચ્છરાજજી બેંગલોર સીટીવાળાએ તેનું ખાતમુહૂર્ત કર્યું હતું અને શ્રાવણ સુદિ ૧૫ની સોહામણી સવારે રૂા. ૬૨૦૧ ની બોલીથી શેઠ માનમલજી રાજાજીવાળા શેઠ પુનમચંદજી નથમલજી બેંગલોર સીટીવાળાએ તેનો શિલારોપણ વિધિ કર્યો હતો. આ બંને પ્રસંગો સેંકડો નરનારીઓની આનંદમય ઉપસ્થિતિમાં ભારે ઠાઠથી ઉજવાયા હતા. છેલ્લા પ્રસંગમાં પૂજ્ય આચાર્યદેવાદિ ત્યાં વાજતેગાજતે પધાર્યા હતા. છેવટે દેવડાની પ્રભાવના થઈ હતી.

અંજનશલાકાનું પણ નક્કી થયું

ગાંધીનગરનો અંજનશલાકા-મહોત્સવ ભૂલ્યો ભૂલાય તેવો ન હતો, તેના રમણીય અને ભવ્ય દશ્યો હજી પણ સહુના સ્મૃતિપટ પર તાજાં જ હતાં, આથી ઘણાનાં મનમાં એવો વિચાર આવવા લાગ્યો કે આપણે ત્યાં પણ આવો અપૂર્વ અંજનશલાકા-મહોત્સવ ઉજવાય તો ઘણું સારું! છેવટે તેણે નક્કર સ્વરૂપ ધારણ કરતાં અંજનશલાકા માટે હજારોની ઉછામણી થઇ હતી, પણ બોલી બોલનાર વ્યક્તિ મુહૂર્ત બરાબર નથી, એમ કહી ફરી ગઈ તેથી અંજનશલાકા શ્રી સંઘે જ કરાવી હતી.

અહીં એટલી વસ્તુ સ્પષ્ટ કરવાની આવશ્યકતા છે કે ઘરદહેરાસરની જગાએ નૂતન જિનાલય નિર્માણ થતું હતું, એટલે પ્રભુજીની સ્થાપના ૧૦ સ્પેન્સર રોડની એક ઓરડીમાં કરવામાં આવી હતી અને એ રીતે એ મકાન દેવ તથા ગુરુ ઉભયની કૃપાથી પાવન થયું હતું.

પર્યુષણમાં પૂરી ધામધૂમ

જેમ મંત્રમાં નમસ્કાર, તીર્થમાં શત્રુંજય અને દેવમાં વીતરાગનું સ્થાન શ્રેષ્ઠ છે તેમ પર્વમાં પર્યુષણનું સ્થાન શ્રેષ્ઠ છે. આડા દિવસે મંદિર કે ઉપાશ્રયમાં નહિ જનાર આ પર્વના આઠે દિવસ મંદિરે જઇ નિયમિત દેવદર્શન કરે છે તથા ઉપાશ્રયમાં જઇ ગુરુમુખેથી કલ્પસૂત્રાદિ સાંભળે છે. વળી જેઓ અન્ય દિવસોમાં ઉપવાસ, આયંબિલ કે એકાસણું સરખું કરતા નથી કે ધાર્મિક ખાતાઓ તરફ નજર સરખી માંડતા નથી, તેઓ આ દિવસોમાં છઠ્ઠ, અઠ્ઠમ કે અઠ્ઠાઈ જેવી આકરી તપશ્ચર્યા ઘણા ઉત્સાહથી કરે




નારા હતા અને જૈન ધર્મના પ્રચલિત થોડા ક્રિયાકાંડ સિવાય વધુ કંઈ જાણતા ન હતા. એટલે તેમાંના એકે કહ્યું: 'અમે ખ્રિસ્તી લોકોને અમારામાં લેતા નથી.' બીજાએ કહ્યું: 'તમારે જૈન ધર્મમાં આવવાની શી જરૂર છે?' ત્રીજાએ કહ્યું: 'અમારા ધર્મમાં આવવું હોય તો પરમાટી ને દારૂનો સંપૂર્ણ ત્યાગ કરવો પડશે.' તેમની વાત કરવાની આ રીત-ભાતથી પેલી ક્રિશ્ચિયન શિક્ષિકાઓનાં મન ઉપર કેવી અસર પડી હશે? તેની વિવેચના કરવાની જરૂર નથી. તે વિશેષ કંઇ પણ બોલ્યા વિના ત્યાંથી ચાલી ગઈ. પાછળથી સૂરીશ્વરજીને આ વાતની ખબર પડી, એટલે તેમણે શ્રાવકોને ઉદ્દેશીને કહ્યું: 'મહાનુભાવો! આપણા ધર્મ પ્રત્યે બધા લોકોનું આકર્ષણ થાય, તે માટે અમે આટઆટલી જહેમત ઉઠાવી રહ્યા છીએ ને કોઇ પણ મુમુક્ષુ આવ્યો કે બનતા પ્રયત્ને તેનાં મનનું સમાધાન કરીએ છીએ, ત્યારે તમે આ શું કર્યું? કમમાં કમ તે શિક્ષિકાઓને અમારી પાસે તો લાવવી હતી? ધર્મ તો પાળે એનો છે, એ વાત બરાબર લક્ષમાં રાખો.'

પછી તે શિક્ષિકાઓને બોલાવવાનો પ્રયત્ન થયો હતો, પણ તેમાં સફળતા મળી ન હતી.

મુસલમાન કોન્ટ્રેક્ટર

અહીં વ્યક્તિગત ઉપકારના દાખલાઓ અનેક બન્યા હતા, તેમાં એક મુસલમાન મંડપ–કોન્ટ્રેક્ટરનો દાખલો નોંધપાત્ર છે. તે ઘણા દિવસથી બિમાર રહેતો હતો. કોઇ પણ ડૉકટર, હકીમ કે વૈદ્યની દવા લાગુ પડતી ન હતી. એવામાં કોઇકે ખબર આપી કે 'અહીં એક જૈન મહાસ્વામી આવેલા છે, તે મહાચમત્કારિક છે.' એટલે તે રોજ દર્શને આવવા લાગ્યો અને સૂરીશ્વરજીનું પગ ધોયેલું પાણી અનન્ય શ્રદ્ધાથી માથે ચડાવવા લાગ્યો. એમ કરતાં તેની તબિયત સુધરવા લાગી અને છેવટે તે તદ્દન સારો થઇ ગયો. આ પરિસ્થિતિમાં તે જૈન ધર્મ પ્રત્યે અત્યંત શ્રદ્ધાળુ બને એમાં શી નવાઇ?

આ રીતે ઇતર વર્ગની એક બાઈ તથા આખું કુટુંબ જૈન ધર્મ પ્રત્યે શ્રદ્ધાળુ બની તેના આચારવિચાર પાળવા લાગ્યા હતા અને અનેક મનુષ્યો નિયમિત નવકારમંત્ર ગણતા થઈ ગયા હતા.

ઉપદેશનો અદ્‌ભુત પ્રભાવ: ચાર દિવસ કતલખાના બંધ

એક વાર બેંગલોરના મેયર એચ. એસ. સીતારામ દર્શનાર્થે આવ્યા. તેમને કેટલોક ધર્મોપદેશ આપ્યા પછી સૂરીશ્વરજીએ ફરમાવ્યું કે 'અહીંના તમામ કતલખાનાઓ વર્ષમાં બે દિવસ સંપૂર્ણ બંધ રહે તેવો પ્રયત્ન કરો.' મેયર સાહેબે એ આજ્ઞાને શિરસાવંદ્ય કરી અને કોર્પોરેશનમાં એ મતલબનો ઠરાવ દાખલ કરી, ઘણી મહેનતે તેને પસાર પણ કરાવ્યો. એ ઠરાવમાં માત્ર બે દિવસ જ નહિ પણ (૧) સર્વોદય દિન, (૨) શ્રીકૃષ્ણ

હતું તથા શા. ફુલચંદ મુત્તાએ ૨૦૫ મણ ઘીની બોલીથી લક્ષ્મીજીનું સ્વપ્ન લીધું હતું. આ રીતે બીજી આવક પણ રૂપિયા પાંચથી છ હજારની થઇ હતી.

ભાદરવા સુદિ ૫ ના રોજ રથયાત્રાનો વરઘોડો ઇન્દ્રધ્વજ, બેન્ડ, પાલખી વગેરે સાજ સાથે ધામધૂમથી ચઢાવવામાં આવ્યો હતો. સ્થળે સ્થળે ભાવિકોએ પૈસા તથા રૂપિયા ઉછાળ્યા હતા.

ભાદરવા સુદિ ૬ ના રોજ આચાર્યદેવાદિ સંઘ ચૈત્યપરિપાટી નિમિત્તે સીટી તથા ગાંધી નગરમાં જતાં એક ભાઇએ સાધર્મિકભક્તિનો લાભ લીધો હતો. ગાંધીનગરમાં જતાં ત્યાંની જનતાએ ગહુંલીઓ કરી ઉત્સાહપૂર્વક સ્વાગત કર્યું હતું અને શ્રીફળની પ્રભાવના કરવામાં આવી હતી.

નવપદજીની ઓળી

નવપદજીની ઓળીની આરાધના પૂજ્યશ્રીની તારક નિશ્રામાં મદ્રાસવાળા શેઠ કેવળચંદજી ખાટોડ તરફથી કરાવવામાં આવી હતી.

પાઠશાળાની સ્થાપના

અહીં પાઠશાળાની અગત્ય જણાતાં આસો સુદિ ૧૦ થી શ્રી લબ્ધિસૂરીશ્વરજી જૈન પાઠશાળા શરુ કરવામાં આવી હતી. બાળકો ઘણી મોટી સંખ્યામાં તેનો લાભ લેવા લાગ્યા હતા.

ક્રિશ્ચિયન શિક્ષિકાઓ

અહીં એક એવી ઘટનાની નોંધ લેવા ઇચ્છીએ છીએ કે જે દેખીતી ઘણી સામાન્ય લાગે છે, પણ આપણા સમાજની આંખ ઉઘાડનારી બનવી જોઈએ.

જે બંગલામાં સૂરીશ્વરજીની સ્થિરતા હતી, તેની બાજુમાં જ એક ગર્લ્સહાઇસ્કૂલ હતી. તેની ક્રિશ્ચિયન શિક્ષિકાઓના હાથમાં આર્હતધર્મપ્રકાશની નકલો આવી. તે તેમણે ધ્યાનપૂર્વક વાંચી અને આશ્ચર્યમાં ડૂબી ગઇ. 'શું આવો ઉંચો ધર્મ આજે વિદ્યમાન છે? શું આવા ત્યાગી ગુરુઓ અહીં તેનો પ્રચાર કરી રહ્યા છે? ચાલો, ચાલો, તેમનાં દર્શન કરીએ અને આંખ તથા મનને પવિત્ર કરીએ.' આવા વિચારથી તે બધી શિક્ષિકાઓ દર્શનાર્થે આવી પણ પર્યુષણનાં વ્યાખ્યાનો ચાલતાં હોવાથી માણસોની ભીડ ઘણી ભારે હતી, એટલે દર્શન દૂરથી જ થયાં અને સૂરીશ્વરજી કે મુનિરાજ શ્રી કીર્તિવિજયજી સાથે વાર્તાલાપ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહિ. તેમણે ત્યાં હાજર રહેલા શ્રાવકોને પૂછ્યું: 'અમે જૈન ધર્મ અંગીકાર કરી શકીએ કે નહિ?'

આ શ્રાવકો સામાન્ય વેપારી હતા, સાધુ સંતોના પરિચયમાં કોઇક જ વાર આવ-




ટુમકુર સંઘની વિનંતિ

બેંગલોર સીટીથી ૪૪ માઈલનાં અંતરે આવેલાં ટુમકુર શહેરમાં જૈનોની વસ્તી ચૌદ-પંદર ઘરોની છે, પરંતુ ત્યાંના શ્રીસંઘે રૂપિયા ચાલીશથી પચાશ હજારનાં ખર્ચે એક ભવ્ય જિનાલય ઊભું કર્યું હતું. તેમાં માગશર સુદિ ૬ ને રોજ શ્રી અજિતનાથ ભગવાન આદિ જિનબિંબોને બિરાજમાન કરવાના હતાં, એટલે ટુમકુર સંઘના આગેવાનોએ અહીં આવીને પૂજ્યશ્રીને પ્રતિષ્ઠા-મહોત્સવ પર પધારવા માટે આગ્રહભરી વિનંતિ કરી. અહીં જિનમંદિર તાબડતોબ તૈયાર થઇ રહ્યું હતું, પણ તેને તૈયાર થતાં હજી કેટલોક સમય લાગે તેમ હતો અને તેની પ્રતિષ્ઠાનું મુહૂર્ત ફાગણ સુદિ ૪ નું આવતું હતું, એટલે ત્યાં જઈને આવવાનો પૂરતો સમય હતો, તેથી પૂજ્યશ્રીએ તેનો સ્વીકાર કર્યો. ખરેખર ! મહાપુરુષોનાં હૃદયો કર્ત્તવ્યનિષ્ઠાથી ભરપૂર હોય છે, એટલે તેઓ બને ત્યાં સુધી કોઇને પણ નિરાશ કરતા નથી.

ઉપસંહાર

આ રીતે સૂરીશ્વરજીએ બેંગલોર કેન્ટોન્મેન્ટમાં ભવ્ય કામગીરીથી ચાતુર્માસ પૂર્ણ કર્યું અને કાર્તિક પૂર્ણિમાનો દિવસ આવતાં વહેલી સવારે ટુમકુર ભણી વિહાર લંબાવ્યો, તેનું વર્ણન હવે પછીનાં પૃષ્ઠોમાં આલેખાયેલું જોઈ શકાશે.






જન્માષ્ટમી, ( ૩ ) જૈન સંવત્સરી પર્વ, ( ભાદ્રપદ શુક્લા ચતુર્થી ) અને ( ૪ ) ગાંધી જયંતી દિન, એ ચાર દિવસો માટે કતલખાના બંધ રાખવાનું ઠરાવ્યું હતું અને તે દિવસે કોઈ માંસ પણ ન વેચે એવી જોગવાઇ કરવામાં આવી હતી. તે સંબંધી તા. ૨૨-૧૨-૫૪ ને રોજ શ્રીમાન્ મેયર સાહેબ તરફથી પૂજ્યશ્રીને નીચેનો પત્ર પ્રાપ્ત થયો હતો—

His Holiness Jainacharya,
Vijay Laxmansuriji Swamiji.
Bangalore

Respected Swamiji,

I am very glad to submit to your Holiness that, as suggested by your Holiness during the darshna. your Holiness kindly granted me. The corporation at their last meeting have resolved to ban slaughtering of animals and also sale of mutton, beaf or pork in the corporation area on ( 1 ) Sarvodaya day ( 2 ) Shree Krishna Jayanti ( 3 ) Bhadrapada sudha Chaturthi ( Jain Samvatsari ) and ( 4 ) Gandhi jayanti ( 2 nd October ). It is already in practice that there is neither slaughter nor sale of meat on the birth day of Prophet Mohammed.

I am submitting this to your Holiness for information

Yours in service
**S/D H. S. Seetharam.**

શ્રી હીરવિજયસૂરીશ્વરજીએ સમ્રાટ્ અકબરને પ્રતિબોધી જીવદયાને લગતાં અમુક ફરમાનો મેળવ્યાં હતાં, તેના જેવો જ આ પ્રયત્ન હતો અને તે સંપૂર્ણ યશસ્વી નીવડ્યો હતો. તેની અસર આગળ જતાં અન્ય શહેરો પર પણ થઈ હતી, તે પાઠકો હવે પછીના હેવાલ પરથી જાણી શકશે.

### પુસ્તકાલયની સ્થાપના

અહીંની સ્થિરતા દરમિયાન મુનિરાજશ્રી કીર્તિવિજયજીની પ્રેરણાથી એક પુસ્તકાલયની સ્થાપના થઇ હતી, જેનું નામ શ્રી આત્મકમલ-લબ્ધિ-લક્ષ્મણસૂરિ જૈન પુસ્તકાલય રાખવામાં આવ્યું હતું. તેમાં ધાર્મિક તથા નૈતિક બોધ આપતાં સેંકડો પુસ્તકો વસાવવામાં આવ્યાં હતાં અને તેનો લાભ લેવા માટે જનતાને વારંવાર પ્રેરણા કરવામાં આવી હતી. આજે પણ તે પુસ્તકાલય સારી રીતે ચાલી રહ્યું છે.




બેંગલોર સીટી

પ્રથમ દિવસે તેઓ સીટી પધારતાં હજારો જૈનોએ એકત્ર થઇને મંગલવાદ્યો વગાડવાપૂર્વક તેમનું ભાવભીનું સ્વાગત કર્યું હતું.

યશવંતપુર

બીજા દિવસે એટલે તા. ૧૧-૧૧-૫૪ને રોજ ત્યાંથી ૪ માઇલ દૂર આવેલા યશવંતપુર તરફ વિહાર કર્યો, ત્યારે જનસમૂહ મોટી સંખ્યામાં વળાવવા આવ્યો હતો. ઘણા ભાવિકો ઠેઠ યશવંતપુર સુધી સાથે રહ્યા હતા. ત્યાં મીલમાલિક તથા બીજા નાગરિકો દર્શનાર્થે આવ્યા હતા.

એક નાગરિકે કહ્યું: 'સ્વામીજી! જૈનો મંદિર અને પ્રતિષ્ઠા પાછળ પાણીની જેમ પૈસા ખર્ચી નાખે છે, તેના કરતાં હૉસ્પીટલ, શાળાઓ વગેરે કાર્યો કરે તો કેવું સારું?'

સૂરીશ્વરજીએ કહ્યું: 'મહાનુભાવ! બીજા સંપ્રદાયવાળાઓ પણ પોતાનાં મંદિર-મઠો બાંધવામાં ક્યાં ઓછો પૈસો ખર્ચે છે? આમ છતાં વારંવાર જૈન સમાજની જ ટીકા કરવામાં આવે છે, તે અમને ઉચિત લાગતી નથી. વળી મંદિર અને પ્રતિષ્ઠાદિ કાર્યો પાછળ જે પૈસા ખર્ચાય છે, તે પૂરેપૂરા લેખે લાગે છે, એ વાત પણ ભૂલવા જેવી નથી. દાખલા તરીકે એક ગૃહસ્થે એક લાખ રૂપિયા ખર્ચીને એક સુંદર મંદિર બંધાવ્યું, તો એ પૈસા પત્થર ખોદનારાઓ, પત્થર વેચનારાઓ, કડિયાઓ, શિલ્પીઓ, ચિત્રકારો, મજૂરો વગેરેના ઘરમાં ગયા, એટલે બેકારોને રોજી મળી, કલાકારોને ઉત્તેજન મળ્યું અને દેશના પૈસા દેશમાં જ રહ્યા. ધાર્મિક દૃષ્ટિએ તો તેમાં મહાન્ લાભો સમાયેલા જ છે. આધિ, વ્યાધિ અને ઉપાધિથી તપ્ત થયેલા મનુષ્યો ત્યાં જઇને જે શાંતિ અને આનંદનો અનુભવ કરી શકે છે, તે અન્ય સ્થળે જઇને કરી શકતા નથી. વળી ત્યાંનું વાતાવરણ જોતાં તેમનાં મનમાં સદ્વિચારોની જે ધારા સ્ફુરે છે તથા સદાચારમાં સ્થિર થવાની જે બુદ્ધિ આવે છે, તેનું મૂલ્ય કોઈ પાર્થિવપદાર્થથી આંકી શકાય તેમ નથી. જિનમંદિર અને જિનમૂર્તિના આધારે અનંત આત્માઓ વીત-રાગતા તરફ ઢળ્યા છે અને પોતાના આત્માની શુદ્ધિ કરીને પરમાનંદની પ્રાપ્તિ કરવામાં સમર્થ બન્યા છે, એટલે તેની પાછળ ખર્ચાયેલો પૈસો પૂરેપૂરો લેખે લાગે છે કે પાણીમાં જાય છે? તેનો નિર્ણય તમે જાતે જ કરો. જો સુંદર કલામય મંદિરો બંધાવવાની ભાવનાનું અમારા તરફથી સતત પોષણ થયું ન હોત તો દેલવાડા, રાણકપુર; શત્રુંજય, ગોમટેશ્વર બાહુબલી આદિ ભારતની ભવ્ય કલાકૃતિઓ ક્યાંથી ખડી થઈ હોત? તેનો પણ વિચાર કરો.



# પ્રકરણ પંદરમું.

## ટુમકૂરનો પ્રતિષ્ઠા-મહોત્સવ

ચાતુર્માસ પૂર્ણ થતાં જ સૂરીશ્વરજીએ ટુમકૂરનો વિહાર ફરમાવ્યો, કારણ કે ત્યાં માગસર સુદિ ૬ ની પ્રતિષ્ઠા નિરધારી હતી અને તે નિમિત્તે કારતક વદિ ૧૪ થી મહોત્સવનો પ્રારંભ થતો હતો.

વિહાર વખતે સ્પેન્સરરોડ પરનો ૧૦ નંબરનો બંગલો માનવસમૂહથી ઉભરાઈ ગયો હતો. તેમાં વ્યક્તિઓનું વૈવિધ્ય નજરે પડતું હતું, પણ તે સર્વેનાં હાથ તથા મસ્તકો એક જ ક્રિયા કરી રહ્યાં હતાં. વામ તથા દક્ષિણ હસ્ત ઇક્ષુદંડની સરળતા છોડીને ઊંચે આવી રહ્યા હતા અને કમળકોશની આકૃતિ ધારણ કરી રહ્યા હતા. સામાન્ય રીતે અક્કડ રહેવા ટેવાયેલું મસ્તક નેતરનાં જેવું નમ્ર બનીને વારંવાર નીચું નમી રહ્યું હતું અને કરાંગુલીઓને સ્પર્શ કરી રહ્યું હતું. તાત્પર્ય કે સૂરીશ્વરજીએ ચાતુર્માસ દરમિયાન કરેલો મહાન્ ઉપકાર તેમને વારંવાર યાદ આવી રહ્યો હતો અને પુનઃ પુનઃ પ્રણામ કરવાની પ્રેરણા કરી રહ્યો હતો.

પાઠકોએ એ વાત ધ્યાનપૂર્વક અવલોકી હશે કે સૂરીશ્વરજી જ્યાં જ્યાં ગયા, ત્યાં ત્યાં વિશાળ દૃષ્ટિએ ધર્મોપદેશ આપ્યો છે, ભેદભાવ વિના સહુને ધર્મક્રિયામાં જોડ્યા છે, ખૂબ જ શાંતિ અને સહિષ્ણુતાથી તેમની સાથે વિચારોની આપલે કરી છે અને તેમનામાં જ્ઞાન તથા સુસંસ્કારોની વૃદ્ધિ થાય તે માટે પાઠશાળાઓ, પુસ્તકાલયો તથા ઉત્સવ-મહોત્સવની યોજનાઓ પણ કરી છે. ઉપરાંત તેમણે સાધર્મિક ભક્તિનો ઉપદેશ આપી અનેકનાં દુઃખોનું નિવારણ કરાવ્યું છે.

પ્રવેશ તથા ઉત્સવ મહોત્સવ પ્રસંગે તેમની જ પ્રેરણાથી સેંકડો ભિક્ષુકોને જમાડવામાં આવ્યા છે. જૈનાચાર્ય એટલે દયાની મૂર્તિ, કરુણાનો ભંડાર, સહૃદયતાનો સાગર એ વાત તેમણે પોતાનાં ચરિત્રથી ડગલે ને પગલે સિદ્ધ કરી બતાવી છે.

એક અમલદારે પૂછ્યું—સ્વામીજી ! આપ ઇશ્વરને માનો છો કે નહિ ?

સૂરીશ્વરજી—મહાનુભાવ ! આવો પ્રશ્ન કેમ પૂછવો પડ્યો ?

અમલદાર—અમે એમ સાંભળ્યું છે કે જૈનો ઇશ્વરને માનતા નથી.

સૂરીશ્વરજી—એ વાત બરાબર નથી. જૈનો ઈશ્વરને માને છે, એટલું જ નહિ પણ તેની વિવિધ રીતે ભક્તિ-ઉપાસના કરી શ્રેયસ્‌ની સાધના કરે છે. ભારતવર્ષમાં જિનેશ્વરના સંખ્યાબંધ તીર્થો છે તથા સહસ્રાવધિ મંદિરો છે, તે તો તમે જાણતા જ હશો.

અમલદાર—હાજી, તે હું જાણું છું, પણ મારો પ્રશ્ન તેના સ્વરૂપ પરત્વે છે.

સૂરીશ્વરજી—જૈનો ઈશ્વરને સાકાર અને નિરાકાર એ બંને સ્વરૂપે માને છે. તેમાં સાકાર ઈશ્વરને તેઓ અર્હત્-અરિહંત કહે છે અને નિરાકાર ઈશ્વરને તેઓ સિદ્ધ કહે છે. 'नमो अरिहंताणं' અને 'नमो सिद्धाणं' પદથી તેઓ ઇશ્વરનાં આ બંને સ્વરૂપોને વારંવાર વંદના કરે છે.

અમલદાર—नमो अरिहंताणं અને नमो सिद्धाणं એ બંને પદો બહુવચનમાં હોવાથી એમ સિદ્ધ થાય છે કે જૈનો એક નહિ પણ અનેક ઈશ્વરને માનનારા છે, તેનું કેમ ?

સૂરીશ્વરજી—તમારું એ અનુમાન સાચું છે. જૈનો એક નહિ પણ અનેક ઈશ્વરને માનનારા છે.

અમલદાર—તે કેમ બને ? શાસ્ત્રોમાં તો કહ્યું છે કે 'ઓ ઈશ્વર ! તું એક છે, સરજ્યો તેં સંસાર.'

સૂરીશ્વરજી—એ શાસ્ત્રોને જૈનો માન્ય રાખતા નથી, કારણ કે ઇશ્વરનું સ્વરૂપ એ પ્રકારે માનતા અનેક દોષો આવે છે. જો આ જગત્‌ની સર્વ ક્રિયાઓનું પ્રવર્તન અને સંચાલન ઇશ્વર દ્વારા થતું હોય તો તેમાં ચાલી રહેલી સર્વ પાપી પ્રવૃત્તિઓની જવાબદારી પણ તેના જ શિરે આવે. દાખલા તરીકે એક માણસ બીજા માણસનું ખૂન કરે તો તેનો જવાબદાર તે માણસ નહિ પણ ઈશ્વર જ ઠરે, કારણ કે જે કંઇ થયું છે, તે ઇશ્વરની આજ્ઞાથી થયું છે, અથવા એક માણસ બીજા માણસનો વિશ્વાસઘાત કરી તેને તદ્દન કફોડી હાલતમાં મૂકી દે તો તેનો જવાબદાર તે માણસ નહિ પણ ઈશ્વર જ ઠરે, કારણ કે તે કામ ઈશ્વરની આજ્ઞાને આધીન થયેલું છે. અથવા એક માણસ બીજા માણસની સ્ત્રી સાથે વ્યભિચાર કરે કે કોઇ સતી સ્ત્રીની લાજ લૂંટે કે કોઇ પણ પાશવી અત્યાચાર કરે, તો તેની જવાબદારી તે માણસની નહિ પણ ઇશ્વરની ઠરે, કારણ કે ઇશ્વરની આજ્ઞા-પ્રેરણા હોવાથી જ તેણે તે તે કાર્યો કરેલાં છે.





હવે આવીએ પ્રતિષ્ઠાની વાત ઉપર. તેના લાભો પણ લક્ષમાં લેવા જેવા છે. પ્રથમ તો મંદિરની વિધિસર પ્રતિષ્ઠા થવાથી તેનું માહાત્મ્ય જળવાઈ રહે છે અને ગામની આબાદી થાય છે. બીજું તે નિમિત્તે જે બોલીઓ બોલાય છે, તેથી દેવદ્રવ્યમાં વૃદ્ધિ થાય છે, એટલે તે અંગે ચિંતા કરવાની રહેતી નથી. ત્રીજું તે નિમિત્તે જે ઉત્સવ-મહોત્સવ થાય છે, તેમાં જુદા જુદા ગામના-પ્રદેશના ઘણા લોકો હાજર થતાં પરસ્પરની ઓળખાણ, તત્ત્વચર્ચા આદિનો લાભ મળે છે તથા ધાર્મિક વૃત્તિ સતેજ થાય છે. ચોથું તે નિમિત્તે મુનિરાજો વગેરેનાં વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાનો, સંગીતવિશારદોની સંગીતમય પૂજા તથા ભાવના, તેમજ ઉત્તમ કલાકારોની કલામય રચનાઓ સાંભળવા-જોવાનો લાભ મળે છે, તેનું મૂલ્ય શું આંકો છો ? આ રીતે પ્રતિષ્ઠાનિમિત્તે જે પૈસા ખર્ચાય છે, તેના કરતાં લાભ અનેકગણો થાય છે, એટલે તેના માટે થતી ટીકા નિરર્થક છે. સાથે એ પણ જણાવી દઉં કે જૈનો હોસ્પીટલ, શાળા વગેરે ખાતાઓમાં પોતાની શક્તિ પ્રમાણે ફાળો આપતા જ રહે છે, પરંતુ મંદિર-મૂર્તિને તેઓ આત્મશુદ્ધિનું સાધન માને છે અને આ ખાતાઓને દયા કે પરોપકારનું કાર્ય સમજે છે, એટલે તેમનો ઝોક મંદિર-મૂર્તિ પર વિશેષ રહે છે. હું આશા રાખું છું કે તમે મારાં કથનનું તાત્પર્ય બરાબર સમજ્યા હશો.

સૂરીશ્વરજીની આ સ્પષ્ટતાથી પેલા નાગરિકને ખૂબ જ સંતોષ થયો અને તે મંદિર તથા પ્રતિષ્ઠામહોત્સવની અંતરથી અનુમોદના કરવા લાગ્યો.

નલમંગળ

તા. ૧૨-૧૧-૫૪ ને રોજ ત્યાંથી વિહાર કરી નલમંગળ તરફ પધારતાં ૮ માઈલ ઉપર એક શાળામાં બે કલાકની સ્થિરતા થઈ હતી, તે વખતે ત્યાંના સબ ડીવીઝનલ ઑફિસર, નાગરિકો વગેરે લાંબા સમયથી ફૂલહાર, શ્રીફળ વગેરે લઈને પૂજ્યશ્રીનું સ્વાગત કરવા માટે ઊભા રહેલા જણાયા હતા. ખરેખર ! મનુષ્ય કરતાં તેનું નામ આગળ ચાલે છે અને જે પ્રદેશ અજાણ્યો કે અણખેડાયેલો લાગતો હોય ત્યાં પણ તે સરળતાથી પહોંચી જાય છે !

ત્યાંથી ૪ માઈલનો વિહાર કરી નલમંગળ પધારતાં એવું જ દૃશ્ય જોવામાં આવ્યું હતું. ત્યાંના મુખ્ય અમલદાર, સબ ઇન્સ્પેક્ટર વગેરે દોઢ કલાકથી પૂજ્યશ્રીનું સ્વાગત કરવા માટે ખડા પગે ઊભેલા હતા. પૂજ્યશ્રી પધારતાં નગરપાલિકાના પ્રમુખ, અમલદારો તથા નાગરિકોએ ભારે સત્કાર કર્યો હતો. નગરપાલિકા તરફથી એક સુંદર કમાન ઊભી કરવામાં આવી હતી. અત્યારે પૂજ્યશ્રી થાકેલા હતા, છતાં અમલદાર વગેરેના ઝીણવટ-ભર્યા પ્રશ્નોનું સચોટ રીતે સમાધાન કરતાં સહુ ભારે પ્રભાવિત થયા હતા.




સાથે હાજર રહ્યા હતા. સમયના અભાવે ટાઉન હૉલમાં માત્ર પાંચ મિનિટનું ટૂંકું પ્રવચન કરવામાં આવ્યું હતું, પરંતુ તેણે ગુલાબના ફૂલની માફક સર્વ શ્રોતાઓનાં મસ્તક જૈન ધર્મની સુવાસથી ભરી દીધાં હતાં.

બેગુર

ત્યાંથી તા. ૧૩-૧૧-૫૪ ને રોજ ૮ માઇલનો વિહાર કરી પૂજ્યશ્રી બેગુર પધાર્યા હતા. ત્યાં પણ જૈનોનું એકેય ઘર ન હતું. નાગરિકો વગેરેએ બેન્ડ વાજાથી સત્કાર કર્યો હતો. બપોરે સ્કૂલમાં મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ 'માનવધર્મ' ઉપર વ્યાખ્યાન આપતાં જનતા ઉપર ખૂબ જ પ્રભાવ પડ્યો હતો. દર્શન માટે લોકોની અવરજવર આખો દિવસ ચાલુ રહી હતી.

આ વિહારમાં બેંગલોરના આગેવાન શેઠ દેવીચંદ મિશ્રીમલજી તથા શેઠ લવજીભાઇ ગોરધનદાસ પુનઃ પુનઃ લાભ લેતા હતા તથા મ્હૈસૂર સરકાર તરફથી સ્વામીજીની પધરામણીના સમાચાર દરેક સ્થળે અપાઈ ગયેલા હોવાથી અમલદાર વર્ગ પણ સેવા માટે સમયસર ઉપસ્થિત થતો હતો. મદ્રાસવાળા શેઠ ગુલાબચંદ રૂપચંદ પણ ઠીક ઠીક લાભ લેતા હતા.

ધાઉસપેટ

તા. ૧૪-૧૧-૫૪ ને રોજ ૬ માઇલનો વિહાર કરીને ધાઉસપેટ પધારતાં તમામ પ્રજાએ તથા અમલદાર વર્ગે હાર્દિક સત્કાર કર્યો હતો. સ્વાગતાર્થે એક સુંદર કમાન ઊભી કરાઈ હતી. જૈનનું ઘર એક પણ ન હતું. દરેક સ્થળની જેમ અહીં પણ ઇતર વર્ગના લોકો ફૂલહાર, શ્રીફળ વગેરે લઇને દર્શનાર્થે આવતા હતા, પણ સૂચના થતાં તે દૂર મૂકીને દર્શન કરતા હતા.

બપોરે નલમંગલથી પૂજ્યશ્રીનાં દર્શનાર્થે નગરપાલિકાના પ્રમુખ, સબ ડીવીઝનલ ઑફિસર, અમલદારો તથા ધારાસભાના સભ્યો આવ્યા હતા. તેમણે લગભગ ત્રણ કલાક સુધી સૂક્ષ્મ અટપટા પ્રશ્નો પૂછ્યા હતા, જેના ઉત્તરો આચાર્યશ્રીએ ખૂબ મીઠાશથી આપ્યા હતા, તેથી આગંતુકો એમ કહેતાં સંભળાયા હતા કે-'અમારા બાવા, જોગી, સાધુ, સંત વગેરે ધર્મગુરુઓ વ્યસનોમાં આસક્ત બની અમને હેરાન-પરેશાન કરે છે, ત્યારે આપ આવો ઉચ્ચ કોટિનો ત્યાગ પાળી રહ્યા છો અને કોઇને કંઇપણ તકલીફ આપતા નથી, તે માટે સેંકડો ધન્યવાદ. આટઆટલા અટપટા પ્રશ્નો પૂછવા છતાં જરા ય ગરમ ન થતાં, કોઇનો પણ તિરસ્કાર ન કરતાં આપે જે મીઠાશથી અમને સમજાવવા પ્રયત્ન કર્યો છે, તેણે અમારાં મન પર કાયમી ઊંડી અસર કરી છે. ખરેખર! આપનો





અહીં વિચારવાનું એટલું જ છે કે જો ઇશ્વર માનવામાં આવે છે તેમ ખરેખર મહાન્, ન્યાયી, દયાળુ અને ભલો હોય તો તે આવાં તુચ્છ, અન્યાયી, નિર્દય અને બૂરાં કામો કેમ કરે ? જેમ હસવું અને લોટ ફાકવો એ બે કાર્યો એક સાથે બની શકતાં નથી, જેમ ઉત્તર અને દક્ષિણ એ બંને દિશામાં એક સાથે પ્રવાસ થઈ શકતો નથી, તેમ મહાન્ થવું અને તુચ્છ કામો કરવાં, ન્યાયી થવું અને અન્યાય કરવો, દયાળુ થવું ને હિંસા કરવી તથા ભલા થવું અને બૂરાઇનાં કામો કરવાં એ બે એકી સાથે બની શકતું નથી. તેથી જેઓ ઇશ્વરને સર્વ ક્રિયાઓનું પ્રવર્તન અને સંચાલન કરનારો માને છે, તેમણે તેને મહાન્, ન્યાયી, દયાળુ અને ભલો માનતાં અટકવું જોઇએ અથવા તેને મહાન્, ન્યાયી, દયાળુ અને ભલો માનીને સર્વ ક્રિયાઓનું પ્રવર્તન તથા સંચાલન કરનારો માનતાં અટકવું જોઇએ. આ બે વિકલ્પોમાંથી કયો વિકલ્પ પસંદ કરવા યોગ્ય છે, તે કોઇ પણ સુજ્ઞ સહેલાઇથી સમજી શકે તેમ છે. જો ઇશ્વરને મહાન્, ન્યાયી, દયાળુ અને ભલો માનવામાં ન આવે તો તેનું મહત્ત્વ કોઇ રીતે જળવાતું નથી, જ્યારે બીજા વિકલ્પ અનુસાર તેની ઇશ્વરતા ટકી રહે છે. આ સંયોગોમાં જગત્‌ની સર્વ ક્રિયાઓનું પ્રવર્તન તથા સંચાલન ઇશ્વર દ્વારા થતું નથી, એ વાત વ્યાજબી ઠરે છે. વાસ્તવિક હકીકત એ છે કે આ જગત્ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ, કાલ, પુદ્ગલ અને જીવ એ ષડ્દ્રવ્યોના સમૂહરૂપ છે અને તે દ્રવ્યો અનાદિ-અનંત હોવાથી જગત્ પણ અનાદિ-અનંત છે. બીજા શબ્દોમાં કહીએ તો તે સ્વયંસંચાલિત છે, એટલે તેને ચલાવવા માટે ‘ઇશ્વર’ નામની કોઇ શક્તિ કે સત્તા અપેક્ષિત નથી. ઇશ્વરને જગત્‌નો કર્તા-હર્તા માનવામાં બીજા પણ અનેક દોષો આવે છે, તે શાસ્ત્રોમાં ચાલેલી ચર્ચા વાંચવાથી જાણી શકાય તેમ છે.

જૈન ધર્મનું એવું સ્પષ્ટ મંતવ્ય છે કે આ જગત્‌માં જીવો અનંત છે. તેમાંથી જે જીવો અહિંસા, સંયમ, તપ આદિ ધર્મસાધનના યોગે આત્માની પરમ શુદ્ધિ કરે છે, તે અર્હત્ બની શકે છે અને છેવટે સકલ કર્મથી મુક્ત થઇ સિદ્ધ પણ બની શકે છે, એટલે ઇશ્વર એક નહિ પણ અનેક-અસંખ્ય સંભવે છે.

અહીં એક પણ જૈનનું ઘર ન હતું, પણ આખો દિવસ ઇતર જનતા દર્શનાર્થે આવ્યા કરી હતી. અહીંની નગરપાલિકાના પ્રમુખ, સ્કૂલ ઇન્સ્પેક્ટર વગેરેની ઇચ્છા-વિનંતિ એવી હતી કે પૂજ્યશ્રીને સરઘસાકારે ગામમાં ફેરવવા. તેમની એ વિનંતિનો સ્વીકાર કરવામાં આવ્યો હતો. સાંજના પૂજ્ય આચાર્યદેવાદિને સરઘસાકારે ગામમાં ફેરવવામાં આવ્યા હતા, ત્યારે તમામ અમલદાર વર્ગ, પોલીસપાર્ટી તથા બેન્ડ વગેરે






રસ્તામાં ઠેર ઠેર ઇતરવર્ગના લોકો ફૂલહાર, શ્રીફળ વગેરે મૂકી સ્વાગત કરતા હતા. દિગંબર સમાજ પણ ભક્તિભાવ પ્રદર્શિત કરતો હતો.

શહેરમાં નગરપાલિકા તરફથી એક મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. બજારમાં જૈન સંઘ તરફથી કમાનો, ધ્વજા-પતાકા અને તોરણોની શોભા થઈ હતી.

શ્રી જિનમંદિરનાં દર્શન કરી પૂજ્ય આચાર્યદેવાદિ શેઠ ચુનીલાલ બેંકરનાં નિવાસ-સ્થાને પધાર્યા હતા. તેઓશ્રીએ દેશના આપી ત્યાં સુધી એટલે લગભગ ત્રણ કલાક સુધી તમામ અધિકારી વર્ગ હાજર રહ્યો હતો. છેવટે સબ ડીવીઝનલ ઑફિસરે સ્વાગત-ભાષણ કરી પૂજ્યશ્રીનાં પધારવા બદલ ભારે ખુશી દર્શાવી હતી.

મહોત્સવનો કાર્યક્રમ

કારતક વદિ ૧૪ તા. ૨૪-૧૧-૫૪થી પ્રતિષ્ઠામહોત્સવનો પ્રારંભ થયો હતો. એક વિશાળ મનોહર મંડપમાં શ્રી ગિરનારજી, શ્રી સમેતશિખરજી અને શ્રી સિદ્ધિગિરિની સુંદર કલામય રચનાઓ કરવામાં આવી હતી, જે પ્રેક્ષકોને જૈન તીર્થોની પવિત્રતા, રમણીયતા અને લોકોત્તરતાનો ખ્યાલ આપતી હતી.

હમેશાં જુદી જુદી પૂજા ભણાવવામાં આવતી હતી. રાત્રિએ ભાવના બેસતી હતી. પૂજા-ભાવના માટે સંગીતકાર નટવરલાલ અને બેંગલોરની શ્રી લબ્ધિ-લક્ષ્મણસૂરીશ્વરજી જૈન સંગીતમંડળી આવવાથી ભારે રંગ જામ્યો હતો. કાનડી સંગીતકારોએ પણ સંગીત-ની રમઝટ જમાવી હતી. આ પ્રસંગે દશ દશ હજાર માણસની મેદની જામતી હતી અને તે કલાકો સુધી ચાલુ રહેતી હતી.

બે ફર્લાંગ સુધી કમાનો, ધ્વજાપતાકા, મંડપ અને વિદ્યુત્ લાઇટનાં તોરણો બાંધ-વામાં આવ્યાં હતાં. રંગબેરંગી સેંકડો બત્તીઓની આકર્ષક ગોઠવણથી જિનમંદિર એક દેવવિમાન સમ દીસતું હતું. નિયમિત ચોઘડિયાં વાગતાં હતાં.

જળયાત્રાના બે વરઘોડા ભારે દબદબાથી ચઢાવવામાં આવ્યા હતા. તેમાં ઇન્દ્રધ્વજ, મોટરો, ઘોડાઓ, હાથી, બેંગલોર જૈન-સેવાસંડળનું બેન્ડ, અન્ય વાદ્યો, પ્રભુજીની પાલખી વગેરે લોકોનાં ચિત્તનું આકર્ષણ કરતાં હતાં. હજારો ભાઇબહેનો વરઘોડાની શોભા નિહાળવા માટે એકત્ર થયાં હતાં અને તેઓ એની મુક્તકંઠે પ્રશંસા કરી રહ્યાં હતાં.

માગસર સુદિ ૬ નાં મંગળ પ્રભાતે 'ૐ પુણ્યાહં પુણ્યાહં' ના પુનિત મંત્રોચ્ચા-રણ અને બેન્ડના સુભગ સરોદો વચ્ચે શ્રી અજિતનાથ પ્રભુને બિરાજમાન કરવામાં આવ્યા હતા. પૂજ્યશ્રીએ સૂરિમંત્રમંત્રિત વાસક્ષેપ નાખતાં થોડી જ વારે મૂર્તિમાંથી




શ્રેષ્ઠ ત્યાગ, આપના આચારવિચાર, આપની કલ્યાણકારી વિદ્વત્તાભરી વાણી, આપની નાની મોટી તમામ વ્યક્તિઓ માટેની સમદષ્ટિ, આપની નિઃસ્પૃહતા આપની ખૂબ ખૂબ પ્રશંસા માગી લે છે. આપના જેવા મહાન્ સંતના દર્શન-પ્રવચન વગેરેનો અપૂર્વ યોગ મળ્યો, તેથી અમારો આત્મા ખૂબ પ્રસન્નતા અનુભવે છે, અમારું હૃદય અત્યંત ઉલ્લસિત થાય છે.'

આ પ્રવાસમાં 'આર્હત-ધર્મ-પ્રકાશ', 'અહિંસા ને માર્ગદર્શન' વગેરે પુસ્તકોનો છૂટથી પ્રચાર થઈ રહ્યો હતો, એટલે દરેક આગંતુકને તે પુસ્તકો આપવામાં આવ્યાં હતાં અને તેમણે ઘણા માનપૂર્વક તેનો સ્વીકાર કર્યો હતો.

### હીરહલ્લી

તા. ૧૫-૧૧-૫૪ને રોજ ૬ માઇલનો વિહાર કરી હીરહલ્લી પધારતાં સ્વાગતાદિ સર્વ કાર્યક્રમ આગળનાં સ્થળોની માફક જ થયો હતો. ટુમકૂરથી સર્કલ ઇન્સ્પેક્ટર, સબ ઇન્સ્પેક્ટર, સ્કૂલ ઇન્સ્પેક્ટર વગેરે દર્શનાર્થે આવ્યા હતા. પોલીસે દિનભર ખડે પગે સેવા બજાવી હતી. મ્હૈસૂર સરકારનો હુકમ હોવાથી દરેક સ્થળે પોલીસ આ રીતે સેવા બજાવતી હતી.

### કેસીંદ્રા

તા. ૧૬-૧૧-૫૪ને રોજ ૩ માઇલનો વિહાર કરી કેસીંદ્રા પધારતાં સુંદર સત્કાર થયો હતો. બપોરે ટુમકૂરની નગરપાલિકાના પ્રમુખ ખાસ દર્શનાર્થે આવ્યા હતા.

### ટુમકૂરમાં ભવ્ય સ્વાગત

તા. ૧૭-૧૧-૫૪ના રોજ કેસીંદ્રાથી ૫ માઇલનો વિહાર કરી સીધા ટુમકૂર પધારવાનું હતું, એટલે જૈન સંઘે ભારે ઉત્સાહથી સ્વાગતની તૈયારીઓ કરી હતી. તે ગામથી બે માઇલ દૂર આવેલા ટૉલ ગેટ આગળ નગરપાલિકાના પ્રમુખ, સબ ડીવીઝનલ ઑફિસર, ડીસ્ટ્રીકટ સુપરિન્ટેન્ડેન્ટ, તહેસીલદાર, ધારાસભાના સભ્યો, દિગમ્બર જૈન એસોસીએશનના પ્રમુખ, મર્ચન્ટ એસોસીએશનના પ્રમુખ, પોલીસ ઇન્સ્પેક્ટર, અડધો ડઝન જેટલા કોન્સ્ટેબલો, સંખ્યાબંધ પોલીસો અને બેન્ડ વગેરે સામગ્રીસહ સામે આવ્યો હતો અને પૂજ્યશ્રીનાં આગમનની પ્રતીક્ષા કરી રહ્યો હતો.

પૂજ્યશ્રી પધારતાં સમસ્ત નગર તરફથી નગરપાલિકાના પ્રમુખે ફૂલહાર, શ્રીફળ વગેરે આગળ ધરી ભાવભર્યું સ્વાગત કર્યું હતું. જનતાએ જયનાદો પોકારી પરમ હર્ષ પ્રકટ કર્યો હતો.

તા. ૩૦-૧૧-૫૪ નાં પુનઃ ટુમકુર પધારતાં નવા આવેલાં કમીશ્નર સાહેબ દર્શનાર્થે આવી ગુરુદેવનો વાસક્ષેપ લઈ રહ્યા છે.



ભારતીય સંસ્કૃતિવિષયક જાહેર પ્રવચન સાંભળ્યા પછી ભાષણનાં કન્નડ અનુવાદકર્તા શ્રી વરદાચાર્ય તથા ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ પૂ. ગુરુદેવ સાથે પ્રેમભર્યો વાર્તાલાપ કરે છે



તા. ૧૭–૧૧–૫૪ ની સવારે ટુમકુર નગરની પ્રતિષ્ઠાપ્રસંગે પધારતાં સમસ્ત નગર તરફથી તેઓશ્રીનું સ્વાગત કરવા ઉમટેલી જનતા–સબડીવીઝન ઓફીસર ફળફુલ ધરી સ્વાગત કરી રહ્યા છે.



તા ૧૮–૧૧–૫૪ : દર્શનાર્થે આવતાં ટુમકુરના ડેપ્યુટી કમીશ્નર સબહુમાન પૂ ગુરુદેવનો વાસક્ષેપ લઈ રહ્યા છે.






આ મનનીય શબ્દો એક શિક્ષકે કરેલા કાનડી અનુવાદદ્વારા વિદ્યાર્થીઓના કર્ણ-પટલ સુધી પહોંચ્યા હતા અને તેમની આંખ ઉઘાડનારા નિવડ્યા હતા.

છેલ્લે પ્રીન્સીપાલે જણાવ્યું હતું કે 'આજ આપણી શાળા આ મહામુનિથી પવિત્ર બની છે. તેઓશ્રીએ વિદ્યાર્થીઓને ઉદ્દેશી સરળ હિંદી ભાષામાં સુંદર સદ્બોધ આપ્યો છે, તે દરેક વિદ્યાર્થીએ વારંવાર મનન કરવા યોગ્ય છે, જૈન મુનિઓના આચાર-વિચાર બહુ કઠિન હોય છે. તેઓ પગપાળા મુસાફરી કરી નિઃસ્વાર્થ ભાવે જગતને ઉપદેશ આપે છે, તે માટે આપણે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

તા. ૨૭મીની બપોરે ગર્લ્સ હાઈસ્કૂલમાં સેંકડો વિદ્યાર્થીનીઓ સમક્ષ 'આદર્શ મહિલા' એ વિષય ઉપર મુનિશ્રીએ લગભગ દોઢ કલાક સુધી પ્રવચન કર્યું હતું અને પ્રાચીન કાલની મહાસતીઓના દાખલા આપી તેમના જીવનનો આદર્શ અપનાવવાની જોરદાર હિમાયત કરી હતી. પ્રારંભમાં શ્રી વરદાચાર્યે જૈનધર્મ અનાદિ કાળથી ચાલ્યો આવે છે વગેરે અનેક બાબતોની સમજણ આપી હતી અને પ્રવચનનો કાનડીમાં અનુ-વાદ કર્યો હતો. સ્કૂલના શિક્ષક અને શિક્ષિકાઓએ આભારવિધિ દર્શાવતાં ભાષણો કરી પૂજ્ય મહારાજશ્રીને ભાવભર્યા પ્રણામ કર્યા હતા.

તા. ૨-૧૨-૫૪ના રોજ આચાર્યશ્રીએ વકીલ એસોસીએશનમાં 'નીતિ અને ધર્મ' એ વિષય ઉપર અસરકારક પ્રવચન આપી ૬૦ જેટલા વકીલો, મુન્સફ, મેજીસ્ટ્રેટ અને નાગરિકોને સ્તબ્ધ કરી નાખ્યા હતા. એસોસીએશનના પ્રમુખે પોતાની વિનંતિ સ્વીકારીને અહીં પ્રવચન કરવા બદલ આચાર્યશ્રીનું ભવ્ય સ્વાગત કર્યું હતું તથા ફળફૂલના થાળ ભરી સન્મુખ મૂક્યા હતા. છેવટે ખૂબ આભાર માન્યો હતો.

આ પ્રવચનથી તેઓને ભાન થયું હતું કે જૈન સાધુઓ કેવળ કષ્ટ-ક્રિયા જ નથી કરતા પણ સર્વ શાસ્ત્રોનો ઊંડો અભ્યાસ કરી અગાધ વિદ્વત્તા પ્રાપ્ત કરે છે અને તેનું જગત્ કલ્યાણ માટે નિઃસ્વાર્થભાવે વિતરણ કરે છે.

### દર્શનાર્થે વિદ્યામંત્રી

તા. ૩૦-૧૧-૫૪ની બપોરે મ્હૈસૂર રાજ્યના વિદ્યામંત્રી એ. જી. રામચંદ્રરાવ પોતાના સ્ટાફ સાથે દર્શનાર્થે આવ્યા હતા. પૂજ્યશ્રીએ ૧૦ થી ૧૫ મિનિટ સુધી કેવી કેળવણીની જરૂર છે, તે વિષે તેમનું ધ્યાન દોર્યું હતું અને વિનય, મર્યાદા તથા શિસ્ત પર ખાસ ભાર મૂક્યો હતો. તેઓ પૂજ્યશ્રીના આ વિચારો સાંભળી છક થઈ ગયા હતા અને વિનંતિ કરી હતી 'જો આપના શિષ્ય આવું પુસ્તક લખી આપે તો હું

અમી ઝરવા લાગી હતી. આ ચમત્કારિક દૃશ્ય અનેક માણસોએ નજરે નિહાળ્યું હતું. દર્શન માટે જૈન-જૈનેતરોની ભારે ભીડ મચી હતી. ભાવિકોએ—

આનંદ આનંદ આનંદ આજ, ગાદી વિરાજે શ્રી જિનરાજ;
મૂલનાયક શ્રી અજિત જિણંદ, સેવે સુર નર નારીવૃંદ.

એ શબ્દોથી શરુ થતાં આ પ્રસંગ માટે ખાસ રચાયેલાં સ્તવનની ધૂન મચાવી હતી.

જાહેર વ્યાખ્યાનો

તા. ૨૪ની બપોરે અહીંની ટીચર્સ હાઇસ્કૂલમાં 'અધ્યાપકોનું કર્તવ્ય' એ વિષય ઉપર મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ ૩૦૦ શિક્ષકો સમક્ષ જાહેર વ્યાખ્યાન આપ્યું હતું અને તેમનાં માથે રહેલી ગંભીર જવાબદારીનો ખ્યાલ આપ્યો હતો. તે માટે સ્કૂલના પ્રીન્સીપાલે મુનિરાજશ્રીનો ખૂબ આભાર માન્યો હતો. હિંદીમાં અપાયેલાં આ વ્યાખ્યાનનો શ્રી વરદાચાર્યે કાનડીમાં અનુવાદ કર્યો હતો અને જૈન ધર્મ વિષે સહુને ખ્યાલ આપ્યો હતો.

તા. ૨૬મીની બપોરે વિદ્યાર્થી હાઇસ્કૂલમાં લગભગ ૧૦૦૦ વિદ્યાર્થીઓ સમક્ષ 'વિદ્યાર્થી જીવન' ઉપર તેમનું બીજું વ્યાખ્યાન થયું હતું. તેમાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે—

સુખાર્થી ત્યજતે વિદ્યાં, વિદ્યાર્થી ત્યજતે સુખમ્ ।
સુખાર્થિનઃ કુતો વિદ્યા ? વિદ્યાર્થિનઃ કુતઃ સુખમ્ ? "

'જે અંતરથી આરામરૂપી સુખનો આશક હોય તે વિદ્યાને છોડે છે અને જે અંતરથી વિદ્યાનો આશક હોય તે આરામરૂપી સુખને છોડે છે. આરામના અર્થીને વિદ્યા ક્યાંથી? અને વિદ્યાના અર્થીને આરામ ક્યાંથી? તાત્પર્ય કે જેને વિદ્યાભ્યાસ કરીને સુશિક્ષિત થવું છે, સંસ્કારી થવું છે, પંડિત કે પ્રાજ્ઞ થવું છે, તેણે આરામના વિચારને અંતઃકરણમાંથી ભૂંસી નાખવો જોઇએ.

વળી વિદ્યાર્થીઓએ દરેક પ્રકારે ગુરુ એટલે શિક્ષકનો વિનય કરવો જોઇએ, આહાર અને નિદ્રા પર કાબૂ રાખવો જોઇએ, એકાગ્રતાનું પ્રમાણ વધારવું જોઇએ, અભ્યાસ પર પૂરતું લક્ષ આપવું જોઇએ અને બ્રહ્મચર્યનું શુદ્ધ પાલન કરવું જોઇએ. તેમણે શૃંગારિક વાર્તાઓ કે નવલકથાઓને હળાહળ વિષ માની તેનાથી સર્વથા દૂર રહેવું જોઇએ અને મહાપુરુષો તથા મહાસતીઓનાં પવિત્ર ચરિત્રો વાંચીને તેમના જેવા થવાનો મનોરથ સેવવો જોઇએ.'



તા. ૬–૧૨–૫૪ ટુમકુર નગરની સમસ્ત જનતા તરફથી પૂ. આચાર્યદેવને સન્માન પત્ર અર્પણ કરવા એક વિરાટ સભા યોજનાં–ડીપ્ટી કમીશ્નર, સબડીવીઝન ઓફીસર, મ્યુ. પ્રેસીડેન્ટ, સીટી ફોજદાર, મેજીસ્ટ્રેટ વ. તમામ અધિકારીઓ ચિત્રમાં નજરે પડે છે.



મેયર શ્રી મલ્લિકાર્જુનૈયા ચિત્રમાં સન્માનપત્ર વાંચતા દેખાય છે.



તા ૩૦-૧૧-૫૪ ના રોજ ટુમકુરમાં પૂ મહારાજશ્રીના દર્શનાર્થે અવેલા
એ જી રામચંદ્રરાવ વિદ્યામંત્રી-મ્હૈસૂર અને અન્ય અધિકારીઓ સૌ
પૂ આચાર્યદેવનુ પ્રવચન સાંભળી રહ્યા છે



વિદ્યામંત્રી શ્રી એ. જી. રામચંદ્રરાવ વાસક્ષેપ લઈ રહ્યા છે.

તા. ૫-૧૨-૫૪ની સવારે અહીંની નગરપાલિકાના પ્રમુખની સહીથી સમસ્ત નાગરિકો તરફથી પૂજ્ય આચાર્યશ્રીને અભિનંદન આપવા માટે એક વિરાટ સભા યોજાઈ હતી. શહેરના અગ્રગણ્ય નાગરિકો, ડેપ્યુટી કમીશ્નર સાહેબ, સબડીવીઝનલ ઑફિસર, પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ, મેજીસ્ટ્રેટ, ધારાસભાના સભ્યો વગેરેની હાજરી ખાસ ધ્યાન ખેંચનારી હતી. પ્રારંભમાં મંગળ ગીતો ગવાયા બાદ સહુએ પૂજ્યશ્રીને ભાવભરી અંજલિઓ આપી હતી. મેયર સાહેબે નીચેનું અભિનંદનપત્ર વાંચી સંભળાવ્યું હતું:—

## तुमकूर के नागरिकों द्वारा
## दक्षिणदीपक आचार्य श्रीमद् विजयलक्ष्मणसूरिजी को समर्पित
# अभिनन्दन–पत्रिका

हे मुनिवर !

लोककल्याण के लिये बहुत दिन से पादचारी बन कर देशपर्यटन करते हुए श्री जैन श्वेताम्बर मंदिर की प्रतिष्ठापना–महोत्सव के सुसंदर्भ में इस नगर में पधारे हुए आप और आप के शिष्यवृन्द का हार्दिक स्वागत हम तुमकूर के नागरिक सहर्ष करते हैं।

प्रकृति सौन्दर्य के बीच में यह तुमकूर नगर अति प्राचीन नगर है। इस नगर की पूर्व दिशा में विराजमान पहाडों के बीच में स्थित श्रीसिद्धगंगाक्षेत्र केवल पुण्यक्षेत्र ही नहीं परन्तु प्राचीन नालन्दा विश्वविद्यालय सदृश गुरुकुल भी है। देवरायन दुर्ग में विराजमान श्री नारसिंह स्वामी की पूजा के लिये सारे दक्षिण भारत के भक्तजन आते हैं। इस नगर से केवल तीन मील दूर पर कैदाल ग्राम में श्री चन्नकेशन स्वामी का दिव्य क्षेत्र है जो प्राचीन शिल्पी ढकणाचारी की कला के लिये प्रसिद्ध है। यह उत्तम धार्मिक वातावरण लोगों को उत्तम संस्कारयुत बनाने में सहायक है।

श्री जैन श्वेताम्बर मन्दिर के प्रतिष्ठापना–महोत्सव के शुभ अवसर पर आपने पधार कर जो धर्मोपदेश की वाणी सुनायी, उसने सब के हृदय में धर्मश्रद्धा बढाई है। आप के प्रमुख शिष्य श्री कीर्तिविजयजी महाराजने स्थानीय प्रौढशालाएँ और अध्यापक शिक्षणशालाओं में जो व्याख्यान दिये, उनका प्रभाव अध्यापक तथा विद्यार्थीओं पर अपने अपने कर्तव्य समज कर अध्ययनशील बनने काफी पडा। आपने स्थानीय वकील संघ में नीति और धर्म पर जो प्रवचन दिया वह सब के हृदय में अमीट है। अपने इस नगर में




જરૂર શાળાઓમાં પાઠ્યપુસ્તક તરીકે દાખલ કરીશ.' ત્યારબાદ તેઓ એક મંદિરમાં ગયા હતા, ત્યાં મહંત પાસે પૂજ્યશ્રીની અસાધારણ પ્રજ્ઞાનાં ભારોભાર વખાણ કર્યાં હતાં.

### અધિકારીઓ તથા કાર્યકર્તાઓને અભિનંદન

અહીંના ડેપ્યુટી કમીશ્નર, મેયર સાહેબ, સબ ડીવીઝનલ ઑફિસર અને અન્ય કાર્યકર્તાઓએ ઉત્સવને સફળ બનાવવા માટે સુંદર સેવાઓ આપી હતી. તેમને તા. ૨-૧૨-૫૪ના રોજ શેઠ દેવીચંદ મિશ્રીમલજીનાં પ્રમુખપદે એક સભા યોજી પુષ્પહારથી અભિનંદવામાં આવ્યા હતા. આ પ્રસંગે પૂનાના બેરિસ્ટર શ્રી દેવીચંદજીએ બોલતાં જણાવ્યું હતું કે 'અહીંની જૈનેતર જનતાનો ઉત્સાહ જોઈ મને ઘણો જ આનંદ થાય છે. ખરેખર! પૂજ્ય આચાર્ય મહારાજે આ પ્રદેશમાં જૈન ધર્મ અને જૈન શાસનની અપૂર્વ પ્રભાવના કરી છે.' શ્રી વરદાચાર્ય કે જેઓ પ્રૌઢ શિક્ષણ સમિતિના મંત્રી છે, તેમણે જણાવ્યું હતું કે 'ટૂમકૂર વસ્યા પછી કોઈ પણ કોમનો આવો ભવ્ય ઉત્સવ આ પહેલી વાર જ ઉજવાય છે. પૂજ્ય સ્વામીજીનો એ પ્રભાવ છે કે આજે શહેરની તમામ જનતા ભેદભાવ ભૂલીને તેમની વાણી શ્રવણ કરવા માટે દોડી આવે છે. સ્વામીજીની પ્રતિભા, તેમનામાં રહેલી સમદૃષ્ટિ, તેમની વિદ્વત્તા વગેરે નિહાળતાં તેમનાં ચરણોમાં ઝૂકવાનું મન થઈ જાય છે.'

શ્રી વરદાચાર્યજી હમેશા હિંદીમાં થતાં વ્યાખ્યાનોનો કાનડી ભાષામાં અનુવાદ કરી ઘણી જ સરસ રીતે સમજાવતા હતા. પ્રતિદિન વ્યાખ્યાનમાં ઘણી મોટી માનવ-મેદની જમા થતી હતી.

### પ્રેસ કૉન્ફરન્સ

તા. ૨૫ મીએ અત્રે પ્રેસ કૉન્ફરન્સ ભરાઈ હતી. તેમાં જૈન ધર્મ, જૈન સાધુ, મંદિર, પ્રતિષ્ઠા વગેરે વિષયો ઉપર પ્રશ્નો પૂછાયા હતા. પૂજ્યશ્રીએ તે દરેક પ્રશ્નના યુક્તિપૂર્વક સચોટ ઉત્તર આપ્યા હતા, તેથી સર્વને ભારે આનંદ થયો હતો.

### આચાર્યશ્રીને અભિનંદન

ટૂમકૂરની ચાલીશ હજારની જનસંખ્યામાંથી ભાગ્યેજ કોઈ દર્શન કર્યા વગર રહ્યું હશે. બીજી બાજુ ગામડાઓમાંથી પણ ઉત્સવ નિહાળવા અને પૂજ્યશ્રીનાં દર્શન કરવા માટે જનતા ઉમટી હતી. કાનડી ભાષામાં લખાયેલા જૈન ધર્મનાં પુસ્તકોનો સારી રીતે પ્રચાર થઇ રહ્યો હતો.

સબડીવીઝનલ ઑફિસર શ્રી ડી. એસ. રાઘવેન્દ્રચારે આવું સુંદર પ્રવચન આપવા બદલ સહુની વતી આભાર માન્યો હતો અને વારંવાર અભિનંદન આપ્યા હતા.

મહોત્સવની ભવ્યતા

આ પ્રસંગે કર્ણાટક-મહારાષ્ટ્રનાં ગામોમાંથી ૨૦૦૦ જેટલા મહેમાનો પધાર્યા હતા, તેમની ભક્તિ શ્રીસંઘે ઉત્તમ પ્રકારે કરી હતી.

વિધિવિધાન માટે છાણીવાળા શાહ ચંદુલાલ મગનલાલ, કાંતિલાલ સૌભાગ્યચંદ વગેરે આવ્યા હતા.

શ્રી અજિત-લબ્ધિ-જૈન સેવામંડળ ખડે પગે સેવા બજાવતું હતું.

શા. જુહારમલજી નેમાજી તખતગઢવાળા તરફથી કુંભસ્થાપના થઈ હતી. શા. દેવીચંદ ગુમનાજી ચાંદરાઈવાળા તરફથી નવગ્રહપૂજન થયું હતું. શા. ચુનીલાલ કેસરીમલજીએ મૂળનાયક શ્રી અજિતનાથ ભગવાનને ગાદીનશીન કર્યા હતા. શા. હંસરાજ લાખાજી માંડાણીવાળાએ ધ્વજા ચઢાવી હતી. શા. કેસરીમલજી જગરૂપજી સુંઢાવાળાએ શ્રી શાંતિનાથ ભગવાનને પધરાવ્યા હતા. શ્રી વી. અમીચંદજી બેંગલોરવાળાએ શ્રી કુંથુનાથ ભગવાનને બિરાજમાન કર્યા હતા. શા. દેવીચંદ ગુમનાજી ચાંદરાઈવાળાએ કળશ લીધો હતો. શા. ફુલચંદ ચેરાજી ગુડાબાલોતરાવાળાએ તોરણ બાંધ્યું હતું અને શા. મૂળચંદ રૂઘનાથજી તખતગઢવાળાએ અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવ્યું હતું.

સુદિ ૩ ના રોજ શા. સોનરાજ ચુનીલાલ પાલીવાળા તરફથી, સુદિ ૪ ના રોજ શા. ચુનીલાલજી કેસરીમલજી સીરોઈવાળા તરફથી, સુદિ ૫ ના રોજ શા. હંસરાજ લાખાજી માંડાણીવાળા તરફથી અને સુદિ ૬ ના રોજ શા. ફુલચંદ ચેટાજી ગુડાબાલોતરાવાળા તરફથી નવકારસીઓ થઈ હતી, તેમજ સ્વામીવાત્સલ્યો નીચે મુજબ થયાં હતાં:-કારતક વદિ ૧૪ના શા. ખુમચંદ જેરૂપજી ગુડાબાલોતરાવાળા તરફથી. કારતક વદિ ૦)) શા. તિલોકચંદ ચેરાજી અગવરીવાળા તરફથી. માગશર સુદિ ૧ શા. જુહારમલ નેમાજી તખતગઢવાળા તરફથી. માગશર સુદિ ૨ શા દેવીચંદ ગુમનાજી ચાંદરાઈવાળા તરફથી. માહ સુદિ ૭ શા. ચુનીલાલ વજીંગજી સીરોઈવાળા તરફથી. માહ સુદિ ૮ શા. ગુણેશમલ દીપચંદ બેંગલોરવાળા તરફથી.

પ્રતિષ્ઠાના મંગળ દિવસે કલેક્ટર સાહેબે તમામ કતલખાનાં બંધ રખાવ્યાં હતાં અને અહીંના મીલમાલિકની દેખરેખ નીચે ૨૫૦૦ ભિક્ષુકોને મિષ્ટાન્ન વગેરે ભોજન આપવામાં આવ્યું હતું.




एक नये जीवन की सुवर्णमय ( आभा ) झलक दिखाई है । मैसूर रियासत में हमारे श्रीमान् महाराजा साहब, मान्य सचिवगण, अनेक गण्य व्यक्ति तथा सारी जनता बिना भेदभाव के आप के उपदेशों का पूर्ण लाभ पा कर अपने को कृतार्थ समझ रहे हैं ।

हे पूज्यपाद जैनाचार्य !

हम जानते हैं कि जैन शासन में अति मुख्य धर्म अहिंसा का प्रचार ही लोक-कल्याण का उत्तम मार्ग है । जिस अहिंसा मार्ग का उपदेश महात्मा गांधीजीने भी दिया, वही विश्वशान्ति के लिये राजमार्ग है । इस पर हमारा पूरा विश्वास है । हम भी इस मार्ग में चल कर उत्तम संस्कारयुत बननें प्रयत्नशील होंगे ।

हे दीनबन्धु !

स्थानीय जैन श्वेताम्बर संघने जो सुअवसर यहाँ के नागरिको को प्राप्त कराया इस के लिये हम बडे कृतज्ञ है । लोककल्याण का मार्ग बतलानेवाले, आप और आप के शिष्यवृन्द के चरणों में भक्तिपूर्वक प्रणाम समर्पित करते है ।

हम अनन्य भक्ति से प्रार्थना करता हूँ कि दयामय परमात्मा आप को और आप के शिष्यवृन्द को पारमार्थिक आनन्दमय दीर्घायु प्रदान करें तथा लोककल्याण का कार्य प्रवर्ध होकर जगत में शान्ति की स्थापना हो ।

भवदीय

तुमकूर — तुमकूर के नागरिक नगर–अध्यक्षश्री

५–१२–१९५४ — डॉ. मल्लिकार्जुनप्पा

એક વિશેષ પ્રવચન

અહીંના ડેપ્યુટી કમીશનરની ખાસ વિનંતિ થતાં તા. ૬–૧૨–૫૪ ની સવારે આચાર્યશ્રીએ 'ભારતીય સંસ્કૃતિ' ઉપર એક વિશેષ પ્રવચન આપ્યું હતું. તે વખતે અધિકારીઓ, વિદ્વાનો તથા નાગરિકો મોટી સંખ્યામાં ઉપસ્થિત થયા હતા. આરંભમાં આચાર્યશ્રીએ મંગલાચરણ કર્યા બાદ બાળાઓએ ગીત ગાયાં હતા, ડેપ્યુટી કમીશનર શ્રી એલ. મુનિસ્વામીએ ઉપસ્થિત શ્રોતાગણનું સ્વાગત કર્યું હતું, સરકારી હાઇસ્કૂલના હેડમાસ્તર શ્રી કે. ટી. રામસ્વામી આયંગરે મહાભારતમાંથી કેટલાક શ્લોકો ગાયા હતા અને શ્રી વરદાચાર્યે ગીતાના શ્લોકોનું ઉચ્ચારણ કર્યું હતું. બાદ આચાર્યશ્રીએ ભારતીય સંસ્કૃતિ પર એક સરખી વાગ્ધારા વહાવી સહુને આશ્ચર્યમુગ્ધ કરી દીધા હતા. બાદ



બેંગલોરથી દીક્ષાર્થી શાંતાબ્હેન પોતાના વતન ભુજપુરમાં દીક્ષા લેવા જતાં બેંગલોર અને ટુમકુરમાં જૈનસંઘે અભિનંદનપત્રો અર્પણ કર્યા તે પ્રસંગની તસ્વીર



સીમોગા[ મ્હૈસુર ]નું ભવ્ય જિનમંદિર, જેની પ્રતિષ્ઠા પૂ. ગુરુદેવે કરાવી છે.



બેલગામની મ્યુનિસિપાલીટી તરફથી પૂ. આચાર્યદેવને સન્માનપત્ર આપવામાં આવ્યું હતુ. તસ્વીરમાં મ્યુ. પ્રેસીડેન્ટ શ્રી ખન્નુકર સન્માનપત્ર વાંચી રહેલા દેખાય છે.



ટુમકુરમાં નવીન જિનમંદિર–પ્રતિષ્ઠા મહોત્સવના પ્રસંગે
વીજળીની રોશનીથી ઝગમગી રહ્યું છે.



ટુમકુરના બજારના વિશાળ ચોકમાં પૂ. આચાર્યશ્રીના હમેશા જાહેર પ્રવચનો થતાં હતાં
ઉમટેલી સ્ત્રી–સમુદાયનો એક ભાગ ચિત્રમાં દેખાઈ રહ્યો છે.



# પ્રકરણ સોળમું

## જીવદયા અને બીજી પ્રવૃત્તિઓ.

પૂજ્યશ્રી ટુમકૂરથી બેંગલોર સીટી પધાર્યા પછી તરતમાં જ ચીકપેટ જૈન ઉપાશ્રયમાં અમને તેઓશ્રીનાં દર્શન-સમાગમનો લાભ મળ્યો હતો. તે સંબંધમાં તા. ૨૨-૧૨-૫૫ ના 'જૈન' પત્રમાં જે હેવાલ પ્રકટ થયેલો, તે જ અહીં જરૂરી સંસ્કરણ અને નોંધો સાથે રજૂ કરીએ છીએ.

ગ્રંથલેખકની કર્ણાટક-યાત્રા

'તાજેતરમાં શ્રી જૈન સાહિત્ય વિકાસ મંડળ-મુંબઇના વિદ્વાન્ મંત્રી શતાવધાની શ્રી ધીરજલાલ ટોકરશી શાહ આ ( કર્ણાટક ) પ્રદેશના પ્રવાસાર્થે નીકળ્યા છે. તેઓ '**શ્રી નમસ્કારકલ્પતરુ**' નામના વિશાળકાય ગ્રંથની રચનામાં ઉપયોગી થઇ પડે તે માટે તેને લગતી વિપુલ સામગ્રી એકઠી કરી રહ્યા છે.× પૂજ્ય આચાર્યદેવને તેમની સાથે વાર્તાલાપ થતાં ઘણો સંતોષ થયો હતો.

---

× શ્રી નમસ્કારમહામંત્ર અંગે જૈન ભંડારોમાં વિપુલ સામગ્રી પડેલી છે. તે એકત્ર કરવાના ઉદ્દેશથી અમે પ્રથમ પ્રવાસ માળવાનો ખેડ્યો હતો અને તેના કેટલાક ભંડારોનું નિરીક્ષણ કર્યું હતું. તેમાં ઇંદોરથી શ્રી જયસિંહસૂરિના સંગ્રહમાંથી વર્ધમાનચક્ર વગેરે અંગે ઉપયોગી માહિતી મળી હતી. ત્યારપછી બીજો પ્રવાસ કર્ણાટકના દિગંબર જૈન ભંડારો જોવા માટે ખેડ્યો હતો કે જેની ટૂંક નોંધ અહીં પ્રકટ કરવામાં આવી છે. આ પ્રવાસ પછી કલકત્તા, આરા, કાશી તથા આગ્રાના જૈન ભંડારો પણ અમે જોયા હતા અને તેમાંથી અતિ ઉપયોગી માહિતી એકત્ર કરી હતી. ઉપરાંત ગુજરાત, મારવાડ અને પૂના ઓરિએન્ટલ ઇન્સ્ટીટ્યુટમાંથી પણ કેટલીક સામગ્રી પ્રાપ્ત કરી હતી. તેના આધારે 'નમસ્કાર સ્તોત્રસંગ્રહ' અને 'શ્રી નમસ્કારકલ્પતરુ' નામના બે ગ્રંથો તૈયાર કરવા માંડ્યા હતા, તેમાંનો પહેલો ગ્રંથ લગભગ પૂરો થવા આવ્યો હતો અને બીજો લગભગ અર્ધે પહોંચ્યો હતો. તે વખતે સંસ્થાના સંચાલકોનું માનસ અનુકૂળ નહિ લાગતાં અમો તા. ૪-૧૧-૫૫ ને રોજ રાજીનામું આપી છૂટા થયા હતા અને એ કાર્ય પૂરું થઇ શક્યું ન હતું. હવે નવા કાર્યવાહકો પાસેથી તે કામ કેવા સ્વરૂપે અને ક્યારે બહાર પડે છે, તે જોવાનું રહે છે.






બેંગલોરના શ્રીસંઘે આ મહોત્સવ અંગે રૂા. ૧૦૦૦નો ચાંદલો કર્યો હતો.

આ પ્રસંગે પૂજ્ય આચાર્યશ્રીને શીમોગા, ચિત્તલદુર્ગ વગેરે ગામની પ્રતિષ્ઠા તેમજ મહોત્સવો માટે વિનંતિઓ થઈ હતી. બેંગલોર કેન્ટોન્મેન્ટની પ્રતિષ્ઠા માટેની વિનંતિ ચાલુ જ હતી. બેંગલોર સીટીનો સંઘ જલ્દી પધારવા આગ્રહભરી વિનંતિ કરી રહ્યો હતો.

અહીંના સંઘે ટૂંકી વસ્તી હોવા છતાં તનતોડ સેવા બજાવી ઉત્સવને દીપાવ્યો હતો. દેવદ્રવ્ય વગેરેની ઉપજ ૩૦ થી ૪૦ હજારની થઇ હતી.

## દીક્ષાર્થી શાંતા બહેનને અભિનંદન

બેંગલોરથી પ્રયાણ કરી દીક્ષા લેવા માટે પોતાના દેશ કચ્છ તરફ જતાં મુમુક્ષુ શાંતા બહેન પૂજ્યશ્રીના દર્શનાર્થે અહીં આવ્યા હતા. તેમને અભિનંદનપત્ર સમર્પણ કરવા માટે ટુમકૂરના શ્રીસંઘે એક સભાની યોજના કરતાં જૈન જૈનેતરોની વિશાળ સંખ્યા ઉપસ્થિત થઇ હતી. તેમાં શાંતા બહેનનો પરિચય આપતાં જણાવ્યું હતું કે 'તેઓ કચ્છ-ભુજપુરના સ્વ. શાહ ગાંગજીભાઈ અને માતા કુંવરબાઇના સુપુત્રી છે અને વીશ વર્ષની ભર યુવાવસ્થામાં સુખસાહ્યબીને તિલાંજલિ આપી સાધ્વીજીશ્રી ચન્દ્રરેખાશ્રીજી પાસે માઘ શુકલા દશમીને રોજ ભાગવતી દીક્ષા અંગીકાર કરવાના છે. તેમણે પ્રકરણો, સંસ્કૃત વગેરેનો સારો અભ્યાસ કરેલો છે તથા પૂજ્યશ્રીની નિશ્રામાં ઉપધાનતપની આરાધના પણ કરેલી છે. તેઓ તપ-જપ-ક્રિયાકાંડમાં હમેશા તત્પર રહી નિષ્કલંક પવિત્ર જીવન ગાળી રહ્યા છે.' આ રીતે માસ્તર કુંવરજી તેમજ બીજા વક્તાઓએ પણ તેમની પ્રશંસા કરી હતી. છેવટે બેંગલોરવાળા શા. નથમલજીએ ફૂલહાર પહેરાવ્યા હતા.

## ભવ્ય વિદાયમાન

આ રીતે ભવ્ય પ્રતિષ્ઠામહોત્સવ ઉજવીને, તા. ૧૦-૨૨-૫૪ ના રોજ આચાર્યશ્રીએ વિહાર માટે ભેટ બાંધી, ત્યારે શ્રી સંઘે તેમજ ટુમકૂરના નાગરિકોએ ભવ્ય વિદાયમાન આપ્યું હતું.



ત્યાંથી તેઓ તીર્થહલ્લી થઇ હુમચ–હોમ્બુજા ગયા હતા કે જ્યાં શ્રી પદ્માવતીદેવીની પ્રાચીન ચમત્કારિક પીઠ આવેલી છે. ત્યાંના ભટ્ટારક શ્રી દેવેન્દ્રકીર્તિ સાથે મુલાકાત થતાં ઠીક ઠીક જાણવા મળ્યું હતું. વિદ્યાનુવાદની પ્રાચીન પ્રતિ તથા બીજા હસ્તલિખિત કન્નડ ગ્રંથો જોવા મળ્યા હતા, જે ત્યાંના એક કન્નડ–સંસ્કૃત જાણનાર વિદ્વાનની સહાયથી નોંધી લેવામાં આવ્યા હતા.

ત્યાંથી તેઓ પહાડી પ્રવાસ ખેડતાં આગુમ્બેની ઘાટી ઉતરીને વરાંગક્ષેત્રે પહોંચ્યા હતા કે જ્યાં શ્રી નમિનાથજીનું ભવ્યમંદિર, જૈન મઠ તથા જલમંદિર આવેલાં છે. પાસે જ રમણીય પહાડ છે તથા આસપાસ નાળિયેરી, સોપારી વગેરેથી ભરપૂર સુંદર વનરાજી છે, એટલે સ્થાન અત્યંત સોહામણું લાગે છે. આ સ્થળનો વહીવટ હોમ્બુજા મઠવાળા શ્રી દેવેન્દ્રકીર્તિ કરે છે.

ત્યાંથી તેઓ કારકલ ગયા હતા કે જ્યાં ૧૦ થી ૧૨ દિગંબર જૈન મંદિરો છે અને માત્ર શ્રવણ બેલગોલથી જ ઉતરતી ૪૨ ફીટ ઊંચી શ્રી ગોમટેશ્વરની મૂર્તિ છે કે જેની સ્થાપના સં. ૧૪૮૮માં કારકલનરેશ વીર પાંડ્યદ્વારા થયેલી છે. સામેના પહાડ પર ચતુર્મુખબસ્તી છે, તે પણ જોવા લાયક છે. ત્યાં લલિતકીર્તિ ભટ્ટારક તથા શાંતિરાજ શાસ્ત્રીને મળ્યા હતા અને નમસ્કાર મંત્ર સંબંધી પ્રાચીન કન્નડ સ્તુતિ–સ્તવન–પદ્ય વિષે ચર્ચા કરતાં કેટલુંક સાહિત્ય પ્રાપ્ત થયું હતું.

ત્યાંથી તેઓ મૂડબિદ્રી ગયા હતા કે જ્યાં ૧૮–૨૦ દિગંબર જૈન મંદિરો છે અને વિવિધ જાતિના રત્નોની પ્રતિમાઓ છે. ખાસ સૂચના આપવાથી બીજા દિવસે ૩૦

---

વિશાલ મંદિરો પણ છે, પરંતુ તીર્થની લોકપ્રિયતા જ્વાલામાલિની દેવીનાં કારણે જ છે. આઠમી શતાબ્દિમાં આ મઠની સ્થાપના આચાર્ય સમંતભદ્રદેવે કરી હતી, પરંતુ એ આચાર્ય રત્નકરંડ શ્રાવકાચારના કર્તા સમંતભદ્રથી જુદા હતા. જ્વાલામાલિની દેવીની પૂજાનું કારણ એ બતાવવામાં આવે છે કે તેની મદદથી સમંતભદ્રજીએ રાજા શિવકોટિના સાંકળોથી જકડેલા શિવલિંગમાંથી ચન્દ્રપ્રભુની મૂર્તિ પ્રકટ કરી હતી અને ત્યારથી તેમણે એ દેવીની સ્થાપના અહીં કરી હતી. ત્રણ તામ્રપત્રો પર આ મઠનો ઇતિહાસ લખાયેલો છે, તેમાં એક પર લખ્યું છે કે 'शुक्लनाम संवत्सर चैत्र शुक्लद्वितीया गुरुवार, એમના બે શિષ્યો બીજા થયા. લક્ષ્મીસેન(જે પેનગુન્ડથી આવ્યા હતા)ની પછી બધા ભટ્ટારક લક્ષ્મીસેન નામથી જ ઓળખાતા રહ્યા છે. વર્તમાન ભટ્ટારક ૬ વર્ષ પહેલાં (એટલે ૨૦૦૩ની સાલમાં) ગાદી પર બેઠા છે, તેમનું સંસારી નામ શ્રીમાલ વર્ણી હતું.

મઠ શહેરથી બે માઇલ દૂર છે........વરસાદમાં અહીંની ઋતુ અનુકૂળ રહેતી નથી. મચ્છરનો ત્રાસ ઘણો વધી જાય છે પ્રતિ ચૈત્રવર્ષ સુદિ ૧ ને રોજ પંચામૃતાભિષેક મહોત્સવ ઘણી ધામધૂમથી થાય છે, ત્યારે હજારો જૈન–જૈનેતર એકત્ર થાય છે.

મુંબઈથી નીકળી તા. ૧૬-૧૨-૫૪ ના રોજ તેઓ બેંગલોર આવ્યા હતા અને અહીં બિરાજતા પૂજ્ય આચાર્યદેવનાં દર્શન કરી તેઓશ્રી સાથે મંત્ર, તંત્ર અને શ્રી નમસ્કાર મહામંત્ર અંગે લાંબા સમય સુધી વાર્તાલાપ કર્યો હતો. બીજી પણ અનેક બાબતો પર વિચારણા ચાલી હતી. આ પ્રદેશના વ્યવસ્થિત પ્રચારકાર્યથી તેઓ ખૂબ પ્રસન્ન થયા હતા. તેમણે અહીંના જાણીતા જૈન જ્યોતિષી શ્રી શશિકાંતભાઈની મુલાકાત લીધી હતી અને તેમની પાસેથી કેટલાક યંત્રો મેળવ્યા હતા. તેમજ કે. પી. શાસ્ત્રી, જીવરાજ શાસ્ત્રી અને 'ભૂવલય' ગ્રંથ અંગે શ્રી એલપ્પા શાસ્ત્રી સાથે પણ મહત્ત્વનો વાર્તાલાપ કર્યો હતો.*

અહીંથી તેઓ તરીકેરી થઈ નરસિંહરાજપુર ગયા હતા કે જ્યાં શ્રી જ્વાલામાલિની દેવીની એક હજાર વર્ષ પુરાણી પીઠ તથા શ્રી ચંદ્રપ્રભસ્વામી આદિ તીર્થંકરોનાં મંદિરો આવેલાં છે. ઇચ્છિત વર માટે તથા સૌભાગ્યની રક્ષા માટે આ દેવીની માન્યતા દક્ષિણમાં ખૂબ જ ચાલે છે. ત્યાંના ભટ્ટારક શ્રી લક્ષ્મીકીર્તિ સાથે સંપર્ક સાધી કેટલીક અગત્યની માહિતી મેળવી હતી તથા ત્યાંના ઇંદ્રિ પાસેથી જ્વાલામાલિની દેવીના મંત્ર-યંત્ર સંબંધી કેટલોક પ્રકાશ મેળવ્યો હતો.+

ત્યાંથી તેઓ શૃંગેરી મઠ ગયા હતા કે જ્યાં આદ્ય શંકરાચાર્યની ગાદી આવેલી છે. તેઓ મ્હૈસૂર મહારાજાના ગુરુ ગણાય છે. હાલ ૩૫ મી ગાદીના માલિક શ્રી અભિનવ વિદ્યાતીર્થજી છે, તેમની સાથે મુલાકાત થતાં એક કલાક સુધી જૈન ધર્મ, જૈન સાહિત્ય, શ્રી ચક્ર, મંત્રોપાસના વગેરે વિષયો પર પ્રેમભરી ચર્ચા થઈ હતી. પ્રાચીન કાળમાં આ એક જૈન તીર્થ હતું, તેનાં અનેક સંસ્મરણો નિહાળવા મળ્યાં હતાં.

---

* આ ગ્રંથ અંગે શાસ્ત્રીજી તરફથી જબ્બર પ્રચાર થઇ રહ્યો છે અને તેને દુનિયાની આઠમી અજાયબી તરીકે ઓળખાવવાની હિમ્મત કરવામા આવી છે. પણ તેઓ અંક પરથી અક્ષરોનું જે સંકલન કરી રહ્યા છે, તેને જ્યાંસુધી વિદ્વાનો તરફથી પ્રામાણિકતાની મુદ્રા મળે નહિ, ત્યાં સુધી બધું વિચારણીય છે. તેનો પ્રથમ ભાગ તેમણે કન્નડ ભાષાના નવા અક્ષરોમાં મુદ્રિત કરાવ્યો છે. તેમાથી નમસ્કાર મહામંત્રને લગતાં કહેવાતા ઉલ્લેખનું હિંદી ભાષાંતર કરવા માટે અમે તેમની સલાહ-સૂચના મુજબ એક શાસ્ત્રીજી તથા તેમને કામ સોપ્યુ હતું, પણ તેમાથી હજી સુધી કંઇ પ્રાપ્ત થયું નથી.

+ દક્ષિણ ભારત કે અન્ય જૈન તીર્થના લેખક નરસિંહરાજપુરના મઠ વિષે લખતાં જણાવે છે કે 'દક્ષિણ દેશના સર્વ મઠોમા આ સર્વથી વધારે લોકપ્રિય મઠ છે. ભાગ્યેજ એવું કોઇ નગર હશે કે જ્યા એનો ભક્ત ન હોય. એની લોકપ્રિયતાનું કારણ અહીની જ્વાલામાલિની દેવીનું મંદિર છે. સગપણ-વિવાહ કરતા પહેલા આ દેવીની સલાહ લેવામા આવે છે કે જેને તે ફૂલદ્વારા વ્યક્ત કરે છે. (ફૂલ નીચુ પડે તો સંમતિ સમજવી.) એમ તો અહી ભગવાન શાંતિનાથ, ચંદ્રપ્રભુ અને બ્રહ્મદેવના

અહીં એટલી સ્પષ્ટતા કરવી ઉચિત ગણાશે કે આ પ્રવાસમાં અમો જ્યાં જ્યાં ગયા, ત્યાં ત્યાં ભટ્ટારકોએ, વિદ્વાનોએ તથા શૃંગેરી મઠના શંકરાચાર્ય શ્રી અભિનવ વિદ્યાતીર્થજીએ 'બેંગલોરમાં પધારેલા જૈન મહાસ્વામીજી વિષે આતુરતાભરી પૂછપરછ કરી હતી અને તેઓ જે ઢબે-જે રીતે ધર્મનો પ્રચાર કરી રહ્યા છે તથા તેનો પ્રભાવ વિસ્તારી રહ્યા છે, તે બદલ આનંદ વ્યક્ત કર્યો હતો.'

આ રીતે આચાર્યશ્રીની કીર્તિ મ્હૈસૂર રાજ્યના મોટાં શહેરોથી માંડી નાનાં નાનાં ગામડાં સુધી અને પહાડના એકાંત આશ્રમો-મઠો સુધી પ્રસરેલી જોઈને અમને અનહદ આનંદ થયો હતો.

અવધાન પ્રયોગોની શરૂઆત અને સફળતા

પૂજ્યશ્રી ને અમારી વચ્ચે થયેલા દીર્ઘ વાર્તાલાપ-વખતે મુનિરાજશ્રી કીર્તિવિજયજી મોટા ભાગે હાજર રહ્યા હતા અને તેમણે દરેક વાત ખૂબ ધ્યાનપૂર્વક સાંભળી હતી. છેવટે અમને પ્રશ્ન કર્યો હતો કે 'આ અવધાન પ્રયોગો શી વસ્તુ છે?' ઉત્તરમાં અમે જણાવ્યું હતું કે 'તે એક પ્રકારનો વિલક્ષણ માનસિક વિકાસ છે.' તેમણે ફરી પ્રશ્ન કર્યો હતો કે 'તેવો વિકાસ કેવી રીતે થઈ શકે?' અમે કહ્યું હતું કે 'તે માટે વર્ષોની જહેમત પછી અમે એક ખાસ અભ્યાસક્રમ મુકરર કરેલો છે. તેને અનુસરનાર પ્રતિભાશાળી વ્યક્તિ બાર માસમાં તેનું શિક્ષણ મેળવી શકે છે. પરંતુ તે માટે તેણે રોજ એકથી દોઢ કલાક અભ્યાસ કરવો જોઈએ.' આ સાંભળી મુનિરાજશ્રીને અવધાન પ્રયોગો વિષે વધુ જાણવાની જિજ્ઞાસા જાગૃત થઈ હતી અને અમે સિદ્ધાંત તથા પ્રયોગદર્શનથી તેમની એ જિજ્ઞાસા તૃપ્ત કરી હતી. ત્યાર બાદ અમારું માર્ગદર્શન મેળવી એ પ્રયોગો શીખવાની શરૂઆત કરતાં થોડા જ સમયમાં તેઓશ્રીએ સુંદર પ્રગતિ કરી હતી અને વિહારના દિવસોમાં અનેક પ્રકારની અગવડો હોવા છતાં એ અભ્યાસ ચાલુ રાખ્યો હતો. પરિણામે દશ માસ પછી નિપાણીના ચાતુર્માસમાં તેઓ પૂરા સો અવધાન કરવાને શક્તિમાન થયા હતા કે જેનો વિસ્તૃત હેવાલ આગળ આવશે.

જીવદયા સંઘની સ્થાપના

થોડા દિવસ બાદ સૂરીશ્વરજી કેન્ટોન્મેન્ટમાં પધારતાં પ્રતિષ્ઠામહોત્સવ અંગેની તૈયારીઓ વધારે જોરથી થવા લાગી હતી. બીજી બાજુ આખા મ્હૈસૂર રાજ્યમાં જીવદયાનો વ્યવસ્થિત પ્રચાર થાય તે માટેનાં ચક્રો ગતિમાન થયાં હતાં. પરિણામે તા. ૨-૨-૫૫ને રોજ ગાંધીજીના ચુસ્ત અનુયાયી મ્હૈસૂર રાજ્ય કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી એસ. ચન્નૈયા, મ્હૈસૂર રાજ્ય ધારાસભાના સ્પીકર શ્રી એચ. એસ. રુદ્રપ્પા, ડેપ્યુટી સ્પીકર શ્રી આર.

રૂપિયા નકરો લઇ એ મૂર્તિઓનાં દર્શન કરાવે છે કે જે જીવનનો એક અપૂર્વ લહાવો છે. સાથે જયધવલા ગ્રંથની પ્રાચીનમાં પ્રાચીન પ્રતિનાં દર્શન પણ કરાવે છે કે જેને થોડા વખત પહેલાં આધુનિક ઢબે રેશમની પટ્ટીઓ વગેરે લગાડી સુરક્ષિત બનાવેલી છે. ત્યાં વીરવાણીવિલાસ-સિદ્ધાંતભવનમાં પ્રાચીન કન્નડ ગ્રંથોનો સુંદર સંગ્રહ છે, તે તેમણે વિદ્યાભૂષણ પંડિત ભુજબલી શાસ્ત્રી અને શ્રી દેવકુમાર જૈનની સહાયથી જોયો હતો. તેમાંથી મંત્રશાસ્ત્રને લગતી અનેક જાણવા જેવી વસ્તુઓ પ્રાપ્ત થઈ હતી.

ત્યાંથી બેંગલોર થઇ ૧૯૨ માઇલનો પ્રવાસ કરી શ્રવણબેલગોલ ગયા હતા કે જ્યાં વિન્ધ્યગિરિ નામક પહાડ પર શ્રી બાહુબળીજીની એક જ પત્થરમાંથી કોરેલી ૫૬ ફુટ ઊંચી પ્રતિમા પ્રત્યેક પ્રેક્ષકનું અજબ આકર્ષણ કરે છે. સામે ચન્દ્રગિરિ પહાડ પર અનેક મંદિરો તથા શ્રી ભદ્રબાહુસ્વામીની ગુફા વગેરે દર્શનીય છે. ગામમાં કલ્યાણી નામનું સરોવર છે, તે પણ આ તીર્થ જેટલું જ પ્રાચીન અને રમણીય છે.

અહીંના ભટ્ટારક ચારુકીર્તિ સાથે વાર્તાલાપ થતાં મંત્રવિષયક કેટલીક પ્રાચીન પ્રતિઓનો પત્તો લાગ્યો હતો અને પ્રત્યક્ષ અનુભવ સંબંધી પણ કેટલીક વાતો થઈ હતી. ત્યાંના શાંતિરાજ શાસ્ત્રી સાથે પાઠશાળાની મુલાકાત લીધી હતી, તેમજ પરંપરાથી ચાલ્યા આવતા પુરોહિતો કે જેઓ જૈન બ્રાહ્મણ કહેવાય છે, તેમની સાથે મુલાકાત થતાં કલિકુંડઆરાધના, વજ્રપંજરઆરાધના વગેરે અનુષ્ઠાનો સંબંધી પ્રામાણિક માહિતી મેળવી હતી.

ત્યાંથી તેઓ મ્હૈસૂર ગયા હતા અને ત્યાંના પ્રાચ્ય વિદ્યામંદિર(ઓરિએન્ટલ રિસર્ચ ઇન્સ્ટીટયુટ)માં રહેલા તમામ જૈન સાહિત્યનું અવલોકન કર્યું હતું. શ્રી પદ્મનાભ શાસ્ત્રીએ સારી સહાય કરી હતી. ત્યાર બાદ જૈન બ્રાહ્મણ બોર્ડીંગમાં રહેલી ૧૬૦ જેટલી પ્રાચીન કન્નડ-સાહિત્ય પ્રતિઓનું બે વિદ્વાનોની સહાયથી અવલોકન કરી કેટલીક મહત્ત્વની માહિતી મેળવી હતી. શાસ્ત્રી બોમરાજે નાગાર્જુનના પહાડ તથા સુવર્ણકલ્પ સંબંધી માહિતી આપી હતી.

ત્યાંથી તેઓ પુનઃ બેંગલોર આવ્યા હતા અને પોતાના પ્રવાસનો અનુભવ પૂજ્યશ્રી સમક્ષ રજૂ કર્યો હતો. તેઓ અહીંથી તામીલ સાહિત્યના અવલોકનાર્થે મદ્રાસ ઉપડી ગયા છે. તેમણે લખેલી શ્રી પ્રતિક્રમણસૂત્ર-પ્રબોધ ટીકાને× સ્થળે સ્થળે સારો આવકાર મળ્યો છે.'

× પ્રતિક્રમણનાં સૂત્રો પર અગાધ વિવરણરૂપે લખાયેલી આ ટીકા ત્રણ દળદાર ગ્રંથોમા મુંબઇના જૈન સાહિત્ય વિકાસ મંડળ તરફથી પ્રસિદ્ધ થયેલી છે.




જાહેર કર્યું હતું કે શ્રીયુત એચ. એસ. સીતારામ જ્યારે કોર્પોરેશનના પ્રમુખપદે હતા, ત્યારે તેમની દોરવણીથી શહેરમાં ચાર દિવસ કત્લખાના બંધ રાખવાનો ઠરાવ થયો હતો. તેમનાં પ્રમુખપદે જીવદયાસંઘ પોતાનાં કાર્યની શરૂઆત કરશે. તેમાં સહુના સહકારની અપેક્ષા રાખીએ છીએ.'

જીવદયાસંઘમાં અહીંના અન્ય અધિકારીઓ તેમજ પ્રતિષ્ઠિત નાગરિકોનો સમાવેશ કરવામાં આવ્યો હતો અને તેણે બીજા રવિવારે પોતાની સભા ભરી કામકાજની શરૂઆત કરી દીધી હતી. તેમાં વિશ્વબંધુના તંત્રી શ્રી જી. આર. સ્વામીની સેવા નોંધપાત્ર હતી.

**મહોત્સવની શરૂઆત**

કાર્યકર્તાઓની કુશળતાભરી દેખરેખથી શિખરબંધ નૂતન જિનમંદિર ધાર્યા સમયમાં તૈયાર થઈ ગયું હતું અને તેમાં મૂળનાયક શ્રી મુનિસુવ્રતસ્વામી આદિ ભગવંતોની પ્રતિમા બિરાજમાન કરવા નિમિત્તે અંજનશલાકા અને પ્રતિષ્ઠામહોત્સવનો ભવ્ય કાર્યક્રમ માહ વદિ ૬ થી ફાગણ સુદિ ૫ સુધી યોજાયો હતો. આ કાર્યક્રમ સંપૂર્ણ સફળતાથી પાર પડે તે માટે કેન્ટોન્મેન્ટના શ્રી સંઘે જરૂરી તૈયારીઓ કરી લીધી હતી.

સ્પેન્સર રોડ ઉપર આવેલા ૧૦ નંબરના બંગલામાં વિશાળકાય મંડપો ઊભા કરવામાં આવ્યા હતા. તેમાંના એક મંડપમાં શ્રી સિદ્ધગિરિ, મેઘરથ રાજા, ઇલાચીકુમાર, સમવસરણ અને મેરુપર્વતની સ્થિર તથા હલનચલન કરતી કલામય કૃતિઓ કુશળ કારીગરો દ્વારા તૈયાર કરાવવામાં આવી હતી.

ધ્વજાપતાકા, સોનેરી બોર્ડો, તોરણો, કમાનો વગેરેનો ભપકો ઘણો જ આકર્ષક હતો અને બેથી અઢી હજાર જેટલી વીજળીની બત્તીઓનો ઝટમગાટ તો જાણે સ્વર્ગ ઉતરી આવ્યું હોય, તેવો અદ્ભુત દેખાવ ખડો કરતો હતો.

સુરતના પ્રસિદ્ધ સંગીત માસ્તર દીનાનાથ પોતાના સ્ટાફ સાથે આવ્યા હતા. તેમણે પૂજા અને ભાવનામાં ભારે રંગ જમાવ્યો હતો. અહીંની શ્રી લબ્ધિ-લક્ષ્મણસૂરીશ્વરજી જૈન સંગીતમંડળી પણ દાંડિયા રાસ, નૃત્ય અને ગાનતાનની ધૂન મચાવી, ભાવિકોને રસમાં તરબોળ કરતી હતી. દિગમ્બર સંપ્રદાયની વિમલાબેન નામની એક નાની કુમારિકાએ કાનડી સંગીતમાં શ્રી ભરતેશ્વર વૈભવનાં સર્ગો ગાઈ બતાવી સહુને આનંદસાગરમાં નિમગ્ન કરી દીધા હતા.

પ્રભુજીને હમેશાં અવનવી અંગરચનાઓ થતી હતી.

આ મહોત્સવમાં પ્રતિદિન સાંજના છથી રાત્રિના અગિયાર સુધી જૈનેતર જનતા

ચેન્નીગરમય્યા, ભૂતપૂર્વ મેયર શ્રી એચ. એસ. સીતારામ, ધારાસભાના સભ્યો શ્રી એ. ભીમાપ્પા નાયક, શ્રી પી. આર. રામય્યા, ડેપ્યુટી મેયર શ્રી છોટુભાઈ, કૉર્પોરેશનના કમીશ્નર, તયનાડુના સંપાદક શ્રી પી. આર. સોમૈયા, ચીફ ગવર્નમેન્ટ રેલ્વે ઇન્સ્પેકટર શ્રી દેસાઇ, કોંગ્રેસ સમિતિના મંત્રી શ્રી બંદીગોડા, શ્રી રામનારાયણ શેઠી, શેઠશ્રી મિશ્રીમલ પારસમલ, વગેરે સૂરીશ્વરજી સમક્ષ ઉપસ્થિત થયા હતા અને તેમની પુણ્ય નિશ્રામાં જીવદયાસંઘની સ્થાપના થઇ હતી.

તે સંબંધી ડેકન હેરોલ્ડે જણાવ્યું હતું કે પરિભ્રમણ કરી રહેલા (દેશના જુદા જુદા ભાગમાં વિચરી રહેલા) જૈનાચાર્ય શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજે ૧૦ સ્પેન્સર રોડ, સીવીલ સ્ટેશન પર ૩૦ મિનિટ સુધી હિંદીમાં પ્રવચન કરતાં અહિંસાના સિદ્ધાંતની વિસ્તૃત સમજૂતી આપી હતી કે જેમાંથી પ્રેમ, સત્ય અને ધર્મની ઉત્પત્તિ થયેલી છે અને જેણે ભૂતકાળમાં ભારતને ભારે ગૌરવ આપેલું છે. જો જીવનના આ મૂળભૂત સિદ્ધાતો તરફ ઉપેક્ષા થઇ તો જગતમાં દુઃખો કે મુશ્કેલીઓની શરૂઆત થઇ સમજો. આજે જગતના જુદા જુદા દેશો વચ્ચે જે સ્પર્ધા ચાલી રહી છે અને પરસ્પરના ભયનું વાતાવરણ પ્રવર્તી રહ્યું છે, તેની જગાએ શાંતિ સ્થાપવી હોય તો તે માત્ર અહિંસાના સિદ્ધાંતથી જ સ્થાપી શકાય. આપણા દેશનું આ મહાન્ શિક્ષણ છે અને તે વિષે આપણે ભારે માન ધરાવીએ છીએ, તેથી આપણી ફરજ થઈ પડે છે કે મનુષ્યો મનુષ્યો વચ્ચે સારા સંબંધો સ્થાપવા માટે આપણે આ વિષયની નેતાગીરી સંભાળી લેવી.'

શ્રી ચન્નૈયા મહાત્મા ગાંધીજીના ચુસ્ત અનુયાયી હોવાથી તેમને જૈન ધર્મના આ સિદ્ધાંતનો સ્વીકાર કરવામાં કંઇ જ હરકત ન હતી. વધારામાં તેમણે કહ્યું કે 'ભારતવર્ષે જે સ્વતંત્રતા હાંસલ કરી છે, તે અહિંસા અને સત્યનો સિદ્ધાંત સ્વીકારવાનું જ પરિણામ છે. વળી આ સિદ્ધાંતે દેશને એક છેડાથી બીજા છેડા સુધી કાશ્મીરથી કેપ-કેમેરીન સુધી એક અને અખંડ બનાવવામાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવ્યો છે અને ભૂતકાળમાં કદી ન હતી, તેવી મજબૂત એકતા ઊભી કરી છે. અહિંસાની આ મહાશક્તિ છે.'

ઉપસંહારમાં તેમણે આચાર્યશ્રીની ઉપાસના કરી રહેલા અહીંના મારવાડી સમાજને મ્હૈસૂર રાજ્યની કલ્યાણપ્રવૃત્તિઓમાં વધારે રસ લેવાનો અનુરોધ કર્યો હતો, કારણ કે તે હવે અહીંનો વતની થઈ ચૂક્યો હતો.

જૈન સંઘવતી શેઠ મિશ્રિમલ પારસમલે શ્રી ચન્નૈયાનો આભાર માન્યો હતો અને આશા દર્શાવી હતી કે કોંગ્રેસના નાયકો પોતાનાં ભાષણોમાં અહિંસાના સિદ્ધાંત પર વિશેષ ભાર મૂકશે અને તેનો સમસ્ત મ્હૈસૂર રાજ્યમાં પ્રચાર કરશે. તેમણે આ વખતે




સેંકડો રૂપિયા વરસીદાનમાં ઉછાળી રહ્યા હતા. ભગવાન શ્રીમુનિસુવ્રતસ્વામીની સંખ્યાસૂચક વીશ ઘોડાની બગ્ગીમાં રૂા. ૬૦૧ની બોલીથી શેઠ શ્રી ફુલચંદજી ખલાસપાલી બેંગલોર સીટીવાળા બેઠા હતા. પૂજ્ય આચાર્યદેવાદિ મુનિગણ અને વિશાળ શ્રાદ્ધસમૂહ સાથે હતો. પ્રભુજીની દીક્ષાની ક્રિયા એક મનોરમ વિશાળ ઉદ્યાનમાં થઈ હતી. તે વખતે જૈન જૈનેતરોની સંખ્યા સાગરના તરંગોની સરખામણી કરવા લાગી હતી. પૂજ્યશ્રી તથા મુનિરાજ શ્રી કીર્તિવિજયજી દરેકે દરેક પ્રસંગનું વર્ણન કરતા હતા, તેથી શ્રોતાજનોને ભારે રસ પડતો હતો. ભક્તજનોના ભાવનું તો પૂછવું જ શું ? તેઓ દરેકે દરેક ક્રિયા શ્રદ્ધા, શાંતિ અને ઉલ્લાસના અતિરેકપૂર્વક કરી રહ્યા હતા..

ફાગણ સુદિ ૩ ની વહેલી સવારે મંગલવાદ્યોના મનોહર ધ્વનિ સાથે પૂજ્યશ્રીનાં કરકમળથી સુવર્ણમય શલાકાવડે ૩૦–૪૦ જિનબિંબોને અંજન કરવામાં આવ્યું હતું. આ પ્રસંગે બહારથી આવેલાં બિંબો વગેરે માટે કોઇ નકરો રાખવામાં આવ્યો ન હતો.

### હજારો જીવોને અભયદાન

આ ક્રિયાની પૂર્ણાહુતિ થયા બાદ વિશાળ મંડપમાં પાંચ હજારની મેદની વચ્ચે પૂજ્યશ્રીએ મંગલ પ્રવચન શરુ કર્યું હતું. તે જ વખતે અહીંના માજી મેયર શ્રી સીતારામ આવી પહોંચ્યા હતા અને તેમણે શ્રી જીવદયા સંઘ તરફથી વધામણી આપી હતી કે મ્હૈસૂર રાજ્યના મંડિયા, હોસ્પેટ, ટુમકૂર, દાવણગિરે, ભદ્રાવતી, કોલાર, બલ્લારી, કુન્તાગલગિરિ, બિદનુર અને નંજનગુડ આદિ ૧૦ શહેરોમાં આપશ્રીના ઉપદેશના પ્રતાપે હંમેશ માટે વર્ષમાં ચાર દિવસ કત્લખાના બંધ રાખવામાં આવશે અને તે દિવસે માંસ વેચવાનું પણ બંધ રહેશે. તે માટે ત્યાંની નગરપાલિકાએ યોગ્ય ઠરાવો કર્યા છે અને બીજા શહેરો માટે પ્રયત્ન ચાલુ છે.'

આ સમાચાર સાંભળતાં જ લોકો હર્ષઘેલા બની ગયા હતા. હજારો જીવોને અભયદાન અપાતું હોય, ત્યાં કોને આનંદ ન થાય ? આ માટે એક ટીપ પણ કરવામાં આવી હતી, જેમાં ત્રણથી ચાર હજાર રૂપિયા તરત જ ભરાઈ ગયા હતા.

### પ્રતિષ્ઠામહોત્સવ

ફાગણ સુદિ ૪ ની વહેલી સવારે લોકોનાં ટોળે ટોળાં શ્રી જિનમંદિર પાસે જમા થઇ ગયાં હતાં. બહેનો મંગલ ગીતો ગાઈ રહી હતી. ક્રિયાકારકો '  પુણ્યાહં  પુણ્યાહં 'ના પુનિત મંત્રોચ્ચારથી વાતાવરણને ભવ્ય બનાવી રહ્યા હતા. શુભ લગ્ને શુભ મુહૂર્તે મૂળનાયક શ્રી મુનિસુવ્રતસ્વામી આદિ જિનબિંબોને અધિષ્ઠિત કરવામાં આવ્યા હતા. તે જ વખતે સૂરીશ્વરજીએ સૂરિમંત્રમંત્રિત વાસક્ષેપ નિક્ષિપ્ત કર્યો હતો.




દર્શન માટે ઉમટતી હતી. સહુ વિધવિધ રીતે ભક્તિ પ્રદર્શિત કરતા હતા. કેટલીક વાર આ જૈનેતર જનતાની ભીડ એટલી મોટી જામતી કે તેમનો ધસારો રોકવા માટે સ્વયં-સેવકો અને પોલીસો પણ નિષ્ફળ જતા હતા. છેલ્લે છેલ્લે તો રોજના વીસ હજાર જેટલા માણસો દર્શનનો લાભ લેતા હતા. ગુજરાતમાંથી આવેલા મહેમાનો આ દૃશ્ય જોઈને આશ્ચર્યમુગ્ધ બની ગયા હતા. આવા પ્રસંગોનું ખરું મૂલ્યાંકન તો નજરે જોનાર જ કરી શકે.

રચનાઓનું રહસ્ય સમજાવતી તથા મૂર્તિપૂજા, પ્રાણપ્રતિષ્ઠા અને મહોત્સવની માહિતી આપતી કન્નડ ભાષાની પુસ્તિકાઓ હજારોની સંખ્યામાં વહેંચવામાં આવતી હતી, તેમજ જૈનધર્મનું સ્વરૂપ સમજાવતી વિવિધ ભાષામય પુસ્તિકાઓ છૂટા હાથે વહેંચાતી હતી.

પૂજ્યશ્રીના ઉપદેશનું આલેખન કરતા ઈંગ્લીશ અને કાનડી ભાષામાં લખાયેલાં બે મોટા બોર્ડો જાહેર રસ્તા પર ગોઠવી દેવામાં આવ્યાં હતાં.

પૂજ્યશ્રી વખતોવખત જિજ્ઞાસુઓની જિજ્ઞાસા તૃપ્ત કરવા તૈયાર રહેતા હતા, તેથી ઇતર વર્ગ ઉપર ભારે છાપ પડતી હતી. આ ઉત્સવથી જૈનધર્મ અને જૈન સાધુની પ્રશંસા ગલીએ ગલીએ, ખૂણે ખૂણે, સારાયે શહેરમાં, અરે સમસ્ત મ્હૈસૂર રાજ્યમાં થઇ હતી.

વદિ ૧૦ ના દિને કુંભસ્થાપના, નવગ્રહપૂજન વગેરે કાર્યક્રમની શરુઆત થઇ હતી. વદિ ૧૧ ના રોજ ચ્યવનકલ્યાણક અને વદિ ૧૨ ના રોજ જન્મકલ્યાણકની ભવ્ય ઉજવણી થતાં હજારો ભાવિકોની ભીડ જામી હતી. દરેક દૃશ્ય આબેહૂબ રજૂ થતું હોઇ લોકોના ઉત્સાહનો પાર નહતો. પ્રભુજીનો જન્મ થયા પછી છપ્પન દિક્કુમારિકાઓ ધૂપ, દીપ, ચામર, દર્પણ, કળશ વગેરે સામગ્રી લઇ હાજર થઇ ગઇ, ત્યારનું દૃશ્ય અવર્ણ-નીય હતું. ત્યાર બાદ ચોસઠ ઇંદ્રો આવ્યા, સૌધર્મેન્દ્ર પ્રભુ શ્રીમુનિસુવ્રતસ્વામીને મેરુ પર્વત પર લઈ ગયા, ઇંદ્રો તથા દેવોએ મળી પ્રભુશ્રીનો સ્નાત્રમહોત્સવ કર્યો, એ દૃશ્યો પણ એટલા જ ભાવોત્પાદક હતા. બંને પ્રસંગના ભવ્ય વરઘોડા ચડ્યા હતા. ત્યાર બાદ ૧૪ ના દિને નિશાળગરણું, લગ્ન સમારંભ, રાજ્યારોહણ વગેરે પ્રસંગોથી જનતાના ઉત્સાહમાં અનેરી ભરતી આવી હતી.

સુદિ ૧ ની બપોરે દીક્ષાકલ્યાણકની ઉજવણી નિમિત્તે દબદબાભર્યો ભવ્ય વરઘોડો ચડ્યો હતો. ઇંદ્રધ્વજા, ત્રણ બેન્ડો, મોટરો, શણગારેલી ગાડીઓ, ઘોડાઓ, શ્રી લબ્ધિ-લક્ષ્મણસૂરીશ્વરજી જૈન સંગીત મંડળી, વગેરેથી શોભામાં અભિવૃદ્ધિ થઈ રહી હતી. શેઠ સોનરાજ મુત્તાના ધર્મપત્ની રૂા. ૨૩૦૧ની બોલીથી હાથીના હોદ્દે બિરાજ્યા હતા અને

વિનંતિઓ

શ્રી નિપાણી સંઘના આગેવાન શેઠશ્રી દેવચંદ છગનલાલ વગેરે ચાતુર્માસની વિનંતિ કરવા આવ્યા હતા અને ત્રણ ત્રણ વર્ષથી થઇ રહેલી વિનંતિને ધ્યાનમાં લેવાની અરજ ગુજારી હતી, પરિણામે અહીંથી નિપાણી તરફ વિહાર કરવાનો નિશ્ચય થયો હતો.

આ પ્રસંગે શીમોગા સંઘના અગ્રગણ્યો પૂજ્ય આચાર્યશ્રીને પ્રતિષ્ઠા કરાવવા માટે વિજ્ઞપ્તિ કરવા આવ્યા હતા. પૂજ્ય આચાર્યશ્રીએ વિહારમાં થોડો ફેર પડતો હતો, છતાં લાભનું કારણ જાણી તેમની વિનંતિનો સ્વીકાર કર્યો હતો. પ્રતિષ્ઠા માટે વૈશાખ સુદિ ૭ નો દિવસ નક્કી થયો હતો.

ગાંધીનગરમાં નૂતન ઉપાશ્રયનું ઉદ્ઘાટન

ઉત્સવની પૂર્ણાહુતિ બાદ પૂજ્યશ્રી બેંગલોર સીટીમાં પધાર્યા હતા. ત્યાં તેઓશ્રીની અધ્યક્ષતામાં જીવદયા સંઘની સભા થઇ હતી અને તેમાં મહત્વના વિષયો ચર્ચાયા હતા.

ફાગણ વદિ ૩ ની સવારે ગાંધીનગર નૂતન ઉપાશ્રયનો ઉદ્ઘાટનવિધિ હોઈ સકળ સંઘ સાથે ગાંધીનગર પધાર્યા હતા. ત્યાં તેઓશ્રીએ મંગળ પ્રવચન આપ્યા બાદ સંઘના આગેવાને જણાવ્યું હતું કે ' છ માસના ટૂંકા ગાળામાં નૂતન ઉપાશ્રયનું નિર્માણ થવું એ આપશ્રીની કૃપાનું જ પરિણામ છે. આપે આ દેશ પર અને ખાસ કરીને બેંગલોર સીટી ઉપર જે ઉપકાર કર્યો છે, તે અમે કદી પણ ભૂલી શકીએ તેમ નથી. આપશ્રીના આ ઉપકારની યાદગીરી કાયમ રહે તે માટે અમે આજરોજ આપના પૂજ્ય ગુરુદેવ શ્રીમદ્ વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજની, આપની તથા આપના શિષ્યરત્ન મુનિરાજશ્રી કીર્તિવિજયજીની તૈલીરંગથી તૈયાર થયેલી છબીઓ સહુના દર્શનાર્થે ખુલ્લી મૂકીએ છીએ.'



રૂા. ૩૧૦૧ની બોલીથી શેઠ શ્રી ગણેશમલ લાલચંદ મુત્તાએ મૂળનાયકને ગાદીએ બિરાજમાન કર્યા હતા. રૂા. ૧૦૦૧ની બોલીથી શેઠ શ્રી ફુલચંદ ભંવરલાલ મુત્તાએ શિખર ઉપર ધ્વજા ફરકતી મૂકી હતી. રૂા. ૨૦૦૧ની બોલીથી હાથીની અંબાડી પર બેસી શેઠ શ્રી અનરાજજી ગુલેચ્છાએ નૂતન જિનમંદિરને તોરણ બાંધ્યું હતું. બપોરે ભારે ધામધૂમથી અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવવામાં આવ્યું હતું. તેમજ સુદિ ૫ નાં મંગલ પ્રભાતે રૂા. ૫૦૧ ની બોલીથી હાથીના હોદ્દે શેઠ વી. અમીચંદ એન્ડ કંપનીએ શ્રી જિનમંદિરનું દ્વારોદ્ઘાટન કર્યું હતું.

જિનમંદિરની સામે જ એક વિશાળ ભવ્ય મંડપ રચવામાં આવ્યો હતો. તેની રોશની અપૂર્વ હતી. રાતની ભાવનામાં હજારો જૈન અને અજૈનોએ ભાગ લીધો હતો. આ પ્રસંગે દેશ દેશાવરથી ઘણા ભાવિકો પધાર્યા હતા, તેમજ અહીંના ડેપ્યુટી કમીશ્નર, મેયર સાહેબ, પોલીસ કમીશ્નર, પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ, પોલીસ ઇન્સ્પેકટર, ન્યાયાધીશ, ગીતા આશ્રમના મહર્ષિઓ, શ્રીમંત મુસલમાનો તથા માનનીય નાગરિકો વખતોવખત દર્શનનો લાભ લેતા હતા. સહુ ભેદભાવ ભૂલી ગયા હતા અને હજારો નહિ બલ્કે લાખો જૈનેતરોએ આ પ્રસંગે હાર્દિક ભક્તિભાવ વ્યક્ત કર્યો હતો. હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી સહુ કોઇ પૂજ્યશ્રીને ગુરુદેવ તરીકે સંબોધી ભાવભર્યા નમન કરતા હતા.

દેવદ્રવ્યાદિમાં ઉપજ રૂપિયા સાઠથી સીત્તેર હજારની થઈ હતી.

**સાહમ્મિવચ્છલ**

વદિ ૯ થી સુદિ ૫ સુધી બંને ટંકનાં સાહમ્મિવચ્છલો થયાં હતાં. છેલ્લી બે નવકારસીઓ હતી, તેમાં પહેલી નવકારસી અંજનશલાકાના દિવસે રૂા. ૩૫૦૧ની બોલીથી શેઠશ્રી લાલચંદજી સુરાણાએ કરી હતી અને બીજી નવકારસી પ્રતિષ્ઠાના દિવસે રૂા. ૫૦૦૦ની બોલીથી શેઠશ્રી ફુલચંદ ભંવરલાલ મુત્તાએ કરી હતી. સેંકડો ગરીબોને જમણ આપવામાં આવ્યા હતાં.

**મહોત્સવની સંપૂર્ણ સફળતા**

આ રીતે આ ઉત્સવ ખૂબ જ યશસ્વી રીતે નિર્વિઘ્ને પાર પડ્યો હતો. આ શુભ પ્રસંગ ઉપર ગુજરાતી જૈન સેવામંડળના બેન્ડ વિભાગે, સીટીના નવયુવકોએ અને કેન્ટોન્મેન્ટના અગ્રગણ્ય આગેવાનો તથા યુવાનોએ તનતોડ સેવા બજાવી હતી.

**જાહેર વ્યાખ્યાન**

છેલ્લે જનતાની જાહેર વ્યાખ્યાનની વિનંતિ સ્વીકારી પૂજ્યશ્રીએ 'જગત્કલ્યાણ' એ વિષય ઉપર એક મનનીય જાહેર વ્યાખ્યાન આપ્યું હતું.

તથા સમસ્ત આમ જનતાને પ્રતિબોધ પમાડી જ્ઞાનના સાચા માર્ગે ચડાવનાર શ્રીજિનેશ્વર દેવના અનન્ય સુપુત્ર આજે આપણી વચ્ચેથી વસમી વિદાય લઇ રહ્યા છે.

તેઓશ્રીની દિવ્ય પ્રભાથી અને શ્રીજિનેશ્વરદેવની અમૃતમય વાણીથી અલ્પ સમયમાં બેંગલોર-ગાંધીનગરમાં અને કેન્ટમાં નૂતન જિનમંદિરો નિર્માણ થયાં. અંજનશલાકા તથા પ્રતિષ્ઠાના મહોત્સવો ઉજવાયા. રોબર્ટસનપેટ તથા ટુમકૂર જેવા ક્ષેત્રમાં પ્રતિષ્ઠા-ઉત્સવો થયા. મદ્રાસ-બેંગલોર વગેરે સ્થાનોમાં ઉપધાનતપની મહાન્ આરાધના થઇ, તેમજ મ્હેસૂર, આરકાટ, વેલૂર વગેરે અનેક સ્થળોમાં શાસનનાં અનેક મંગલ કાર્યોથી જૈન શાસનનો ઉદ્યોત થયો, એટલું જ નહિ પરંતુ હિંદુ, મુસલમાન, ક્રિશ્ચીયન આદિ સર્વેને મુગ્ધ બનાવ્યા એ આપની પ્રતિભા અને વ્યક્તિત્વની સિદ્ધિને આભારી છે, તેમજ ઇતર જનો પણ હજારોની સંખ્યામાં દારુ-માંસાદિ ત્યાગ કરી વ્રતધારી બન્યા અને મ્હેસૂર સંસ્થાનમાં કત્લખાનાં તેમજ માંસવેચાણ દર વરસમાં ચાર દિવસ કાયદેસર બંધ કરાવ્યા, તે ખરેખર ! ભવિષ્યમાં પણ ઇતિહાસનાં પાને સુવર્ણાક્ષરે અંકિત થાય તેવો પ્રસંગ છે.

આમ આપશ્રીનાં પુનિત પગલે અનેકવિધ ઉપકારો ઉપરાંત કાનડી, તામીલ, તેલૂગુ, ઇંગ્લીશ, હિંદી અને ગુજરાતી ભાષામાં હજારો પુસ્તકો છપાવી શ્રી જૈન શાસનની અદ્વિતીય પ્રભાવના કરી છે, તે પ્રસંગ યાવચ્ચંદ્રદિવાકરૌ સ્મરણીય રહેશે.

આજે આપશ્રી અમારા સર્વેની વચ્ચેથી જગત્ જીવોના અનેક જાતના ઉપકાર માટે વિદાય લઇ રહ્યા છો, એટલે અમારા સર્વેની આપશ્રીને ભૂરિ ભૂરિ વંદના છે, પરંતુ અમારાં હૃદયો દુઃખથી વલોવાઇ રહ્યાં છે. શાસનદેવ આવી વસમી વિદાય સહન કરવાની અમોને શક્તિ સમર્પો એવું પ્રાર્થીએ છીએ. તે સાથે આપશ્રી સપરિવાર ફરી આ તરફ પુનિત પગલાં કરો એવી અભિલાષા રાખીએ છીએ.'

શ્રી જશરાજજીએ સકલ સંઘ તરફથી ઊભા થઈ જણાવ્યું હતું કે અમારાથી જાણતાં-અજાણતાં જે કંઇ અવિનય-આશાતના થયા હોય કે સેવાભાવમાં ખામી રહી ગઇ હોય, તે બદલ પુનઃ પુનઃ ક્ષમા માગીએ છીએ.

છેલ્લે પૂજ્યશ્રીએ પ્રવચન કર્યું હતું અને વ્રત-પચ્ચકખાણો લેવાયાં હતાં.

### શીમોગા ભણી

બેંગલોરથી વિહાર કરી યશવંતપુર, નલમંગલ, ઘાઉસપેટ વગેરે સ્થળે થઇ સૂરીશ્વરજી ટુમકુર પધાર્યા હતા. ત્યાં નગરપાલિકાના પ્રમુખે જૈન સંઘસહ અપૂર્વ સ્વાગત કર્યું હતું. ત્યાંના ડેપ્યુટી કમીશ્નર, સબ ડીવીઝનલ ઑફિસર વગેરેએ દર્શનાર્થે આવી




# પ્રકરણ સત્તરમું

## બેંગલોરથી નિપાણી

ફાગણ વદિ ૧૦ તા. ૧૯-૩-૫૫ના રોજ સવિતાનારાયણની સવારી મધ્યાકાશમાં આવતાં સૂરીશ્વરજીને ભાવભરી વિદાય આપવા ગાંધીનગર, કેન્ટોન્મેન્ટ, તેમજ સીટીની જનતા ઘણી મોટી સંખ્યામાં એકત્રિત થઇ હતી. જૈન સેવામંડળનું બેન્ડ મોખરે ચાલતું હતું. સ્થળે સ્થળે ગહુંલીઓ થતી હતી અને અક્ષતથી વધામણાં કરવામાં આવતાં હતાં. સ્થાનકવાસી સમાજના અગ્રગણ્ય શેઠ કીસનલાલજી તથા શેઠ માણેકચંદ પુખરાજ પણ હાજર હતા.

ગાંધીનગર જિનાલયનાં દર્શન કરી એક વિશાળ ચોકમાં માંગલિક સંભળાવવામાં આવ્યું હતું. ત્યાં શ્રીમાન્ સી. સી. શાહે બેંગલોર સંઘ તરફથી બહાર પડેલી નીચેની પત્રિકા વાંચી સંભળાવી હતી:—

**પૂજ્ય ગુરુદેવનો વિહાર : વિદાયની વસમી વેળા**

આજથી ત્રણ વરસ પહેલાં દક્ષિણ ભારતે જાણ્યું કે તેજપુંજના પ્રકાશમાં જૈન જગતના એક મહાન્ આચાર્ય ભગવાન શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી પોતાના સુશિષ્ય મહારાજ સાહેબ શ્રી કીર્તિવિજયજી તથા પ્રશિષ્ય પરિવાર સાથે અત્રે પધારવાની કૃપા કરી રહ્યા છે, તે વેળાનો આનંદ કોઇ અવર્ણનીય હતો.

અહા હા ! શું એ ભવ્ય ચિરસ્મરણીય અવસર કે જ્યારે ભેરીના મધુર ગુંજારવો સાથે લાખો માનવીઓની મેદનીનાં દર્શન ઝીલતાં દરેક માનવીઓના ભાવભર્યા ઉમળકા સાથે અત્રે પધારી મહાન્ ઉપકાર કર્યો. ત્રણ વરસના ટૂંકા સમયમાં અજ્ઞાનરૂપી ઘોર નિદ્રામાં સૂતેલી સમગ્ર પ્રજાને જ્ઞાનના દિવ્ય પ્રકાશથી જાગૃત કરી.

અનેક રાજા-મહારાજાઓને, મહામંત્રીઓને, રાજ્યકર્મચારીઓને, શેઠ શાહુકારોને




પધાર્યા તેના માનમાં બે દિવસ માટે કતલખાનાં બંધ રાખવાની જાહેરાત કરી હતી અને વર્ષમાં હમેશ માટે ચાર દિવસ બંધ રહેશે, તેવી ઉદ્ઘોષણા પણ કરી હતી.

બંને દિવસ જનતા ધર્મચર્ચા માટે આખો દિવસ ઉમટી હતી. તેમાં અધિકારીઓ તથા વિદ્વાનો મુખ્ય હતા. સહુ ફળ, ફૂલ અને રૂપિયાની નોટો ભેટ કરતા હતા, પણ જ્યારે તેઓના જાણવામાં આવતું હતું કે જૈનસાધુઓ આ બધી વસ્તુના ખાસ ત્યાગી હોય છે, ત્યારે તેમને ભારે આશ્ચર્ય સાથે આનંદ થતો હતો.

આ જ અરસામાં અમારે અહીં આવવાનું થયું હતું, એટલે આ બધાં દૃશ્યો નજરે નિહાળ્યાં હતાં અને અપૂર્વ આનંદ અનુભવ્યો હતો.

ટીપટુરથી અરસીકેરે પધારતાં નગરપાલિકાના પ્રમુખ, ઇન્સ્પેકટર વગેરે સ્વાગત માટે સામા આવ્યા હતા. ટાઉન હૉલમાં બે પ્રવચન થતાં જનતાની જંગી મેદની જામી હતી. અહીં હાસન અને ચીકમંગલૂરના જૈન સંઘો વિનંતિ કરવા આવ્યા હતા. ઉપરાંત દીક્ષાનો મંગલ પ્રસંગ ઉપસ્થિત થયો હતો. ભીકમજી નામના એક ભાવિકને દીક્ષા આપી ભરતવિજયજી તરીકે જાહેર કરવામાં આવ્યા હતા.

ત્યાંથી બાનાવર થઈ કડુર પધારતાં નગરપાલિકાના પ્રમુખે ભાવભર્યો સત્કાર કર્યો હતો. પોલીસ ઇન્સ્પેકટર, અન્ય નાગરિકો અને અધિકારી વર્ગે હાજરી આપી હતી. બપોરે વિઠોબાના મંદિરમાં પ્રવચન થતાં જનતાની જંગી મેદની જામી હતી. જૈનેતર જનતા દર્શનાર્થે ઉમટ્યા જ કરતી હતી. નગરપાલિકાના પ્રમુખે આખો દિવસ સેવા બજાવ્યા કરી હતી.

ત્યાંથી વિરૂર પધારતાં જૈન સંઘે તેમજ સામાન્ય જનતાએ સ્વાગત કર્યું હતું. ટાઉન હૉલમાં પ્રવચન થયું હતું. ત્યાં નગરપાલિકાના પ્રમુખે સ્વાગતનું ભાષણ કર્યું હતું. સાંજના વિશાળ પાર્કમાં જાહેર પ્રવચન થયું હતું. અત્રે પણ વર્ષમાં ચાર દિવસ કતલખાનાં બંધ રાખવાનો નિર્ણય થયો હતો.

ત્યાંથી તરીકેરે પધારતાં જૈન સંઘે સુંદર સત્કાર કર્યો હતો. બપોરે અમલદારો તથા અન્ય નાગરિકો દર્શનાર્થે આવ્યા હતા. જાહેર વ્યાખ્યાનમાં પણ સહુએ હાજરી આપી હતી.

ત્યાંથી ક્રમશઃ ભદ્રાવતી પધાર્યા હતા કે જ્યાં લોખંડ, કાગળ વગેરેનાં મોટાં કારખાનાં આવેલાં છે.

આમ સ્થળે સ્થળે જાહેર પ્રવચનો આપતાં, સાહિત્યનો પ્રચાર કરતાં અને સમસ્ત જનતાનાં ઉમળકાભર્યાં સ્વાગતો ઝીલતાં પૂજ્ય આચાર્યદેવ શીમોગા પધાર્યા હતા.

ખૂબ આનંદ વ્યક્ત કર્યો હતો. ધાઉસપેટના જમાદારે માંસાહાર છોડ્યો હતો. નલમંગલની નગરપાલિકાના પ્રમુખ અને અમલદારો દર્શનાર્થે આવ્યા હતા. બે કલાક ધાર્મિક પ્રશ્નોત્તરી ચાલી હતી.

આ વિભાગમાં જૈનોનાં ઘર જુજ છે, પણ જૈનેતર વર્ગ તરફથી સૂરિજીનું સ્થળે સ્થળે સ્વાગત થતું હતું; અધિકારીઓ, ગામના મુખી તથા સમસ્ત જનતા દર્શનાર્થે ઉમટતી હતી અને પૂજ્યશ્રી વગેરેનાં દર્શન કરી ભારે સંતોષ અનુભવતી હતી. સહુને ધર્મોપદેશ દ્વારા સન્માર્ગ ચીંધવામાં આવતો હતો તથા સાહિત્ય વહેંચવામાં આવતું હતું. વિદ્વાનો, અધિકારીઓ અને નાગરિકો ધર્મચર્ચા કરી સમાધાન મેળવતા હતા. જૈનેતર વર્ગ ઉપર ખૂબ જ પ્રભાવ પડતો હતો.

મ્હૈસૂર રાજ્ય તરફથી મર્યાદા ખાતર પોલીસની વ્યવસ્થા બેંગલોરથી ઠેઠ શીમોગા સુધી રાખવામાં આવી હતી. જનતાને સ્વામીજીની પધરામણીના સમાચાર રાજ્યના અધિકારીઓ દ્વારા પહેલેથી મળી જતા હતા, એટલે તમામ જનતા દર્શન કરવા માટે ઉત્સુક રહેતી હતી.

## ટીપટુરમાં ભવ્ય સ્વાગત

ટુમકુરથી ગુબ્બી, બેકન હલ્લી વગેરે ગામોએ થઈ ટીપટુર પધારતાં જુદો જ રંગ જોવામાં આવ્યો હતો. આજના પ્રસંગની ખુશાલીમાં આખું ગામ શણગારવામાં આવ્યું હતું અને નગરપાલિકા તરફથી ટોલગેટ આગળ એક ખાસ મંડપ ઊભો કરવામાં આવ્યો હતો. અહીં જૈન-જૈનેતર જનતા મોટી સંખ્યામાં ઉપસ્થિત થઇ સૂરીશ્વરજીનાં આગમનની રાહ જોઇ રહી હતી. સૂરીશ્વરજીની પધરામણી થતાં સ્થાનિક અધિકારીઓએ તોપના પાંચ અવાજો કરી સલામી આપી હતી અને નગરપાલિકાના પ્રમુખે ફૂલહાર મૂકી સહુની વતી ભવ્ય સ્વાગત કર્યું હતું. ત્યાંથી જનતાના પ્રણામ ઝીલતાં સૂરીશ્વરજી ટાઉન હૉલમાં પધાર્યા હતા. ત્યાં ગામના એક અગ્રગણ્ય વકીલે સત્કાર કરતાં જણાવ્યું હતું કે 'આજનો દિવસ અહીંની જનતા માટે સુવર્ણ દિવસ ગણાશે, કારણ કે પૂજ્ય સ્વામીજી પાદવિહાર કરતાં અહીં પધારી અમારી નગરીને પાવન કરી રહ્યા છે.' ત્યાર બાદ સૂરીશ્વરજીનું પ્રભાવશાળી પ્રવચન થયું હતું. બીજા દિવસે ભગવાન મહાવીરદેવનાં જન્મકલ્યાણકની ઉજવણી થઈ હતી. જનસમૂહ ઘણી મોટી સંખ્યામાં ઉપસ્થિત થયો હતો.

એક વિદ્વાને પૂજ્ય મહારાજશ્રીનાં પ્રવચન પછી તેમનો આભાર માન્યો હતો અને વધુ રોકાવા માટે આગ્રહ કર્યો હતો. બાદ નગરપાલિકાના પ્રમુખે પૂજ્યશ્રી અહીં

નિર્વૈર અહિંસા તત્ત્વે આ પ્રદેશની પ્રકૃતિને બદલી નાખી શાંતિમય કરી નાખી છે, તેનું એક દૃષ્ટાંતદ્વારા સમર્થન કરીશ. પરમ પવિત્ર અદ્વૈત પ્રબોધચન્દ્રોદયને ફેલાવનાર શ્રી શંકરાચાર્ય શિષ્યમંડળીની સાથે પ્રવાસ કરતાં જ્યારે આ ક્ષેત્રમાં પધાર્યા, ત્યારે આ આચાર્યશ્રીએ એક વિચિત્ર દૃશ્ય જોયું. તે એ કે મધ્યાહ્નના તીવ્ર તાપમાં પ્રસવની વેદના અનુભવી રહેલી એક દેડકી પર સર્પે પોતાની ફેણથી છાયા કરી હતી. પ્રાણીશાસ્ત્રો સર્પ દેડકાનું વેર સ્વભાવસિદ્ધ કહે છે, પરંતુ પરમ પવિત્ર મહાવ્રતીઓનાં કારણે અહિંસાત્મક તપના પ્રભાવથી પ્રકૃતિસિદ્ધ વૈર પણ આ પ્રદેશમાં બદલાઈ ગયું છે, એવું જાણી આચાર્યશ્રીએ પોતાના દક્ષિણામ્નાય વ્યાખ્યાનપીઠની આ ક્ષેત્રમાં સ્થાપના કરી.'

ત્યારબાદ આચાર્યશ્રીનો ટૂંક જીવનપરિચય આપી તેમનું સર્વ નાગરિકો વતી સ્વાગત કર્યું હતું.

ત્યાર બાદ સૂરીશ્વરજીએ પોતાનાં પ્રવચનમાં જણાવ્યું હતું કે 'પ્રાચીન સંસ્કૃતિનો કંઈક નમૂનો અમને આ દેશમાં જોવા મળે છે. જ્યાં જ્યાં અમે વિચર્યા છીએ, ત્યાં ત્યાંના લોકોની ભક્તિ, તેમનો પ્રેમ અને આદર આકર્ષી લે તેવો જણાયો છે. આ દેશની પ્રજા, આ દેશના રાજપ્રમુખ, આ દેશની પોલીસથી લઈ તમામ ઊંચા અધિકારીઓ સાધુ-સંત પ્રત્યે ખૂબ ભક્તિભાવ રાખે છે. આ દેશની શિસ્ત, સભ્યતા અને સંસ્કારિતા જરૂર પ્રશંસા માગી લે છે. જે દેશમાં સત્ય, સદાચાર, નીતિ ને અહિંસાનો પ્રચાર છે, તે દેશ ખરે જ આબાદ છે, ઉન્નત છે, સુખી છે. જ્યાં આ વસ્તુઓ ભૂલાઈ છે, ત્યાં દુઃખની પરંપરા અને ઘોર અશાંતિ ફેલાઇ છે.' આ પ્રવચનનો જનતા પર ઘણો પ્રભાવ પડ્યો હતો.

ત્યાંથી સામૈયું મુખ્ય સ્થળોએ ફરતાં કેનેરા બેંકના મેનેજર તરફથી સત્કારાર્થે ફૂલહાર અને શ્રીફળ મૂકવામાં આવ્યા હતા, તેમજ મોટા વ્યાપારીઓએ, દિગંબર ગૃહસ્થોએ અને શ્રીસંઘે ગહુંલીઓ કરી હતી.

### પ્રતિષ્ઠા-મહોત્સવ

ચૈત્ર વદિ ૧૪ થી પ્રતિષ્ઠા-મહોત્સવની શરૂઆત થઈ હતી. શહેરના એક રમણીય ઉદ્યાન( પાર્ક )માં વિશાળ મંડપ બાંધવામાં આવ્યો હતો, તેમજ જિનમંદિર બહાર પણ એક મંડપ ખડો કરાયો હતો. ધ્વજા, પતાકા, બોર્ડો અને રંગબેરંગી સેંકડો વિદ્યુત બત્તીઓના ઝગમગાટથી તેની શોભામાં ઘણો વધારો થતો હતો. એ મંડપમાં શ્રી સિદ્ધાચલજી, શ્રી પાવાપુરીજી અને શ્રી ગિરનારજી મહાતીર્થની રમણીય રચનાઓ




ભાવભીનું સ્વાગત

ચૈત્ર વદિ ૧૩ તા. ૨૦-૪-૫૫ ના રોજ સૂરીશ્વરજી શીમોગા ટાઉનમાં પ્રવેશ કરવાના હોઈ નગરપાલિકા તરફથી ટોલગેટ આગળ એક મનોહર મંડપ ખડો કરવામાં આવ્યો હતો અને નગરપાલિકાના પ્રમુખે ત્યાં જ સૂરીશ્વરજીનું ભાવભીનું સ્વાગત કર્યું હતું. તે વખતે પ્રથમ ફૂલહાર મ્હેસૂર રાજ્ય તરફથી મૂકાયા હતા, બાદ નગરપતિ તથા જૈન સંઘે ગહુંલી કરી આચાર્યશ્રીને અક્ષતથી વધાવ્યા હતા. બેંગલોર-મ્હેસૂરના નાગરિકોની જેમ અહીંના નાગરિકોએ પણ સૂરીશ્વરજીનું સુયોગ્ય સ્વાગત કરવા માટે એક વગદાર સમિતિ નીમી હતી, જેમાં વૈષ્ણવ અને લિંગાયત સમાજના આગેવાનો, પ્રતિષ્ઠિત શહેરીઓ તથા ખાસ અમલદારોનો સમાવેશ થતો હતો. તે સહુ અહીં ઉપસ્થિત થયા હતા. પોલીસ ચોમેર વ્યવસ્થા જાળવી રહી હતી. બેંડ વગેરે સહિત સામૈયું ટાઉન હૉલમાં આવતાં આખો હૉલ જનમેદનીથી ઉભરાઈ ગયો હતો, તેથી ઘણાને ઊભા ઊભા સાંભળવું પડ્યું હતું.

સ્વાગત પ્રમુખ શ્રી એસ. એન. શામણ્ણાએ ભાષણ કરતાં જણાવ્યું હતું કે ' આજના આ સુપ્રભાતમાં મલૈનાડના મહાદ્વારમાં પરમ પાવન તુંગા નદીના કિનારે વસેલા અમારા આ શહેરમાં જૈનાચાર્ય શ્રી વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ તથા તેમની સાથે પધારેલી શિષ્યમંડળીનું પરમ પવિત્ર સ્વાગત કરવા માટે મને પ્રતિનિધિરૂપે ચૂંટવામાં આવ્યો તે હું મારું મહદ્ ભાગ્ય સમજું છું.

મલૈનાડ ઉત્તરમાં રત્નગિરિથી દક્ષિણમાં કન્યાકુમારી સુધી ફેલાયેલા પુરાણ પ્રસિદ્ધ સહ્યાદ્રિ પર્વતની શ્રેણીમાં પૂર્વ અને પશ્ચિમ ભાગમાં પચાસ માઇલના અંતરમાં સુરમ્ય પ્રદેશ છે. આ પ્રદેશની ઉત્તર દક્ષિણની લંબાઈ લગભગ ૮૦૦ માઇલની છે.

સહ્યાદ્રિ પર્વતની શ્રેણિ તથા પર્વતનો અમુક પ્રદેશ અનેક નદ, નદીઓ, સરોવર તથા તલાવોને લીધે ઋતુમાં લીલાંછમ પાનવાળાં વૃક્ષો, વિશાળ જંગલો, ગિરિકન્દરા અને ગુફાઓથી વિરાગી તપસ્વીઓ મુનિવૃંદોને આહ્‌લાદકારક હોઈ સર્વમતીય ત્યાગીઓની તપઃ સિદ્ધિની પ્રાપ્તિ માટે આશ્રયસ્થાન છે, એ આ મલૈનાડની વિશેષતા છે.

પૌરાણિક તથા ઐતિહાસિક રીતિથી આ પ્રદેશ સર્વ ધર્મ સમન્વયનું માતૃસ્થાન બની શાંતિ, તૃપ્તિ અને તુષ્ટિનો મૂલાધાર છે, એવું આપણે સારી રીતે જાણી શકીએ છીએ. વૈદિક અને વીર-શૈવ સંસ્કૃતિ તથા અતિ પ્રાચીન જૈન સંસ્કૃતિ આ પ્રદેશમાં પ્રવૃદ્ધ થઈને અતિ ઉન્નત સ્થિતિમાં હતી, એની સાબિતીમાં અનેક ઐતિહાસિક નિશાનીઓ આજ સુધી આ પ્રદેશમાં વિદ્યમાન છે.

થયા હતા. પ્રતિષ્ઠા કરાવવા માટે છાણીથી શ્રી મોહનભાઈ, ચુનીભાઈ અને રમણભાઇ આવ્યા હતા. વિશ્વબંધુપત્રના તંત્રીની સેવા પ્રશંસનીય હતી.

બીજા દિવસે સવારમાં શ્રીસંઘ તરફથી પૂજ્ય ગુરુદેવશ્રી વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજ વગેરેનાં તૈલી ચિત્રો ખુલ્લાં મૂકાયાં હતાં.

આ રીતે શીમોગાનો પ્રતિષ્ઠા-મહોત્સવ આનંદ-મંગળપૂર્વક સંપન્ન કરી સૂરીશ્વરજીએ પોતાનો વિહાર નિપાણી તરફ આગળ લંબાવ્યો હતો.

**શીમોગાથી હરિહર**

આ વિહારનું વર્ણન કરતા મુંબઇ સમાચારના ખબરપત્રીએ લખ્યું હતું કે 'દક્ષિણ દેશોદ્ધારક પૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજે પોતાના વિદ્વાન્ શિષ્યો સાથે શીમોગામાં પ્રતિષ્ઠામહોત્સવ વગેરે ધર્મપ્રભાવનાનાં અજોડ કાર્યો કરી, જનતામાં ધર્મનો પ્રચાર કરી, મહારાષ્ટ્ર તરફ વિહાર લંબાવ્યો છે. શીમોગાથી હસવાડી, હોલુર થઈ તેઓશ્રી હોનાલી પધાર્યા હતા. ત્યાંના અમલદાર તથા મ્યુ. પ્રેસીડેન્ટ વગેરે દર્શનાર્થે આવ્યા હતા. મ્હૈસૂર એસેમ્બલીના સ્પીકર શ્રી રુદ્રપ્પા અચાનક અત્રે પૂજ્ય મહારાજશ્રીનાં દર્શન કરી (તથા લાંબો વાર્તાલાપ કરી) પ્રસન્ન થયા હતા. સહુને ધર્મોપદેશ આપવામાં આવ્યો હતો. અત્રે પણ વર્ષમાં ચાર દિવસ કતલખાનાં બંધ રાખવા નક્કી કર્યું છે.

ત્યાંથી તેઓ અરકેરે પધાર્યા, ત્યાં પણ હોનાલીના અમલદાર અને મ્યુ. પ્રેસીડેન્ટ દર્શનાર્થે આવ્યા હતા અને વાસક્ષેપ લીધો હતો. ગામના પટેલ તથા ઇતર જનતા તો હરેક સ્થળે દર્શનનો લાભ લઇ અહોભાગ્ય સમજતી હતી. સાહિત્યપ્રચાર ચાલુ હતો.

ત્યાંથી કુમારહલ્લી પધારતાં જમાદારે ખૂબ સેવા બજાવી હતી. ગામપટેલ વગેરે ઈતર જનતાએ સ્વાગત કર્યું હતું.

ત્યાંથી હરિહર પધારતાં મ્યુ. પ્રેસીડેન્ટે સ્વાગત કર્યું હતું. પોલીસ ઇન્સ્પેક્ટર અને અન્ય નાગરિકોએ સારો લાભ લીધો હતો. ટાઉન હોલમાં એક પ્રવચન થયું હતું. અત્રે પણ મ્યુ. પ્રેસીડેન્ટે કતલખાનાં બંધ રાખવા નક્કી કર્યું છે.

**મ્હૈસૂરનું ડેપ્યુટેશન**

(અહીં) મ્હૈસૂર સંઘના આગેવાનોનું એક ડેપ્યુટેશન ૧૨-૧૩ ભાઇની સંખ્યામાં મ્હૈસૂર ચાતુર્માસની વિનંતિ માટે આવ્યું હતું. સ્થાનકવાસી સમાજના આગેવાન શ્રી માણિકચંદજી પણ સામેલ હતા. તેમનો ખૂબ આગ્રહ થયો હતો, 'કોઈ પણ રીતે




કરવામાં આવી હતી. પૂજા-આંગી વગેરેનો ઠાઠ અનેરો હતો. રાતે ભાવના બેસતી હતી, તે છેક બાર વાગ્યા સુધી ચાલતી હતી. તેમાં જૈન-જૈનેતરો મોટા પ્રમાણમાં ભાગ લેતા હતા. નવસારીના સુપ્રસિદ્ધ સંગીતકાર નટવરલાલે ભક્તિરસની ભવ્ય જમાવટ કરી ભક્તજનોનાં હૈયામાં અનેરો આહ્લાદ ઉત્પન્ન કર્યો હતો. બીજી તરફ બેંગલોરની એક નાની બાલિકા વિમલાકુમારીએ કાનડી સંગીતમાં મધુરા સ્વરે વિશદ વિવેચન સાથે ભરતેશ્વરનો વૈભવ વર્ણવી શ્રોતાઓને મુગ્ધ કર્યા હતા. ઉપરાંત ભક્તિરસની છોળો ઉછાળનાર મૂડબિદ્રીની પ્રસિદ્ધ સંગીતજ્ઞા સરસ્વતી બહેન છેક નાની વયમાં પણ સુંદર વિવેચન સાથે સંગીતરસનાં ઝરણાં વહાવી સૌનાં દિલડાં હરી લેતી હતી. તેમણે કાનડી ભાષામાં શ્રી નેમિનાથ ભગવાનનું પંચકલ્યાણક અને શ્રી જંબૂકુમારનું વૈરાગ્ય રસ ભરપૂર સંગીતમય ચરિત્ર વર્ણવી બતાવ્યું હતું. તેનો લાભ લેવા પાંચ-છ હજાર માણસો હાજર થતા હતા. વધારામાં બેંગલોરની શ્રી લબ્ધિલક્ષ્મણસૂરીશ્વરજી જૈન સંગીત મંડળીએ દીપ-નૃત્ય, દાંડિયારાસ, ભક્તિધૂન વગેરે કાર્યક્રમો યોજીને જામેલા રંગમાં ખૂબ વધારો કર્યો હતો.

દર્શને આવનારની સંખ્યા ઘણી મોટી હતી. શીમોગાની વસ્તી ૫૦ થી ૬૦ હજારની ગણાય છે, તેમાં કોઈ ભાગ્યે જ બાકી રહ્યું હશે.

વિશાળ વ્યાખ્યાનહૉલમાં રોજ આચાર્યશ્રીનું પ્રભાવશાળી પ્રવચન થતું હતું. ત્યારપછી મુનિરાજ શ્રી કીર્તિવિજયજી મધુર કંઠે ઈલાચીકુમારનું ભાવવાહી સંગીતમય પ્રવચન કરતા હતા, તેથી જનતાની જંગી મેદની જમા થતી હતી અને તે મધ્યાહ્નનો સૂર્ય તપવા છતાં એવી ને એવી બેસી રહેતી હતી. આવા અસરકારક ધર્મોપદેશને પરિણામે આખા નગરમાં આત્મા, પરમાત્મા તથા ધર્મની ચર્ચા ચાલતી હતી અને જૈન સાધુઓના ત્યાગ-તપ તથા અસાધારણ જ્ઞાનની મુક્ત કંઠે પ્રશંસા થતી હતી.

આચાર્યશ્રીની પ્રેરણાથી અહીંની નગરપાલિકાએ પણ વર્ષમાં ચાર દિવસ કતલખાનાં બંધ રાખવાનું તથા માંસનું વેચાણ નહિ કરવાનું ઠરાવ્યું હતું.

પ્રતિષ્ઠાના પ્રસંગમાં ત્રણથી ચાર મોટા વરઘોડા હાથી, ઘોડા, મોટરો, 'ઇન્દ્રધ્વજા, બેન્ડો, પ્રભુપાલખી વગેરે ભવ્ય સામગ્રીથી ચઢ્યા હતા.

વૈશાખ સુદિ ૭ નાં મંગળ પ્રભાતે ૧૦-૨૫ નાં શુભ લગ્ને મૂળનાયક શ્રી ઋષભદેવ સ્વામીને તથા અન્ય ભગવંતોને ગાદીએ વિરાજમાન કરવામાં આવ્યા હતા. બપોરે શ્રી અષ્ટોત્તરી સ્નાત્ર ભણાવાયું હતું તથા સેવાભાવી કાર્યકરોને અભિનંદન સહ હારતોરા એનાયત

ટાઉનહૉલમાં ‘ વિશ્વશાંતિ ’ વિષય ઉપર પૂજ્યશ્રીએ પ્રવચન આપતાં:વિશાળ શ્રોતાસમુદાય ઉપસ્થિત થયો હતો. તેમાંથી અનેક મનુષ્યોએ નવકાર મંત્ર ગણવાની તેમજ બીજી પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી હતી.

ત્યાંથી પાંચ માઈલ દૂર અમરગોળ પધારતાં સેંકડો સ્ત્રી પુરુષો સાથે રહ્યાં હતાં. રસ્તામાં શેઠ દેવશીભાઈએ ઠીક લાભ લીધો હતો. અહીં હુબલીસંઘે સાહમ્મીવચ્છલ કર્યું હતું અને પૂજા ભણાવી હતી.

જેઠ સુદિ ૧૩ ના ધારવાડ પધારતાં શાનદાર પ્રવેશોત્સવ થયો હતો. નૂતન જૈન-હૉલમાં પ્રવચન થતાં જૈન તથા જૈનેતરોએ સારો લાભ લીધો હતો. ત્રીજા દિવસે પ્રવચન માટે હિંદી હાઈસ્કૂલવાળાનો ઘણો આગ્રહ થતાં ‘ આદર્શજીવન ’ ઉપર જાહેર પ્રવચન આપવામાં આવ્યું હતું. હાઈસ્કૂલના કાર્યવાહકોએ સ્વાગત-ભાષણમાં હાર્દિક પ્રેમ દર્શાવી જૈનાચાર્યનાં ગુણગાન કર્યાં હતાં.

ત્યાંથી વિહાર કરી જેઠ વદિ ૬ ના રોજ બેલગામમાં પધારતાં સમસ્ત જનતાએ શાનદાર સ્વાગત કર્યું હતું. ઠેર ઠેર ગહુંલીઓ થઈ હતી અને શેઠશ્રી ચતુરભાઈ નગીનદાસના ધર્મપત્નીએ ખોબો ભરીને સોનાચાંદીનાં પુષ્પો ઉછાળ્યાં હતાં. રસ્તામાં શિવાનંદ થીએટરમાં તેઓશ્રીનું પ્રવચન થયું હતું. બાદ શ્રીફળની પ્રભાવના થઈ હતી.

### બેલગામ નગરપાલિકા તરફથી જાહેર સત્કાર

ત્યાંથી સૂરીશ્વરજી ટાઉનહૉલમાં પધાર્યા હતા કે જ્યાં બેલગામ નગરપાલિકા તરફથી તેમનો જાહેર સત્કાર-સમારંભ યોજવામાં આવ્યો હતો. ટાઉનહૉલમાં પધારતાં બેલગામના મેયરે તેમનું સુંદર સ્વાગત કર્યું હતું. આચાર્યશ્રીનાં મંગલાચરણ પછી સ્વાગતગીત ગવાયું હતું. ત્યાર બાદ નગરપાલિકાના પ્રમુખ શ્રી ખન્નૂકરે સ્વાગતનું ભાષણ કરતાં જણાવ્યું હતું કે ‘ બેલગામ નગરપાલિકાએ આજ સુધીમાં રાજકીય, સામાજિક અને શૈક્ષણિક ક્ષેત્રમાં આગળ પડતી અનેક વ્યક્તિઓને સ્વાગતપત્રિકાઓ અર્પણ કરી છે, પણ એક આચાર્યનું સુસ્વાગત કરવાનો અવસર આજે પહેલવહેલો છે. ’ આચાર્યશ્રીએ તેનો પ્રત્યુત્તર આપતાં જણાવ્યું હતું કે ‘ એક કાળે આપણા દેશમાં નીતિ, સદાચાર, સત્ય અને અહિંસા જનતાનાં જીવનમાં વણાયેલાં હતાં. તે કાળની મર્યાદા અને શિસ્ત, તથા તે કાળના વિવેક, વિનય અને ધર્મપ્રેમ પ્રશંસનીય હતા. એ જ્યારે આપણા દેશવાસીઓ ફરી અપનાવશે ત્યારે જ દેશ આબાદ અને ઉન્નત થશે. ’ અંતે આભારવિધિ થયા બાદ સભા વિસર્જન થઈ હતી.

આપ મ્હેસૂર ચાતુર્માસ કરો.' પણ વિનંતિનો સ્વીકાર થયો ન હતો. દાવણગેરે સંઘના આગેવાનો વિનંતિ કરવા આવ્યા હતા. વિહારના થોડા (૧૮ માઈલનાં) ચક્કરમાં પણ પૂજ્ય મહારાજશ્રીએ દાવણગેરે પધારવાનું સ્વીકાર્યું છે. તેઓશ્રી દાવણગેરે થઇ રાણીબેન્નુર વૈશાખ વદ ૧૦-૧૧ના પધારશે.'

### હરિહરથી રાણીબેન્નુર

હરિહરથી દાવણગેરે પધારતાં ૬૦ જેટલી ગહુંલીઓ થઈ હતી. પોલીસ ઇન્સ્પેક્ટર અને અડધો ડઝન પોલીસ મર્યાદા ખાતર એક માઈલથી સાથે હતા. સૂરીશ્વરજીનું પ્રભાવશાળી પ્રવચન સાંભળી જનતાએ અનેકવિધ નિયમો ગ્રહણ કર્યાં હતા. વિશેષમાં શીમોગા તથા રાણીબેન્નુરનો સંઘ દર્શનાર્થે આવ્યો હતો.

ત્યાંથી હરિહર થઇ વૈશાખ વદિ ૯ના રોજ રાણીબેન્નુર પધારતાં ભવ્ય સ્વાગત થયું હતું અને વ્યાખ્યાન-વાણીનો લાભ સારી રીતે લેવાયો હતો.

### રાણીબેન્નુરથી બેલગામ

ત્યાંથી બેડગી સંઘની વિનંતિ સ્વીકારી બેડગી પધારતાં અપૂર્વ આનંદ છવાયો હતો અને હાવેરી સંઘની વિનંતિ સ્વીકારી જેઠ સુદિ ૧ ના રોજ હાવેરીમાં પ્રવેશ કરતાં ઘણી મોટી સંખ્યામાં જનતા સન્મુખ આવી હતી. હાઈસ્કૂલમાં મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ બે જાહેર વ્યાખ્યાનો આપ્યાં હતાં. અહીં હુબલી તથા ગદગ સંઘના આગેવાનો દર્શનાર્થે આવ્યા હતા.

હાવેરીથી બંકાપુર પધારતાં બે જાહેર વ્યાખ્યાનો થયાં હતાં અને રાતના તાલુકાના સબ ડીવીઝનલ ઑફિસર દર્શનાર્થે આવ્યા હતા. તેમણે પૂજ્યશ્રી સાથે ધર્મચર્ચા કરીને ખૂબ પ્રસન્નતા અનુભવી હતી. બીજા દિવસે પણ તેઓ સાત માઇલ દૂર સૂરીશ્વરજીના મુકામે આવ્યા હતા અને બે કલાક પ્રશ્નોત્તરી કરી સમાધાન મેળવ્યું હતું.

હુંડસીમાં જૈનોનું એક પણ ઘર ન હતું, પણ ઇતર જનતાએ વ્યાખ્યાનશ્રવણનો લાભ સારી રીતે ઉઠાવ્યો હતો.

ત્યાંથી તણુસ અને છબ્બી થઇ હુબલી પધારતાં સેંકડોની સંખ્યામાં લોકો બે-ત્રણ માઇલ સુધી સામે આવ્યા હતા અને બેન્ડ વગેરેથી સ્વાગત કરી કૃતકૃત્ય થયા હતા. અહીંની ચાર દિવસની સ્થિરતામાં જાણે પર્યુષણપર્વ ચાલી રહ્યા હોય, એવું ભવ્ય વાતાવરણ સર્જાયું હતું, બે દિવસ ઠાઠમાઠથી પૂજાઓ ભણાવાઇ હતી. છેલ્લે દિવસે






शक्त्या च व्रतपालनं वरतपो ज्ञानस्य पाठस्तथा,
सैष श्रावकपुङ्गवस्य कथितो धर्मो जिनेन्द्रागमे ॥ '

પ્રતિદિન જિનેશ્વર ભગવાનની સવાર, બપોર અને સાંજ પૂજા કરવી; સાધુ-સાધ્વી-શ્રાવક-શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘનું યથાશક્તિ સન્માન કરવું; વાચના-પૃચ્છના-પરાવર્તના-અનુપ્રેક્ષા અને ધર્મકથારૂપ પાંચ પ્રકારનો સ્વાધ્યાય કરવો; વિધિપૂર્વક ગુરુનું સેવન કરવું; બને તેટલું દાન દેવું; સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન એ છ આવશ્યકનું અનુષ્ઠાન કરવું; શક્તિ પ્રમાણે શીલનું પાલન કરવું; શ્રેષ્ઠ તપનું આચરણ કરવું અને ભાવવૃદ્ધિ થાય તેવા શાસ્ત્રપાઠોનું સ્મરણ કરવું, એ જિનાગમોમાં કહેલો શ્રાવકનો ધર્મ છે.

## વિવિધ કાર્યો

અહીં ચાતુર્માસ દરમિયાન સર્વ સ્થળોની જેમ ધર્મની સુંદર પ્રભાવના થઈ હતી અને સાહિત્યપ્રચાર તથા જ્ઞાનભંડારની વૃદ્ધિનું કામ ચાલુ રહ્યું હતું. આ તરફના પ્રદેશમાં જૈન ધર્મનો પ્રચાર કરવા માટે 'આર્હત-ધર્મ-પ્રકાશ'ની ૫૦૦૦ મરાઠી નકલો પ્રકટ કરવામાં આવી હતી, તેમજ રૂપિયા ૧૫૦૦ નાં પુસ્તકો વસાવી 'શ્રી ચંદ્રપ્રભ જૈન પુસ્તકાલય' સ્થાપવામાં આવ્યું હતું. આ કાર્યમાં બહેનોનો ફાળો ઘણો મોટો હતો. ઉપરાંત કલિકાલસર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્ય, શ્રીમદ્ હીરવિજયસૂરીશ્વરજી મહારાજ, શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ, શ્રીમદ્ વિજયકમલસૂરીશ્વરજી મહારાજ, શ્રીમદ્ વિજય-લબ્ધિસૂરીશ્વરજી મહારાજ, શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ વગેરેનાં તૈલચિત્રો ઉપાશ્રયમાં શ્રી સંઘ તરફથી ખુલ્લાં મૂકાયાં હતાં.

પર્યુષણ પર્વ નજીક આવતાં શ્રીસંઘે ખાસ આમંત્રણપત્રિકા બહાર પાડી જણાવ્યું હતું કે 'પૂજ્યપાદ આચાર્યદેવ શ્રીમદ્ વિજય લક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ આદિ ઠાણા ૬ અત્રે ચાતુર્માસ પધારતાં સમસ્ત નગરજનો તરફથી તેઓશ્રીનો શાનદાર પ્રવેશ મહોત્સવ ઉજવાયો હતો. હાલ વિવિધ વિષયો પર ઓજસ્વી શૈલિથી તેઓશ્રીનાં અનેક જાહેર વ્યાખ્યાનો થઈ રહ્યાં છે અને શ્રી સંઘની વિનંતિથી શ્રી ભગવતી સૂત્ર તથા ભાવનાધિકારે શ્રી કૃષ્ણચરિત્ર વ્યાખ્યાનમાં વંચાય છે, તેનો શ્રોતાવૃંદ સહર્ષ સોલ્લાસ સારા પ્રમાણમાં લાભ લઈ રહ્યો છે. તેઓશ્રીની નિશ્રામાં શ્રી નવકાર મંત્ર તથા અષ્ટમહાસિદ્ધિ તપની આરાધનામાં સારી સંખ્યામાં ભાવિકો જોડાયા હતા, હવે અક્ષયનિધિ તપની આરાધના પણ શરૂ થવાની છે.




અહીં ચાર દિવસની સ્થિરતા દરમિયાન સેંકડો મુમુક્ષુઓએ સૂરીશ્વરજીનાં દર્શન-સમાગમનો લાભ લીધો હતો અને જૈન ધર્મના સિદ્ધાંતો વિષે જાણકારી મેળવી હતી. છેલ્લે દિગમ્બર સમાજની વિનંતિને માન આપી મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ દિગમ્બર જૈન હૉલમાં દોઢ કલાક સુધી સંગીતમય પ્રવચન કરી સભાને મુગ્ધ બનાવી દીધી હતી. દિગમ્બર સમાજના પ્રમુખે તેઓશ્રીનો બહુ સારા શબ્દોમાં હાર્દિક આભાર માન્યો હતો.

અહીંની સ્થિરતા દરમિયાન શેઠ શ્રી ચતુરભાઈ નગીનદાસ, તેમના સુપુત્ર શ્રી માનચંદભાઈએ અપ્રતિમ સેવા બજાવી હતી. વિશેષમાં નિપાણી, ખાનાપુર, સંકેશ્વર, હુબલી વગેરે સ્થળના આગેવાનો દર્શનાર્થે આવ્યા હતા.

## બેલગામથી નિપાણી

બેલગામથી જેઠ વદિ ૧૧ના રોજ વિહાર કરી હોણગા-ખાનાપુર થઈ સૂરીશ્વરજી સંકેશ્વર પધાર્યા હતા. ત્યાં જૈનનાં બે ઘર હોવા છતાં રામ થીએટરમાં જાહેર વ્યાખ્યાન થતાં એક હજાર શ્રોતાઓએ હાજરી આપી હતી.

ત્યાંથી કણગલા પધારતાં જનતાએ ભારે ઉત્સાહથી સામૈયું કર્યું હતું અને તેમની વિશદ વાણીનો પૂરા પ્રેમથી લાભ ઉઠાવ્યો હતો.

ત્યાંથી નિપાણી ગામ બહાર મ્યુનિસિપલ હાઈસ્કૂલમાં પધારતાં ભારે સ્વાગત થયું હતું. લોકોનો ઉત્સાહ અપાર હતો. તેમણે સૂરીશ્વરજીનો યોગ્ય સત્કાર કરવા માટે અગ્રગણ્ય નાગરિકોની એક સમિતિ રચી હતી અને તેનાં આમંત્રણને માન આપી નગર-પ્રવેશ કરવાના સમયે શહેરના તમામ આગેવાનોએ હાજરી આપી હતી. ઉપરાંત મહારાષ્ટ્રના જુદા જુદા ભાગોમાંથી અનેક સ્ત્રી પુરુષો આ પ્રસંગનો લાભ લેવા આવી પહોંચ્યા હતા. છથી સાત જેટલા પોલીસો તથા સંખ્યાબંધ સ્વયંસેવકો વ્યવસ્થા જાળવી રહ્યા હતા. ઠેર ઠેર પૈસા ઉછાળવામાં આવ્યા હતા અને સોનારૂપાનાં ફૂલોથી વધામણાં થયાં હતાં. સામૈયું પૂરું થતાં સૂરીશ્વરજી સંઘસમેત જિનમંદિરે પધાર્યા હતા અને શ્રી ચંદ્રપ્રભસ્વામીની અમૃત ઝરતી મુખમુદ્રાનાં દર્શન કરીને સામે જ આવેલા ઉપાશ્રયમાં (જ્ઞાનમંદિરમાં) બિરાજ્યા હતા કે જે રૂપિયા એંશી હજારના ખર્ચે પૂજ્યશ્રીની પ્રેરણાથી હમણાં જ તૈયાર થયો હતો અને જેનું ઉદ્ઘાટન અહીંના શાહ સોદાગર શેઠશ્રી દેવચંદ છગનલાલે આજે પ્રાતઃકાલમાં જ કર્યું હતું.

આચાર્યશ્રીએ મંગલ પ્રવચન કરતાં નીચેના શ્લોક પર સુંદર વિવરણ કર્યું હતું:-

'त्रैकाल्यं जिनपूजनं प्रतिदिनं सङ्घस्य सन्माननं,
स्वाध्यायो गुरुसेवनं च विधिना दानं तथाऽऽवश्यकम् ।



પૂજ્ય આચાર્યશ્રીના ઉપદેશથી નિર્માણ થએલ જૈન જ્ઞાનમંદિર તથા ઉપાશ્રય-નિપાણી.



મૂળચંદ વજેચંદ–ખંભાત
( મુનિરાજ શ્રી કીર્તિવિજયજીના
સંસારી ધર્મપિતા )



ખીમકોરબાઈ–ખંભાત
( મુનિરાજ શ્રી કીર્તિવિજયજીના
સંસારી માતુશ્રી )



પૂજ્યશ્રીની પ્રેરણાથી નિર્માણ થએલ શ્રી આત્મ-કમલ-લબ્ધિસૂરીશ્વરજી
જૈન જ્ઞાનમંદિરની ભવ્ય ઈમારત–દાદર, મુંબઈ




કહી બતાવ્યા હતા, તેમજ સંસ્કૃત શ્લોકના આડાઅવળા શબ્દો માત્ર એક જ વાર શ્રવણ કરી પ્રયોગના અંતે મધુર કંઠે છંદોબદ્ધ કહી સંભળાવતાં સભા આફરીન થઈ ગઈ હતી.

તેમના ગણિતના પ્રયોગો અત્યંત ચમત્કારિક હતા. એક પ્રેક્ષકે નીચેની પંચઘાત રકમ સંભળાવી હતીઃ ૧૩૫૦૧૨૫૧૦૭. મહારાજશ્રીએ તરત તેનો ઉત્તર ૬૭ આપતાં તાલીઓના ગડગડાટ થયા હતા. ૬ અંકનો વર્ગ મોઢેથી કહી બતાવ્યો હતો.

એક પ્રેક્ષકે ૬૫૮૫૦૩ એ ઘન રકમ સંભળાવી તેનું મૂળ શોધી આપવાનું કહેતાં પૂજ્ય મહારાજશ્રીએ તરત જ ઉત્તર આપ્યો હતો કે ૮૭.

એક વિદ્વાને નીચેનો ગુણાકાર તૈયાર કરેલોઃ—

૯૭૫૩૨૧૪૬૮૦૯૭
×૮૬૪૧૨૩૫૭૯૬૪૩

૮૪૨૭૯૮૨૭૮૩૧૪૬૪૫૬૬૩૧૪૩૭૧

આ ગુણાકારમાં એક અંક ગુપ્ત રાખવામાં આવ્યો હતો, પરંતુ મહારાજશ્રીએ તે જ ક્ષણે તેનો જવાબ આપતાં સભામાં હર્ષનું મોજું ફરી વળ્યું હતું. આ રીતે સરવાળા, બાદબાકી અને ભાગાકારના મોટી મોટી રકમોનાં ગુપ્તાંકો, ૧૧ સમફરકવાળી રકમોનો સરવાળો વગેરેનાં ખૂબ જ સ્ફૂર્તિથી પ્રત્યુત્તરો આપતાં સભા મંત્રમુગ્ધ બની ગઈ હતી.

ઇસ્વીસનના કોઈ પણ મહીનાની તારીખનો વાર, નવ જણ વચ્ચે વીંટી પસાર કરી, છેવટે કોની પાસે રહેલી છે તેનું નામ, ૩૧ પ્રશ્નોમાંથી ધારેલો પ્રશ્ન વગેરે કહી બતાવ્યા હતા.

પ્રસંગો ઘણી રમૂજ સાથે પ્રેક્ષકો નિહાળી રહ્યા હતા. ઉપરાંત કરપલ્લવી યાને સંજ્ઞાથી અપાયેલો સંદેશ અવધાનકારે બરાબર ઝીલ્યો હતો અને પ્રયોગના અંતે તે અક્ષરશઃ કહી બતાવતાં જયજયકાર થયો હતો.

ચાર પ્રેક્ષકોએ જુદા જુદા ગ્રંથોનાં નામો, પ્રકરણો, શ્લોકસંખ્યા અને આદ્ય શબ્દો કહ્યા હતા, તે પણ તેમણે અણિશુદ્ધ કહી બતાવ્યા હતા અને એક પ્રેક્ષકે ૪૫ આગમો પૈકી એક આગમ ઉપાડી, તેનો અમુક ભાગ ખોલી પૂજ્ય આચાર્યશ્રીને તેની એક સાધુને વાચના આપવા વિનંતિ કરી હતી, તે પ્રમાણે આચાર્યશ્રીએ એક સાધુને વાચના આપતાં સઘળી હકીકત અવધાનકારે યાદ રાખી હતી અને આચાર્યશ્રીએ તેમાંનું એક પત્ર હાથમાં આપી તેનો સભાજનોને અર્થ સમજાવવાનો આદેશ કરતાં અવધાનકારે




આપ શ્રીસંઘને પૂજ્ય ગુરુદેવની પુણ્ય નિશ્રામાં મહામંગલકારી પર્વાધિરાજ શ્રી પર્યુષણા મહાપર્વની આરાધના કરવા માટે પધારવા ભાવભર્યું નિમંત્રણ કરીએ છીએ, તો આપ અત્રે પધારી લાભ લેવા મહેરબાની કરશો.'

× × × મુનિશ્રી પૂર્ણભદ્રવિજયજી મહારાજ સાહેબે સોળ ઉપવાસનાં પચ્ચક્ખાણ કર્યાં છે અને માસક્ષમણ કરવાની ભાવના છે.'

પર્યુષણમાં હજારથી દોઢ હજાર જેટલા ભાવિકો આરાધનાર્થે આવ્યા હતા.

શતાવધાન

પર્યુષણ પર્વની રૂડી રીતે આરાધના થયા પછી મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ અવધાનનું શિક્ષણ લગભગ પૂરું કર્યું હતું અને સકલ સંઘ તથા સામાન્ય લોકસમૂહ તેમની એ ચમત્કારિક શક્તિ નજરે નિહાળવા થનગની રહ્યો હતો, એટલે આસો સુદિ ૧૪ના રોજ ઉપાશ્રયનાં વિશાળ હૉલમાં પૂજ્યશ્રીની પુણ્ય નિશ્રામાં તેમણે શતાવધાનનો કાર્યક્રમ સફળ રીતે કરી બતાવ્યો હતો. આથી શ્રીસંઘે તેમને 'શતાવધાની'નું બિરુદ અર્પણ કર્યું હતું.

આ કાર્યક્રમનો સ્પષ્ટ ખ્યાલ તા. ૭–૧૧–૫૫ના મુંબઈ સમાચારમાં પ્રકટ થયેલા નીચેના હેવાલ પરથી આવી શકશે—

'મુનિરાજશ્રી કીર્તિવિજયજી વ્યાકરણ, કાવ્ય, કોષ, જ્યોતિષ, ન્યાય આદિ વિવિધ વિષયો પર સારું પ્રભુત્વ ધરાવે છે. તેમણે આર્હત–ધર્મ–પ્રકાશ, અમીનાં વહેણ, સંસ્કારસીડી, મહાવીરચરિત્ર, અહિંસા અને માર્ગદર્શન, વૈરાગ્ય–રસ–ઝરણું આદિ અનેક પુસ્તકો લખેલાં છે અને તેના વિવિધ ભાષામાં ભાષાંતરો થયેલાં છે. તેમણે નિપાણી–જૈનસંઘની વિનંતિને માન આપી તા. ૩૦–૧૦–૫૫ રવિવારના રોજ બપોરના ૧૨–૧૫ વાગતાં પૂ. મ. આચાર્યદેવેશ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજની અધ્યક્ષતામાં વિશાળ જનમેદની સમક્ષ પૂરા સો અવધાનો કરી બતાવતાં તમામ પ્રેક્ષકો આશ્ચર્યમાં ડૂબી ગયા હતા.

આ પ્રયોગોમાં તેમણે ૧૨ ટુકડે ૩૬ અંકની એક મોટી સંખ્યા યાદ રાખી પ્રયોગના અંતે કહી બતાવતાં ભલભલા વિદ્વાનો પણ માથું ખજવાળતા હતા. ૧૨ વસ્તુ સ્પર્શમાત્રથી અને ૧૨ વસ્તુ દર્શનમાત્રથી યાદ રાખી હતી. ૮ દેવી, દેવ, નગર અને પર્વતનાં નામો સાંભળીને યાદ રાખ્યાં હતાં તથા હિંદી, સંસ્કૃત, ગુજરાતી, પ્રાકૃત, મરાઠી, કાનડી, ઇંગ્લીશ વગેરે ભાષાઓના છ શબ્દોનાં વાક્યો યાદ કરીને છેવટે અક્ષરશઃ



નીપાણીની મ્યુનિસિપાલીટી તરફથી પૂ. ગુરુદેવને મ્યુ. હૉલમાં સન્માનપત્રિકા અર્પણ કરવામાં આવી ત્યારે મ્યુ. પ્રેસીડેન્ટ શેઠ દેવચંદભાઈ છગનલાલ સન્માનપત્ર વાંચી રહ્યા છે.

તા ૩૦-૧૧-૫૫ આસો સુદ ૧૪. નિપાણીમાં મુનિરાજશ્રી કીર્તિવિજયજી શતાવધાન કરી રહ્યા છે.



શતાવધાન પ્રસંગે ઉમટેલી માનવમેદની.

નથી અને આયંબિલની તપશ્ચર્યાપૂર્વક બધો વિધિ કરવાનો હોય છે. તેમની આ આરાધના નિર્વિઘ્ને પૂર્ણ થઇ હતી.

ત્યારબાદ પૂજ્યશ્રીની પ્રેરણાથી શેઠ ડાહ્યાલાલ લલ્લુભાઈને મહામંગળકારી ઉપધાન તપની આરાધના કરાવવાની ભાવના થતાં કાર્તિક વદિ ૧૧ અને કાર્તિક વદિ બીજી ૧૩ નાં મુહૂર્તો આપવામાં આવ્યાં હતાં. આ તપમાં ૮૫ સ્ત્રી પુરુષો જોડાયાં હતાં. પૂર્ણાહુતિ દિને શ્રી સંઘ તરફથી માલારોપણ-મહોત્સવ ઉજવાયો હતો, તેમાં ૪૮ ભાઈ બહેનોને માળ પહેરાવાઇ હતી. તે નિમિત્તે અઠ્ઠાઈ મહોત્સવ તેમજ શાન્તિસ્નાત્ર મહોત્સવ ઉજવાયા હતા અને દેવદ્રવ્યાદિની ઉપજ આશરે રૂપિયા આઠ હજારની થઇ હતી. સાધર્મિક ભક્તિના ફાળામાં પણ સારી રકમ ભરાઇ હતી. આ અરસામાં મહારાષ્ટ્રના સંઘો ઘણી મોટી સંખ્યામાં દર્શનાર્થે આવ્યા હતા. આ પ્રકરણ પૂરું કરીએ તે પહેલાં એટલું જણાવવું જરૂરી છે કે તા. ૨૧-૯-૫૫ના રોજ અહીંની નગરપાલિકા તરફથી સૂરીશ્વરજીનો સત્કાર કરવા માટે એક વિશિષ્ટ સમારંભ યોજાતાં નગરપાલિકાના પ્રમુખ શેઠ દેવચંદભાઇ છગનલાલે સન્માનપત્ર વાંચી સંભળાવી પૂજ્યશ્રીને અર્પણ કર્યું હતું.






સુંદર વિવરણ કરીને શ્રોતાજનોને પોતાની પ્રકાંડ વિદ્વત્તાનો પરિચય આપ્યો હતો. એક પત્રકારે આત્મા વિષે પ્રવચન આપવાનું જણાવતાં મુનિશ્રીની વકતૃત્વશક્તિનો પરિચય થયો હતો.

આ પ્રયોગનું સંચાલન નિપાણી જૈન સંઘની વિનંતિને માન આપીને મુંબઇથી ખાસ પધારેલા સુપ્રસિદ્ધ લેખક સાક્ષર શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ ટોકરશી શાહે કર્યું હતું. તેમણે જનતાને લાઉડસ્પીકર દ્વારા પ્રત્યેક વિષયની સ્પષ્ટ સમજૂતી આપી હતી. તેમની આ સેવા બદલ શ્રી સંઘે ખૂબ આભાર પ્રદર્શિત કરી તેમને હારતોરા એનાયત કર્યાં હતા.

કાર્યક્રમમાં જાહેર થયેલા સોએ સો પ્રયોગો અવિશુદ્ધ પૂરા થતાં હર્ષથી પ્રફુલ્લિત બનેલા નિપાણીના સંઘે તેમજ મહારાષ્ટ્રના આગેવાનોએ કવિકુલતિલક પૂજ્ય મુનિરાજશ્રી કીર્તિવિજયજી મહારાજને શતાવધાનીનું બિરુદ આપ્યું હતું. તે વખતે આખી સભાએ જય જયના ગુંજારવો કરી વાતાવરણ ગુંજતું કર્યું હતું.

આ પ્રસંગે નિપાણીસંઘનાં ખાસ આમંત્રણથી મુનિશ્રીના સંસારી બહેન, બંધુ અને માતાજી ખીમકોરબહેન વગેરે પધાર્યાં હતા. તેમનું નિપાણીનાં જૈનસંઘવતી અગ્રગણ્ય કાર્યકર્તા શેઠ દેવચંદભાઇ છગનલાલે પુષ્પહારથી સ્વાગત કર્યું હતું અને આવા સુપુત્રને જન્મ આપવા બદલ પરમ હર્ષ પ્રકટ કર્યો હતો.'

મુનિરાજશ્રી કીર્તિવિજયજીની આ શક્તિને અંજલી આપતાં એક કવિએ કહ્યું હતું કે—

> न्यायव्याकृतिकाव्यशास्त्ररसिकः स्याद्वादकंठीरवः
> प्राणिव्रातसुखंकरः सुकवितामाणिक्यमालाधरः ।
> वादिज्ञाननदीस्मयोत्सृतिविधावाश्चर्यकृद्धीधनो,
> देयात् शं तु शतावधाननिपुणः श्रीकीर्तियोगीश्वरः ॥

ન્યાય, વ્યાકરણ અને કાવ્યશાસ્ત્રમાં રસ લેનાર, સ્યાદ્વાદના વિષયમાં સિંહ સમાન, પ્રાણીઓના સમૂહને સુખ ઉપજાવનાર, સુંદર કવિતાઓરૂપી માણિક્યની માળાને ધારણ કરનાર, વાદીઓની જ્ઞાનસરિતાઓનું અભિમાન ઉતારવામાં આશ્ચર્ય ઉપજાવનાર, બુદ્ધિ-રૂપી ધનવાળા, શતાવધાનમાં નિપુણ યોગીરાજ શ્રી કીર્તિવિજયજી મહારાજ સહુનું કલ્યાણ કરો.

કારતક સુદિ ૮ થી સૂરીશ્વરજીએ સૂરિમંત્રની પંચમ પીઠની આરાધના શરૂ કરી હતી કે જેમાં સોળ દિવસ સુધી મૌન પાળવાનું હોય છે, સ્ત્રીનું મુખ જોઇ શકાતું

કીર્તિવિજયજીએ અષ્ટગી થિયેટરમાં 'માનવજીવનની મહત્તા' પર પ્રકાશ ફેંકતાં જણાવ્યું હતું કે—

" महता पुण्यपण्येन, क्रीतेयं कायनौस्त्वया ।
पारं भवोदधेर्गन्तुं, त्वर यावन्न भिद्यते ॥ "

હે પુરુષ! પુણ્યરૂપી ઘણું મૂલ્ય ચૂકવીને તેં આ શરીરરૂપી નૌકાને ખરીદેલી છે, માટે તેનો નાશ થાય તે પહેલાં જ તેના વડે ભવસાગરને તરી જવાની ઉતાવળ કર.

" संपदो जलतरङ्गविलोला, यौवनं त्रिचतुराणि दिनानि ।
शारदाभ्रमिव चञ्चलमायुः, किं धनैः ? कुरुत धर्ममनिन्द्यम् ॥ "

સંપત્તિ જળના તરંગ જેવી અસ્થિર છે, યૌવન ત્રણ-ચાર દિન ટકવાવાળું છે, આયુષ્ય શરદ ઋતુનાં વાદળ જેવું ક્ષણિક છે, તેથી ધન કમાયે શું થશે? તે માટે પવિત્ર ધર્મનું જ આચરણ કરો.

**ધર્મની પરીક્ષા શી રીતે કરવી?**

અહીં એક શ્રોતાએ પૂછ્યું કે બધા ધર્મવાળાઓ પોતપોતાના ધર્મને ઉત્તમ કહે છે, તો તેમાંથી કયા ધર્મને ઉત્તમ સમજવો? અર્થાત્ ધર્મની પરીક્ષા શી રીતે કરવી?

ઉત્તરમાં પ્રજ્ઞાપટુ મુનિરાજે નિમ્ન શ્લોક સંભળાવ્યો હતો:—

" यथा चतुर्भिः कनकं परीक्ष्यते, निघर्षणच्छेदनतापताडनैः ।
तथैव धर्मो विदुषा परीक्ष्यते, श्रुतेन शीलेन तपोदयागुणैः ॥ "

જેમ સોનાની પરીક્ષા નિઘર્ષણ એટલે કસ કાઢીને, છેદન એટલે છીણી મારીને, તાપ એટલે ભઠ્ઠીમાં તપાવીને તથા તાડન એટલે હથોડાથી ટીપીને કરવામાં આવે છે, તેમ ધર્મની પરીક્ષા વિદ્વાનો ચાર રીતે કરે છે: શાસ્ત્રવડે, શીલવડે, તપવડે અને દયાદિ ગુણોવડે. તાત્પર્ય કે કોઇપણ ધર્મની પરીક્ષા કરવી હોય તો પ્રથમ તેનાં શાસ્ત્રો જોવામાં આવે છે. તે જો પ્રામાણિક અને સંવાદવાળાં જણાય તો તે ધર્મને ઉત્તમ માનવામાં આવે છે અને અપ્રમાણિક તથા પરસ્પર વિસંવાદવાળાં જણાય તો તે ધર્મને નિકૃષ્ટ માનવામાં આવે છે. પછી તે ધર્મ કેવા પ્રકારનાં ચારિત્રનો ઉપદેશ આપે છે, તેની તપાસ કરવામાં આવે છે. તેમાં જો સદાચારનું સમર્થન થયું હોય તો તે ધર્મને ઉત્તમ ગણવામાં આવે છે અને એક યા બીજા પ્રકારે દુરાચારને છૂટો દોર આપવામાં આવ્યો હોય તો તે ધર્મને નિકૃષ્ટ ગણવામાં આવે છે. પછી તે ધર્મમાં તપશ્ચર્યાને કેવું સ્થાન



# પ્રકરણ અઢારમું

## નિપાણીથી બીજાપુર

ચાતુર્માસ અને શેષકાળમાં ધર્મપ્રભાવનાનાં અનેક કાર્યો કરી માહ સુદિ ૧૨ તા. ૨૧-૨-૫૬ ના મધ્યાહ્‌ન કાળે નિપાણીથી વિહાર કરતાં સેંકડો સ્ત્રી-પુરુષો વિદાયગીરી આપવા એકત્રિત થયા હતા. તેમણે સૂરીશ્વરજીનો સદુપદેશ સાંભળી નાની-મોટી અનેક પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી હતી અને 'પાછા જલદી પધારજો' એવી વિનંતિપૂર્વક ભાવભરી વિદાય આપી હતી.

### પહેલો મુકામ

પહેલા મુકામે નિપાણીથી ઘણા માણસો દર્શને આવ્યા હતા. ત્યાં આચાર્યશ્રીએ સાંજના જાહેર વ્યાખ્યાન આપ્યું હતું અને રાતે પણ સારી એવી ધર્મચર્ચા કરી હતી. અહીં મરાઠી તથા કાનડી એ બંને ભાષા બોલનારા લોકો વસતા હતા, એટલે આર્હત-ધર્મ-પ્રકાશની મરાઠી તથા કાનડી નકલો વહેંચવામાં આવી હતી અને બીજા ધાર્મિક સાહિત્યનો પણ વ્યવસ્થિત પ્રચાર થયો હતો. આ કાર્ય વિહાર દરમિયાન સર્વત્ર ચાલુ રહ્યું હતું. કેટલાક લોકો આ સાહિત્ય વાંચીને પ્રશ્નો પૂછતા હતા, તેનો યોગ્ય ઉત્તર આપવામાં આવતો હતો.

### ચીકોડી

ચીકોડી પધારતાં યશવંત ટોકીઝમાં 'વિશ્વશાંતિ' ઉપર જાહેર પ્રવચન થયું હતું, તેનો અધિકારીઓ, શિક્ષકો, વકીલો તથા સામાન્ય જનતાએ સારો લાભ લીધો હતો.

### ગુલીપુર

ત્યાંથી જોધહટ્ટી અને કંકનવાડી થઇ ગુલીપુર પધારતાં મુધોળ, જમખંડી તથા બાગલકોટના ૨૦-૨૫ ભાઇ બહેનો દર્શનાર્થે આવ્યાં હતાં.

### મહિલિંગપુર

મહિલિંગપુર પધારતાં બેન્ડ વગેરેથી ભવ્ય સ્વાગત થયું હતું. સાંજના મુનિરાજશ્રી

અહીંના આગેવાન નગરજનોના આગ્રહથી મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ ૫૦ થી ૬૦ જેટલા અવધાનપ્રયોગ કરી બતાવતાં સમસ્ત જનતા પર જબ્બર પ્રભાવ પડ્યો હતો.

બીજા દિવસે વિદ્યાર્થીઓના એક પ્રચંડ સમૂહને સંબોધતાં મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ જણાવ્યું હતું કે ' હે ભાગ્યશાળીઓ ! પ્રબળ પુણ્યના યોગે તમને બધાને માનવદેહ મળ્યો છે અને વિદ્યાભ્યાસ કરવાની સુંદર તક સાંપડી છે, તો તેનો બરાબર લાભ લેજો. વિદ્યા, ધન અને ધર્મ પરિશ્રમથી જ પ્રાપ્ત થાય છે, માટે આળસ કે પ્રમાદને નજીક આવવા દેશો નહિ. આપણા એક નીતિકારે કહ્યું છે કે—

" सुखार्थी त्यजते विद्यां, विद्यार्थी त्यजते सुखम् ।
सुखार्थिनः कुतो विद्या ? विद्यार्थिनः कुतः सुखम् ? ॥ "

જેને એશઆરામ ગમે છે તે વિદ્યાને છોડે છે અને જેને વિદ્યા ગમે છે તે એશઆરામને છોડે છે. એશઆરામના અર્થીને વિદ્યાની પ્રાપ્તિ ક્યાંથી હોય ? અને વિદ્યાના અર્થીને એશઆરામની પ્રાપ્તિ ક્યાંથી હોય ? મતલબ કે જેને વિદ્યાભ્યાસ કરીને સુશિક્ષિત થવું છે, સંસ્કારી થવું છે, પંડિત કે પ્રાજ્ઞ થવું છે, તેણે એશઆરામના વિચારને અંતરથી અળગો કરવો જોઈએ.

વિદ્યાભ્યાસ માત્ર પરીક્ષા માટે કરવાનો નથી, પણ જ્ઞાનપ્રાપ્તિ અર્થે કરવાનો છે, એ વાત પર તેમણે સહુનું લક્ષ ખેંચ્યું હતું અને 'न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते' એ શ્રુતિવાક્યનો મર્મ સમજાવી સાચી જ્ઞાનોપાસના કરવાનો અનુરોધ કર્યો હતો. ત્યારબાદ થોડા અવધાનપ્રયોગો કરી બતાવતાં સહુને અત્યંત આનંદ થયો હતો અને પોતાની ધારણાશક્તિનો ઉચ્ચતમ વિકાસ કરવાની અભિલાષા પ્રકટી હતી.

અહીં લોકો પર અનેકવિધ ઉપકાર થયો હતો. બે મરાઠા કુટુંબોએ કાયમને માટે દારૂ-માંસનો ત્યાગ કર્યો હતો તથા જીવહિંસા છોડી હતી. નાસ્તિકતાને વરેલા એક ડૉક્ટરને સાધુસંત પ્રત્યે ભારે અણગમો હતો, તેમનાં જીવનનું ભારે પરિવર્તન થઈ ગયું હતું. જ્યારે સૂરીશ્વરજીએ અહીંથી વિહાર કર્યો, ત્યારે તેઓ એક બાળકની જેમ રડવા લાગ્યા હતા. બીજા પણ અનેક સ્ત્રીપુરુષોએ અનેકવિધ પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી હતી. અહીંના ઉત્સાહી યુવક શ્રી તારાચંદજી, શ્રી વૃદ્ધિચંદજી, શ્રી માણેકચંદજી અને શ્રી રતનચંદજી વગેરેની સેવા ઉલ્લેખનીય ગણાય.

અહીં બીજાપુરના આગેવાનો શેઠ ગણપતચંદ પદમચંદ, શેઠ બાબુભાઈ વગેરે દર્શને આવ્યા હતા અને બીજાપુર પધારવાની જોરદાર વિનંતિ કરી ગયા હતા. વળી

અપાયું છે, તેની ખાતરી કરવામાં આવે છે. જો તેમાં બાહ્ય અને અભ્યંતર તપશ્ચર્યાને યોગ્ય સ્થાન અપાયું હોય તો તે ધર્મને ઉત્તમ ગણવામાં આવે છે અને ખાવા-પીવા-મોજ કરવાની સ્થિતિ ઊભી રાખી હોય તો તે ધર્મને નિકૃષ્ટ ગણવામાં આવે છે. છેવટે તેમાં દયા, દાન વગેરે ગુણોની કેવી હિમાયત કરવામાં આવી છે, તેની માહિતી મેળવવામાં આવે છે. જો તેમાં એ ગુણોનું યથાર્થ પ્રતિપાદન થયું હોય તો તે ધર્મને ઉત્તમ ગણવામાં આવે છે અને એ ગુણો તરફ વિશેષ લક્ષ અપાયું ન હોય કે નામ માત્રનું જ પ્રતિપાદન કરવામાં આવ્યું હોય તો તે ધર્મને નિકૃષ્ટ ગણવામાં આવે છે.'

આ ઉત્તરથી પ્રશ્નકારનાં મનનું સુંદર સમાધાન થયું હતું અને તેનાં મન પર એવી છાપ પડી હતી કે જૈન ધર્મ પોતાની વાહવાહ કરનારો જ નથી, પણ ગુણનો સાચો પરીક્ષક છે, એટલે તે જગતનો એક ઉચ્ચ કોટિનો ધર્મ છે.

### વિહારમાં સામાન્ય પરિસ્થિતિ

આ વિહારનું વિશેષ વર્ણન કરીએ તે પહેલાં એટલું જણાવી દેવાની જરૂર સમજીએ છીએ કે આ પ્રદેશમાં જૈનોનાં ઘર ભાગ્યે જ આવતા, પણ સૂરીશ્વરજીની ખ્યાતિ સર્વત્ર ફેલાઇ ગયેલી હોવાથી ગામલોકો સાથે મળીને તેમનો સુંદર સત્કાર કરતા, તેમનાં દર્શન-સમાગમનો સારી રીતે લાભ લેતા અને તેમનાં પ્રવચનો સાંભળીને માંસ-મદિરાનો ત્યાગ, જીવહિંસાનો ત્યાગ, પરસ્ત્રીનો ત્યાગ, નિત્ય નવકાર મંત્રનું સ્મરણ વગેરે પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરતા હતા.

### સુધોળમાં મહાપ્રભાવ

તા. ૮-૩-૫૬ના રોજ સુધોળ પધાર્યા ત્યારે આનંદોત્સવનું એક અપૂર્વ દૃશ્ય ખડું થયું હતું. ગામમાં સ્થળે સ્થળે રંગબેરંગી ધ્વજા-પતાકાઓ ફરકતી હતી, સુંદર સુભાષિતોવાળાં બોર્ડો નજરે પડતાં હતાં અને કલાકારીગરીથી શોભતી કમનીય કમાનો દૃષ્ટિનું અપૂર્વ આકર્ષણ કરતી હતી. જનતા દૂર સુધી સામી આવી હતી અને ભૂરિ ભૂરિ પ્રણામો કરતી સાથે ચાલી રહી હતી. પૂજ્યશ્રીએ ગામમાં પ્રવેશ કરતાં જ ત્યાંના મેજીસ્ટ્રેટ, નગરપાલિકાના પ્રમુખ અને જૈન સંઘે ભાવભીનું સ્વાગત કર્યું હતું.

અહીં પૂજ્યશ્રી રોજ સવારે આધ્યાત્મિક પ્રવચનો કરતા હતા અને આત્મા, કર્મ, પૂર્વજન્મ વગેરે ગંભીર વિષયો પર અપૂર્વ પ્રકાશ પાડતા હતા. બપોરે મુનિરાજશ્રી કીર્તિવિજયજી સંગીતની મધુર રસલહાણ સાથે બોધપ્રદ જૈન કથાઓ સંભળાવતા હતા, એટલે જનતાનું જબ્બર આકર્ષણ થયું હતું.




સ્વામીને ગાદીએ બિરાજમાન કરવામાં આવ્યા હતા. પૂજ્યશ્રીએ સૂરિમંત્રમંત્રિત વાસક્ષેપ નાખ્યો હતો. ત્યારબાદ શિખર પર ધ્વજા ફરકાવવામાં આવી હતી. સુદિ ૧૧ ના રોજ દ્વારોદ્ઘાટન કરવામાં આવ્યું હતું. દેવદ્રવ્યમાં રૂા. ૧૬ થી ૧૭ હજારની ઉપજ થઈ હતી, જે અહીં માટે ઘણી સારી ગણી શકાય.

આ મહોત્સવમાં રોજ પૂજાઓ ભણાવાતી હતી, પ્રભુજીને ભવ્ય અંગરચનાઓ થતી હતી અને રાત્રે સંગીતમય ભાવના બેસતી હતી, ઉપરાંત ઇલાચીકુમાર અને શ્રી પાર્શ્વનાથ-સ્વામી તથા કમઠની આકર્ષક રચનાઓ કરવામાં આવી હતી. તેનો જનતાએ સારા પ્રમાણમાં લાભ લીધો હતો.

આ પ્રસંગે ગદગ, હુબલી, અનીગેરી, બીજાપુર, મુધોળ, જમખંડી, ગોકાક, બેલગામ, બેલહોંગલ, નિપાણી, કોલ્હાપુર, મુંબઈ તેમજ આજુબાજુનાં ગામોમાંથી સેંકડો મહેમાનો પધાર્યા હતા, તેમની શ્રીસંઘે ભાવપૂર્વક ભક્તિ કરી હતી. ગદગના જૈન સંઘે નવકારશી આપી હતી. બીજાપુર જૈન સેવાસમાજે સુંદર વ્યવસ્થા સાચવી હતી. આ રીતે પ્રતિષ્ઠામહોત્સવનું સર્વ કાર્ય આનંદમંગલપૂર્વક નિર્વિઘ્ને પૂર્ણ થયું હતું.

**બાગલકોટ નગરપાલિકા તરફથી સન્માનપત્ર**

ચૈત્ર સુદિ ૧૩ ની સવારે અહીંની નગરપાલિકાએ આચાર્યશ્રીને સન્માનપત્ર અર્પણ કર્યું હતું. તેના ઉત્તરમાં તેઓશ્રીએ જણાવ્યું હતું કે 'આ માનપત્ર એ વાસ્તવમાં ગુરુપદનું ગૌરવ હોઈ અને તે પ્રાચીન ભારતની સંસ્કૃતિ હોઇ અમે તેનો નિષેધ કરતા નથી. વ્યક્તિગત માનપત્ર અમે લેતા નથી, કારણ કે સાધુઓનું કોઈ માન-સન્માન કરે કે અપમાન કરે એ બધુંય એમને મન સમાન છે. છતાંય ગુરુભક્તિ કરનાર વ્યક્તિને અમે અંતરાયક કેવી રીતે થઇએ ? જેમ ફૂલ વગેરેનો અમે સ્પર્શ કરતા નથી, તો પણ તમોએ ફૂલહાર વગેરે અમારાથી દૂર મૂકીને ભક્તિ પ્રદર્શિત કરી, તે તમારી ફરજ છે, કારણ કે એ પ્રકારનું શાસ્ત્રનું વિધાન છે.

रिक्तहस्तं न पश्येत्, राजानं दैवतं गुरुम् ।
निमित्तज्ञं विशेषेण, फलेन फलमादिशेत् ॥

સૂરીશ્વરજીએ આગળ બોલતાં જણાવ્યું કે આ સન્માનપત્રથી પણ અમને વધારે ખુશી તો ગુરુનો ઉપદેશ ઝીલી, હૃદયમાં ઉતારી, પવિત્ર જીવન જીવો એમાં છે. દરેક પ્રાણીનું રક્ષણ કરો, સત્ય બોલો, સદાચારી બનો, ન્યાય નીતિનું પાલન કરો, બૂરું કરનારનુંય ભલું કરો અને મૈત્રીભાવ રાખતા શીખો.. ચાહે જાનવર હો યા મનુષ્ય હો બધાયનો આત્મા





બાગલકોટ સંઘના આગેવાનો તથા બીજા પાંત્રીશ ભાઈબહેનો પ્રતિષ્ઠા માટે વિનંતિ કરવા આવ્યા હતા. બાગલકોટ એકબાજુ પડી જતું હોવાથી ત્યાંની પ્રજાને સાધુસંતોનો લાભ બહુ ઓછો મળતો, તેથી આચાર્યશ્રીએ વિહારમાં ૭૫–૧૦૦ માઈલનું ચક્કર પડવા છતાં તેમની વિનંતિનો સ્વીકાર કર્યો હતો.

## જમખંડીનો જુદો જ રંગ

મુધોળથી સૂરીશ્વરજી જમખંડી પધાર્યો, ત્યાં પણ નગરજનો તરફથી સુંદર સત્કાર થયો હતો અને પ્રભાવશાળી પ્રવચનો તથા અદ્ભૂત અવધાનપ્રયોગોએ લોકોનાં હૃદય જીતી લીધાં હતાં. અધિકારીઓ વારંવાર ધર્મચર્ચા કરવા આવતા હતા, તેમનાં મનનું સુંદર સમાધાન કરવામાં આવતું હતું. અહીં મહિસિંગપુરના સંઘ તરફથી પૂજા ભણાવાઈ હતી તથા કોલ્હાપુરવાળા તરફથી નવકારસી થઈ હતી. આજુબાજુના ગામમાંથી સેંકડો સ્ત્રીપુરુષો દર્શનાર્થે આવ્યાં હતાં, તેમજ મહારાણીએ પણ દર્શન તથા વ્યાખ્યાનનો લાભ લીધો હતો. આમ સૂરીશ્વરજીની થોડા દિવસની સ્થિરતામાં જમખંડીએ જુદો જ રંગ ધારણ કર્યો હતો.

## બાગલકોટમાં અપૂર્વ પ્રતિષ્ઠામહોત્સવ

જમખંડીથી માલાપુર–મુધોળ થઈ ફાગણ વદિ ૧૧ ના રોજ બાગલકોટ પધારતાં ભારે સ્વાગત થયું હતું. તે માટે શહેરના ૪૧ પ્રતિષ્ઠિત ગૃહસ્થોની એક સ્વાગતસમિતિ રચાઈ હતી. વ્યાખ્યાન માટે એક વિશાળ ભવ્ય મંડપ ઊભો કરવામાં આવ્યો હતો, ત્યાં પ્રતિદિન પૂજ્યશ્રીનાં પ્રભાવશાળી પ્રવચનો થતાં હતાં અને તેનો લાભ જૈન–જૈનેતર સહુ કોઈ છૂટથી લેતા હતા. અહીં પણ જનતાના આગ્રહથી મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ ૫૦ થી ૬૦ જેટલાં અવધાનો કરી બતાવ્યાં હતાં.

ચૈત્ર સુદિ ૩ થી પ્રતિષ્ઠા–મહોત્સવનો પ્રારંભ થયો હતો.

અહીં કચ્છી, મારવાડી અને ગુજરાતી મળી જૈનોની ૩૦ ઘરની વસ્તીમાં પ્રથમ એક ગૃહમંદિર હતું, તેનાં સ્થાને આશરે રૂપિયા ચાલીશ હજારનાં ખર્ચે એક આલિશાન જિનમંદિર તૈયાર કરવામાં આવ્યું હતું અને તેમાં પધરાવવા માટે પાલીતાણાથી પ્રાચીન જિનબિંબો લાવવામાં આવ્યાં હતાં. સ્ટેશનથી તેનો ભવ્ય વરઘોડો નીકળ્યો હતો.

ચૈત્ર સુદિ ૭ ના રોજ કુંભસ્થાપના થઇ હતી, સુદિ ૯ ના રોજ જળયાત્રાનો દબદબાભર્યો વરઘોડો નીકળ્યો હતો અને સુદિ ૧૦ ના મંગળ પ્રભાતે બેન્ડોના સુંદર સરોદો વચ્ચે ૐ પુણ્યાહં પુણ્યાહંના પવિત્ર ઉચ્ચારોપૂર્વક મૂળનાયક શ્રી વિમળનાથ-



બાગલકોટ–પ્રતિષ્ઠાપ્રસગનુ એક દૃશ્ય.



બાગલકોટની પ્રતિષ્ઠાપ્રસંગનું એક દૃશ્ય.
પૂ. આચાર્યદેવાદિ ચિત્રમા નજરે પડે છે.

જમખંડી( બીજાપુર )ની સમસ્ત જનતાએ કરેલું ભવ્ય સ્વાગત.



( કર્ણાટક ) બીજાપુરમાં પૂ. આચાર્યદેવાદિ પધાર્યા ત્યારે ત્યાંની સમસ્ત જનતાએ ભવ્ય સ્વાગત કર્યું હતું. સ્વાગતસમારંભ સીનેમા હૉલમાં યોજાતા તે પ્રસંગની તસ્વીર.




શ્રોતાઓનાં દિલ પર ઊંડી અસર થઇ હતી. બાદ બીજાપુરના સંઘે ચાતુર્માસ માટે જોરશોરથી વિનંતિ કરી હતી. છેવટે પ્રભાવના લઈ સહુ વિખરાયા હતા.

આ રીતે બાગલકોટમાં જૈન ધર્મની સુંદર પ્રભાવના કરીને પૂજ્યશ્રીએ પોતાનો વિહાર બીજાપુર ભણી લંબાવ્યો હતો કે જે તેના ગોલગુમ્બજ માટે સારાયે વિશ્વમાં વિખ્યાત છે.

### બીજાપુરમાં બહુ ઉપકાર

સૂરીશ્વરજીનું યોગ્ય સ્વાગત કરવા માટે બીજાપુરના જૈન સંઘની આગેવાની નીચે ત્યાંના નાગરિકોએ એક સ્વાગત સમિતિની રચના કરી હતી અને તેણે કાનડી ભાષામાં નીચે મુજબ એક પત્રિકા બહાર પાડી હતી—

## જાહેર આમંત્રણ

### બીજાપુરમાં મહાત્માની પધરામણી

આથી સર્વે ભાઇ બહેનોને જણાવવાનું કે ચૈત્ર વદિ ૧૦ તા. ૫–૫–૫૬ ને શનિવારના દિવસે આપણા સહુના મહાન્ પુણ્યોદયે આ નગરમાં એક પ્રસિદ્ધ મહાત્માની પધરામણી થનાર છે.

તે મહાત્મા પોતાની અમૃત તુલ્ય વાણીથી આ દેશને સત્ય, અહિંસા અને સદાચાર જેવા મહાન તત્ત્વોનો ઉપદેશ કરે છે અને ત્યાગમય જીવન જીવતાં પાદવિહારથી આખા ભારતનો પ્રવાસ કરે છે. તેઓ કંચનકામિનીના ત્યાગી છે, મહાન્ તપસ્વી છે, મહાન્ વિદ્વાન છે. તેમનું પુણ્ય નામ જૈનાચાર્ય શ્રીમદ્ વિજય લક્ષ્મણસૂરીશ્વરજી.

સવારે ૮–૦ વાગતાં ફવળી ગેટ પાસે તેઓશ્રીનું સ્વાગત થશે. ત્યારબાદ ત્રિપુર-સુંદરી ટોકીઝમાં તેઓશ્રીનું જાહેર સ્વાગત થશે અને તેઓશ્રી વ્યાખ્યાન આપશે.

ત્યારબાદ ૯–૧૫ વાગતાં ત્યાંથી નીકળી તેઓશ્રી શહેરના મુખ્ય મુખ્ય રસ્તાઓ પર ફરી જૈન મંદિરમાં પ્રવેશ કરશે તથા માંગલિક સંભળાવશે, તો દરેકને કાર્યક્રમમાં ભાગ લેવા વિનંતિ છે.

નિવેદકો.

શ્રી જૈન શ્વે. સંઘ બીજાપુર.

(૧) શ્રી આર. એન. કાવી. પ્રે. મ્યુ. બરો.    (૩) શ્રી એ. સી. આંગડી.
(૨) ,, એમ. એચ. કાજી. ફ. સીવીલજજ.    (૪) ,, પી. જી. સિદ્ધાંતી M. L. A.

સરખો છે. આપણને દુઃખ અનિષ્ટ છે, તેમ સહુને દુઃખ અનિષ્ટ છે, માટે કોઈને હેરાન-પરેશાન ન કરો. સહુનું ભલું કરતાં શીખો. પરોપકાર, દયા, દાન એ તો ભારતની ઉચ્ચ સંસ્કૃતિ છે. પરમાત્માનો એ ઉપદેશ છે. એ ઉપદેશ ગુરુદેવો તમને સંભળાવી રહ્યા છે. અહિંસા, સત્ય અને નીતિનું પાલન કરનાર, ગ્રામ, નગર અને દેશ સંપૂર્ણ આબાદી મેળવી શકે છે. આ ઉપદેશનો અમલ થાય તો ઝેરવેર દૂર થાય, લડાઈ-ઝઘડા મટી જાય અને સર્વત્ર શાંત સુખી જીવન નજરે પડે. દ્વેષ, ઇર્ષ્યા, અસુયા અને નિંદા જેવા નિંદ્ય તત્ત્વોને દૂર હડસેલી મૂકો. ખોટા રસ્તે અબજોનો ખર્ચ બંધ કરી જગતના ઉદ્ધારમાં અને જગતના કલ્યાણમાં તેનો ઉપયોગ કરો.

વિશેષમાં તેમણે જણાવ્યું હતું કે 'આત્માને ઓળખો. આત્મા છે તો બધું છે. આત્મા એ મુખ્ય તત્ત્વ છે. એને ન ભૂલો. આ ઉપદેશનો શક્તિ મુજબ અમલ કરો.'

ત્યારબાદ નગરપાલિકાના પ્રમુખ તથા બીજા સભ્યોને ઉદ્દેશીને પૂજ્યશ્રીએ જણાવ્યું હતું કે 'અધિકારને પ્રાપ્ત કરી માણસે કોઈક સારું કાર્ય કરી લેવું જોઈએ. અધિકાર આજ છે ને કાલે નથી, પણ કરેલું સારું કાર્ય અમર રહી જશે. બેંગલોરના મેયર જ્યારે દર્શને આવ્યા ત્યારે મેં વર્ષમાં ફક્ત બે દિવસ માટે કતલખાનાં બંધ રહે એવો ઉપદેશ આપ્યો હતો. એ ઉપદેશને ઝીલી તેમણે બેના બદલે ચાર દિવસ કતલખાનાં બંધ કરવાનો ઠરાવ કર્યો, તે પ્રમાણે અહીં પણ થાય તો એ સુંદર કાર્ય ઘણું લાભદાયી બને.'

પૂજ્યશ્રીનો આ ઉપદેશ સાંભળી નગરપાલિકાના પ્રમુખ તથા અન્ય સભ્યોએ સભા વચ્ચે જ ઊભા થઈને વચન આપ્યું હતું કે અમે પણ વર્ષમાં ચાર દિવસ કતલખાનાં બંધ રાખવા કાયદેસર ઠરાવ કરી આપની સેવામાં રજૂ કરીશું અને તેમણે એક માસ પછી એવો ઠરાવ કરી પૂજ્યશ્રી પર મોકલી આપ્યો હતો.

પૂજ્યશ્રીનાં પ્રવચનની જનતા ઉપર કેવી સચોટ અસર પડે છે, તેનું આ એક ઉદાહરણ છે.

### શ્રી મહાવીર જન્મકલ્યાણકની ભવ્ય ઉજવણી

બપોરે શાસનનાયક ચરમ તીર્થંકર શ્રી મહાવીર દેવનાં જન્મ કલ્યાણકની ભવ્ય ઉજવણી આચાર્યશ્રીની અધ્યક્ષતામાં થઈ હતી. તે નિમિત્તે એક ભવ્ય વરઘોડો ચઢાવવામાં આવ્યો હતો. દિગમ્બર વગેરે સર્વ સમાજે તેનો સુંદર લાભ લીધો હતો. પછી પૂજ્યશ્રીએ ભગવાન મહાવીરના જીવનપ્રસંગો ઘણી સુંદર રીતે વર્ણવ્યા હતા, તેની

દર્શન કરી, ઉપાશ્રયે પધાર્યા હતા અને સર્વહિતકારી સુંદર દેશનાવડે સહુને ઉપકૃત કર્યા હતા. અહીં અમને અનુભવી પુરુષોનાં એ વચનો યાદ આવે છે કે—

" विना गुरुभ्यो गुणनीरधिभ्यो, जानाति धर्मं न विचक्षणोऽपि ।
विना प्रदीपं शुभलोचनोऽपि, निरीक्षते कुत्र पदार्थसार्थम् ? ॥ "

વિચક્ષણ મનુષ્ય પણ ગુણના સમુદ્રરૂપ ગુરુની સહાય વિના ધર્મનો મર્મ જાણી શકતો નથી. સુંદર આંખો હોવા છતાં દીવાની સહાય વિના કોઈ પણ મનુષ્ય અંધારામાં રહેલા પદાર્થસમૂહને બરાબર ક્યાં જોઈ શકે છે ? અર્થાત્ જોઈ શકતો નથી.

### રસપ્રદ પ્રવચનો

આ વખતે બીજાપુરમાં લગ્નગાળો જોરમાં હતો અને વ્યાપારની મોસમ પણ પુર બહારમાં ચાલુ હતી, છતાં ચાલુ વ્યાખ્યાનસમયે માનવમેદની જામી જતી હતી અને તે મધનો સંચય કરવા આવેલી મધમાખીઓની જેમ ત્યાં ને ત્યાં જ ચોંટી રહેલી હતી. રામેશ્વર મંદિર, ત્રિપુરસુંદરી સીનેમા તથા વિઠોબાનાં મંદિરમાં સૂરીશ્વરજીએ જાહેર પ્રવચનો કર્યાં તે પણ એટલા જ રસપ્રદ નીવડ્યાં હતાં.

આજે ઘણાં મુનિવરો તથા આચાર્યો એવી ફરિયાદ કરી રહ્યા છે કે લોકો અમારું વ્યાખ્યાન સાંભળવા આવતા નથી, પછી ધર્મનો ઉપદેશ કોને આપીએ ? પણ લોકોને તેમનાં વ્યાખ્યાનમાં રસ પડતો નથી, માટે તેઓ આવતા નથી, એ વાત તેઓ કેમ ભૂલી જાય છે ? શાસ્ત્રકારોનો તો સ્પષ્ટ આદેશ છે કે વ્યાખ્યાન પરિષદ્ જોઈને કરવું અર્થાત્ શ્રોતાઓને રસ પડે તે પ્રમાણે ધર્મનો ઉપદેશ આપવો. સૂરીશ્વરજી આ સિદ્ધાંતને બરાબર અનુસર્યા હતા, એટલે જ તેમણે ધર્મપ્રચારનાં ક્ષેત્રમાં આવી અસાધારણ સફળતા પ્રાપ્ત કરી હતી.

### ધર્મની પ્રભાવના

ઉત્તમ પ્રવચનની જેમ ઉત્તમ વિદ્યાવડે પણ ધર્મની પ્રભાવના કરી શકાય છે. પ્રભાવકોનાં આઠ પ્રકાર જોતાં એ વાતની ખાતરી થશે.

" पावयणी धम्मकही वाई णेमित्तिओ तवस्सी य ।
विज्जा सिद्धो य कवि, अट्ठे पभावगा भणिया ॥ "

પ્રાવચનિક, ધર્મકથી, વાદી, નૈમિત્તિક, તપસ્વી, વિદ્યાવાન્, સિદ્ધ અને કવિ એ આઠ પ્રકારના પ્રભાવકો ( જિનશાસનમાં ) કહેલા છે.

વિદ્યાની વ્યાખ્યા ઘણી વિશાળ છે, એટલે અદ્ભુત અવધાનશક્તિનો તેમાં સમાવેશ

| | |
|---|---|
| (૫) શ્રી એમ. કે. સુરપૂર. M. L. A. | (૧૮) શ્રી નરસિંગપ્પા રજપુત પ્ર. મ. અ. |
| (૬) „ આર. એસ. બુલગૌડ. M. L A. | (૧૯) „ આર. એલ. નાવદગી „ |
| (૭) „ શરણપ્પા વસ્તરદ. | (૨૦) „ અજગણપા ઠમતગી. પ્રે. કા. અ. |
| (૮) „ એ. બી. ઠકણવાડી. | (૨૧) „ એમ. એસ. હીરેમઠ પ્રે. સે. અ. |
| (૯) „ એન. પી. અચલાયા. | (૨૨) „ ઠાકોરદાસ દરબાર |
| (૧૦) „ કે. એસ. દેશપાંડે વકીલ. | (૨૩) „ ડૉ. એમ. ડી. મહીંદ્રકર |
| (૧૧) „ જી. આર. જાગીરદાર. | (૨૪) „ ઉત્તમચંદ ચુનીલાલ |
| (૧૨) „ રામરાવ બાગલકોટ. | (૨૫) „ ભભૂતમલ વીરચંદજી |
| (૧૩) „ સ. ચ. મીરજી. | (૨૬) „ અનંતાચાર્ય આદ્ય |
| (૧૪) „ એસ. ટી. સાસતુર | (૨૭) શ્રીમતી સુશીલાબાઇ હીરાચંદ પ્રે.સ.ક.અ. |
| (૧૫) „ એસ. ટી. પાટીલ. | (૨૮) „ ગંગુબાઈ આંબલી |
| (૧૬) „ વિનાયકરાવ દેશાઈ | (૨૯) „ ઈંદુબાઈ જોશી |
| (૧૭) „ જી. પી. શાહ પ્રે. કી. મ. અ. | (૩૦) „ સીદલિંગવા હેરલગી |

આ આમંત્રણને માન આપી શહેરના નાના-મોટા તમામ વર્ગે સૂરીશ્વરજીના પુરપ્રવેશમાં ઉલટથી ભાગ લીધો હતો.

ભવ્ય પુરપ્રવેશ

આવા પ્રસંગે રસ્તાની રોનક ફરી જાય એ સ્વાભાવિક છે. ત્યાં રંગબેરંગી ધ્વજા-પતાકા ફરકી રહી હતી, સ્વાગતસૂચક સુંદર બોર્ડો લટકી રહ્યા હતા અને મનુષ્યનાં મનનું સદ્ય આકર્ષણ કરે તેવા મંગલતૂર બજી રહ્યાં હતાં. વળી સ્થળે સ્થળે ગહુંલીઓ થતી હતી, અક્ષતો ઉછળતા હતા અને કામિનીઓના કોમળ કંઠમાંથી મધુર-સુમધુર ગીતો બહાર આવી રહ્યા હતા. વચ્ચે વચ્ચે જિનશાસનનો તથા સૂરીશ્વરજીનો જયધ્વનિ થતો હતો અને તેના પડઘા ચારે દિશામાં પડતા હતા.

ત્રિપુરસુંદરી સીનેમા આગળ લોકોની ભારે ભીડ મચી હતી. સૂરીશ્વરજી સમીપ આવતાં તેમાં ઓર વધારો થયો હતો.

કાર્યક્રમ મુજબ સ્વાગતવિધિ થયા પછી સૂરીશ્વરજીએ સારભૂત પ્રવચન આપ્યું હતું, જે અંધારી રાત્રિમાં વીજળીના પ્રકાશ સમું સહુને પ્રિય થઈ પડ્યું હતું.

ત્યાંથી બહોળી માનવમેદની સાથે મુખ્ય મુખ્ય રસ્તાઓ પર ફરી, જિનમંદિરે




પણ શરત એ કે તમારે મારી હદમાં રહીને કોઈને ઉપદેશ આપવો નહિ.' સર્વ સંયોગો ધ્યાનમાં લઇ આચાર્યે તે શરત કબૂલ કરી અને તેણે આપેલાં સ્થાનમાં રહી ધર્મધ્યાન કરવા લાગ્યા.

એમ કરતાં ચોમાસું પૂરું થયું, એટલે આચાર્યે વંકચૂલને કહ્યું: 'હે મહાનુભાવ! હવે અમે વિહાર કરીશું' એટલે વંકચૂલ પોતાના પરિવાર સાથે તેમને વળાવવા ગયો. ચાલતાં ચાલતાં વંકચૂલની હદ પૂરી થઈ, ત્યારે આચાર્યે પૂછ્યું: 'હે વંકચૂલ! આ હદ કોની છે?' વંકચૂલે કહ્યું: 'આ હદ મારી નથી.' ત્યારે આચાર્ય બોલ્યા: 'હે વંકચૂલ! અમે તારા સ્થાનમાં રહીને ચોમાસું પૂરું કર્યું પણ તારી શરત મુજબ કોઈને ઉપદેશ આપ્યો નથી, પરંતુ હવે અહીંથી વિદાય થતી વખતે તને એટલું કહીએ છીએ કે તું કોઈ પણ પ્રકારનો નિયમ લે, કારણ કે તેમ કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે.'

આ સાંભળી વંકચૂલે કહ્યું: 'ત્યારે કંઈક નિયમ આપો' એટલે આચાર્યે તેને ચાર નિયમો આપ્યા. તેમાંનો પહેલો નિયમ એ હતો કે 'અજાણ્યું ફળ ખાવું નહિ.' બીજો નિયમ એ હતો કે 'કાગડાનું માંસ વાપરવું નહિ.' ત્રીજો નિયમ એ હતો કે 'રાજાની રાણીનો સંગ કરવો નહિ.' અને ચોથો નિયમ એ હતો કે 'કોઈના પર શસ્ત્રનો પ્રહાર કરવો હોય તો પ્રથમ સાત ડગલાં પાછું હઠવું.'

વંકચૂલને લાગ્યું કે આ નિયમો સાવ સહેલા છે, એટલે તેણે રાજી થઈને એનો સ્વીકાર કર્યો અને પોતાની પલ્લીમાં પાછો ફર્યો.

હવે શું બનાવ બને છે, તે ધ્યાનથી સાંભળો. એક વાર વંકચૂલ ઘણા ચોરોને સાથે લઈને કોઇ ગામ પર ધાડ પાડવા ગયો, ત્યાંથી પાછો ફરતાં માર્ગ ભૂલી ગયો અને એક અઘોર અટવીમાં ફસાઈ પડતાં ત્રણ દિવસના કડાકા થયા. ચોથા દિવસે તેના સાથીઓએ કેટલાંક મનોહર ફળો જોયાં, એટલે તેઓ કહેવા લાગ્યા કે 'ચાલો, આપણે આ ફળથી આપણી ક્ષુધા તૃપ્ત કરીએ.' ત્યારે વંકચૂલે પૂછ્યું કે 'આ ફળનું નામ શું?' પણ નામ કોઈ જાણતું ન હતું, એટલે શું જવાબ આપે? બધા મૌન રહ્યા. ત્યારે વંકચૂલે પોતાનો નિયમ યાદ કરીને કહ્યું કે 'આ ફળો અજાણ્યાં હોવાથી હું ખાઈશ નહિ.'

શાસ્ત્રકારોએ ભક્ષ્યાભક્ષ્યનો વિવેક કરતાં બાવીશ વસ્તુઓને અભક્ષ્ય ગણાવી છે:— (૧) વડનાં ફળ. (૨) પીપળાનાં ફળ. (૩) ઉંબરા (ગુલ્લર). (૪) અંજીર. (૫) કાકોદુંબર. (ઉંબરાની જ એક જાતિ) (૬) દારૂ. (૭) માંસ. (૮) મધ. (૯) માખણ. (૧૦) હિમ (બરફ). (૧૧) કરા. (૧૨) વિષ (ઝેર). (૧૩) સર્વ પ્રકારની માટી. (૧૪) રાત્રિભોજન. (૧૫) બહુબીજ. (૧૬) અનંતકાય.





થાય છે. મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ આ વિદ્યાવડે નિપાણી, મુધોળ, જમખંડી તથા બાગલકોટમાં લોકોનું અજબ આકર્ષણ કર્યું હતું અને જૈન ધર્મની સુંદર પ્રભાવના કરી હતી, તે આપણે ગત પૃષ્ઠો પરથી જાણી ચૂકયા છીએ, એટલે તે સંબંધી વિશેષ વક્તવ્યની અપેક્ષા રહેતી નથી. અહીંના લોકો પણ એ વિદ્યાનો પ્રત્યક્ષ પરિચય મેળવવા તલપી રહ્યા હતા, તેથી મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ દરબાર હૉલમાં ઉપસ્થિત થયેલી વિશાળ માનવમેદનીને તેનો પરિચય કરાવ્યો હતો અને તેને આશ્ચર્યમાં ડૂબાવી દીધી હતી.

વંકચૂલની કથા

રાત્રે ઘણા મુમુક્ષુઓ ધર્મચર્ચાર્થે આવતા હતા. તેમાંના એક મુમુક્ષુએ પ્રતિજ્ઞા કે નિયમની અગત્ય પૂછતાં સૂરીશ્વરજીએ તેનો ઉત્તર વંકચૂલની કથા દ્વારા આ પ્રમાણે આપ્યો હતો:—

પેઢાલપુર નામનું નગર હતું. ઋદ્ધિ-સિદ્ધિથી સમૃદ્ધ હતું. ત્યાં શ્રીચૂલ નામનો રાજા રાજ્ય કરતો હતો. તેને પુષ્પચૂલ નામનો એક કુંવર હતો અને પુષ્પચૂલા નામની એક કુંવરી હતી. પુષ્પચૂલ યુવાનીના ઉંબરે પગ મૂકતાં જુગારના છંદે ચઢ્યો અને પોતાની વાંકી ચાલથી અનેક લોકોને છેતરવા લાગ્યો, તેથી બધા લોકો તેને વંકચૂલ કહેવા લાગ્યા. પિતાએ તેને સુધારવા માટે ઘણી ઘણી શિખામણો આપી પણ તેમાંની કોઇ શિખામણ તેણે ગ્રહણ કરી નહિ. કોઈ કવિએ ઠીક જ કહ્યું છે કે—

દુષ્ટ ન છોડે દુષ્ટતા, લાખ શિખામણ દેત;
બહુ બહુ ધોયા છતાં, કાજલ હોય ન શ્વેત.

આખરે પિતાએ તેને જાકારો દીધો, એટલે તે પોતાની સ્ત્રી તથા બહેનને સાથે લઇને ચાલી નીકળ્યો, પણ એવાને આશ્રય કોણ આપે? દુષ્ટ ચારિત્રવાળા માંકડને આશ્રય આપતાં જૂએ પોતાનો પ્રાણ ગુમાવ્યો હતો, એ હકીકત પ્રસિદ્ધ છે. સર્વ સ્થળેથી તિરસ્કાર પામેલો વંકચૂલ આખરે એક ચોરપલ્લીમાં ગયો અને ચોરોની સાથે રહી ચોરીનો ધંધો કરવા લાગ્યો. રાજકુળમાં જન્મવા છતાં, રાજ્યગાદીનો માલીક છતાં ચોરીનો ધંધો કરી પેટ ભરવાનો વખત આવે એ પણ કર્મની બલિહારી જ ને? કાળાંતરે ત્યાંનો રાજા મરણ પામતાં, સહુએ તેને પલ્લપતિ બનાવ્યો, એટલે તે ઘણા ચોરોને સાથે લઇને મોટી મોટી ધાડો પાડવા લાગ્યો અને લોકોની માલમત્તા લૂંટી લઈ તેમને 'ત્રાહિ મામ્' પોકરાવવા લાગ્યો.

એક વાર વર્ષાઋતુમાં જ્ઞાનતુંગ નામના આચાર્ય તેની પલ્લીમાં આવી પહોંચ્યા. તે વખતે વરસાદ વરસતો હતો, એટલે વંકચૂલે કહ્યું કે 'આપ અહીં ખુશીથી રહો,

ઉઠી અને 'ખમ્મા મારા વીરને' એમ બોલી ઊભી રહી. આ જોઈ વંકચૂલ આશ્ચર્ય પામ્યો અને પૂછવા લાગ્યો કે 'આમ કેમ?' એટલે બહેને જેવી બની હતી, તેવી હકીકત કહી સંભળાવી. આથી વંકચૂલને ખૂબ આનંદ થયો અને ગુરુએ આપેલા નિયમોની પ્રશંસા કરવા લાગ્યો.

એક વાર ચોરી કરવા માટે વંકચૂલ રાજમહેલની ભીંત ફાડીને અંતઃપુરમાં દાખલ થયો. ત્યાં તેનો હાથ રાણીના શરીરને અડી ગયો, એટલે તે જાગી ઉઠી અને કહેવા લાગી કે 'તું મારી સાથે ભોગ ભોગવ. હું તને પુષ્કળ માલમત્તા આપીશ.' ત્યારે વંકચૂલે પોતાનો નિયમ યાદ કરીને કહ્યું કે 'તું રાજરાણી હોવાથી મારા માટે માતા સમાન છે.'

અહીં તેણે કેટલું બધું મનોબળ દાખવ્યું તેનો વિચાર કરો. એક તો રાત્રિનો સમય હતો, તેમાં એકાંત સ્થાન હતું અને સામે રૂપ-લાવણ્યથી ભરપૂર નવયૌવના રાજરાણી હતી, છતાં તેનું મન લોભાયું નહિ, તે પોતાના નિયમથી જરા પણ ડગ્યો નહિ. શાસ્ત્રકારોએ આવા પુરુષોની પ્રશંસા કરતાં જણાવ્યું છે કે—

" ते कहं न वंदणिज्जा ? रूवं दट्ठूण परकलत्ताणं ।
धाराहयव्व वसहा, वच्चंति महीं पलोयंता ॥ "

જે પુરુષો પરસ્ત્રીનું સૌંદર્ય જોઈને વરસાદની જલધારાથી હણાયેલા બળદોની જેમ પૃથ્વી ભણી નીચું જુએ છે, તે કેમ વંદનીય નથી ? અર્થાત્ સહુને સદા વંદનીય છે.

વંકચૂલ નીચી નજર કરીને ઊભો રહ્યો, એટલે રાણી વિલખી પડી ગઈ અને તેના માથે આળ નાખી, પોકાર કરવા લાગીઃ 'પકડો, પકડો, આ ચોરને. તેણે મારી છેડતી કરી છે.' એટલે સિપાઈઓએ તેને પકડી લીધો અને સવારે રાજા સમક્ષ રજૂ કર્યો.

રાજમહેલ ફાડે, અંતઃપુરમાં દાખલ થાય અને રાણીની છેડતી કરે તેને શૂળીથી ઓછી શિક્ષા થાય જ નહિ, પણ અહીં ઘટના જુદી બની હતી. જ્યારે વંકચૂલ રાજમહેલની ભીંત ફાડીને અંતઃપુરમાં દાખલ થયો, ત્યારે રાજા જાગી ઉઠ્યો હતો અને ભીંતનાં આંતરે ઊભો રહીને બધો બનાવ નજરે નિહાળી રહ્યો હતો. તેણે વંકચૂલનો ગુનો માફ કર્યો, એટલું જ નહિ પણ તેનાં શીલવ્રતની પ્રશંસા કરીને તેને પોતાનો એક સામંત બનાવ્યો. કહ્યું છે કે—

" सीलं उत्तमं वित्तं, सीलं जीवाण मङ्गलं परमं ।
सीलं दोहग्गहरं, सीलं सुखाण कुलभवणं ॥ "




(૧૭) બોળ અથાણાં. (૧૮) ઘોલવડાં. (૧૯) વંતાક. (૨૦) અજાણ્યાં ફળ-ફૂલ. (૨૧) તુચ્છ ફળ. (૨૨) ચલિત રસ. (ઉતરી ગયેલી વસ્તુઓ). એટલે શ્રાવક-શ્રાવિકાઓથી તેનો ઉપયોગ થાય નહિ પરંતુ આજે તો 'ઊંટ મેલે આકડો અને બકરી મેલે કાંકરો' એવી સ્થિતિ ઉત્પન્ન થઇ છે. ઊંટ ચરવા જાય એટલે એક આકડા સિવાય બધી વનસ્પતિઓનું ભક્ષણ કરે. તેમાં આ ખવાય કે આ ન ખવાય, તેવો વિવેક કરે નહિ. તે જ રીતે બકરી ચરવા જાય ત્યારે તમામ ચીજોને પેટમાં પધરાવે. માત્ર કાંકરા ખાય નહિ. એ ખવાય પણ શી રીતે? તાત્પર્ય કે આજે ભક્ષ્યાભક્ષ્યનો વિવેક સાવ ઘટી ગયો છે અને તેનાં પરિણામો ખૂબ જ માઠાં આવ્યાં છે. રોગો વધ્યા છે, શરીર માયકાંગલાં બન્યાં છે, સત્ત્વ હણાઈ ગયું છે, કર્મબંધનો પાર રહ્યો નથી, છતાં સ્વાદ છૂટતા નથી! શાણાઓને વિશેષ શું કહેવું? એમને તો ઇશારો જ બસ હોય.

હવે આપણે અટવી તરફ નજર નાખીએ, કારણકે ત્યાં જુદો જ બનાવ બન્યો છે. એક વંકચૂલ સિવાય બીજા બધા ચોરોએ પેલાં મનોહર ફળો ખાધાં અને તત્કાલ તેમના પ્રાણ ચાલ્યા ગયા, કારણ કે એ કિંપાક વૃક્ષનાં ઝેરી ફળો હતાં! ત્યાંથી વંકચૂલ રખડતો રખડતો કોઇ પણ પ્રકારે પોતાની પલ્લીમાં પહોંચ્યો અને વિચારવા લાગ્યો કે 'મારે જો નિયમ ન હોત તો હું પણ મરણ પામ્યો હોત, માટે ગુરુએ નિયમ આપ્યો તે સારું કર્યું.'

એક વાર વંકચૂલ બહારગામ ગયો હતો, ત્યારે વૈરીરાજાનાં ગામમાંથી કેટલાક નાટકિયાઓ આવી તેના મહેલ આગળ નાટક કરવા લાગ્યા અને તે જોવાનું આમંત્રણ આપવા માટે અંદર ગયા. ત્યાં તેની બહેને વિચાર્યું કે 'જો આ લોકોને ખબર પડશે કે વંકચૂલ અહીં હાજર નથી, તો જરૂર તેમના રાજાને ખબર આપી દેશે અને તે અહીં તાત્કાલિક ચડી આવીને ગામનો નાશ કરશે.' એટલે તે વંકચૂલનો પોશાક પહેરીને બહાર આવી અને નાટક જોવા લાગી. મોડી રાતે એ નાટક પૂરું થયું, એટલે નાટકિયાઓને દાન આપી પોતાના મહેલમાં ગઇ અને પેલો પોશાક કાઢ્યા વિના જ ભાભી સાથે સૂઇ રહી.

હવે ભવિતવ્યતાના યોગે વંકચૂલ તે જ રાતે બહાર ગામથી આવી પહોંચ્યો અને તેણે મહેલમાં દાખલ થતાં જ પોતાની સ્ત્રીને એક પુરુષ સાથે સૂઇ રહેલી જોઇ. આ દૃશ્ય તેનાથી સહન થયું નહિ, એટલે મ્યાનમાંથી તરવાર ખેંચી, પણ એ જ વખતે પેલો નિયમ યાદ આવ્યો કે 'કોઇના પર શસ્ત્રનો પ્રહાર કરવો હોય તો પ્રથમ સાત ડગલાં પાછું હઠવું.' એટલે તે સાત ડગલાં પાછો હઠ્યો, પણ એમ કરતાં તેની તરવાર ભીંત સાથે અફળાઇ પડી અને ખણુણુણ અવાજ થયો. એ અવાજથી બહેન જાગી

હોય તો તેણે આરંભમાં નાના-મોટા નિયમો ધારણ કરવા જોઇએ. જેમ ટીપે ટીપે સરોવર ભરાય છે અને કાંકરે કાંકરે પાળ બંધાય છે, તેમ નાના નાના નિયમો લેવાથી આખરે શુદ્ધ ચારિત્ર પાળવાની યોગ્યતા આવે છે, માટે દરેક વ્યક્તિએ શક્તિ પ્રમાણે નિયમો અવશ્ય ગ્રહણ કરવા.'

## સાંગલી ભણી

આ રીતે દશ દિવસ સુધી બીજાપુરમાં બહુ ઉપકાર કરીને સૂરીશ્વરજીએ સાંગલી ભણી વિહાર કર્યો, ત્યારે સેંકડો મુખમાંથી એક જ અવાજ નીકળ્યો હતો કે 'ગુરુદેવ! પાછા જલદી પધારજો અને ચાતુર્માસનો લાભ આપજો.' પરંતુ સંયોગો જોતાં બીજાપુરમાં ચાતુર્માસ કરવાનું શક્ય ન હતું. ગુજરાતમાં વિચરી રહેલા પૂજ્ય ગુરુદેવની નાદુરસ્ત તબિયતને કારણે તેમનું ત્યાં જવું જરૂરી હતું, એટલે જ તેમણે સાંગલીનો રસ્તો પકડ્યો હતો અને એ માર્ગે આગળ વધી જલદી મુંબઇ પહોંચી જવાની ભાવના રાખી હતી. પરંતુ ભવિતવ્યતાના યોગે મુંબઈ તરફ જવાનું બંધ રહે તો બીજાપુરમાં ચાતુર્માસ કરવાનું વચન આપ્યું હતું. આથી સહુના હૈયાં ફરી હસતાં થયાં હતાં.

## સાંગલીમાં સુંદર કામ

બીજાપુરથી વિહાર કરી અથણી, આરગ તથા મીરજ થઈ સાંગલી પધારતાં જૈન સંઘ ઘણો દૂર સામો આવ્યો હતો. શહેરમાં પ્રવેશ કરતાં શાનદાર સ્વાગત થયું હતું. વ્યાખ્યાનમાં લોકો ઘણી મોટી સંખ્યામાં હાજરી આપતા હતા.

અહીં સૂરીશ્વરજીનાં ત્રણ જાહેર પ્રવચનો થયાં હતાં, તેનો હેવાલ આપતાં જૈનનો ખબરપત્રી જણાવે છે કે-' તા. ૧-૬-૫૬ ના રોજ અર્જુન બેંકમાં, વસંત વ્યાખ્યાનમાળાનાં ચૌદમા પુષ્પ તરીકે 'ભગવાન મહાવીરનો સંદેશ' એ વિષય ઉપર આચાર્યશ્રીએ પ્રભાવશાળી પ્રવચન આપ્યું હતું. ભગવાન મહાવીરની અહિંસા, તેમનું તત્ત્વજ્ઞાન અને તેમણે ઉપદેશેલા માર્ગનું સુંદર વિવરણ કરી જનતાને દિઙ્મૂઢ કરી નાખી હતી. આ પ્રસંગે અહીંના મહારાજા સાહેબ પણ પધાર્યા હતા. ભીડ હોવાને કારણે સભાજનોને ઊભા ઊભા સાંભળવું પડ્યું હતું. ત્યારબાદ બીજા દિવસે રાજા સાહેબ પોતાના સ્ટાફ સાથે વ્યાખ્યાન શ્રવણ કરવા પધાર્યા હતા અને પોતે રાજવાડામાં ગોચરી વહોરાવવાનો લાભ પણ લીધો હતો. તેમણે અને રાણીસાહેબ વગેરે પરિવારે સૂરિજીનાં વ્યાખ્યાનમાં પાંચથી છ વાર હાજરી આપી હતી.

તા. ૬-૬-૫૬ ના દિવસે અધ્યાત્મમંદિર તરફથી થયેલી રાજા સાહેબની વિનંતિને

શીલ એ ઉત્તમ દ્રવ્ય છે, શીલ એ જીવોનું પરમ મંગલ છે, શીલ એ દુર્ભાગ્યને દૂર કરનાર છે અને શીલ એ સર્વ સુખોનું નિવાસસ્થાન છે.

" वह्निस्तस्य जलायते जलनिधिः कुम्भायते तत्क्षणात्,
मेरुः स्वल्पशिलायते मृगपतिः सद्यः कुरङ्गायते ।
व्यालो माल्यगणायते विषरसः पीयूषवर्षायते,
यस्याङ्गेऽखिललोकवल्लभतमं शीलं समुन्मीलति ॥ "

જેણે અખિલ લોકમાં અતિ વલ્લભ એવું શીલ ધારણ કર્યું છે, તેને અગ્નિ જલ-રૂપ થઇ જાય છે, સાગર ક્ષણમાત્રમાં ઘડા જેટલો નાનો બની જાય છે, મેરુ નાનકડી શિલાનું રૂપ ધારણ કરે છે, સિંહ એક સામાન્ય મૃગલા જેવું વર્તન કરે છે, વળી સાપ ફૂલની માળા બની જાય છે અને હળાહળ ઝેર અમૃતરસમાં પલટાઈ જાય છે.

વંકચૂલે તે દિવસથી ચોરીનો ધંધો છોડી દીધો અને નિયમોમાં દૃઢ રહી સન્માર્ગે રહેવાનું શરૂ કર્યું. આ જાતનું જીવન ગાળનારને રોગ અને શોકનો પ્રસંગ બહુ ઓછો આવે છે અને કદાચ આવે છે તો તેઓ એને પૂર્વકર્મનો ઉદય માની સમભાવે સહન કરી લે છે. એક વાર વંકચૂલને પેટપીડ ઉપડી અને તેમાંથી બીજાં દર્દો પણ લાગુ પડ્યા. વૈદ્ય-હકીમોએ ઘણી દવા કરી, પરંતુ તેમાંની કોઈ દવા એનો રોગ મટાડી શકી નહિ. આખરે રાજાએ ઢંઢેરો પીટાવ્યો કે 'જે કોઇ વૈદ્ય-હકીમ વંકચૂલનો રોગ મટાડશે તેને મોં-માગ્યું ઇનામ આપીશ.' ત્યારે વૈદ્યે રોગની પૂરી પરીક્ષા કરીને જણાવ્યું કે 'જો એને કાગડાનું માંસ ખવડાવો તો બધો રોગ મટી જશે.' પરંતુ વંકચૂલે જણાવ્યું કે 'પ્રાણ કાલે જતા હોય તો ભલે આજે જાય અને આજે જતા હોય તો ભલે અત્યારે જ જાય, પણ હું લીધેલો નિયમ છોડીશ નહિ.'

રાજાએ તેની આ દૃઢતાની પ્રશંસા કરી અને જિનદાસ નામના એક શ્રાવકને તેની સારવારમાં રોકયો. આ શ્રાવકે વંકચૂલને હિતશિક્ષા આપતાં કહ્યું કે-'હે મિત્ર! આ જીવ એકલો જ આવે છે ને એકલો જ જાય છે. સર્વ પદાર્થો અનિત્ય છે, માટે તારે ધનવૈભવ, કુટુંબ કે દેહ પર મોહ રાખવો નહિ.' એ સાંભળી વંકચૂલે સર્વ વસ્તુઓ પરનો મોહ છોડી દીધો અને અરિહંત, સિદ્ધ, સાધુ તથા કેવળી ભગવંતે કહેલા ધર્મનું શરણ સ્વીકાર્યું. પછી તે નવકારમંત્રનું ધ્યાન ધરવા લાગ્યો. એમ કરતાં શુભ અધ્યવસાયમાં દેહ છૂટ્યો, એટલે બારમા દેવલોકે ઉત્પન્ન થયો કે જેનાં સુખનું વર્ણન વૈખરી વાણીથી થઇ શકે તેમ નથી. તાત્પર્ય કે મનુષ્યે સમ્યક્ ચારિત્રની સાધના કરવી





સાંગલીના મહારાજા જૈન ઉપાશ્રયમાં વ્યાખ્યાન-શ્રવણાર્થે આવતાં વાસક્ષેપ લેવા તૈયાર થાય છે.

હિંદુ ધર્મશાળામાં પૂ. આચાર્યશ્રીએ જાહેર પ્રવચન આપ્યું હતું, તે વેળા મીરજના રાજા સાહેબ તથા રાણી સાહેબ પણ પધાર્યાં હતા. તસ્વીરમા તેઓશ્રી પ્રવચન શ્રવણ કરતા નજરે પડે છે.



સાંગલીમાં–' આર્ય સંસ્કૃતિ ' ઉપર પૂ. પા. આચાર્યદેવ પ્રવચન આપવા પધાર્યા તે વેળા સાંગલીનરેશ તેઓશ્રીનું સ્વાગત કરી રહ્યા છે.



સાંગલીમાં–' વિશ્વશાંતિ ' પર જાહેર પ્રવચન થયું ત્યારે સાંગલીના મહારાજા પોતાના સ્ટાફ સાથે પધાર્યા હતા.






તા. ૧૦-૬-૫૬ ના સરસ્વતી થીએટરમાં હજારો જન સમક્ષ તેઓશ્રીએ 'સુખનો માર્ગ' એ વિષય ઉપર પ્રવચન આપ્યું હતું. તેઓશ્રીનાં પ્રવચનોની ધૂમ મચી હતી. શું જૈન! શું અજૈન! ખૂબ જ પ્રેમપૂર્વક લાભ લઈ રહ્યા હતા. યુવકોમાં ભારે ઉત્સાહ જામ્યો હતો. ધર્મચર્ચા કરવા અનેકો આવતા હતા અને સમાધાન મેળવતા હતા. અવસરે પૂજ્ય મહારાજશ્રીએ મોટી સંખ્યામાં સ્ત્રી-પુરુષોને અનેકવિધ પ્રતિજ્ઞાઓ આપી હતી.

અહીં આખા મહારાષ્ટ્રમાંથી સેંકડો સ્ત્રી-પુરુષો તથા અનેક આગેવાનો દર્શનાર્થે આવ્યા હતા.

તા. ૧૭-૬-૫૬ રવિવારના રોજ પ્રાતઃકાળમાં રાજવાડાના વિશાળ પટાંગણમાં ખાસ ઊભા કરાયેલા મંડપમાં લગભગ સાત હજારની માનવમેદની સમક્ષ મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ ૫૦ થી ૬૦ જેટલાં અવધાનો કરી બતાવી સહુનાં હૃદય જીતી લીધાં હતાં.

અહીંની વીશ દિવસની સ્થિરતામાં જૈન ધર્મનો ડંકો વાગ્યો હતો અને નાના-મોટા સહુ કોઇ તેની ભૂરિ ભૂરિ પ્રશંસા કરવા લાગ્યા હતા. અહીંના પ્રસિદ્ધ વકીલ શ્રી મસુરકરે પોતાનાં ભાષણમાં જણાવ્યું હતું કે વકીલાતના અભ્યાસ સાથે મેં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કર્યો છે, પણ તે વખતે મને જે ન મળ્યું તે પૂજ્યશ્રીનાં પાંચ-સાત દિવસનાં વ્યાખ્યાનોમાં મળ્યું છે. આ અરસામાં પૂજ્ય ગુરુદેવની તબિયત સુધર્યાના સમાચાર આવ્યા એટલે મુંબઇ ભણી વિહાર કરવાનું મોકુફ રહ્યું. સાંગલીના સંઘે ચાતુર્માસ માટે અતિ આગ્રહભરી વિનંતિ કરી પણ આ સંયોગોમાં બીજાપુર ચાતુર્માસ કરવાનું વચન અપાઈ ગયું હતું, એટલે તેમની એ વિનંતિનો સ્વીકાર થયો નહિ. સાંગલી સંઘના આગેવાનો બીજાપુરવાળાને સમજાવવા માટે ગયા હતા; પણ આવી તક બીજાપુરવાળા કેમ જતી કરે? એટલે તેઓ વીલે મુખે પાછા ફર્યા હતા.

## પુનઃ બીજાપુર ભણી

તા. ૧૭ મીની બપોરે જ પૂજ્યશ્રીએ સાંગલીથી વિહાર કર્યો હતો. વિદાય આપવા માટે પ્રચંડ માનવમેદની એકત્રિત થઇ હતી. તે વખતનું દશ્ય જીવનમાં ભૂલ્યું ભૂલાય તેમ ન હતું. ત્યાં બે દિવસ માર્કેટમાં સ્થિરતા થતાં રાજા-રાણી દર્શને આવ્યાં હતાં તથા વ્યાખ્યાન શ્રવણ કર્યું હતું.

તા. ૧૯ મીએ મીરજ પધારતાં સાંગલીના જૈનેતર આગેવાને જાહેર વ્યાખ્યાનની વ્યવસ્થા કરી હતી અને અહીંના રાજાસાહેબ તથા રાણીને આમંત્ર્યા હતા. પૂજ્યશ્રીએ 'માનવધર્મ' ઉપર વ્યાખ્યાન આપ્યું હતું, તે સાંભળી મીરજના રાજાસાહેબ ખૂબ જ





માન આપી તેઓશ્રીએ ગણપતિમંદિરમાં 'ભારતીય સંસ્કૃતિ' ઉપર એકધારું બે કલાક સુધી પ્રવચન કર્યું હતું.

## સાંગલીનરેશનું વક્તવ્ય

પ્રારંભમાં રાજા સાહેબે જણાવ્યું કે–' પૂ. મહારાજશ્રીનું આજે આ સ્થળે સ્વાગત કરતાં મારું હૃદય આનંદથી ઉભરાઈ રહ્યું છે. જૈન સંઘની વિનંતિને માન આપી આપશ્રી સાંગલી પધાર્યા અને સાંગલીની સમસ્ત જનતાને અમૂલ્ય સદ્‌બોધનો ધોધ વહાવી પાવન કરી રહ્યા છો, એ એક મહત્ત્વની વસ્તુ છે. આપશ્રીએ જ્ઞાનસત્ર શરુ કર્યું છે, તે બદલ અહીંની જનતા આપની ઋણી છે, તેમજ અમારી વિનંતિને માન આપી અત્રે પ્રવચન કરવા પધાર્યા, તેથી હું મારા આત્માને ધન્ય માનું છું. આ સભામંડપમાં આપના જેવા અધ્યાત્મજ્ઞાનના સાગર સમા સત્પુરુષના પ્રવચનનો સુયોગ મળવો એ મોટા ભાગ્યની વાત છે.'

આજના વિષય ઉપર આવતાં જણાવ્યું હતું કે 'ભારતીય સંસ્કૃતિનો પાયો અધ્યાત્મ છે. અધ્યાત્મવિદ્યા એ સર્વ વિદ્યાઓમાં શ્રેષ્ઠ ગણાય છે અને તેનાથી જ જીવન સાર્થક થાય છે.

આપ જેવા સત્પુરુષ પાદપ્રવાસ કરતાં સ્થળે સ્થળે અધ્યાત્મજ્ઞાનનો પ્રચાર કરી રહ્યા છે અને દેશનાં ખૂણે ખૂણે તેનો સંચાર કરી માનવજાતિને શાશ્વતસુખનો સંદેશ પહોંચાડી રહ્યા છે, એ ભારતનું મહાન્ સૌભાગ્ય સૂચવે છે. આપશ્રીનાં શુભાગમનથી સાંગલીના સર્વ જાતિના તેમજ સર્વ ધર્મના લોકોને અભ્યુદયનો માર્ગ મળી રહ્યો છે, એમાં શંકાને સ્થાન નથી.'

ત્યારબાદ પૂજ્ય આચાર્યશ્રીએ રાજા–પ્રજા, શેઠ, નોકર, શિક્ષક, વિદ્યાર્થી સહુ કોઈને અનુલક્ષીને ખૂબ જ સુંદર અને સચોટ પ્રવચન આપ્યું હતું. આખાય શહેરમાં તેની જ ચર્ચા થઈ રહી હતી અને લોકોનાં હૃદયમાંથી એ જ ઉદ્‌ગારો નીકળી રહ્યા હતા કે સૂરિજીએ બતાવેલા માર્ગે જો સહુ કોઈ ચાલે તો જગતમાં આજે રામરાજ્યની સ્થાપના થાય.

## પ્રાચીનકાળની સ્મૃતિ

છેલ્લે અધ્યાત્મમંદિર તરફથી શ્રી વિઠ્ઠલરાવ જોશીએ જણાવ્યું હતું કે 'આજનો આ પ્રસંગ પ્રાચીન કાળમાં ઋષિ–મહર્ષિ વચ્ચે રાજા–પ્રજા સંસ્કૃતિનું પાન કરતા હતા તેની યાદ આપે છે. ખરેખર! મહારાજશ્રીએ દિવ્ય પ્રકાશનું દાન કર્યું છે.'



પૂ આચાર્યશ્રીનાં ત્રણ જાહેર વ્યાખ્યાનના મરાઠી અનુવાદ-
કર્તા શ્રી શાંતિલાલ રેઠરેકર પ્રવચન કરતા જણાય છે.



મરાઠી સન્માર્ગદર્શક પુસ્તકના પ્રકાશન–સમારંભમાં બીજાપુરના ડીસ્ટ્રીકટ જજ
શ્રી ટી. કે. તુક્કોલ ભાષણ કરી રહ્યા છે. બાજુમાં શેઠ શ્રી ગણપતચંદ પદમચંદ બેઠા છે

સાંગલીમાં થયેલા શતાવધાનનાં બે દૃશ્યો.








મધુર કંઠે તેની સજ્ઝાય ગાતા હતા અને પછી તેના પર વિશદ વિવેચન કરતા હતા. શુક્રવાર અને રવિવારની બપોરે તેમનો આ કાર્યક્રમ અસ્ખલિત ચાલુ રહેતો હતો. તેણે પણ લોકોનું અજબ આકર્ષણ કર્યું હતું.

**શ્રી વર્ધમાનતપ આયંબિલ ખાતાની સ્થાપના**

અહીં વર્ધમાનતપ આયંબિલખાતું ગયા વર્ષે ચાર માસ ચાલી બંધ પડ્યું હતું. પૂજ્યશ્રીએ એને કાયમ કરવાની પ્રેરણા કરતાં શ્રીસંઘે અષાડ વદિ ૯ના દિવસે તેની સ્થાપના કરી હતી. તેનું ઉદ્ઘાટન રૂા. ૬૦૧ની ઉછામણી બોલીને શેઠ સોમચંદ દલીચંદે કર્યું હતું.

**અંજારના ભૂકંપ અંગે તાત્કાલિક ફંડ**

એવામાં કચ્છ—અંજારના હૃદયદ્રાવક ભૂકંપના સમાચાર મળતાં પૂજ્યશ્રીની પ્રેરણાથી અહીંના આગેવાનોએ તાત્કાલિક રૂપિયા ચાર હજારનું ફંડ કર્યું હતું અને તે રકમ કચ્છના આગેવાન કોંગ્રેસી કાર્યકર્તા શેઠ ભવાનજી અરજણ ખીમજી ઉપર મુંબઈખાતે મોકલી આપવામાં આવી હતી.

**પર્યુષણપર્વની સુંદર ઉજવણી**

પૂજ્યશ્રીની પુણ્ય નિશ્રામાં પર્યુષણપર્વની ઉજવણી ઘણી જ સુંદર થઈ હતી. પૂજ્યશ્રીનાં ચાલુ વ્યાખ્યાનોમાં હમેશા મોટી માનવમેદની જામતી હોઈ પર્યુષણ માટે શ્રી શિવાનુભવમંડપનો વિશાળ હૉલ નક્કી કરવામાં આવ્યો હતો. આઠે દિવસનાં વ્યાખ્યાનો ત્યાં જ થયાં હતાં.

પર્યુષણપર્વની ખાસ આરાધના કરવા માટે મહારાષ્ટ્ર તેમજ ઇતર પ્રાંતમાંથી અનેક લોકો અહીં આવી પહોંચ્યા હતા.

દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય વગેરેમાં રૂપિયા આઠથી નવ હજાર, તેમજ જીવદયાની ટીપમાં રૂપિયા બે હજાર ભરાયા હતા. શ્રી જિનમંદિરને રંગબેરંગી લાઈટોથી આકર્ષક બનાવવામાં આવ્યું હતું.

મોટી તપશ્ચર્યામાં એક ભાઈએ ૨૧ ઉપવાસ અને એક ભાઈએ ૧૫ ઉપવાસ કર્યા હતા. ૨૪ સ્ત્રી-પુરુષોએ અઠ્ઠાઈ કરી હતી. નાની તપશ્ચર્યા ઘણી જ થઈ હતી.

પચરંગી તપ ૨૯, અક્ષયનિધિ તપ ૫૨ અને ચોસઠ પહોરી પોષધ ૫૯ થયા હતા. મોટા દિવસોમાં ઘણા પોષધ થતા હતા.

શેઠ ટોકરશી પીર તેમજ સોલાપુરવાળા તરફથી તપસ્વીઓની ભક્તિ કરવામાં




પ્રસન્ન થયા હતા. અહીં આસપાસનાં ગામોમાંથી સેંકડો સ્ત્રીપુરુષો દર્શને આવતાં 'યથા રાજા તથા પ્રજા'ની ઉક્તિ ચરિતાર્થ થઈ હતી.

મહીસાળમાં શ્વેતામ્બર જૈનનું એક પણ ઘર ન હતું, પરંતુ ત્યાંની જનતાએ ઉલટથી સ્વાગત કર્યું હતું અને પૂજ્યશ્રીનાં પ્રવચનનો પ્રેમપૂર્વક લાભ લઇ અનેક જાતની પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી હતી.

કાગવડમાં શ્વેતામ્બર જૈનનું માત્ર એક જ ઘર હતું પણ નાગરિકોએ સાથે મળીને સ્વાગત કર્યું હતું. બપોરે જાહેર વ્યાખ્યાન થતાં શ્રોતાગણ મોટી સંખ્યામાં ઉપસ્થિત થયો હતો. અહીં પ્રાચીન શિલ્પકળાવાળું એક જૈન મંદિર છે, તે ઇતિહાસરસિકોએ ખાસ જોવા જેવું છે.

અથણીમાં બે જાહેર પ્રવચનો થયાં હતાં, તેમજ વિદ્યાર્થીઓને ખાસ ઉદ્બોધન કરવામાં આવ્યું હતું.

અહીં એટલી નોંધ કરવી ઉચિત ગણાશે કે આ વિભાગમાં દિગમ્બર જૈનોનાં ઘરો સ્થળે સ્થળે આવતાં હતાં અને તેઓ સ્વાગત-પ્રવચન વગેરેમાં પ્રેમપૂર્વક ભાગ લેતા હતા.

**ચાતુર્માસની ચારુ પ્રવૃત્તિઓ**

સૂરીશ્વરજી ચાતુર્માસાર્થે બીજાપુર પધારતાં જૈન સંઘમાં અપૂર્વ આનંદ વ્યાપ્યો હતો અને જૈનેતર જનતામાં પણ ઉત્સાહની ભરતી આવી હતી. અમૃતને એક વાર ચાખ્યા પછી ફરી તેનો સ્વાદ લેવાની ઇચ્છા કોણ ન કરે? શ્રી જગવલ્લભ પાર્શ્વનાથની સાંનિધ્યમાં આવેલો જૈન ઉપાશ્રય કે જ્યાં તેઓશ્રીની સ્થિરતા થઇ હતી, તે સહુનું યાત્રાધામ બની ગયો હતો. થોડી પણ ફુરસદ મળતી કે નાના-મોટા, સારા-ખોટા, સહુ લોકો ત્યાં આવી પહોંચતા હતા અને દર્શન તથા સમાગમનો લાભ પામી અનન્ય આનન્દ અનુભવતા હતા.

**વ્યાખ્યાન**

વ્યાખ્યાનમાં ભારે ભીડ મચતી હતી. જૈનો ઉપરાંત વૈષ્ણવો, લિંગાયતો અને મુસલમાન સુદ્ધાં હાજરી આપતા હતા. વિષય અધ્યાત્મનો છણાતો હતો; આત્મા, કર્મ અને પુનર્જન્મ જેવા ગૂઢ વિષયોની સમજણ આપવામાં આવતી હતી, છતાં કોઈ કાદંબરી સાંભળતા હોઇએ તેવો આનંદ આવતો હતો, કારણ કે તેની રજૂઆત ચમત્કારિક દૃષ્ટાંતો તથા અનુપમ ઉદાહરણોપૂર્વક કરવામાં આવતી હતી.

**આખ્યાન**

મુનિરાજશ્રી કીર્તિવિજયજી જૈન ધર્મની કથાઓ કહેવામાં કમાલ કરતા હતા. પ્રથમ

હતા. આરાધના માટે ગામ બહાર આવેલું વિજય કૉલેજનું સુંદર સ્થાન પસંદ કરવામાં આવ્યું હતું.

આ આરાધનાનું વર્ણન કરતાં જૈનના ખબરપત્રીએ લખ્યું હતું કે 'નૈસર્ગિક સૌંદર્ય, એકાંત સ્થાન, અપૂર્વ શાંત વાતાવરણ, સ્વચ્છ આબોહવા, આ બધાં કારણે આરાધક આત્માઓનાં હૈયામાં અપૂર્વ ઉલ્લાસ નજરે પડે છે. તેમાંય પૂજ્ય ગુરુદેવનાં મનનીય પ્રવચનો તો આત્માને વૈરાગ્યના રંગે રંગી નાખે છે અને તે શ્રવણ કરવા શહેરમાંથી સંખ્યાબંધ સ્ત્રીપુરુષો રોજ અહીં આવે છે. બપોરે મુનિશ્રી કીર્તિવિજયજી પણ રસદાર, કાવ્યમય સામગ્રી પીરસી શ્રોતાજનોનાં હૈયા ડોલાવી મૂકે છે.'

ઉપધાનતપની પૂર્ણાહુતિ થતાં કાર્તિક વદિ ૧૩ થી અઠ્ઠાઇ મહોત્સવનો પ્રારંભ થયો હતો. તેમાં પૂજા-પ્રભાવનાદિ સર્વ કાર્યો ઉત્તમ પ્રકારે થયાં હતાં. માગશર સુદિ ૪ ના બપોરે માળનો દબદબાભર્યો વરઘોડો નીકળ્યો હતો અને સુદિ ૫ ના દિવસે સવારમાં નવ વાગતાં ૩૬ ભાઇ-બહેનોને માળા પહેરાવવાની ક્રિયા થઈ હતી. આ પ્રસંગે શેઠ સોમચંદ દલીચંદ, ભાવનગરના ભાઈઓ તેમજ અન્ય ચાર પાંચ જણે સજોડે ચતુર્થ વ્રત ગ્રહણ કર્યું હતું અને ચાલીશથી પચાશ જેટલા સ્ત્રી-પુરુષોએ બાર વ્રત વગેરે ગ્રહણ કર્યાં હતાં, જેમાં શેઠ ગણપતભાઇ સંઘવી, શેઠ હીરાભાઈ, શેઠ બાબુભાઈ વગેરે મુખ્ય હતા.

### સાધર્મિક ફંડ

સાધર્મિક ફંડની પ્રેરણા કરતાં તરતજ રૂપિયા ૩૫૦૦ ભરાયા હતા.

### ભિક્ષુકોને મિષ્ટ ભોજન

મહોત્સવ દરમિયાન હજારો ભિક્ષુકોને પ્રેમપૂર્વક મિષ્ટાન્ન ભોજન જમાડવામાં આવ્યું હતું.

### મેજર કરીઅપ્પા દર્શનાર્થે

સૂરીશ્વરજીની ખ્યાતિ સાંભળીને ભારતના સર સેનાપતિ મેજર કરીઅપ્પા વિજય કૉલેજમાં દર્શનાર્થે આવ્યા હતા અને પચીસ મિનિટ સુધી વાર્તાલાપ કરી તેઓશ્રીને અભિનંદન આપતાં બોલ્યા હતા કે 'આજે ભારતવર્ષને આપના જેવા સાધુઓની ઘણી જરૂર છે.'

### અદ્ભુત અવધાનપ્રયોગો

તા. ૯-૧૧-૫૬ ની બપોરે શિવાનુભવમંડપમાં મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ

આવી હતી. સંવત્સરીનાં પારણાં શ્રીસંઘ તરફથી થયાં હતાં. જુદા જુદા ગૃહસ્થો તરફથી રૂપિયા, શ્રીફળ વગેરેની અનેક પ્રભાવનાઓ થઈ હતી.

સુદિ ૧૦ના દિવસે કચ્છી ભાઈઓ તરફથી સાહમ્મિવચ્છલ થયું હતું.

પર્યુષણ પહેલાં પાંચ મોટી પૂજાઓ ઠાઠમાઠથી ભણાવવામાં આવી હતી, તેમાં શ્રી અષ્ટાપદજીની મહાપૂજા શેઠ ગુલાબચંદ હીરાચંદ સંઘવી તરફથી ભણાવાઇ હતી. શ્રી સિદ્ધેશ્વર હૉલમાં શ્રી અષ્ટાપદજીની આકર્ષક રચના કરવામાં આવી હતી.

સુદિ પંચમીની બપોરે રથયાત્રાનો ભવ્ય વરઘોડો ચઢ્યો હતો. સતારાવાળા શેઠ કેસરીમલ તરફથી પૂજા-પ્રભાવના વગેરે કાર્યો થયાં હતાં. સુદિ ૬ ની સવારે અત્રેના કલેક્ટર તથા શ્રી વિમળાબહેન દેશમુખ વગેરે બહેનો સૂરીશ્વરજીનાં દર્શને આવતાં પ્રાસંગિક બોધ અપાયો હતો.

કરાડનો જૈન સંઘ લગભગ ૬૦ ની સંખ્યામાં દર્શનાર્થે આવતાં પૂજા, પ્રભાવના, અંગરચના તેમજ ઘર દીઠ લ્હાણી થઇ હતી.

જાહેર પ્રવચન

વિજય કૉલેજના પ્રિન્સીપાલની વિનંતિથી મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ તા. ૨૧-૯-૫૬ની બપોરે વિજય કૉલેજમાં ' જીવનનાં ધ્યેય ' પર જાહેર પ્રવચન કર્યું હતું, જે સુંદર છટા તથા વિશદ વક્તવ્યને લીધે સહુની પ્રશંસા પામ્યું હતું.

દર્શને આવેલાં અનેક ભાઈ-બહેનો

જમખંડીથી વીશ ભાઈ-બહેનો, તેમજ બેંગલોર, મદ્રાસ, નિપાણી, મુધોળ વગેરે સ્થળેથી અનેક ભાઈ-બહેનો દર્શને આવ્યા હતા.

ઉપધાન-તપની આરાધના

પૂજ્યશ્રીની પવિત્ર પ્રેરણાથી અહીંના નવ ભાઈઓ (૧) શેઠ ચુનીલાલ બાબુલાલ ભંડારી, (૨) શેઠ ગણપતચંદ પદમચંદ સંઘવી, (૩) શેઠ ગુલાબચંદ ગોવિંદજી સંઘવી, (૪) શા. રાયચંદ ખુશાલજી, (૫) શા. ઝવેરચંદ દલીચંદ, (૬) શા. સોમચંદ દલીચંદ, (૭) નાહાર બ્રધર્સ, (૮) શેઠ રામજી દેવજી અને (૯) શા. મંછાલાલજી દલીચંદને મહામંગલકારી ઉપધાન તપ કરાવવાની ભાવના થતાં પ્રથમ પ્રવેશ મુહૂર્ત આસો સુદિ ૧૦ ને રવિવારનું તથા બીજું પ્રવેશ મુહૂર્ત આસો શુદિ ૧૪ ને ગુરુવારનું આપવામાં આવ્યું હતું. તેમાં નાના મોટાં બધાં મળીને ૧૦૦ જેટલા આરાધકો જોડાયા

જ્ઞાનપૂજન

શ્રી ભગવતીસૂત્રનું વાચન પૂર્ણ થતાં શેઠ રામજી દેવજીના ધર્મપત્ની નેણબાઇએ ગીનીથી પૂજન કર્યું હતું અને પોતાને ત્યાં વાજતેગાજતે પૂજ્યશ્રીનાં પગલાં કરાવી ગુરુપૂજન વગેરે કાર્યો કર્યાં હતાં.

પ્રતિબોધ

લેડી ડૉકટર એસ. એન. વિસ્કુટેએ પૂજ્યશ્રીને માંસાહાર સંબંધી ખૂબ ઝીણવટભર્યા પ્રશ્નો પૂછ્યા હતા. તેનું સંતોષકારક સમાધાન થતાં તેણે માંસાહારનો સદાને માટે ત્યાગ કર્યો હતો. એક લિંગાયતભાઇએ પણ પૂજ્યશ્રીનો સદુપદેશ સાંભળીને વિવિધ વ્રતો ગ્રહણ કર્યાં હતાં અને અનેક સ્ત્રીપુરુષો નવકાર મંત્ર ગણતા થઇ ગયા હતા.

ઉપસંહાર

આ રીતે બીજાપુરનું ચાતુર્માસ અનેકવિધ ચારુ પ્રવૃત્તિઓ વડે ચમકી ઉઠ્યું હતું. તેમાં શેઠ બાબુભાઈ સંઘવી અને શેઠ ગણપતચંદ સંઘવીની સેવાઓ ખાસ નોંધ માગી લે છે. આ બંને મહાનુભાવોએ સર્વ કાર્યોમાં પૂરો ઉત્સાહ બતાવી તનતોડ સુંદર સેવા બજાવી હતી અને શક્ય એટલો લક્ષ્મીનો સદુપયોગ પણ કર્યો હતો.

આ પ્રકરણ પૂરું કરીએ તે પહેલાં એટલો ઉલ્લેખ કરવો જરુરી છે કે આ ગ્રંથનું નિર્માણ કરવાનો નિર્ણય બીજાપુરના ચાતુર્માસમાં જ લેવાયો હતો અને શ્રાવણ સુદ ચોથને રોજ અમો પૂજ્યશ્રીનાં દર્શને આવતાં યોગ્ય પરામર્શ પછી બીજા દિવસે તેનું લેખન-સંપાદન કાર્ય અમને સોંપવામાં આવ્યું હતું.



હજારો સ્ત્રી-પુરુષોની મેદની સમક્ષ ૬૦ થી ૬૫ જેટલાં અવધાનો પૂર્ણ સફળતાથી કરી બતાવતાં લોકો અત્યંત આશ્ચર્ય પામ્યા હતા અને મનુષ્યનાં નાનકડાં મગજમાં કેટલી વસ્તુઓ સંઘરાઈ રહે છે, તેનો વિચાર કરતાં સ્તબ્ધ બની ગયા હતા. 'આવી સ્મરણશક્તિ આપે શી રીતે ખીલવી ?' 'અમે આવી સ્મરણશક્તિ ખીલવી શકીએ કે કેમ ?' 'આપને અવધાન કરતાં કેવો પરિશ્રમ કરવો પડે છે?' 'આપે કોઈ દૈવી વસ્તુની સાધના કરી છે કે કેમ?' વગેરે પ્રશ્નો પૂછાતાં તેના યોગ્ય ઉત્તરો આપવામાં આવ્યા હતા.

### સન્માર્ગદર્શનનો પ્રકાશન સમારંભ

સાંગલીનિવાસી શ્રી શાંતિલાલ રેઠડેકર દ્વારા પૂજ્યશ્રીનાં ત્રણ પ્રવચનો મરાઠી ભાષામાં અનુવાદિત થયા હતાં અને તેનું નામ 'સન્માર્ગદર્શન' રાખવામાં આવ્યું હતું. તેનો પ્રકાશન સમારંભ પૂજ્યશ્રીની અધ્યક્ષતામાં થયો હતો. તે વખતે અહીંના ડીસ્ટ્રીકટ જજ શ્રી ટી. કે. તુકકોલે પ્રાસંગિક પ્રવચન કરી પ્રસ્તુત પુસ્તકને પ્રકાશિત થયેલું જાહેર કર્યું હતું. તેમજ પૂજ્યશ્રીએ મુનિરાજશ્રી કીર્તિવિજયજીની દેખરેખ નીચે દક્ષિણના વિહાર દરમિયાન વિવિધ ભાષામાં ૧,૨૫૦૦૦ જેટલાં પુસ્તકો પ્રકાશિત કરાવી ઠેર ઠેર પ્રચાર કર્યો હતો, તેને હાર્દિક અભિનંદન અપાયા બાદ શ્રી રેઠડેકરનું હારતોરાથી સન્માન કરવામાં આવ્યું હતું.

### ખાસ પધરામણી

શેઠ પી. ત્રિભોવનદાસની ખાસ વિનંતિને માન આપી સુદિ ૬ ના દિવસે પૂજ્ય આચાર્યદેવાદિ સંઘસહ વાજતેગાજતે તેમના બંગલે પધાર્યા હતા. વ્યાખ્યાન બાદ શ્રીફળની પ્રભાવના થઈ હતી. આ પ્રસંગે ઘણા અધિકારીઓ અને પ્રોફેસરોએ હાજરી આપી હતી. શેઠ પી. ત્રિભુવનદાસે આ પ્રસંગની ખુશાલીમાં રૂા. ૧૦૦૧ દક્ષિણમાં દિવ્ય પ્રકાશ અને દાદર જૈન જ્ઞાનમંદિર માટે જાહેર કર્યા હતા.

### શ્રી લબ્ધિલક્ષ્મણસૂરિ જૈન પુસ્તકાલયનું ઉદ્ઘાટન

પૂજ્ય મુનિરાજશ્રી કીર્તિવિજયજીની પ્રેરણાથી અહીં શ્રી લબ્ધિલક્ષ્મણસૂરિ જૈન પુસ્તકાલયની સ્થાપના થતાં તેનું ઉદ્ઘાટન ઉપર્યુક્ત ડીસ્ટ્રીકટજજ શ્રી ટી. કે. તુકકોલના હાથે થયું હતું. તે પ્રસંગે જજ સાહેબે જૈન સમાજને ચીમકી આપતાં જણાવ્યું હતુ કે 'આપણે જૈનો અહિંસાના પૂજારીઓ છીએ પણ પુસ્તકો કબાટમાં જ પડી રહેશે અને જીવડાં પડશે તો હિંસા થવાનો સંભવ છે, એટલી વાત લક્ષમાં રાખજો.' શેઠ ગણપતભાઈએ પ્રાસંગિક વિવેચન કર્યું હતું.




છે, માટે તેમને ગોળીએ દેવા એવા સરકારી હુકમો છૂટી ચૂક્યા છે અને તે માટે ખાસ શિકારી ટોળીઓ રોકવામાં આવે છે; તેથી દિવસ ઊગ્યે હજારો પશુઓનો વધ થાય છે. કત્લખાનાંની સંખ્યા પણ ઘટવાને બદલે વધતી રહી છે અને તેને નવી નવી સામગ્રી પૂરી પાડવામાં આવે છે, એટલે તેની હિંસકશક્તિમાં ખૂબ જ વધારો થયો છે. ઉપરાંત માછલાં પકડવાના ઉદ્યોગને પણ સરકાર તરફથી સારું એવું ઉત્તેજન મળી રહ્યું છે, એટલે લોકોની મનોવૃત્તિ એ તરફ ઢળવા લાગી છે. દયાપ્રધાન દેશમાં આ શી બલા ? તમે દિવસમાં ગમે તેટલી વાર ખાઓ, ગમે તેવા મોજશોખ કરો અને મૂંગા પશુઓને પોતાનું પેટ ભરવાનો પણ અધિકાર નહિ ! વાહ રે તમારો ન્યાય ! ધરતી પર આટલું ધાન્ય પાકે છે, આટઆટલાં ફળફૂલ થાય છે, છતાં પ્રાણીઓને મારી તેનું માંસ ભક્ષણ કરવાની વૃત્તિ થાય છે, એ કેટલું વ્યાજબી છે ? તેનો વિચાર કરો. તમને જીવવાની ઈચ્છા છે, તેમ મૂંગા પશુઓ તથા માછલાંઓને પણ જીવવાની ઇચ્છા છે, તેથી તેમની હિંસા કરવી કોઈ પણ રીતે ઉચિત નથી, એવી હિંસાને સુજ્ઞજનો તરફથી હરગીઝ ઉત્તેજન મળવું ન જોઇએ.' આ ઉપદેશ સાંભળી બધા સભ્યોએ જણાવ્યું હતું કે, 'અમે આ વાતનો ખ્યાલ રાખીશું.'

બાદ આધ્યાત્મિક વિષયો પર સુંદર ચર્ચા થઈ હતી. અહીં શેઠ ગણપતચંદ સંઘવીએ ચાતુર્માસ દરમિયાન જે કંઈ અવિનય-આશાતના થયા હોય તેની ક્ષમા માગી હતી.

### રસ્તામાં સ્થળે સ્થળે ધર્મપ્રચાર

ત્યાંથી ઝલકી, ભીમાનદી વગેરે સ્થળે પધાર્યા હતા. ભીમાનદીનો મોટો પૂલ લાખોનાં ખર્ચે નિર્માણ થતો હોઈ અનેક ઇજનેરો, મીસ્ત્રીઓ વગેરે કામે લાગેલા હતા. તે સહુને પૂજ્યશ્રીએ સુંદર બોધ આપ્યો હતો અને 'આર્હત-ધર્મ-પ્રકાશ' વગેરે પુસ્તકો વહેંચ્યાં હતાં. અહીં સોલાપુર સંઘના આગેવાનો દર્શને આવ્યા હતા.

ત્યાંથી નંદિની થઈ હાત્તુર પધારતાં શાળાના હેડમાસ્તરની વિનંતિથી જાહેર વ્યાખ્યાન આપ્યું હતું. ગામલોકોએ ઠીક સંખ્યામાં લાભ ઉઠાવ્યો હતો. અહીં પણ સોલાપુરના ઘણા ભાઇઓ દર્શને આવ્યા હતા.

### સોલાપુરમાં સુંદર શાસનોન્નતિ

ત્યાંથી સોલાપુર શહેરની બહાર સસ્વાગત ઠાકોરભાઇના બંગલે પધાર્યા હતા. વ્યાખ્યાન બાદ શ્રીફળની પ્રભાવના થઇ હતી. સાંજના કેટલાક કોંગ્રેસી કાર્યકર્તાઓ દર્શને આવતાં વિચાર-વિનિમય થયો હતો.



# પ્રકરણ ઓગણીસમું

## બીજાપુરથી કુલપાકજી

સૂરીશ્વરજીએ નિપાણીથી વિહાર કર્યો, ત્યારે બીજાપુર થઈને શ્રીકુલપાકજી તીર્થની યાત્રા કરવાની ભાવના હતી, પરંતુ બીજાપુર પહોંચતાં મુંબઈ–ગુજરાતભણી વિહાર કરવાના સંયોગો ઉત્પન્ન થયા અને સાંગલીથી પાછા ફરી બીજાપુરમાં ચાતુર્માસ કરવાનું હતું, એટલે એ ભાવના અધૂરી રહી હતી પરંતુ હવે સંયોગો અનુકૂળ હતા, એટલે તેઓશ્રીએ મૌન એકાદશીના દિવસે બીજાપુરથી વિહાર કર્યો અને ગામ બહાર વિજય કૉલેજમાં સ્થિરતા કરી. તેઓશ્રીને વિદાય આપવા જે જૈન–જૈનેતર હાજર રહ્યા હતા, તેમાં ડીસ્ટ્રીકટ જજ શ્રી ટી. કે. તુકકોલની ઉપસ્થિતિ ખાસ ધ્યાન ખેંચતી હતી.

### સોલાપુરભણી

અહીં એ જણાવવું જરૂરનું છે કે શ્રી કુલપાકજી મહાતીર્થ હૈદરાબાદથી ૪૮ માઈલનાં અંતરે આવેલું છે. હૈદરાબાદ સોલાપુરથી ૧૯૦ માઈલનાં અંતરે આવેલું છે, એટલે સૂરીશ્વરજીએ પ્રથમ સોલાપુરનો રસ્તો પકડ્યો.

### જીવદયાનો ઉપદેશ

બીજા દિવસે તળાવ ગામે મુકામ થતા બીજાપુરથી સેંકડો ભાવિકો દર્શને આવ્યા હતા, તેમજ નગરપાલિકાના પ્રમુખ તથા બીજા સભ્યોએ હાજરી આપી પૂજ્યશ્રીનું પ્રવચન સાંભળ્યું હતું. તે વખતે નગરપાલિકા તરફથી માછલીનો નવો ઉદ્યોગ શરૂ થનાર છે, એવી ખબર પડતાં પૂજ્યશ્રીએ જણાવ્યું હતું કે ' આ દેશે રાજકીયક્ષેત્રમાં અહિંસાનો સ્વીકાર કરવા છતાં નિત્ય–વ્યવહારમાં હિંસાનું પ્રમાણ વધતું જાય છે, તે ખરેખર ! ઘણું જ ખેદજનક છે. રોઝ, હરણ, વાંદરા વગેરે પશુઓ ખેતરના પાકનો બગાડ કરે




તથા નદીનાળાં આવવા લાગ્યાં હતાં. તે જોઇ સહુને મ્હૈસૂરનો રમણીય પ્રદેશ યાદ આવતો હતો. એકનાં સ્મરણથી બીજાનું સ્મરણ એ કુદરતનો કાનૂન છે અને તેના લીધે જ આપણા સ્મૃતિપટ પર અનેક વસ્તુઓ તરી આવે છે. અવધાનકારોની સંકલના-પદ્ધતિ આ સિદ્ધાંતને આભારી છે.

બાર ગાઉએ બોલી બદલાય

'બાર ગાઉએ બોલી બદલાય' એ ઉક્તિ અહીં ચરિતાર્થ થઈ રહી હતી. પ્રથમ મહારાષ્ટ્રનો પ્રદેશ હતો, એટલે ત્યાં મરાઠી ભાષા બોલાતી હતી; પછી કર્ણાટકનો પ્રદેશ આવ્યો એટલે ત્યાં કાનડી ભાષા બોલાતી હતી; અને હવે તેલંગણ કે આંધ્રનો પ્રદેશ આવ્યો એટલે તેલુગુ ભાષા બોલાવા લાગી. વળી આ પ્રદેશમાં મુસલમાની રાજ્ય ઘણો વખત રહ્યું હતું અને તેમાં ઉર્દૂનો પ્રચાર અધિક થયો હતો, એટલે ઉર્દૂ ભાષા પણ સંભળાવા લાગી.

ભ્રમ નિવારણ

મુનિરાજશ્રી કીર્તિવિજયજી કહે છે કે 'આ તરફની જનતા સરળ, નમ્ર અને ભાવિક છે, શિસ્ત અને વિનયવાળી છે, વળી સાધુ–સંત પ્રત્યે આદરભાવ રાખનારી છે, એટલે રસ્તામાં અમને કોઈ પણ પ્રકારની અગવડ પડતી નહિ. જૈનોની અહિંસા ઘણી સૂક્ષ્મ છે, ઘણી ઊંચી છે, એ વાત અહીંના લોકો સારી રીતે જાણતા હતા. પણ આજ-કાલ ઇતિહાસનાં જે પુસ્તકો પ્રસિદ્ધ થઈ રહ્યાં છે, તેણે લોકોનાં મનમાં અનેક જાતના ભ્રમો પેદા કરી દીધા હતા. કેટલાક શિક્ષકો અમને જણાવતા હતા કે 'મહારાજશ્રી! અમે શું કરીએ? અમને મરાઠી ઇતિહાસથી આ પ્રમાણે જાણવા મળ્યું છે કે 'જૈનો નિરીશ્વરવાદી છે યાને ઇશ્વરને માનતા નથી, પુનર્જન્મને સ્વીકારતા નથી, તેમજ મૂર્તિમાં શ્રદ્ધા ધરાવતા નથી. જૈન ધર્મના સંસ્થાપક ભગવાન મહાવીર હતા.' અમે અનેક પ્રમાણો આપીને તેમનાં આ ભ્રમનું નિવારણ કરતા હતા, પણ બીજા સેંકડો–સહસ્રો મનુષ્યનાં મનમાં આવા વિચારો ઠસી ગયા છે, તેનું શું? આપણી કેટલીક સંસ્થાઓએ આક્ષેપ નિવારણ સમિતિઓ રચી છે અને તે દ્વારા જૈન ધર્મ તથા જૈન સિદ્ધાંતો પર થઈ રહેલા આક્ષેપો દૂર કરવાનું બીડું ઝડપ્યું છે, પણ એ દિશામાં કોઈ સંગીન કામગીરી થઇ હોય, તેવું જણાયું નથી!! અમે તો અમારા વિહારમાં આવી ભ્રમણાઓ દૂર થાય, સહુને વાસ્તવિક જ્ઞાન–ભાન થાય અને જૈન ધર્મનાં ઉદાર તત્ત્વો સહુ પિછાણતા થાય, તે માટે છ ભાષામાં પ્રસિદ્ધ થયેલી 'આર્હત–ધર્મ–પ્રકાશ' નામની પુસ્તિકાઓ પુનઃ પુનઃ પ્રકાશિત કરાવીને હજારોની સંખ્યામાં છૂટે હાથે વહેંચતા હતા. ખાસ કરીને અધિકારીઓ, નાગરિકો તથા શિક્ષકોને તે હાથોહાથ પહોંચાડતા હતા.'






બીજા દિવસે સવારમાં ભવ્ય સ્વાગત સાથે સોલાપુર શહેરમાં પ્રવેશ થયો હતો. ત્યાં સોળ દિવસની સ્થિરતા થતાં 'પ્રાચીન ભારતીય સંસ્કૃતિ' 'મહિલા કર્ત્તવ્ય' વગેરે વિષયો પર જાહેર પ્રવચનો થયાં હતાં અને ધાર્મિક પ્રવૃત્તિઓ ધમધમી ઉઠી હતી. પરિણામે અનેક હલુકર્મી જીવોએ અનેક જાતની પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી હતી.

લોકો અવધાન જોવા ખૂબ આતુર હતા અને તે માટે વારંવાર માગણીઓ કરી રહ્યા હતા, એટલે મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ તા. ૬-૧-૫૭ ના રોજ નાથારંગજી જૈન બોર્ડીંગનાં વિશાળ પટાંગણમાં ખાસ ઉભા કરાયેલા મંડપમાં અધિકારીઓ, વિદ્વાનો, નાગરિકો વગેરે ૬ થી ૭ હજારની માનવમેદની વચ્ચે ૫૦ થી ૬૦ જેટલાં અવધાનો બતાવ્યા હતા. વિદ્વદ્ જનો તરફથી તેની ભારે પ્રશંસા થઈ હતી અને આવો પ્રસંગ સોલાપુરમાં પહેલવહેલો હોઈ જૈન સંઘને અસાધારણ ગૌરવ પ્રાપ્ત થયું હતું. આ પ્રસંગને યશસ્વી બનાવવામાં શેઠ કેશવલાલભાઇ, શંકરલાલજી, શેઠ ઠાકોરભાઇ, શ્રી નહાલચંદભાઈ, શ્રી રમણભાઈ, શ્રી પ્રવીણચંદ્ર, શ્રી સેવંતીલાલ રસીકલાલ તથા શ્રી બાબુભાઈ વગેરેએ સુંદર સેવા બજાવી હતી.

## શિકારીએ શિકાર છોડ્યો.

ત્યાંથી હૈદરાબાદ તરફ વિહાર કરતાં શેઠ કેશવલાલના બંગલે વ્યાખ્યાન થયું હતું; તે વખતે વર્ધમાન શાસ્ત્રી નામના જાણીતા દિગમ્બર પંડિતે પૂજ્યશ્રીને ભાવભરી અંજલિ આપી હતી અને તેમની યાત્રાને સંપૂર્ણ સફળતા ઇચ્છી હતી. છેલ્લે પ્રભાવના થઇ હતી. અહીં એક શિકારીએ પૂજ્યશ્રીનો ઉપદેશ સાંભળીને હમેશ માટે દારુમાંસનો ત્યાગ કર્યો હતો તથા શિકાર કરવાનું છોડી દીધું હતું. વિહારમાં ૧૦૦ થી ૧૨૫ જેટલાં સ્ત્રી-પુરુષો સાથે ચાલ્યાં હતાં.

## સોલાપુરથી નલદુર્ગ

પ્રથમ મુકામ મૂળે ગામની કૃષિ કૉલેજમાં અને બીજો મુકામ બોરામણીની શાળામાં થયો હતો. ત્યાં વિદ્યાર્થીઓ, શિક્ષકો તથા નાગરિકો સમક્ષ પ્રવચન થયું હતું.

ત્યાંથી ઇટકલ થઇ નલદુર્ગ પધારતાં ડાક બંગલામાં બે દિવસની સ્થિરતા થઈ હતી. પત્થરનો મજબૂત કિલ્લો તથા નદી વચ્ચે ત્રણ મજલાનો મહેલ એ બે વસ્તુઓ અહીં ખાસ જોવા લાયક છે. ઉસ્માનાબાદનો ડી. એસ. પી. દર્શને આવતાં પૂજ્યશ્રીનો ઉપદેશ સાંભળીને ખૂબ પ્રભાવિત થયો હતો.

## રમણીય પ્રદેશ

આગળ વધતાં ચોમેર નાના મોટા પહાડો, હરિયાળાં ખેતરો, લીલીછમ વનરાજી




અનુક્રમે હૈદરાબાદ

તહેસીલદારે પૂજ્યશ્રીની પધરામણીના સમાચાર આસપાસના ગામોમાં આપી દીધા હતા, એટલે હુડગી, લાલમડગી વગેરે સ્થળે ગામલોકોએ એકત્ર થઈને સુંદર સ્વાગત કર્યું હતું.

ત્યાંથી જહિરાબાદ થઈ સદાશિવપેઠ પધાર્યા હતા કે જે હૈદરાબાદથી ૪૦ માઈલનાં અંતરે આવેલું છે.

ત્યાંથી પટ્ટંચેરુ પધારતાં અધિકારીઓ દર્શને આવ્યા હતા અને કુકુટપલ્લીમાં જાહેર પ્રવચન થયું હતું. ત્યાં શિક્ષકોએ ચાર કલાક ધર્મચર્ચા કર્યા પછી નવકારમંત્ર ગ્રહણ કર્યો હતો.

ત્યાંથી હમીરપેઠ પધારતાં હૈદરાબાદ–સિકંદરાબાદસંઘના આગેવાનો દર્શને આવ્યા હતા.

માહ સુદ ૯ તા. ૯–૨–૫૭ ના દિવસે હૈદરાબાદમાં ધામધૂમથી પ્રવેશ થયો હતો. ત્યાં તિલક મેમોરિયલ હૉલમાં રોજ પૂજ્યશ્રીનાં પ્રવચનો થતાં હતાં અને સેંકડો સ્ત્રી–પુરુષો તેનો લાભ લેતા હતા. માનવજીવન, ભારતીય સંસ્કૃતિ, અહિંસાનો આદર્શ વગેરે વિષયો ચર્ચાતાં લોકોના અનેકવિધ ભ્રમોનું નિવારણ થયું હતું. અહીં શેઠ કપુરચંદજી શ્રીમાલ તરફથી શ્રી અષ્ટાપદજીની પૂજા ખૂબ ઠાઠથી ભણાવવામાં આવી હતી.

શ્રી કુલ્પાકજીનો છ'રી'પાલતો સંઘ

ત્યાંથી કુલ્પાકજી તરફ વિહાર કરતાં શ્રીસંઘને છ'રી' પાલતો સંઘ કાઢવાની ભાવના ઉદ્ભવી હતી અને સાદડીનિવાસી શ્રીમાન્ કેસરીમલજી ભંડારીના સુપુત્ર સરદારમલજીએ તે માટે રૂ. ૪૦૧૧ અર્પણ કરતાં એ ભાવના સાકાર બની હતી.

તા. ૩–૩–૫૭ રવિવારના વિજયમુહૂર્તે પૂજ્યશ્રીની પુણ્યનિશ્રામાં સંઘે પ્રયાણ કર્યું હતું. ઇંદ્રધ્વજા, ટકોરખાનું, શીખ બેન્ડ, પૂજ્ય આચાર્યાદિ મુનિગણ, હજારો ભાવિકો, ભજન મંડળી, શણગારેલી પ્રભુજીની સુંદર પાલખી અને ગીત ગાતી મહિલાઓના વિશાળ સમુદાયને લીધે તે સંઘે અપૂર્વ શોભા ધારણ કરી હતી. સહુનો ઉત્સાહ અપાર હતો, સ્થળે સ્થળે ગહુંલીઓ થતી હતી અને જયજયકારના મધુર ઘોષથી ગગનમંડળ ગાજી ઉઠતું હતું.

બીજા દિવસે ઘટકેશ્વર મુકામે આર્યસમાજીઓનાં ગુરુકુળમાં શ્રીસંઘનો પડાવ થતાં પંડિતો અને વિદ્યાર્થીઓએ યોગ્ય સ્વાગત કર્યું હતું. બપોરે પંડિતો સાથે બે કલાક ચર્ચા ચાલી હતી અને રાતે પણ સાડા અગિયાર સુધી અનેક વિષયો પર વિચાર–વિનિમય થયો હતો.




દિગમ્બર ભાઇઓ

દક્ષિણ મહારાષ્ટ્ર, કર્ણાટક તથા તામીલનાડમાં દિગમ્બર ભાઈઓની વસ્તી સ્થળે સ્થળે નજરે પડે છે, તેમ આ પ્રદેશમાં પણ તેમની વસ્તી નજરે પડતી હતી. પૂજ્યશ્રી ઉંબરગા પહોંચ્યા ત્યારે સો જેટલાં સ્ત્રી-પુરુષો પોતાનાં કામકાજ પડતાં મૂકીને સામે દોડી આવ્યાં હતાં, તે બધા જ દિગમ્બર સંપ્રદાયનાં હતાં. તેઓ કહેવા લાગ્યા કે 'આ પ્રદેશમાં જૈન મુનિઓનું આગમન ક્યાંથી? અમારા પુણ્યોદય કે આવા પ્રદેશમાં પણ આપનાં દર્શન થયા.' અને તેમણે પૂજ્યશ્રી તથા તેમની સાથેના સાધુઓની બને તેટલી ભક્તિ કરી હતી. પૂજ્યશ્રીએ ઉપદેશ આપતાં તેમણે વિવિધ નિયમો ગ્રહણ કર્યાં હતા, તેમાં એક ૮૨ વર્ષનો બુઢ્ઢો પણ સામેલ હતો!

તુરોરી-તલમોડ

ત્યાંથી તુરોરી થઈ તલમોડ પધારતાં જનતાએ ભાવભીનું સ્વાગત કર્યું હતું. જૈનેતરો ખડે પગે આખો દિવસ સેવામાં હાજર રહ્યા હતા. એક પ્રવચન પણ થયું હતું.

ચંડકાપુર

ત્યાંથી પૂજ્યશ્રી ચંડકાપુર પધાર્યા હતા કે જ્યાં સીતાજીની દેવલી, અમૃતકુંડ તથા પ્રાચીન કાળની એક ગુફા આવેલી છે. પ્રાચીન કાળમાં અહીં ૭૦૦ વિદ્યાર્થીઓ જૈન મુનિઓ પાસે અભ્યાસ કરતા હતા, એવો એક શિલાલેખ મળી આવેલો છે. પૂનાના પુરાતત્ત્વવિદો તરફથી તેની પૂરી ચોકસાઇ થયેલી છે. અહીં ભૂતકાળની ભવ્યતાનું સ્મરણ કરાવનારા બીજા પણ કેટલાક ભગ્નાવશેષો નજરે પડે છે.

રાજેશ્વર

ત્યાંથી રાજેશ્વર પધારતાં શાળામાં મુકામ થયો હતો. શિક્ષકો ઘણા વિનયી, સંસ્કારી અને તત્ત્વજિજ્ઞાસુ હતા. તેમણે ઢંઢેરો પીટાવી ગ્રામજનતાને વ્યાખ્યાનનો લાભ અપાવ્યો હતો. પછી 'एकं ब्रह्म द्वितीयो नास्ति' એ સૂત્ર પર રસભરી ચર્ચા થઈ હતી.

હુમનાબાદ

રાજેશ્વરથી હુમનાબાદ પધારતાં તહેસીલદાર પોતાના માણસો સાથે દર્શનાર્થે આવ્યો હતો. સાંજે ચાર વાગે વિહારના સમયે ગામલોકો તરફથી ટાઉન હૉલ આગળ સ્વાગત થયું હતું. અહીં વસ્તીનો પંદર આની ભાગ મુસલમાનોનો છે, પણ પહેલાના જમાનામાં હિંદુઓની વસ્તી ઘણી હશે, એટલે જ ત્યાં નાના-મોટા ૩૦૦ જેટલા મઠો અને નજીકમાં સંખ્યાબંધ કુંડો આવેલા છે.



પૂજ્યશ્રીની પુણ્યનિશ્રામાં હૈદરાબાદથી નીકળેલ શ્રી કુલ્પાકજી તીર્થના છ-રી પાળતા સંઘનું પ્રયાણ-દૃશ્ય.



શ્રી કુલ્પાકજીનું ભવ્ય મંદિર.



બીજાપુરમાં દર્શનાર્થે આવેલા સર સેનાધિપતિ કરીઅપ્પા.



બેંગલોરના જૈન આગેવાન સદ્ગૃહસ્થો.

તેની પ્રતિષ્ઠા કરી અને પૂજા માટે ૧૨ ગામ આપ્યાં. તેના અભિષેકનું પાણી છાંટવાથી કલ્યાણી નગરીમાં મરકીની શાંતિ થઈ. આ રીતે શ્રી કુલ્પાકજીનું ધામ તીર્થ તરીકે વિખ્યાત થયું. શિલાલેખો પરથી જણાય છે કે તેની સ્થાપના વિ. સં. ૬૪૦માં થઈ હતી.

આ પ્રદેશમાં ગગનચુંબી શિખરવાળું જો કોઈ હિંદુ મંદિર હોય તો તે માત્ર આ કુલ્પાકજીનું જૈન શ્વેતામ્બર મંદિર જ છે.

## યાત્રાનો અપૂર્વ આનંદ

આવા પ્રાચીન તીર્થનાં દર્શન કરી, જન્મજન્મનાં પાપ પખાળી, આત્માને નિર્મળ બનાવવાનો અપૂર્વ પ્રસંગ પ્રાપ્ત થતાં કોને હર્ષ ન થાય? પૂજ્યશ્રીને આ તીર્થનાં દર્શનથી અપૂર્વ આનંદ થયો હતો અને સંઘની સ્થિતિ પણ એ જ થઈ હતી. મનોરમ બાગ-બગીચા, વિશાળ ધર્મશાળા, સહુને આકર્ષી લે તેવું નૈસર્ગિક સૌન્દર્ય, સુંદર હવા-પાણી તથા નિરવ વાતાવરણને લીધે આ તીર્થ અત્યંત પવિત્ર, અત્યંત નિર્મળ અને અત્યંત આહ્લાદક લાગતું હતું.

લગભગ ૧૫૦૦ યાત્રાળુઓ ઉપસ્થિત થયા હતા. સહુએ મૈત્રીભાવથી સાધર્મિવચ્છલનો લાભ લીધો હતો. રાત્રે ભાવનાની રમઝટ જામી હતી અને કાર્યક્રમ નિર્વિઘ્ને પૂર્ણ થયો હતો.

બીજા દિવસે ૪૦૦ થી ૫૦૦ માણસોની હાજરી રહી હતી. શેઠ મેઘરાજજી કોચર તરફથી શ્રી અષ્ટાપદજીની પૂજા ભણાવાઈ હતી. મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ તેનો ભાવાર્થ તથા મહિમા સમજાવતાં સહુના ચિત્ત અતિ પ્રસન્ન થયાં હતાં. ત્રીજા દિવસે શાહ ભોગીલાલ લવજીભાઈ તરફથી પૂજા ભણાવાઈ હતી. વળતું પ્રયાણ તે જ રસ્તે થયું હતું.

શેઠ કપુરચંદજી, શેઠ માણેકચંદજી, શેઠ પુખરાજજી, શેઠ મોહનલાલજી લવજીભાઈ વગેરે ભાવિકોએ સંઘની તનતોડ સેવા બજાવી હતી, તેમજ સુંદર વ્યવસ્થા જાળવી હતી. સાધ્વી મહારાજ શ્રી ચંપકશ્રીજી આદિ ઠાણા ૩ સાથે જ હતા. ચતુર્વિધ સંઘ વિહારમાં પૂજ્યશ્રીની સાથે જ ચાલતો હોઇ ઇતર જનતા પર સુંદર છાપ પડી હતી. એકંદર આ સંઘના પ્રયાણથી શાસનની સુંદર ઉન્નતિ થવા પામી હતી.






શ્રી સંઘમાં ૩૦૦ થી ૪૦૦ માણસો હતા, તેમજ હૈદરાબાદ-સિકંદરાબાદથી રોજ મોટરદ્વારા અનેક ભાવિકો પૂજા-વ્યાખ્યાન વગેરેનો લાભ લેવા આવતા હતા. હમેશા બપોરે પૂજા ભણાવાતી હતી અને રાતના ભાવના બેસતી હતી. તે માટે સંગીતકાર નટવરલાલને ખાસ બોલાવવામાં આવ્યા હતા, એટલે અનેરો રંગ જામતો હતો. બરાબર ચાર વાગતાં પૂજ્યશ્રીનું પ્રવચન થતું હતું, તે સર્વ શ્રોતાઓને દિવ્ય પ્રકાશનું દાન કરતું હતું. ઉપરાંત જીવદયા મંડળીના ખાસ પ્રચારક માણસો હિંદી તથા તેલુગુ ભાષામાં ગ્રામજનોને સુંદર શૈલિમાં ઉપદેશ આપતા હતા. ધર્મપ્રચારનું આ એક મુખ્ય અંગ હતું.

પ્રતિદિન સેંકડો ભિક્ષુકોને અન્નદાન કરવામાં આવતું હતું.

ત્યાંથી બીબીનગર, ભોણગીર (ભુવનગીર) તથા આલેર થઇ તા. ૯-૩-૫૭ શનિવારે સવારના ૮-૩૦ વાગતાં શ્રી સંઘ કુલ્પાકજીતીર્થ પહોંચતાં ભવ્ય સ્વાગત થયું હતું. શેઠ મોહનલાલ લવજીભાઇએ રૂા. ૧૧૧)ની ઉછામણીથી શ્રીયુત કેસરીમલજીને માળા પહેરાવી હતી. પૂજ્યશ્રીએ જંગી મેદની વચ્ચે વિધિ-વિધાન કરાવ્યાં હતાં અને પ્રાસંગિક પ્રવચન આપ્યું હતું. શ્રીયુત કેસરીમલજી તરફથી રૂા. ૧૦૦૧) શ્રીકુલ્પાકજી તીર્થમાં ભેટ અપાયા હતા. બપોરે ભારે ઠાઠથી પૂજા ભણાવાઈ હતી.

### તીર્થનો ઇતિહાસ

શ્રી કુલ્પાકજીતીર્થ ખૂબ પ્રાચીન છે. ભારતભરમાં તેનો જોટો નથી. બિંબો અતિ પ્રાચીન, અર્ધપદ્માસનસ્થ અને ઘણાં ચમત્કારિક છે. દર્શન કરતાં દિલ ખૂબ પ્રસન્ન થાય છે. મૂળનાયક શ્રી ઋષભદેવ ભગવાનને શ્રી માણિક્યસ્વામી તરીકે સંબોધવામાં આવે છે. તેના વિષે પ્રાચીન કલ્પોમાં લખ્યું છે કે 'ભરત ચક્રવર્તીએ અષ્ટાપદ પર્વત ઉપર સિંહનિષદ્યા પ્રાસાદમાં ચોવીશે તીર્થંકરોની રત્નમય પ્રતિમાઓ સ્થાપી હતી, તેમજ પોતાની રત્નમય મુદ્રિકામાંથી ભગવાન શ્રી ઋષભદેવની જટાજૂથવાળી માણિક્યસ્વામી નામની પ્રતિમા વિરાજમાન કરી હતી. આ પ્રતિમા ઘણી જ મનોહર હતી, એટલે અનુક્રમે વિદ્યાધરો, સૌધર્મેન્દ્ર અને રાવણ-મંદોદરીએ પોતપોતાનાં સ્થાનમાં લાવી તેની પૂજા કરી હતી. લંકાનો નાશ થયો, ત્યારે મંદોદરી રાણીએ આ પ્રતિમાને સમુદ્રમાં પધરાવી દીધી હતી, જ્યાં દેવો તેની પૂજા કરતા હતા. કર્ણાટકના રાજા શંકરગણે પોતાના પાટનગર કલ્યાણીમાં ફેલાયેલ મરકી રોગની શાંતિ કરવા માટે લવણાધિપતિ દેવને આરાધી આ પ્રતિમા મેળવી હતી. તેને રથમાં કલ્યાણી નગર લઈ જતાં રસ્તામાં કુલ્પાકજી આગળ રથ સ્થંભી ગયો, એટલે રાજા શંકરગણે કુલ્પાકજીમાં જ




ભાવના પ્રકટ કરી હતી. આવી ઉદાર મહિલાઓને અભિનંદન આપીએ તેટલાં ઓછાં જ છે.

અહીં પાઠશાળા માટે આગળ એક ફંડ થયું હતું પણ આગેવાનોના પ્રમાદને લીધે પાઠશાળાનું કામકાજ ચાલુ થયું ન હતું, તે પૂજ્યશ્રીની પ્રેરણાથી તરત ચાલુ કરવાનો નિર્ણય લેવાયો હતો.

ઉપરાંત શહેરના અગ્રણીઓની વિનંતિ ધ્યાનમાં લઈ શતાવધાની મુનિરાજ શ્રી કીર્તિવિજયજીએ પૂજ્યશ્રીની અધ્યક્ષતામાં તા. ૨૪–૩–૫૭ રવિવારે બપોરે જંગી માનવમેદની સમક્ષ અવધાન પ્રયોગો કરી બતાવ્યા હતા, જેની ઉદ્ઘાટનવિધિ અહીંના ગૃહમંત્રી શ્રી ગોપાળ રેડ્ડીએ કરી હતી. તેમણે પ્રાસંગિક પ્રવચન કરી મુનિશ્રીને પુનઃ પુનઃ ધન્યવાદ આપ્યા હતા, તેમજ અહીંના ભૂતપૂર્વ જજ શ્રી આયંગરે પણ ભાવભરી અંજલિ આપી હતી. આ પ્રસંગથી અહીંની જનતા પર ભારે પ્રભાવ પડ્યો હતો અને જૈન ધર્મની, જૈન સાધુઓની તથા તેમના જ્ઞાનની શતમુખે પ્રશંસા થઇ હતી.

મુંબઈ ભણી

અહીંની થોડા દિવસની સ્થિરતામાં લોકોનું ભારે આકર્ષણ થયું હતું અને ચાતુર્માસ માટે અતિ આગ્રહભરી વિનંતિ થઇ હતી, પણ પૂજ્યશ્રીને મુંબઇ તરફ વિહાર કરવાની ભાવના હોઇ, એ વિનંતિનો સ્વીકાર થઇ શક્યો ન હતો. વિદાય દેવા બહોળી માનવમેદની એકત્ર થઇ હતી. તેનાં મુખમાંથી એક જ શબ્દો સરી પડતા હતા કે 'આવા ગુણિયલ ગુરુરાજનાં દર્શન ફરીને ક્યારે થશે ?'

આ વિહારનું વર્ણન કરતાં સેવાસમાજનો ખબરપત્રી લખે છે કે 'પૂ. પા. દક્ષિણદેશોદ્ધારક આચાર્યદેવ શ્રીમદ્ વિજયલક્ષ્મણસૂરીશ્વરજી મહારાજ પોતાના શિષ્યપરિવાર સાથે આંધ્રપ્રદેશમાં જૈન ધર્મની જયપતાકા પ્રસરાવી, કુલ્પાકજી તીર્થનાં પવિત્ર દર્શન કરી, તે તરફથી પાછા ફરતાં સ્થળે સ્થળે પ્રવચનો આપી, જનતાને સુંદર માર્ગદર્શન આપી રહ્યા છે. રસ્તામાં શિક્ષકો, અધિકારીઓ અને નાગરિકો તેમની પવિત્ર વાણીનો ખૂબ લાભ લઈ રહ્યા છે અને જૈન ધર્મના સિદ્ધાંતો પ્રત્યે ભારે આદર પ્રકટ કરી રહ્યા છે.

હૈદરાબાદના એક કર્નલ તથા તેના સાથીદારોએ પૂજ્યશ્રી સાથે અઢી કલાક સુધી ઝીણવટભરી ચર્ચા કરી મહિનામાં અમુક દિવસ માંસાહારનો ત્યાગ કર્યો હતો તથા ઉસ્માનાબાદના એક તહેસીલદારે તેઓશ્રીનું વ્યાખ્યાન શ્રવણ કરી વાસક્ષેપ લીધો હતો



# પ્રકરણ વીશમું

## કુલ્પાકજીથી મુંબઈ

### સિકંદરાબાદમાં શાસનપ્રભાવના

પૂજ્યશ્રી કુલ્પાકજીથી પાછા સિકંદરાબાદ પધારતાં શ્રીસંઘે બેન્ડ વગેરેથી ભવ્ય સ્વાગત કર્યું હતું તથા તેમની ઉત્તમ પ્રકારે પર્યુપાસના કરી હતી. શાસ્ત્રમાં કહ્યું છે કે—

" सवणे णाणे य विन्नाणे, पच्चक्खाणे य संजमे ।
अणण्हये तवे चेव, वोदाणे अकिरिया सिद्धि ॥ "

સાધુઓની પર્યુપાસના કરવાથી શાસ્ત્રશ્રવણનો લાભ મળે છે, શાસ્ત્રશ્રવણનો લાભ મળતાં જ્ઞાનની પ્રાપ્તિ થાય છે અને તેમાંથી વિશેષ જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે. તેમાંથી પ્રત્યાખ્યાન એટલે વ્રત-નિયમ લેવાની ભાવના જાગે છે અને પરિણામે સંયમમાર્ગે પદાર્પણ થાય છે. સંયમનું ફળ અનાસ્રવ છે, અનાસ્રવનું ફળ તપ છે, તપનું ફળ કર્મનો નાશ છે, કર્મનાશનું ફળ અક્રિયા છે અને અક્રિયાનું ફળ સિદ્ધિ છે. આ રીતે સાધુ-પર્યુપાસનાનું પરંપર ફળ સિદ્ધિ છે, એટલે મુમુક્ષુએ સાધુની પર્યુપાસના અવશ્ય કરવી જોઈએ.

સિકંદરાબાદ-હૈદરાબાદની જનતાને પૂજ્યશ્રીની પર્યુપાસના કરતાં શ્રુતસાગરનાં સુંદર મોતી પ્રાપ્ત થયાં હતાં અને તેમાંથી પ્રત્યાખ્યાનના ભાવ જાગતા સેંકડો સ્ત્રી-પુરુષો વિવિધ વ્રત-નિયમોથી વિભૂષિત થયા હતા.

અહીં ઉપાશ્રયની મોટી ઊણપ હતી, તે માટે પૂજ્યશ્રીએ પ્રેરણા કરતાં સ્વ. શેઠ પુનમચંદજીના ધર્મપત્નીએ રૂા. ૪૦ થી ૫૦ હજાર જેટલી રકમ તે ખાતે ખર્ચવાની




વખારિયાએ ઊભા થઈને સભાજનોને સંબોધતાં જણાવ્યું હતું કે ' આપણા જૈન સમાજના લબ્ધપ્રતિષ્ઠિત સાહિત્યકાર આજે આપણા આંગણે આવ્યા છે, તેમનું ઉચિત સન્માન કરવાનો શ્રીસંઘે નિર્ણય કર્યો છે. શ્રી ધીરજલાલભાઈએ વર્ષો સુધી સરસ્વતીની અખંડ ઉપાસના કરીને જૈન સમાજનાં ચરણે જે વિપુલ સાહિત્ય ધર્યું છે અને તેમની સ્મરણ-શક્તિ માટે સમગ્ર હિંદમાં જે અનુપમ વિચારપ્રવાહ પ્રસરેલ છે, તે કોઈથી અજાણ નથી. ' ત્યારબાદ સંઘના ઉત્સાહી કાર્યકર્તા શ્રી શાંતિલાલ ખેમચંદ શાહે શ્રીસંઘ તરફથી નીચેનું અભિનંદન પત્ર વાંચી સંભળાવ્યું હતું અને તેને ચાંદીના સુંદર કાસ્કેટમાં મૂકી સમર્પિત કર્યું હતું :—

શતાવધાની પંડિત શ્રી ધીરજલાલ ટોકરશી શાહને
બારસીના જૈન સંઘ તરફથી અભિનંદનપત્ર

સૌરાષ્ટ્રના એક નાનકડા ગામમાં[1] સામાન્ય સ્થિતિના જૈન વણિક કુટુંબમાં[2] ૧૮ મી માર્ચ ૧૯૦૬ માં આપનો જન્મ થયો અને આઠમા વર્ષે જ આપ પિતાશ્રીનું છત્ર ગુમાવી બેઠા. ૧૯૧૭ માં આપ ભણવા સારૂ અમદાવાદ[3] આવ્યા અને ખંતથી ભણતરમાં ચિત્ત પરોવીને ૧૯૨૪ માં ગુજરાત વિદ્યાપીઠના વિનીત બન્યા. વિદ્યાર્થી–દશામાં આપની મહત્તાના બીજો અંકુરિત થતા દેખાયાં હતાં.

પંદરમા વર્ષમાં જ આપના કલમના તેજની ઝાંખી પ્રકટ થવા લાગી. છાત્ર, પ્રભાત, છાત્રપ્રભાત, જૈન યુવક અને જૈન જ્યોતિ પત્રો દ્વારા આપની કલમ ચાલતી રહી હતી.

બાલ ગ્રંથાવલીના ૧૨૦ મણુકા પ્રકાશિત કરી તથા તેમાંના ૧૦૩ મણુકા પોતે લખી આપી અદ્ભુત નામના મેળવી અને બાલ સાહિત્યમાં અનોખો ઉમેરો કર્યો. કેટલાક મણુકાની નવમી આવૃત્તિ પ્રકાશિત થઈ શકી, એથી લોકપ્રિયતાની પારાશીશી સ્પષ્ટતાથી જોઈ શકાય છે. બાલ સાહિત્યની સાથે સાથે વિદ્યાર્થી વાચનમાળા જેવી યોજના યશસ્વી બનાવીને ભારતવર્ષના ધર્મવીરો, કર્મવીરો તથા સૌન્દર્યસ્થાનોનો પરિચય આપતા ૨૦૦ મણુકા આપે પ્રસિદ્ધ કર્યા. આ વિશાલ કામ કરવા માટે સાત વર્ષ સુધી સતત સોળ કલાક લેખે આપે જે પરિશ્રમ કર્યો, તે ખરેખર પ્રશંસનીય અને અભિનંદનીય છે.

લેખક તરીકે નામના મેળવ્યા પછી ચરોત્તર એજ્યુકેશન સોસાયટી, સયાજીવિજય સાહિત્ય ગ્રંથમાળા, શ્રી વિજયધર્મસૂરિ ગ્રંથમાળા, જૈન ધર્મપ્રસારક સભા, શ્રી મુક્તિ-કમલ જૈન મોહન ગ્રંથમાળા, શ્રી ધાર્મિક શિક્ષણ સંઘ મુંબઈ તથા શ્રી આત્મકમલલબ્ધિ-

૧ મુળી તાબે દાણાવાડા ગામમાં. ૨ વીશાશ્રીમાળી જ્ઞાતિય. ૩ શેઠ ચીમનલાલ નગીનદાસ છાત્રાલયમાં દાખલ થયા.




અને રોજ નવકારમંત્ર ગણવાની પ્રતિજ્ઞા ગ્રહણ કરી હતી. તેવી જ રીતે ઉંબરગાના તહેસીલદાર, નાયબ તહેસીલદાર તથા અન્ય અધિકારીઓએ પણ જૈન ધર્મની જાણકારી મેળવી ભારે પ્રસન્નતા અનુભવી હતી અને હુમનાબાદના તહેસીલદાર વગેરેએ ચંડકાપુરમાં દોઢ કલાક સુધી ધર્મચર્ચા કરી આત્મા, કર્મ તથા પુનર્જન્મ પર પોતાની શ્રદ્ધા વ્યક્ત કરી હતી. આ રીતે સૂરીશ્વરજી ઉપલા થરથી માંડીને નીચલા થર સુધીના સર્વ લોકોને ધર્મોપદેશ આપતાં નલદુર્ગ પધાર્યા હતા.'

બારસીમાં બહુ ઉપકાર

નલદુર્ગથી ઉપલા થઈ બારસી પધારતાં શ્રીસંઘે ભાવભીનું સ્વાગત કર્યું હતું. અહીં બજારના મધ્યભાગમાં શ્રી આદીશ્વર ભગવાનનું રમણીય મંદિર છે, નજીકમાં ઉપાશ્રય છે અને સુસંસ્કારી ગૃહપતિની દેખરેખ નીચે એક વિદ્યાર્થીગૃહ ચાલી રહેલું છે. શ્રાવકોનાં ૯૦ થી ૧૦૦ જેટલાં ઘરો છે, તે બધાં વ્યાપાર-ધંધે સુખી છે.

અહીં દસ-બાર દિવસની સ્થિરતા થતાં વ્યાખ્યાનપ્રસંગે જૈન-જૈનેતર વર્ગ ઘણી મોટી સંખ્યામાં હાજરી આપતો હતો અને મનને મુંઝવતા વિવિધ પ્રશ્નોના સમાધાનકારક ઉત્તરો મળતાં પરમ પ્રમોદ પામતો હતો. જાહેર વ્યાખ્યાન થતાં અનેક જૈનેતરોએ સભાની વચ્ચે ઊભા થઈ પરસ્ત્રીત્યાગની તેમજ બીજી પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી હતી. મુનિરાજશ્રી કીર્તિવિજયજીનાં કાવ્યમય પ્રવચનોએ પણ જનતાના ઉત્સાહની પારાશીશીનો પારો ઉંચો ચઢાવી દીધો હતો.

શેઠ નેણસીભાઈ તરફથી શ્રી અષ્ટાપદજીની પૂજા ભારે ઠાઠથી ભણાવવામાં આવી હતી. તેનો ભાવાર્થ તથા મહિમા સમજાવી મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ સહુને ભક્તિરસથી તરબોળ કરી દીધા હતા.

તા. ૯-૫-૫૭ ના દિવસે દાદર જ્ઞાનમંદિરના ટ્રસ્ટીઓ શેઠ દામજી જેઠાભાઈ, શેઠ પોપટલાલ નરસીદાસ, શેઠ બાબુલાલ ભગવાનજી તથા શ્રી તલકચંદ નાનચંદ ચાતુર્માસાર્થે અહીં વિનંતિ કરવા આવ્યા હતા અને પૂજ્યશ્રીએ સર્વ સંયોગો ધ્યાનમાં લઈ તેનો સ્વીકાર કર્યો હતો. અમો પણ પૂજ્યશ્રીનાં દર્શન-સમાગમનો લાભ લેવાની ઇચ્છાથી બરાબર આ જ દિવસે બારસી આવ્યા હતા અને ત્યાંનું ઉલ્લાસમય ધાર્મિક વાતાવરણ જોઈને અતિ પ્રસન્ન થયા હતા.

ગ્રંથલેખકને એનાયત થયેલું અભિનંદનપત્ર

બીજા દિવસે પૂજ્યશ્રીનાં પ્રવચન પછી ત્યાંના આગેવાન શેઠ દીપચંદ રામચંદ





અવધાનનો આકર્ષક કાર્યક્રમ

નિપાણી, મુધોળ, જમખંડી, બાગલકોટ, બીજાપુર, સાંગલી અને સિકંદરાબાદની જેમ અહીંની જનતાએ પણ અવધાનો જોવાની ઉત્કટ ઇચ્છા પ્રકટ કરી હતી, એટલે છેલ્લા દિવસોમાં પૂજ્યશ્રીની પુણ્ય નિશ્રામાં મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ ૫૦ થી ૬૦ જેટલાં અવધાનનો આકર્ષક કાર્યક્રમ સફળતાથી પાર પાડી બતાવ્યો હતો. તેની અસર ચમત્કારિક થઈ હતી અને સકળ જનતાનાં મુખમાંથી એક જ શબ્દો સરી પડ્યા હતા કે 'ધન્ય છે જૈન મુનિવરોને કે જેઓ ત્યાગી, વિરાગી હોવા ઉપરાંત આવી અસાધારણ માનસિક શક્તિઓથી વિભૂષિત છે.'

અહીં એટલી નોંધ કરવી ઉચિત ગણાશે કે આ અવધાનપ્રયોગોના હેવાલ વર્તમાન પત્રોમાં પ્રકટ થતાં ગુરુ શિષ્યની ખ્યાતિ આખાએ મહારાષ્ટ્રમાં ફેલાઇ ગઇ હતી અને તેમણે કરવા ધારેલા ધર્મપ્રચારનાં કાર્યમાં અનેકવિધ અનુકૂળતાઓ પ્રાપ્ત થઇ હતી.

બારસીથી પૂના

બારસીથી વિહાર કરી કુર્દુવાડી પધારતાં ચાર દિવસની સ્થિરતા થઈ હતી, તેણે ચારે વર્ગના લોકોને ચાર પ્રકારનો ધર્મ સમજવામાં ભારે અનુકૂળતા કરી આપી હતી.

કુર્દુવાડીમાં વ્યાખ્યાનનો ધોધ બે વાર વહ્યો હતો અને તે લોકોના કુતર્કરૂપી કાદવને દૂર ખેંચી જવામાં સંપૂર્ણ સફળ નિવડ્યો હતો.

ટીંભૂર્ણી, બીગવાન, રાવતગામ વગેરેમાં પણ એવી જ રોનક આવી હતી. પૂજ્યશ્રીનાં પ્રભાવશાળી પ્રવચનોએ હજારો હૈયામાં સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રના દીવડા પ્રકટાવી દીધા હતા.

ક્રમશઃ ચેવત પધારતાં ભવ્ય સ્વાગત થયું હતું, બે જાહેર વ્યાખ્યાનો યોજાયાં હતાં, પૂજા પ્રભાવનાદિ કાર્યો ઉત્તમ પ્રકારે થયાં હતાં અને ધર્મચર્ચાનો ધ્વજ અખંડ લહેરાતો રહ્યો હતો. અહીં પૂના સીટી તથા લશ્કરના આગેવાન ગૃહસ્થો દર્શનાર્થે આવ્યા હતા અને થઈ રહેલી ધર્મપ્રભાવના જોઇ અત્યંત પ્રસન્ન થયા હતા. હડપસરમાં તેમણે પૂજ્યશ્રીનાં પુનઃ દર્શનથી અપૂર્વ આનંદ માણ્યો હતો. અત્રેના પ્રસિદ્ધ કાર્યકર શા. ભોગીલાલ પ્રેમચંદ તથા એક ડૉકટરે સુંદર સેવા બજાવી હતી.

છ વર્ષ સુધી દક્ષિણ દેશમાં દૂર-સુદૂર વિચરી, લાખો મનુષ્યોને દિવ્ય પ્રકાશનું દાન કરી સૂરીશ્વરજી પાછા પૂના લશ્કર પધારતા હતા, એટલે સંઘનો ઉલ્લાસ અત્યંત વૃદ્ધિ પામે એ સ્વાભાવિક હતું, તેનાં દર્શન તા. ૧૧-૭-૫૭ ના રોજ શ્રી સંઘે ઉજવેલા

સૂરીશ્વરજી જ્ઞાનમંદિર વગેરે અનેક સંસ્થાઓએ આપની પાસે પુસ્તકો લખાવીને પ્રસિદ્ધ કર્યાં, તેથી જ લેખક તરીકેની આપની યોગ્યતા જણાઈ આવે છે, પરંતુ જૈન સાહિત્ય વિકાસ મંડળ (મુંબઈ)દ્વારા આપે જૈન ધર્મના સંસ્કારોનું સિંચન કરતાં શ્રી પ્રતિક્રમણ સૂત્ર ઉપર 'પ્રબોધ' નામની જે વિસ્તૃત ટીકા લખીને ત્રણ ભાગમાં પ્રકાશિત કરાવી, તે આપનાં સાહિત્યસર્જનમાં કળશ તરીકે ઓળખાવી શકાય.

શતાવધાની તરીકે આપે મુંબઈ પ્રાંતમાં જ નહિ, પણ સમસ્ત ભારતમાં અદ્દભુત નામના મેળવી છે અને અસાધારણ અવધાન પ્રયોગો દ્વારા મોટા મોટા વિદ્વાનો તથા ગણિતજ્ઞોને પણ આશ્ચર્યથી મુગ્ધ બનાવી દીધા છે. આ પ્રયોગો કરીને આપે પોતાની અદ્દભુત સ્મરણશક્તિનો જ પરિચય આપ્યો નથી, પરંતુ શતાવધાનની યોગ્યતાવાળા શિષ્યો તૈયાર કરી શતાવધાનની પરંપરા કાયમ રાખવાનું મહાન કાર્ય પણ કર્યું છે, તે માટે અહીંનો શ્રીસંઘ આપને હાર્દિક ધન્યવાદ આપે છે.

લોકપ્રિય સાહિત્યના સર્જક, સામાજિક તથા ધાર્મિક સાહિત્યના નિર્માતા, સતત પરિશ્રમ, અદમ્ય ઉત્સાહ અને અપૂર્વ સહનશીલતાથી ૩૫ વર્ષ સુધી સતત લેખન-વ્યવસાયમાં તન્મય બની જનાર, શતાવધાનનું ગૌરવ વધારી તેની પરંપરાને અખંડિત રાખનાર ધીરજલાલભાઈ! આજ સુધી તમે જે કંઇ જ્ઞાનોપાસના તથા સાધના કરી છે, તેમાં વધુ ને વધુ સફળતા પ્રાપ્ત કરી જૈન શાસનના ગૌરવને વધારનાર, શાસનની શ્રદ્ધામાં બાલ જીવોને ચુસ્ત બનાવનાર, જૈન દર્શનનાં જ્ઞાનને સામાન્ય વાચક સુધી પહોંચાડી શકે એવું સાહિત્ય સર્જન કરવામાં સફલ બનો. આદર્શ સાહિત્યકાર તરીકેનું ઊંચું સ્થાન તમને પ્રાપ્ત થાઓ અને તમો શાસનની પ્રભાવના કરવામાં મગ્ન બનો, એવી શુભાશા પ્રકટ કરી બારસીનો જૈન શ્વેતામ્બર શ્રીસંઘ તમારી શાસનસેવાની કદર તરીકે આ અભિનંદનપત્ર અર્પણ કરે છે.

| | |
|---|---|
| બારસી, વીર સંવત ૨૪૮૩, | શ્રી જૈન શ્વેતામ્બર સંઘ, બારસી ટાઉન. |
| વૈશાખ શુદિ ૭, સોમવાર. | નેણસી નરસી શાહ |
| તા. ૬ ઠ્ઠી મે, સને ૧૯૫૭ | દીપચંદ રામચંદ વખારિઆ વગેરે ટ્રસ્ટીઓ. |

બારસીના શ્રી સંઘે બતાવેલા આ પ્રેમ અને સૌજન્યનો અમે ઉચિત શબ્દોમાં આભાર માન્યો હતો. તેની શુભેચ્છાઓને યોગ્ય થવાની અભિલાષા પ્રકટ કરી જીવનના અનેકવિધ ઝંઝાવાતોમાં સાહિત્યસર્જનનો દીપ કેમ જલતો રહ્યો? તેની ઝાંખી કરાવી હતી. બાદ પૂજ્યશ્રીના આશીર્વાદ પ્રાપ્ત થતાં આ આખોય પ્રસંગ ચિરસ્મરણીય બની ગયો હતો. તે જ રાત્રે અમો મુંબઇ આવવા રવાના થયા હતા.






૧૯–૭–૫૭ ની સવારે મરાઠી હાઇસ્કૂલમાં પૂજ્યશ્રીની અધ્યક્ષતામાં લગભગ પાંચ હજાર મનુષ્યોની મેદની વચ્ચે અવધાનનો કાર્યક્રમ કરી બતાવ્યો હતો. મહામહોપાધ્યાય શ્રી દત્તોવામને આ કાર્યક્રમનું ઉદ્ઘાટન કર્યું હતું અને શ્રીપાદ જોશીએ તેનું કુશળતાથી સંચાલન કરી સહુને આ કાર્યક્રમ બરાબર જોવા–સાંભળવાની તક પૂરી પાડી હતી. સમીક્ષક તરીકે અહીંના કલેકટર શ્રી શેખ તથા વાડિયા કૉલેજના પ્રોફેસર શ્રી ગુરુએ કામ બજાવ્યું હતું. આ કાર્યક્રમ જોતાં જનતામાં આશ્ચર્યનું મોજું ફરી વળ્યું હતું અને કેટલાકે તેને ' મેન્ટલ સર્કસ 'ની ઉપમા આપી હતી. સમીક્ષકોએ બધા જવાબો બરાબર છે, એવી જાહેરાત કરતાં પ્રેક્ષકોએ તાળીઓના ગડગડાટ કર્યા હતા તથા હર્ષના પોકારોથી વાતાવરણને ગજાવી મૂક્યું હતું. આ કાર્યક્રમને દીપાવવા માટે શેઠ કેશવલાલ મણિલાલ, શાહ ભોગીલાલ વાલચંદ, શ્રી કાંતિભાઇ, શ્રી નાણાવટી, શ્રી રંજન પરમાર, તેમજ અનેક યુવકોએ તનતોડ સેવા આપી હતી.

અહીં પૂજ્યશ્રીને ચાતુર્માસ કરાવવા ઘણો જ આગ્રહ થયો હતો, પણ દાદરવાળાને વચન અપાઇ ગયું હતું, એટલે સહુ લાચાર બની ગયા હતા.

પૂનાથી દાદર

પૂના સીટીથી વિહાર કરતાં મોટો માનવસમુદાય એકત્ર થયો હતો.

શિવાજીનગરમાં પધારતાં રસ્તામાં શેઠ કેશવલાલ મણિલાલ તથા શેઠ મોહનલાલ સખારામના ગૃહમંદિરે દર્શનાર્થે પધાર્યા હતા. તેઓશ્રીનો ઉપદેશ સાંભળી કેટલાકે રોજ સેવાપૂજા કરવાની, નવકાર મંત્ર ગણવાની, પર્વતિથિએ લીલોતરી નહિ વાપરવાની વગેરે પ્રતિજ્ઞાઓ ગ્રહણ કરી હતી.

ખડકીમાં ભવ્ય સ્વાગત થયું હતું. અધિકારીઓ વગેરે ખાસ દર્શને આવ્યા હતા. રસભરી ધર્મચર્ચા થઇ હતી. અત્રે શેઠ દલીચંદ ધરમાજી તથા ઓ. મેજી. શા. નથમલજીએ તનતોડ સેવા બજાવી હતી.

ત્યાંથી ચિંચવડ થઇ દેહૂ રોડ પધારતાં જાહેર વ્યાખ્યાન થયું હતું. લોકોએ સારી સંખ્યામાં ભાગ લીધો હતો. પૂના સીટી વગેરે સ્થળેથી ઘણા ભાવિકો દર્શને આવ્યા હતા.

ત્યાંથી તલેગામ દાભાડે પધારતાં શ્રી સંઘે ભાવભર્યું સ્વાગત કર્યું હતું. બપોરના મોટી ધર્મશાળામાં મુનિશ્રી કીર્તિવિજયજીએ ' આત્મવિકાસ ' ઉપર જાહેર પ્રવચન આપી અનેકના પૌદ્ગલિક પ્રેમને પોચો પાડી દીધો હતો. મુનિશ્રીને સાંભળવા માટે જબ્બર




પુરપ્રવેશ મહોત્સવમાં બરાબર થતા હતા. શેરીઓ લગ્નોત્સુકા લલનાની જેમ સુંદર શણગારો સજીને ઊભી હતી, રસ્તાઓ રણરસિયાની જેમ રાતા-પીળા વાવા પહેરીને ખડા હતા. હજારો ચક્ષુઓએ સૂરીશ્વરજી ભણી માનભરી મીટ માંડી હતી, સેંકડો હાથોએ સૂરીશ્વરજી ભણી અક્ષત ઉછાળી પોતાનો પૂજ્યભાવ વ્યક્ત કર્યો હતો.

બે દિવસ બાદ પૂના સીટીમાં પ્રવેશ થતાં શ્રી સંઘનો ઉલ્લાસ આસમાને પહોંચ્યો હતો, એમ કહીએ તો અતિશયોક્તિ નથી, કારણ કે સ્વાગત સમયે હાથી, ઘોડા, મોટરો અને બેન્ડ વગેરે ભવ્ય સામગ્રી મૌજૂદ હતી, જનસમુદાય ઘણી મોટી સંખ્યામાં હાજર રહ્યો હતો અને ગહુંલીઓની સંખ્યા બસોનો આંકડો વટાવી ગઈ હતી. ગજરાજ વગેરેની ઉછામણી રૂપિયા ૭૦૦ ની થઇ હતી.

અહીં પાંચ-છ દિવસની સ્થિરતા થતાં પૂજ્યશ્રીએ વિજયાનંદ થિએટરમાં તાત્ત્વિક વિષયો પર પ્રવચનો કર્યાં હતાં, તે સહસ્રપુટી અભ્રકની જેમ અનેકનું વિચાર-વાર્ધક્ય દૂર કરવાને સફળ થયાં હતાં. બપોરે ધર્મશાળામાં મુનિરાજ શ્રી કીર્તિવિજયજીનાં કાવ્યમય પ્રવચનો થતાં હતાં, તે ઇક્ષુરસની માફક અનેકનો હૃદયદાહ શમાવતાં હતાં અને અનારદાણાની જેમ વિકારવાયુનું અનુલોમન કરીને જ્ઞાનસુધાની ભૂખ લગાડતા હતા. ગુરુ-શિષ્યના આ ઇલ્મને અમે ક્યા શબ્દોમાં અંજલિ આપીએ ? હિપ્નોટીઝમની શક્તિ અમે નજરે નિહાળી છે. તે માનવનાં સૂક્ષ્મ માનસ પર અસર નિપજાવી પોતાનું ધાર્યું કરાવી શકે છે, પરંતુ થોડા સમય બાદ એની અસર દૂર થઇ જાય છે, જ્યારે ગુરુશિષ્યની આ બેલડીએ ઉપજાવેલી અસર ઘણી જ ઊંડી અને ચિરકાળ ટકવાવાળી હોય છે, એટલે અમે તેની તુલના એ શક્તિ સાથે કરતા નથી.

શેઠ પુનમચંદજી સંઘવીએ પ્રસંગોચિત વક્તવ્યમાં તેમને ભાવભરી અંજલિ આપી હતી અને દક્ષિણ દેશના ઉદ્ધારક તરીકે બિરદાવ્યા હતા.

નાજુબાઈની ધર્મશાળાના આગેવાનોની વિનંતિને માન આપી પૂજ્યશ્રી વાજતેગાજતે મોટા માનવસમૂહ સાથે ત્યાં પધાર્યા હતા અને પ્રવચન આપ્યું હતું. બાદ મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ અમરકુમારનું કાવ્યમય પ્રવચન કરતાં જનતાએ ઘણી મોટી સંખ્યામાં નિત્ય નવકારમંત્ર ગણવાની પ્રતિજ્ઞાઓ લીધી હતી.

અહીં મહારાષ્ટ્રમાંથી અનેક ભાવિકો દર્શને આવ્યા હતા અને અનેક વિદ્વાનોએ ધર્મચર્ચાનો લાભ લીધો હતો.

જનતાનો અતિ આગ્રહ થવાથી અહીં પણ મુનિરાજશ્રી કીર્તિવિજયજીએ તા.

# પરિશિષ્ટ પહેલું

## પ્રવૃત્તિદર્શન

દક્ષિણ દેશના વિહાર દરમિયાન સૂરીશ્વરજી દ્વારા જે જે પ્રવૃત્તિઓ થઇ તેની ટૂંક નોંધ અહીં આપવામાં આવી છે.

### જિનમંદિર

૧ કોલ્હાપુર-ગુજરી બજાર જિનમંદિરની પ્રતિષ્ઠા થઇ. સં. ૨૦૦૮.

૨ બોરીંગપેટ-(બંગારપેટ)માં જિનમંદિરનું ખાતમુહૂર્ત થયું. સં. ૨૦૧૦.

૩ રોબર્ટસનપેટ—જિનમંદિરની પ્રતિષ્ઠા થઈ. સં. ૨૦૦૯.

૪ આરકાટ—માં ઘરદહેરાસર થયું. સં. ૨૦૦૯.

૫ બેંગલોર—ગાંધી નગરમાં નૂતન શિખરબંધી જિનાલય નિર્માણ થયું, અંજનશલાકા તથા પ્રતિષ્ઠા થઇ. સં. ૨૦૧૦.

૬ ટુમકુર—જિનમંદિરની પ્રતિષ્ઠા થઈ. સં. ૨૦૧૧.

૭ બેંગલોર—કેન્ટોન્મેન્ટમાં નૂતન જિનાલય નિર્માણ થયું, અંજનશલાકા તથા પ્રતિષ્ઠા થઇ. સં. ૨૦૧૧.

૮ શીમોગા—જિનમંદિરની પ્રતિષ્ઠા થઇ. સં. ૨૦૧૧.

૯ બાગલકોટ—જિનમંદિરની પ્રતિષ્ઠા થઇ. સં. ૨૦૧૨.

### જીર્ણોદ્ધાર

અનેક શહેરોનાં જિનમંદિરના જીર્ણોદ્ધાર અર્થે પ્રેરણા કરી રૂપિયા ૫૦ થી ૬૦ હજારની રકમ મોકલાવવામાં આવી.

### ઉપાશ્રયો તથા તે અંગે ટીપો

૧ મુંબઇ-દાદર—શ્રી આત્મકમલલબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિર અને પૌષધશાળા અંગે રૂપિયા ૭૫૦૦૦ ની ટીપ થઇ.

૨ કોલ્હાપુર—શાહુપુરીમાં ઉપાશ્રય અને જિનમંદિર અંગે રૂપિયા ૩૫૦૦૦ ની ટીપ થઇ.

૩ બેંગલોર—ગાંધીનગરમાં નૂતન ઉપાશ્રય નિર્માણ થયો.

૪ બેંગલોર—સીટીમાં ચાલુ ઉપાશ્રય ઉપર વિશાળ હોલ બાંધવામાં આવ્યો.

૫ વેલ્લુર—મંદિર-ઉપાશ્રય માટે રૂા. ૧૫૦૦૦ ની ટીપ થઇ.

૬ મદ્રાસ—ચાલુ ઉપાશ્રયના ત્રીજા મજલે વિશાળ હોલ બાંધવામાં આવ્યો.

૭ નિપાણીમાં રૂપિયા ૭૫૦૦૦ ના ખર્ચે નૂતન ઉપાશ્રય બાંધવામાં આવ્યો.

મેદની જામી હતી. જૈનેતર વિદ્વાનો અને અન્ય ભાવિકોએ રાતના સાડા અગિયાર સુધી તાત્ત્વિક પ્રશ્નો પૂછતાં મુનિશ્રીએ સહુનાં મનનું સુંદર સમાધાન કર્યું હતું.

ત્યાંથી ખડકલા, લોનાવલા વગેરે સ્થાનોએ થઈ અષાડ શુદિ ૭ ના થાણા પધાર્યા હતા, જ્યાં શેઠ રૂપચંદજી ખડે પગે સેવામાં હાજર રહ્યા હતા. અહીં દાદર તથા મુંબઈના સંખ્યાબંધ ભાઈબહેનો દર્શનાર્થે આવ્યાં હતાં અને સાહમ્મિવચ્છલ થયું હતું.

ત્યાંથી ભાંડુપ, સાયણ થઇ અષાડ શુદિ ૧૦ ના દિવસે ભવ્ય સ્વાગતપૂર્વક દાદર જ્ઞાનમંદિરમાં પધારતાં સકળ સંઘ અતિ હર્ષ પામ્યો હતો. અહીં એટલું જણાવવું આવશ્યક છે કે પૂજ્ય ગુરુદેવના મંગળમય આશીર્વાદ વખતોવખત મળતા રહ્યા તેના પ્રતાપે જ આ દક્ષિણયાત્રા આટલી યશસ્વી નિવડી હતી અને નિર્વિઘ્ને પૂર્ણ થઇ હતી.

### આશીર્વચન

પૂજ્યશ્રીની દક્ષિણ યાત્રાએ જેમ લાખો લોકોને દિવ્ય પ્રકાશનું દાન કર્યું, તેમ આ ગ્રંથ સર્વ પાઠકોને દિવ્ય પ્રકાશનું દાન કરો અને ભયાનક ભવાટવી ઓળંગી જવાની શક્તિ આપો. છેવટે ભૂલચૂકની ક્ષમા માગી, આ ગ્રંથ સમાપ્ત કરીએ છીએ.

जैनं जयति शासनम् ।



| | | | |
|---|---|---|---|
| ૫ મદ્રાસ | ૫૦૦ | ૭ બીજાપુર | ૫૦ |
| ૬ નિપાણી | ૩૦ | | |

ચતુર્થ વ્રતની સંખ્યા બધી મળી ૧૦૦ લગભગ.

### નવકાર મંત્ર

જૈન-જૈનેતરોને હજારોની સંખ્યામાં નિયમિત નવકાર મંત્ર ગણતા કર્યા.

### પ્રતિબોધ

૧ મ્હૈસૂર નરેશ.
૨ ભાવનગર નરેશ.
૩ જામનગર નરેશ.
૪ ઇડર નરેશ.
૫ સાંગલી નરેશ.
૬ મીરજ નરેશ.
૭ શ્રી હનુમંતય્યા, મુખ્ય મંત્રી, મ્હૈસૂર.
૮ શ્રી સિદ્ધલિંગય્યા, ઉદ્યોગ મંત્રી, મ્હૈસૂર.
૯ શ્રી આરોગ્ય મંત્રી, મ્હૈસૂર.
૧૦ શ્રી વિદ્યા મંત્રી, મ્હૈસૂર.
૧૧ શ્રી કૃષ્ણમૂર્તિ.
૧૨ શ્રી રાજગોપાલાચારી, મદ્રાસ.
૧૩ શ્રી યુ. કૃષ્ણરાવ, ઉદ્યોગ પ્રધાન, મદ્રાસ.
૧૪ શ્રી કે. વેંકટરાય, ધાર્મિક ખાતાના પ્રધાન, મદ્રાસ.
૧૫ શ્રી કૃષ્ણપ્પા, અન્ન મંત્રી, ભારત સરકાર.
૧૬ શ્રી ગોપાલ રેડ્ડી, સિકંદરાબાદ.
૧૭ શ્રી આરોગ્ય મંત્રી, સિકંદરાબાદ.
૧૮ શ્રી કે. સી. રેડ્ડી, ઉદ્યોગ પ્રધાન, ભારત સરકાર.

ઉપરાંત નાના મોટા અધિકારીઓ તથા નગરપાલિકાના સભ્યો વગેરેને હજારોની સંખ્યામાં પ્રતિબોધ કરવામાં આવ્યો.

### જાહેર પ્રવચનો

શાળા, હાઇસ્કૂલો, કૉલેજો, ટાઉન હોલ વગેરેમાં અનેક સ્થળે જાહેર પ્રવચનો કરવામાં આવ્યા, જેનો લાભ ૪ થી ૫ લાખ મનુષ્યોએ લીધો હશે.

### અવધાનપ્રયોગો

૧ નિપાણીમાં પૂરા સો અવધાનો કરવામાં આવ્યા.

| | |
|---|---|
| ૨ સુધોળ | ૫૦ થી ૬૦ |
| ૩ જમખંડી | ” |
| ૪ બાગલકોટ | ” |
| ૫ બીજાપુર | ” |




૮ સિકંદરાબાદમાં નૂતન ઉપાશ્રય બાંધવા માટે એક બાઈએ રૂપિયા ૪૦ થી ૫૦ હજાર ખર્ચવાની ભાવના પ્રકટ કરી.

## વર્ધમાન તપ આયંબિલ ખાતું

૧ બીજાપુરમાં શ્રી વર્ધમાન તપ આયંબિલ ખાતાંની સ્થાપના કરવામાં આવી. સં. ૨૦૧૨

## તપશ્ચર્યા

૧ ચૌદ પૂર્વનો તપ, અક્ષયનિધિ તપ, નવકાર મંત્રનો તપ, ચંદનબાળાનો તપ, ક્ષીરસાગર, પચરંગી વગેરે અનેક પ્રકારની તપશ્ચર્યાઓ થઈ.

૨ દોઢ માસ, માસ, સોળ ઉપવાસ, પંદર ઉપવાસ મર્યાદિત સંખ્યામાં, અઠ્ઠાઈઓ સંખ્યાબંધ તથા છૂટક ઉપવાસો હજારોની સંખ્યામાં થયા.

## ઉપધાન તપ

| | |
|---|---|
| ૧ બેંગલોર સીટી | ૨૩૫ માણસો |
| ૨ મદ્રાસ | ૪૦૦ લગભગ |
| ૩ નિપાણી | ૮૦ માણસો |
| ૪ બીજાપુર | ૧૦૧ માણસો |

## ઉજમણાં (ઉદ્યાપન)

૧ કોલ્હાપુર—જુદા જુદા ગૃહસ્થો તરફથી પાંચ છોડનું ઉજમણું.

૨ મદ્રાસ—જુદા જુદા ગૃહસ્થો તરફથી સાત છોડનું ઉજમણું.

૩ નિપાણી—એક ભાઇ તરફથી એક છોડનું ઉજમણું.

## અષ્ટાપદજીની મહાપૂજાઓ

૧ કરાડ, ૨ ઇચલકરંજી, ૩ સાંગલી, ૪ કોલ્હાપુર, ૫ નિપાણી, ૬ બેંગલોર સીટી, ૭ મદ્રાસ, ૮ આરકાટ, ૯ બીજાપુર, ૧૦ હૈદરાબાદ, ૧૧ કુલ્પાકજી, ૧૨ બારસી.

## છ—"રી" પાળતો સંઘ

હૈદરાબાદથી શ્રી કુલ્પાકજી તીર્થનો છ—"રી" પાળતો સંઘ નીકળ્યો, તેમાં ૩૦૦ થી ૪૦૦ માણસો હતા.

## બાર વ્રત

| | | | |
|---|---|---|---|
| ૧ કરાડ | ૨૫ | ૩ કોલ્હાપુર | ૭૩ |
| ૨ પૂનાકેમ્પ | ૪૦ | ૪ બેંગલોર | ૨૫૦ |

૪ મદ્રાસ—દયાસદનનું ઉદ્ઘાટન.

૫ દરેક સ્થળે ઉત્સવો તેમજ અન્ય પ્રસંગે ગરીબોને અન્નદાન, મિષ્ટાન્ન ભોજન વગેરે.

### જીવદયા

૧ બેંગલોરમાં જીવદયા સંઘની સ્થાપના થઈ.

### કતલખાનાં બંધ

૨ નીચેનાં સ્થળોએ વર્ષમાં ઓછામાં ઓછા ચાર દિવસ અને વધારેમાં વધારે ૯ દિવસ સુધી કતલખાનાંઓ બંધ રાખવાનો નિર્ણય થયો:—

૧ બેંગલોર. ૨ મ્હૈસૂર. ૩ તરીકેરે. ૪ ટીપટુર. ૫ નળમંગળ. ૬ કોલાર. ૭ નંજનગુડા. ૮ ટુમકુર. ૯ શીમોગા. ૧૦ બલ્લારી. ૧૧ હરિહર. ૧૨ દાવણગેરે. ૧૩ ચિત્તલદુર્ગ. ૧૪ મંડીયા. ૧૫ હોસપેટ. ૧૬ ભદ્રાવતી. ૧૭ કુન્તલગલગિરિ. ૧૮ બિદનુર. ૧૯ અરસીકેરે. ૨૦ બાગલકોટ.

૩ કેટલાક શિકારીઓએ શિકાર છોડ્યા.

### સાહિત્ય પ્રચાર

નીચેનાં પુસ્તકો મુમુક્ષુઓને વિના મૂલ્યે આપવામાં આવ્યાં છે:—

| નકલ | નામ | ભાષા |
|---|---|---|
| ૫૦૦૦ | આર્હતધર્મપ્રકાશ [ જૈન ધર્મ ] | ગુજરાતી |
| ૫૦૦૦ | ” | હિન્દી |
| ૫૦૦૦ | ” | મરાઠી |
| ૫૦૦૦ | ” | અંગ્રેજી |
| ૫૦૦૦ | ” | તામિલ |
| ૧૭૦૦૦ | ” | કન્નડ |
| ૧૦૦૦ | અહિંસા અને માર્ગદર્શન | ગુજરાતી |
| ૧૦૦૦ | ” | હિન્દી |
| ૩૦૦૦ | ” | કન્નડ |
| ૧૦૦૦૦ | જાહેર વ્યાખ્યાનો | કન્નડ |
| ૭૫૦૦ | વૈરાગ્યરસઝરણાં [ નૂતન સજ્ઝાયો ] | ગુજરાતી |
| ૨૦૦૦ | વિશ્વશાંતિ [ જાહેર વ્યાખ્યાન ] | હિન્દી |
| ૨૦૦ | ” | કન્નડ |

| | |
|---|---|
| ૬ સોલાપુર | ૫૦ થી ૬૦ |
| ૭ સિકંદરાબાદ | ,, |
| ૮ બારસી | ,, |
| ૯ ચેવત | ,, |
| ૧૦ પૂના સીટી | ,, |

## પાઠશાળાઓની સ્થાપના

૧ કરાડ. ૨ તાસગામ.

૩ બેંગલોર કેન્ટોન્મેન્ટ. ૪ સિકંદરાબાદ.

## પાઠશાળાઓની પરીક્ષા તથા મેળાવડા

૧ પૂના કેમ્પ. ૨ મદ્રાસ. ૩ બેંગલોર.

## પુસ્તકાલયોની સ્થાપના

| | |
|---|---|
| ૧ કરાડ— | શ્રી આત્મલબ્ધિસૂરીશ્વરજી જૈન પુસ્તકાલય. |
| ૨ બેંગલોર સીટી— | ,, |
| ૩ બેંગલોર કેન્ટોન્મેન્ટ— | ,, |
| ૪ વીરુર— | ,, |
| ૫ બીજાપુર— | ,, |
| ૬ નિપાણી— | શ્રી ચંદ્રપ્રભસ્વામી જૈન પુસ્તકાલય. |

શ્રી આત્મકમલલબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિર-દાદર માટે હજારો રૂપીઆનાં પુસ્તકો મોકલાવ્યાં

શ્રી જીતરાજ ગ્રન્થ ભંડાર-કોલ્હાપુરમાં આગમ-ગ્રંથોનો ખાસ સંગ્રહ કરાવ્યો.

## સાધર્મિકભક્તિ

૧ મદ્રાસમાં ૨૦૦૦ ની ટીપ.

૨ બેંગલોરમાં ગુપ્ત મદદ.

૩ બીજાપુરમાં ૩૫૦૦ ની ટીપ.

## અનુકંપા

૧ બેંગલોર—કોલાર દુષ્કાળ અંગે રૂપિયા બેથી અઢી હજાર.

૨ બીજાપુર—અંજાર ભૂકંપ અંગે રૂપિયા ૪૦૦૦.

૩ ,, પાંજરાપોળ સમૃદ્ધ કરવા માટે રૂા. ૨૫૦૦ લગભગ.




| | | | |
|---|---|---|---|
| ૯ | ચૈતન્યવાદ | ગુજરાતી | ૧૦૦૦ |
| ૧૦ | અમીનાં વહેણ | ” | ૧૫૦૦ |
| ૧૧ | વૈરાગ્યરસઝરણાં | ” | ૧૫૦૦ |
| ૧૨ | જગત્ સ્વતંત્ર ક્યારે ? | ” | ૧૫૦૦ |
| ૧૩ | નૂતન સજ્ઝાય સંગ્રહ | ” | ૧૦૦૦ |
| ૧૪ | નૂતન સ્તવનો | ” | ૧૦૦૦ |
| ૧૫ | અહિંસા અને માર્ગદર્શન | હિંદી | ૧૦૦૦ |
| ૧૬ | દીવાદાંડી યાને મહાન્ વિભૂતિઓ | ગુજરાતી | ૧૫૦૦ |
| ૧૭ | વૈરાગ્યરસઝરણાં | હિંદી | ૬૦૦૦ |
| ૧૮ | આર્હત-ધર્મ-પ્રકાશ | ” | ૫૦૦૦ |
| | ” ” | ગુજરાતી | ૫૦૦૦ |
| ૧૯ | અહિંસા અને માર્ગદર્શન | ” | ૧૦૦૦ |
| ૨૦ | ” | હિંદી | ૧૦૦૦ |
| ૨૧ | સંસ્કારની સીડી | ગુજરાતી | ૨૦૦૦ |
| ૨૨ | આર્હત-ધર્મ-પ્રકાશ | મરાઠી | ૫૦૦૦ |
| ૨૩ | સન્માર્ગદર્શન | ” | ૨૦૦૦ |
| ૨૪ | કીર્તિ જીવનરેખા | ” | ૨૦૦૦ |
| ૨૫ | દક્ષિણમાં દિવ્ય પ્રકાશ | ગુજરાતી | ૨૫૦૦ |

## ક્રમાંક વિનાનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| શ્રાદ્ધવિધિ | ગુજરાતી | ૨૦૦૦ |
| વિવિધ વાનગી | ” | ૨૦૦૦ |
| ગહુંલી સંગ્રહ | ” | ૨૦૦૦ |
| ધૈર્યશાળી ધનદકુમાર અને દિનચર્યા | ” | ૧૫૦૦ |
| મહાબળકુમાર | ” | ૨૦૦૦ |
| વિદ્યાવિલાસ સંવાદ | ” | ૨૫૦૦ |
| ભક્તિરસપ્યાલા | ” | ૧૦૦૦ |
| મનોરંજક ગીતસંગ્રહ અને વિવિધ વાનગી | ” | ૧૫૦૦ |
| દક્ષિણમાં દિવ્ય પ્રકાશ ( નાનું ) | ” | ૧૦૦૦ |




| | | |
|---|---|---|
| ૧૬૦૦૦ | નૂતન સ્તવનાવલી | ગુજરાતી |
| ૨૦૦૦ | મુક્તિનાં પુનિત પંથે [ આઠ જાહેર વ્યાખ્યાનો ] | ,, |
| ૨૦૦૦ | પૂ. ગુરુદેવનો જીવનપરિચય | અંગ્રેજી |
| ૪૨૫૦ | સંસ્કારની સીડી [ લેખસંગ્રહ ] | ગુજરાતી |
| ૧૫૦૦ | દીવાદાંડી યાને મહાન વિભૂતિઓ | ,, |
| ૩૦૦૦ | બાર વ્રતની ટીપ | ,, |
| ૨૦૦૦ | ,, | હિન્દી |
| ૩૦૦૦ | નૂતન ગહુંલી સંગ્રહ | ગુજરાતી |
| ૧૫૦૦ | અમીનાં વહેણુ [ લેખસંગ્રહ ] | ,, |
| ૨૦૦૦ | અંતરનાં અજવાળા [ નૂતન સજ્ઝાયો ] | ,, |
| ૧૦૦૦ | ચૈતન્યવાદ [ જાહેર વ્યાખ્યાન ] | ,, |
| ૧૦૦૦ | આદર્શ જીવન ,, | ,, |
| ૧૦૦૦ | જીવનમાં ધર્મ શા માટે ? ,, બીજી આવૃત્તિ | ,, |
| ૧૫૦૦ | જગત સ્વતંત્ર ક્યારે ? ,, | ,, |
| ૮૦૦૦ | અંગ્રેજી, કાનડી અને તામિલ [ પ્રાસંગિક ] | ,, |
| ૧૫૦૦ | દક્ષિણમાં દિવ્ય પ્રકાશ ( નાની ) | ,, |
| ૨૦૦૦ | સન્માર્ગદર્શન [ ત્રણ જાહેર વ્યાખ્યાનો:] | મરાઠી |
| ૨૦૦૦ | મુનિરાજ શ્રીકીર્તિવિજયજીની જીવનરેખા | ગુજરાતી |
| ૧૨૩૭૫૦ | | |

## શ્રી આત્મકમલલબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિરમાંથી પ્રગટ થયેલું સાહિત્ય

| ક્રમાંક | નામ | ભાષા | નકલ |
|---|---|---|---|
| ૧ | શ્રી મહાવીરસ્વામીનું જીવનચરિત્ર | ગુજરાતી | ૧૦૦૦૦ |
| ૨ | કર્મ ફીલોસોફી અને બીજા પ્રવચનો | ,, | ૧૫૦૦ |
| ૩ | કર્મ ફીલોસોફી | ,, | ૧૦૦૦ |
| ૪ | જીવનમાં ધર્મ શા માટે ? | ,, | ૧૦૦૦ |
| ૫ | નૂતન સજ્ઝાય સંગ્રહ | ,, | ૧૦૦૦ |
| ૬ | મુક્તિના પુનિત પંથે | ,, | ૨૦૦૦ |
| ૭ | આદર્શજીવન | ,, | ૧૦૦૦ |
| ૮ | બાર વ્રતની ટીપ | ,, | ૧૦૦૦ |

# પરિશિષ્ટ બીજું

## વિહારદર્શન

### વિ. સં. ૨૦૦૭ ના માગશર વદિ ૧૦ ના રોજ દાદરથી વિહાર.

#### દાદરથી પૂના

| ગામ | માઈલ | જૈનોનાં ઘર | જિનમંદિર | ઉપાશ્રય | ડાક બંગલો |
|---|---|---|---|---|---|
| માટુંગા | ૧ | ૫૦૦ | ૨ | છે | ૦ |
| શીવ | ૩ | ૧૦૦ | ૧ | છે | ૦ |
| કુર્લા | ૨ | ૪૦ | ૧ | છે | ૦ |
| ઘાટકોપર | ૫ | ૨૦૦ | ૧ | છે | ૦ |
| ભાંડુપ | ૫ | ૧૦૦ | ૧ | છે | ૦ |
| મુલુંડ | ૩ | ૧૦૦ | ૧ | છે | ૦ |
| થાણા | ૪ | ૫૦ | ૨ | છે | ૦ |
| કૌસા | ૫ | ૧ | ૦ | છે | ૦ |
| કસ્તુરભાઈનો બંગલો | ૫ | ૦ | ૦ | ૦ | છે |
| પનવેલ | ૫ | ૨૦ | ૧ | છે | ૦ |
| પોલીસ ચોકી | ૫ | ૦ | ૦ | મંદિર× | છે |
| ચોક | ૫ | ૧૫ | ૧ | છે | ૦ |
| ખાનપુર | ૫ | ૦ | ૦ | મંદિર | ૦ |
| ખાપોલી | ૫ | ૧૫ | ૧ | છે | ૦ |
| ખંડાલા | ૫ | ૧૦ | ૧ | છે | ૦ |
| લોણાવળા બંગલો | ૨ | ૦ | ૧ | ૦ | છે |
| લોણાવળા | ૧ | ૨૫ | ૧ | છે | ૦ |
| કાર્લા | ૬ | ૭ | ૦ | મંદિર | ૦ |
| ખડકલા | ૬ | ૧૦ | ગૃહમંદિર | ,, | ૦ |
| વડગામ | ૭ | ૧૫ | ૧ | ,, | ૦ |
| તલેગામ | ૫ | ૧ | ૧ | છે | ૦ |
| દેવુરોડ | ૬ | ૩૦ | ૧ | ૦ | છે |
| ચીંચવડ | ૫ | ૦ | ૦ | ૦ | છે |

× મંદિર એટલે અજૈનોનાં મંદિરમાં ઉતરવાની વ્યવસ્થા. જ્યાં ઉપાશ્રય હોય ત્યાં ઉપાશ્રયની જ નોંધ લીધી છે અને ડાક બંગલાની નોંધ લીધી નથી. છે એટલે ડાક બંગલો છે એમ સમજવું, તે સિવાય બીજી વસ્તુઓ છે, ત્યાં ત્યાં તેનાં નામો દર્શાવેલાં છે.

